अंक
१०२थी१०६

विविध ग्रन्थमाला

वर्ष ९ मुं.
संवत १९७६

# आगळ वधो.

अनुवादकः—

डाह्याभाई लक्ष्मणभाई पटेल.

प्रकाशकः—सस्तु साहित्य वर्धक कार्यालय.

સ્થળ—
મુંબાઈ, ૨

અને
અમદાવાદ.

विविध ग्रन्थमाला: अंक १०२ थी १०६: वर्ष ९ मुं-संवत १९७९.

# આગળ ધસો.

સુપ્રસિદ્ધ અમેરિકન લેખક ઓરીસન સ્વેટ માર્ડનના
"પુશિંગ ટુ ધ ફ્રંટ" ઉપરથી

અનુવાદક-ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.
લાખાપટેલની પોળ-અમદાવાદ.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ-અખંડાનંદ.
કાલબાદેવી-મુંબઇ.

પ્રથમાવૃત્તિ-પ્રત ૫૮૦૦—છપાઈ વિ. સં. ૧૯૭૬.

મૂલ્ય-વાર્ષિક ગ્રાહકો ૦॥, પાકું પૂઠું ૧)= પોસ્ટેજ માફ.
છુટક-૧) પાકું પૂઠું રૂ. ૧॥ પોસ્ટેજ જુદું.

# ખાસ સૂચનાઓ.

## ૧—આવતું પુસ્તક વી. પી. થી મોકલાશે.

વિવિધ ગ્રંથમાળાનું સંવત ૧૯૭૫ નું છેલ્લું પુસ્તક હવે મોકલવું બાકી રહ્યું, તે પણ ( ટુંકી વાર્તાઓ ભાગ ૫ મો) છપાઈ રહેવા આવ્યું છે તે મહિના માસમાં—શ્રાવણની આખર સુધીમાં—મોકલી અપાશે. પરંતુ આ પુસ્તક બુક પોસ્ટથી નહિ મોકલાતાં વી. પી. થી મોકલીને તેના દ્વારા સંવત ૧૯૭૬ નું લવાજમ—કે જે પૃષ્ટ ૧૫૦૦ ના રૂ બે ને બદલે અઢી અને પાકાં પૂંઠાં સાથે રૂ. સાડાત્રણ નક્કી કરવામાં આવ્યું છે તે—વસુલ કરાશે; માટે—

**નવા વર્ષથી જેમને ગ્રાહકમાં ન રહેવું હોય તેમજ જેમને ઠેકાણાની ફેરફારી અથવા બીજી કોઇ બાબત લખવાની હોય** તેમણે આ પુસ્તક મળ્યેથી પંદર દિવસ સુધીમાં તે લખી મોકલવા મહેરબાની કરવી કે જેથી ગ્રાહક નહિ રહેવા ઇચ્છનારપર ઉપલું પુસ્તક વી. પી. થી ન મોકલતાં બૂક પોસ્ટથીજ મોકલાય.

## ૨—વી. પી. પાછું વાળનાર ઉપલા પુસ્તકપરનો હક્ક ગુમાવશે.

ઉપલી સવેળાની વિનતિ ધ્યાનમાં ન લેતાં જેઓ એ વી. પી. પાછું વાળશે તેઓ વી. પી. પાછીના રદ ગએલા પોસ્ટેજ તેમજ શ્રમ તથા પુસ્તક ચુંથાઇને પાછું આવે છે તે બદલ ઉપર જણાવેલું પાંચ છ આનાની કિંમતનું પુસ્તક—કે જેના પૈસા ૧૯૭૫ ના લવાજમ ભેગા તેમણે આપી દીધેલા છે તેના—ઉપરનો પોતાનો હક્ક ગુમાવશે;

અર્થાત્ અત્યાર સુધી વી. પી. પાછાં વાળનારાઓની ગફલત અથવા બેકાળજીનું જે નુકસાન સંસ્થાને ભોગવવું પડતું તે હવેથી

તેમને પોતાનેજ—છેલ્લું પુસ્તક ગુમાવવાના રૂપમાં—ભોગવવું પડશે. માટે ઘરમાંની પોતાની ગેરહાજરી કે એવા બીજા કારણથી એ વી. પી. પાછું ન વળે તેમ કરવા પ્રત્યેક ગ્રાહકને વિનતિ છે.

**૩—ગફલત કે એવા કોઈ કારણસર વી. પી. પાછું વળ્યું હશે તો—**

જેમનો ઇરાદો ગ્રાહક તરીકે ચાલુ રહેવાનો હોવા છતાં ગફલત કે એવાજ કોઇ કારણસર વી. પી. પાછું વળ્યું હોય તેઓ તે મુજબ લખી જણાવીને લવાજમ ઉપરાંત પાછા વળેલા વી. પીં. ના પોસ્ટેજ વગેરે ખર્ચ બદલ ચાર આના મળીને જે રકમ થાય તે મનીઑર્ડરથી મોકલી આપશે અથવા તો તેટલી રકમનું વી. પી. ફરીથી મોકલવાની માગણી કરશે તો તેઓ ગ્રાહક તરીકે ચાલુ રહી શકશે.

## ૪—સં. ૧૯૭૬ નું લવાજમ.

આજથી વરસેક દિવસ પહેલાં ઠરાવેલું તે સમય કરતાં પણ અત્યારે કાગળ તથા છપામણીનો ખર્ચ સાઠથી સિત્તેર ટકા વધી ગયેલો હોઇને, લડાઇ પૂર્વના સમય કરતાં એકંદર મોઘારત કાગળોની બાબતમાં સાડાચારગણી અને બીજી બાબતોમાં બે થી ત્રણગણી વધેલી હોવાથી; તેમજ વર્તમાન પત્રો વગેરેની પેઠે જાહેરખબરોની અને તેના મોઘારતને લીધે લેવાતા બમણા ભાવોની આવક આ બાબતમાં નહિ હોવાથી 'વિવિધ ગ્રંથમાળા'નું મૂલ્ય પણ લડાઇ પૂર્વના સમય કરતાં ત્રણેક ગણું વધી પડે ત્યાં સુધી તો સ્વાભાવિકજ ગણાય. કરકસર વગેરેના જે ધોરણથી આ સંસ્થાનું કાર્ય ચાલતું આવ્યું છે તેવા ચુસ્તમાં ચુસ્ત ધોરણે ગણતાં પણ આ માળાનું લવાજમ પ્રથમ કરતાં બેવડું એટલે કે ૧૫૦૦ પૃષ્ટના ત્રણ રૂપીઆ તો અવશ્યજ રાખવું પડે; પરંતુ કેટલાક ગ્રાહકોને માટે એકદમ તેટલો વધારો વસમો થઈ પડે એમ સમજીને ૧૯૭૬ માટે તો તે ઉપર જણાવ્યું તેમ અઢી અને સાડાત્રણજ રખાયું છે.

ગયે વર્ષે એક સદ્‌ગૃહસ્થે સ્વતઃ ઇચ્છાથી બારસોની રકમ મોક-

લવા ઉપરથી બાકીની ખોટ માટે અપીલ કરીને તે વર્ષનું લવાજમ બે રૂપીઆ ઠરાવાયલું; પરંતુ તે અપીલનું સ્વલ્પ જેવુંજ પરિણામ આવેલું હોવાથી તથા એવી મુખ્ય રકમો દરવખતે આવી પડે એટલું વાંચકોનું પુણ્યબળ નહિ હોવાથી આ પ્રસંગે તો ખોટનો વધારાનો બધો બોજો ખુદ સંસ્થાનેજ શિર આવશે.

## ૫—સંવત ૧૯૭૬ માટેનાં પુસ્તકો.

સ્વામી વિવેકાનંદના સદુપદેશ ભાગ ૬–૭ છપાઇ તૈયાર થવાથી તે પણ ઉપલા વી. પી. ના ભેગુંજ મોકલાશે અને તે પછી બીજાં નીચલાં પૈકી બનશે તે તે નીકળશે તથા વધુ પસંદગી જારી રહી તેમાંથી પણ કહાડવાની છુટ રહેશે.

ધર્મ તત્વ, ભાગ્યના સૃષ્ટાઓ, સાધના, સામાજિક વાર્તાઓ, સત્ય નિબંધાવલિ, દાસત્વનાં દુઃખ, બોધપ્રદ દ્રષ્ટાંતમાળા, અખાની વાણી ભાગ ૨ જો, ઉપનિષદ્‌નો આદેશ, અર્વાચીન શાસ્ત્રો, આરોગ્ય લેખાવલિ, દેશદર્શન, આર્યોનાં પર્વ, માબાપની ફરજ, ટોલ્સટોયની વાર્તાઓ, સુખીજીવન.

## ૬–લાઇબ્રેરીઓને સૂચના.

લાઇબ્રેરીઓને અન્ય ગ્રાહકોની પેઠે વી. પી. સ્વીકારી લેવાનું નહિ ફાવતું હોવાથી તેમના તરફથી દરવર્ષે લવાજમ મનીઑર્ડરથી આવે અથવા તો વી. પી. મોકલવાની માગણી આવે ત્યારેજ પુસ્તકો મોકલવાનું શરૂ કરી શકાય છે.

## ૭—આફ્રિકા ઈ. દેશાવરના ગ્રાહકો.

આફ્રીકા ઈ. દેશાવરના ગ્રાહકોએ આ પુસ્તક મળતાંજ સંવત ૧૯૭૬ ના વર્ષનું લવાજમ વધારાના પોસ્ટેજ સાથે રૂા. ત્રણ અને પાકા પૂઠા માટે રૂા. ચાર **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય મુ. અમદાવાદ** Ahmedabad (India) એ સરનામે મોકલી આપવા તસ્દી લેવી. જેથી તેમના પર પુસ્તકો મોકલવામાં ઢીલ ન થાય. જેઓ લેગા-

એણું સં. ૧૯૭૭ નું લવાજમ પણ મોકલવા ઇચ્છે, તેમણે તે ૧૯૭૬ ના જેટલુંજ ન મોકલતાં આઠ આના વધુ મોકલવા. કેમકે એ વર્ષે એટલો વધારો લવાજમમાં કરવોજ પડશે.

પાઉંડ શિલિંગમાં મોકલાતું નાણું હાલ અહીં શીલીંગ દીઠ માત્ર ૭ જ આના મળતું હોવાથી તેમજ તેમાં પણ વખતો વખત ફેરફાર થયા કરતો હોવાથી મોકલનારે તેનો હિસાબ ગણીને તેમજ કાંઇ ફેરફાર થયો હોય તો તે વિષે ત્યાંની પોસ્ટમાં ચોકસી કરીને તે હિસાબેજ નાણું મોકલવું.

આફ્રીકા વગેરેના કોઇ કોઈ સજ્જનો બહારનાં પુસ્તકો મંગાવવા સારૂ પણ આ સંસ્થા ઉપરજ પૈસા મોકલી આપે છે; પરંતુ આ સંસ્થાથી બહારનાં પુસ્તકોનું કામ થઇ શકતું નહિ હોવાથી એ પ્રમાણે કોઇએ કરવું નહિ.

## ૮—ટપાલમાં ગેરવલ્લે જતાં પુસ્તકોની જવાબદારી.

હિંદુસ્થાન અથવા દેશાવરનાં જે ગ્રાહકો અને લાયબ્રેરીઓ ઉપલી જવાબદારી આ સંસ્થા ઉપર રાખવા માગતાં હોય તેમણે વધારાના રજીસ્ટર ઇ. ખર્ચ બદલ દશઆનાની રકમ લવાજમ ઉપરાંત વધુ મોકલવી જોઇએ. તેમ કર્યા સિવાય, ગેરવલ્લે ગયેલા પુસ્તકની રવાનગીની તારીખ લખી મોકલવા તથા પોસ્ટ ખાતાપર અરજી મોકલવા સિવાય વધુ કંઇજ વ્યવસ્થાપકથી બની શકશે નહિ.

## ૯—બાલોપયોગી પુસ્તકોની મંજુરી.

સદ્‌ગુણી બાળકો તથા બાળસદ્‌બોધ આ બે પુસ્તકો મુંબાઇ સરકારના તેમજ વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયાં છે અને બાળકોની વાતો એ પુસ્તક વડોદરાના કેળવણી ખાતા તરફથી ઇનામ લાઇબ્રેરી માટે મંજુર થયું છે.

---

# પ્રકાશકનું નિવેદન.

'વિવિધ ગ્રંથમાળા'નું આ ૧૦૨ થી ૧૦૬ મું પુસ્તક "ઓરીસન સ્વેટ માર્ડન" ના "પુશિંગ ટુ ધ ફ્રંટ" નો અનુવાદ છે.

માનવ ચારિત્ર્યની ખીલવણી માટેના આ લેખકના મહત્વના ગ્રંથો તરફ આઠ દશ વર્ષ પર ધ્યાન ખેંચાઇને તે ગુજરાતીમાં ઉતારવા વિચાર થયો ત્યારથી તેના અનુવાદોની તજવીજ શરૂ થઇ હતી. એમાંના "આર્કિટેક્ટ ઑફ ફેઇટ્" અને બીજા એક ગ્રંથનો અનુવાદ પાંચેક વર્ષ અગાઉનો તૈયાર થઇ ચૂક્યો છે. એ પછી શ્રીયુત ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલ તરફથી "પુશિંગ ટુ ધ ફ્રન્ટ" માટે ઉત્સાહ પૂર્વક તત્પરતા દર્શાવાયાથી તેમની સાથે તેના અનુવાદની ગોઠવણ કરાઇ અને પ્રથમ તેજ પુસ્તક છપાવવાનું ઠર્યું.

ત્રણેક વર્ષથી આ પુસ્તક પ્રેસમાં અપાયા છતાં અનેક કારણોથી બીજા કોઇપણ પુસ્તક કરતાં એમાં વધુ ઢીલ થઇ. લડાઇના વખતની અગવડને લીધે આ પુસ્તક માટે કાગળો પણ ચારેક વર્ષ પર ૨૫ જાતનાજ લેવા પડયા હતા.

આ પુસ્તક પ્રેસમાં આપવા અગાઉ તેને કાળજીથી વાંચી ઠીકઠાક કરવાની જરૂર સંપાદકને ન પડતાં તેનાં પ્રુફ જોવાનું કાર્યપણ તેના અનુવાદક ભાઇ ડાહ્યાભાઈએજ બનતી કાળજીથી બજાવ્યું છે જેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

આવાં ઉપયોગી પુસ્તકોની છૂટક માગણી પણ પુષ્કળ થતી હોવાથી અને આવા સમયમાં ફરીથી છપાવવાનું કામ બહુજ ઢીલનું અને મોંઘું હોવાથી ૧૯૭૫ ના વર્ષનાં બીજાં પુસ્તકોની પેઠે આ પુસ્તકની પણ હજારેક પ્રત સવેળાથીજ વધુ છપાવી છે.

જણાવવાની જરૂર નથી કે 'વિવિધ ગ્રંથમાળા'નાં પુસ્તકો છુટાં વેચવા માટે તેની જે વધુ કિંમત રખાય છે તે હાલના ખરચોના પ્રમાણમાં તો માત્ર લાગત પૂરતીજ છે; અને વાર્ષિક ગ્રાહકોને કિફાયત પડે છે તે હાલના ખોટના ધોરણને લીધેજ છે.

આ તેમજ '**સુબોધક નીતિકથા**' બન્ને પુસ્તકો સાથે તૈયાર થવાથી ગ્રાહકોપર તે ભેગાંજ રવાના કરાશે.

હવે સંવત ૧૯૭૫ ના વર્ષ પૈકી ત્રણસોક પાનનું એક પુસ્તક બાકી રહે છે, તે પણ ( **ટુંકી વાર્તાઓ ભાગ ૫** ) છપાઈ રહેવા આવેલું હોવાથી બનતાં સુધી મહિના માસમાંજ રવાના થશે; પરંતુ તે બુકપોસ્ટથી નહિ મોકલતાં વી. પી. થીજ મોકલીને ૧૯૭૬ ના વર્ષનું લવાજમ મંગાવી લેવાશે. આ નિયમનું સૂચન ૧૯૭૪ ના છેલ્લા પુસ્તકમાં અપાઇ ચૂકેલું હોઇ તે વિષેની વધુ હકીકત તથા બીજી કેટલીક માહિતી આની અગાઉનાં પૃષ્ટોમાં અપાઇ છે; તે તરફ પ્રત્યેક વાંચક બંધુનું ખાસ લક્ષ ખેંચવામાં આવે છે.

જેમનું ઠેકાણું બદલાયું હોય અથવા જેઓ હવેના વર્ષથી ગ્રાહકમાં ન રહેવા માગતા હોય તેમને આ સ્થળે પણ ખાસ વિનતિ કરવાની કે આ પુસ્તક મળતાં તુરતજ તે બાબત તેમણે લખી મોકલવી કે જેથી વી. પી. પાછું ફરીને તેમને છેલ્લું પુસ્તક મળતું અટકે નહિ અને તે તેમને વી. પી. ને બદલે બુકપોસ્ટથીજ મોકલવા બને.

**સુબોધક નીતિ કથા**—આ પુસ્તકના ૨૦૮ મા પૃષ્ઠની ૧૬ મા લીટીમાં "કારણ આ પુસ્તકને મુખ્યત્વે" પછી નીચલા શબ્દો રહી ગયા છે તે ઉમેરી લેવા કે,—"શાળોપયોગી રાખવાની નેમ હોવાથી, તેમાં તેવી કથાઓ કદાચ આવકારદાયક ગણાય નહિ. મુખ્યત્વે"

વૈશાખી પૂર્ણિમા સં. ૧૯૭૫. **ભિક્ષુ—અખંડાનંદ.**

---

# પ્રસ્તાવના.

" Pushing to the Front "-પુશિંગ ટુ ધ ફ્રન્ટ-આ પુસ્તક જોતાંજ મને ઘણું ગમ્યું હતું અને તેનો ગુર્જર પ્રજાને લાભ મળે તે માટે તેનો અનુવાદ કરવાને મને ઇચ્છા થઇ હતી.

અમેરિકાનું આ એક મહાન્ પુસ્તક છે. પહેલેજ વર્ષે તેની દશ આવૃત્તિ પ્રકટ થઈ હતી અને અત્યાર સુધીમાં તેની ૧૦૦ કરતાં વધારે આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે. જગત્‌ની અનેક ભાષાઓમાં તેનું ભાષાંતર થયેલું છે. જાપાનમાં, ઇટલિમાં અને અન્ય અનેક દેશોની શાળાઓમાં ટેક્સ્ટ બુક તરીકે તે દાખલ કરવામાં આવ્યું છે.

મર્હુમ મિ. ગ્લૅડસ્ટન, મહારાણી વિકટોરિયા, યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસીડંટ, ઘણા રાજા મહારાજા અને નામાંકિત નરનારીઓએ તેનાં મુક્ત કંઠે વાજબી વખાણ કર્યાં છે.

આ પુસ્તકના વાચનથી હજારો વાચકોના જીવનમાં આગળ વધવાની, આગળ આવવાની આકાંક્ષા ઉત્પન્ન થઈ છે, પોતાના લક્ષ્ય અને હેતુ બદલી કાઢી, પોતાને લાયક અને ઉત્કર્ષક માર્ગ ઉપર મનુષ્યો આવ્યાં છે. જીંદગીમાં ધારેલી ફતેહ મેળવવા જેટલું બળ પોતાનામાં છે એવો તેમનામાં વિશ્વાસ આવ્યો છે અને અશકય જણાતી વસ્તુઓને પણ તેઓએ શકય બનાવી છે.

આ પુસ્તકના વાચનથી અભ્યાસમાં નિષ્ફળતા પામેલા, નિરાશ બની ગયેલા, શાળા અગર પાઠશાળા છોડી બેઠેલા, ફરી શાળા અગર

પાઠશાળામાં દાખલ થઇ અગર અભ્યાસ ચાલુ કરી ફતેહ પામ્યા છે, નિરાશ થઇ મૂકી દીધેલા ધંધા, ઉદ્યોગ, કામકાજ લોકોએ નવીન આશા અને આકાંક્ષા સાથે ફરી હાથમાં લઇ તેમાં ફતેહ મેળવી છે.

આ પુસ્તકે **નિરાશને આશામય, નિર્બળને બળવાન**, બ્હીકણને **બહાદૂર** અને **મુડદાલને મર્દ** બનાવ્યા છે.

દરેક માણસમાં નહિ માલમ પડેલાં ઘણાં ગુપ્ત બળ છે—**ભૂતકાળનું** ચિન્તવન કરી અગર **ભવિષ્યનાં** સ્વપ્ન આણી માણસે બેસી ન રહેવું જોઈએ, **વર્તમાન** ઉપરથી તેણે પોતાનો કાર્યક્રમ રચવો જોઈએ, દરેક કામને, દરેક પ્રસંગને મહાન્ બનાવવાને તેણે પ્રયત્ન કરવો જોઇએ, તક ખોળવાને બદલે તેણે તક ઉત્પન્ન કરવી જોઇએ, પરિસ્થિતિથી અગર ભૂલથી તે પ્રતિકૂળ જગાએ મૂકાયો હોય તો તેમાંથી બહાર નીકળી તેણે પોતાની ખરી જગાએ મૂકાવું જોઇએ, યુનાઇટેડ સ્ટેટ્સ જેવા પ્રદેશોમાં ખેડુતો અને મોચીના છોકરા રાજ્યનું ઉચ્ચમાં ઉચ્ચ પદ—પ્રેસિડંટની જગા પણ મેળવી શક્યા છે તો જે માણસ કાંઇક શીખેલો છે અને જેનામાં ચારિત્ર્યનું બળ છે તેને માટે કાંઈ પણ અશક્ય નથી, માણસ પૈસાથી મહાન બની શકતો નથી, એક વૉશિંગ્ટનના ચારિત્ર્ય આગળ ધનવાનના કરોડ પણ ક્ષુદ્ર જણાય છે—પૈસા કરતાં કોઈ મોટી ચીજ છે, કીર્તિ કરતાં વધારે ભવ્ય કોઇ વસ્તુ છે, **ચારિત્ર્ય એજ ફતેહ** છે, બીજી કોઇપણ ચીજ ફતેહ નથી—એ બતાવવાનો આ પુસ્તકનો હેતુ છે.

સ્માઇલ્સિનાં **કર્તવ્ય, સદ્વર્તન** આદિ પુસ્તકના ધાટનું આ પુસ્તક છે પણ તેના કર્તા **માર્ડન, અમેરિકન**, નવીન દુનિયાના નાગરિક છે અને તે રીતે આ પુસ્તકમાં પ્રકાશમાન્, બળવાન, ઉદ્ધારક, ઉત્કર્ષક, ઉભરાતુ નવજીવન છે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે આ પુસ્તક ગુર્જ્જર વાચક વર્ગ આગળ મૂક્યું તેને માટે શ્રી ભિક્ષુ–અખંડાનંદનો હું ઉપકાર માનું છું.

મને પોતાને પણ ખાતરી છે કે આ પુસ્તક સૂતેલાઓને જાગ્રત, પડેલાઓને બેઠા, ઉભા, ટટાર, નિરાશને આશાવન્ત, આળસુને ઉદ્યમી, અદ્રઢને દ્રઢ, નિર્બળને બળવાન્, બ્હીકણ અને ભયભીતને બહાદૂર, નિર્ભય અને મર્દ તથા કર્તવ્યથી વિમુખ થયેલાને કર્તવ્યપરાયણ કરશે.

અમદાવાદ,
લાખાપટેલની પોળ,
વિ. સં. ૧૯૭૯. વસન્ત.

ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.



# અનુક્રમણિકા.





**મહત્વની સૂચના.** આ પુસ્તકના ૫૬૧ મા પૃષ્ઠની ફૂટનોટ નીચે મુજબ વાંચવી:-

અંતઃકરણ: Conscience from Con-with and scio-I know; Literally what we know with God.

# આગળ ધસો.

## પ્રકરણ ૧ લું.

### માણસ અને તેને મળતી તક.

"એવું કોઇ પણ માણસ જગતમાં જન્મ પામતું નથી જેને માટે કાંઈ પણ કામ નિર્માણ ન થયું હોય." **લૉવેલ.**

"સંશોધનનો વિશાળ સમુદ્ર આપણી આજુબાજુ આવી રહ્યો છે. જેમ વધારે શોધ કરવામાં આવે છે તેમ તેમાંથી વિશેષ નવીનતા મળી આવે છે. આ સમુદ્રમાં સંશોધન કરવા નીકળી પડવા કોઈ બાદશાહી પરવાનગીની જરૂર પડતી નથી." **એડવર્ડ એવરેટ.**

"કોઇ પણ માણસ જ્યાં સુધી કોઈ વસ્તુ માટે પરિશ્રમ ન ઉઠાવે ત્યાં સૂધી તે વસ્તુ તેની મેળે તેની આગળ આવી પડતી નથી." **ગારફિલ્ડ.**

"નવીન અને અસાધારણ જમાનામાં આપણે નિવાસ કરીએ છીએ. તકનું બીજું નામ અમેરિકા છે; ત્યાં, જ્યાં ત્યાં, આગળ વધવાની તકો જોઇએ તેટલી મળે છે. આપણો ઇતિહાસ, માનવજાતિના કલ્યાણ માટે પ્રભુનો છેલ્લામાં છેલ્લો પ્રયાસ હોય એમ જણાય છે." **એમર્સન.**

"તક તકાસવાની સાવધાનતા, તક પકડી લેવાની કુશળતા અને હિમ્મત, વધારેમાં વધારે ફળ મેળવવા જેટલે દરજ્જે તકનો ઉપયોગ કરવાનું બળ અને આગ્રહ—આ એવા મર્દાની ગુણો છે કે જેવડે વિજય મળ્યા વગર રહેજ નહિ." **ઑસ્ટીન ફેલ્પ્સ.**

"કાંતો હું રસ્તો શોધી કાઢીશ અગર રસ્તો કરીશ. આગળ ન થઇ શકયું હોય એવું અને ફરી ન થઇ શકે એવું હિત કરવાની તક ન મળતી હોય તેવો ભાગ્યેજ કોઈ દિવસ પસાર થાય છે." **ડબલ્યુ. એચ. બાર્લે.**

---

**"કામ કરવાની તમારી મરજી છે? એમ હોય તો આજ ક્ષણનો ઉપયોગ કરો. તમે જે કાંઈ કરી શકો, અગર જે કાંઈ કરવાનો તમને જરાપણ ખ્યાલ હોય તેનો પ્રારંભ કરો."**

---

નાઇલના યુદ્ધ માટે સંભાળ ભરી રીતે કરેલી તદબીર લૉર્ડ નેલ્સને કેપ્ટન બેરીને સંભળાવી ત્યારે કેપ્ટને કહ્યું "જો આપણે ફતેહ પામીશું તો જગત્ શું કહેશે?"

નેલ્સને ઉત્તર આપ્યો, "આમાં "જો" ની વાત નથી. આપણે ફતેહ પામીશું એ વાત તો નક્કી છે. ફતેહની વાત કરવાને કોણ જીવતો રહેશે એ જૂદો પ્રશ્ન છે." પછી કાઉન્સીલમાંથી પોતપોતાના વહાણ ઉપર જવાને તેના સઘળા કેપ્ટન ઉઠયા ત્યારે તેણે કહ્યું કે "કાલે આ વખત પહેલાં મને કાંતો ઉમરાવ પદ મળે છે અગર તો વેસ્ટમિન્સ્ટર એબિ* મળે છે." અન્યને જ્યાં માત્ર પરાજયજ સંભવિત લાગતો હતો ત્યાં તેની તીક્ષ્ણ દૃષ્ટિ અને બહાદૂર હૃદયને કીર્તિમાન્ વિજયનોજ પ્રસંગ જણાતો હતો.

સેંટ બર્નાર્ડનો વિકટ, ભયંકર ઘાટ તપાસવાને માટે મોકલેલા એન્જીનિયરોને નેપોલિયને પૂછ્યું કે "એ માર્ગ ઓળંગીને જવાય એવું છે કે?" આ પ્રશ્નનો ઢીલો જવાબ મળ્યો કે "કદાચ જવાય, તેમ બનવું સંભવિત છે." નેપોલિયને કહ્યું "ત્યારે આગળ ધસો." દેખાતી રીતે, અનિવાર્ય, તેવી મુશ્કેલીઓની તેમની વાતો તેણે ગણકારી નહિ. જ્યાં કોઇ દિવસ પૈડું ફર્યું નહોતું અને ફરવાનો સંભવ

---

* ઇંગ્લાંડના પ્રસિદ્ધ જનોને દાટવાની જગા.

નહોતો ત્યાં ભારે તોપખાનું, તોપના હજારો મણ ગોળા અને લડાઇના બીજા જબરદસ્ત અસબાબ સાથે સાઠ હજાર માણસનું લશ્કર આલ્પ્સ ઓળંગી જાય એ વિચારની ઇંગ્લાંડ અને ઑસ્ટ્રિયા થેકડી કરવા લાગ્યાં; પણ ઘેરાયલો મેસેના અને તેનું લશ્કર જીનોઆમાં ભૂખે મરતાં હતાં. ફતેહમંદ ઑસ્ટ્રિયનો નાઇસના દરવાજા ઉપર તોપની ગર્જના ચલાવી રહ્યા હતા. જોખમના, ભયના સમયમાં પોતાના મિત્રોને તજી દે, તેમનો દ્રોહ કરે એવો નેપોલિયન નહોતો.

સૈનિકો અને તેમની સામગ્રીની તેણે સંભાળપૂર્વક તપાસ લીધી. ઘસાયલાં બૂટ, ફાટેલો કોટ, નુકશાન પામેલી બંદૂક, તેણે દુરસ્ત કરાવી અગર તેને બદલે બીજી આપી અને પોતાના સરદારના શૌર્યથી, જુસ્સાથી પ્રોત્સાહિત થયેલી ટૂકડીઓ ઘસારાબંધ ચાલવા માંડી.

ઉંચી ઉંચી ભેખડોવાળા ઢોળાવો ઉપર ધુમ્મસમાં પ્રકાશમાન્ શસ્ત્રયુક્ત સૈનિકોની પરાક્રમી ટોળીઓ પડછાયાની માફક જણાતી હતી. તેમની નીચે, પગ આગળથી ગરૂડપક્ષી ચીસ નાંખતાં સુસવાટ સહિત પસાર થઇ જતાં હતાં. પર્વત ઉપરનાં બકરાં આ અપરિચિત દેખાવથી ભય પામી કૂદકો મારી ન્હાસતાં હતાં અને આ એકાંતમાં એકદમ થઇ ગયેલી વસ્તી—આ લશ્કરી વ્યૂહ—જોવાને એકાદ ટેકરી ઉપર તે થોભી જતાં હતાં. કોઇ ખાસ મુશ્કેલીવાળી જગાએ લશ્કર આવી પહોંચતું ત્યારે આગળ વધવા માટે બ્યુગલનો અવાજ થતો અને તેનો પ્રતિધ્વનિ અલૌકિક આન્દોલન સહિત પત્થર અને બરફના એક શિખરથી બીજે શિખર પ્રસરી જતો. દરેક ગોઠવણ એવી સંભાળથી કરવામાં આવી હતી અને નેપોલિયનનો તેના લશ્કર ઉપર એટલો બધો પ્રભાવ હતો કે એકપણ સૈનિક લશ્કર છોડી જતો નહિ. માર્ગમાં ગમે તેવી ભારે મુશ્કેલી

આવતી તો તે કોઇ પણ જોખમે દૂર કરવાની ગોઠવણ કરવામાં આવતી હતી. ૨૦ માઇલ સૂધી લંબાયલી લશ્કરની આ હાર ગુંચવાડામાં પડી ન જાય તે માટે અનેક રીતે સાવધાનતા રાખવામાં આવતી હતી. ચાર દિવસમાં લશ્કર ઈટલિના મેદાન ઉપર કૂચ કરતું જણાયું.

જ્યારે આ અશક્ય કાર્ય પણ કરવામાં આવ્યું ત્યારે, બીજાઓને એમ માલમ પડયું કે પહેલાં પણ આ કાર્ય થઇ શકત. ઘણાએ સરદારો પાસે જરૂરી સાધન, ઓજાર, અને સંકટ સહન કરે તેવા બળવાન્ સૈનિક હતા પણ નેપોલિયન બોનાપાર્ટનું પરાક્રમ, તેની દૃઢતા, તેનો નિશ્ચય, તેમનામાં નહોતાં. મુશ્કેલીઓ વિકટ છે, દૂર નહિ થઇ શકે તેવી છે એમ કહી તેની સામે થવાના સંબંધમાં બીજા જ્યારે કેટલાંક બહાનાં કાઢતા ત્યારે ગમે તેવી મોટી પણ માત્ર મુશ્કેલીઓથી તે પાછો હઠી જતો નહિ. પોતાની જરૂરીયાતને અનુસરી યોગ્ય તક તે સાધતો અને વિજય મેળવતો.

ન્યુઑર્લિયન્સ આગળ ઘોડેથી પડયાને ગ્રૅન્ટને થોડોજ વખત થયો હતો. એવામાં ચટનુગા આગળના લશ્કરની સરદારી લેવાનો હુકમ તેને મળ્યો. ચટનુગાની આગળ પાછળ કોન્ફિડરેટ પક્ષનો એવો સખ્ત ઘેરો હતો કે તે થોડા દિવસમાંજ શરણે જાય એવો સંભવ હતો. રાત્રે દુશ્મનની છાવણીની તાપણીઓથી આજુબાજુની ટેકરીઓ ઝળહળી રહી હતી. અસબાબ લઈ જવા લાવવાનો વ્યવહાર તોડી નાંખવામાં આવ્યો હતો. જનરલ ગ્રૅન્ટને દરદ ઘણું થયું હતું છતાં લડાઇની નવી જગા ઉપર પોતાને લઇ જવાને તેણે હુકમ કર્યો.

મિસીસિપી, ઓહિયો અને તેની એક શાખા ઉપર વહાણોમાં, જંગલમાં માઇલના માઇલ ઘોડા ઉપરની ડોળીમાં અને છેવટે શહેરમાં ચાર માણસની ખાંધ ઉપર તેને ચટનુગા લઇ જવામાં

આવ્યો. એકદમ વસ્તુસ્થિતિ બદલાઈ ગઇ. સ્થિતિને સમાન રીતે પહોંચી વળે તેવો નિપુણ નર આવી પહોંચ્યો. તેના બળની અસર લશ્કરને થઇ. તે ઘોડા ઉપર ચઢી શકે તે પહેલાં તો તેણે લશ્કરને આગળ ધસવા હુકમ છોડયો. ઊંચે ઊંચ જમીન માટે દુશ્મનો લડ્યા છતાં થોડા વખતમાં આજુબાજુની ટેકરીઓ યુનિયનના સૈનિકોએ લીધી. આ કાંઇ નશીબની વાત નહોતી. આ કાંઇ પ્રારબ્ધનું પરિણામ નહોતું. ઘવાયલા સરદાર ગ્રૅન્ટની અડગ સંકલ્પશક્તિનું અવશ્ય આવવું જોઇએ તેવું તે પરિણામ હતું.

ટાઇબર નદી ઉપરના પૂલનો નાશ કરવામાં આવ્યો ત્યાં સુધી હૉરેશિયસ અને તેના બે મિત્રોએ ૯૦૦૦૦ ટસ્કનોને ખાળી રાખ્યા, થર્મોપીલિ આગળ લિયોનિડાસે ઝર્કિસના મહાન્ ધસારાને અટકાવ્યો, ગ્રીસના કિનારા આગળ જ્યારે થેમિસ્ટોક્લિસે સ્પૅનિશ નૌકા સૈન્યનો સંહાર કર્યો, પોતાના લશ્કરને મુશ્કેલીમાં જોઇ સીઝરે જ્યારે ભાલો અને ઢાલ લીધાં, પોતાના માણસોની પુનઃ રચના કરવાની સાથે ને સાથે તે લડતો ગયો અને પરાજયનું રૂપ ફેરવી નાંખી તેણે વિજય મેળવ્યો, જ્યારે વિન્કલરીડે પોતાની છાતી ઉપર ઑસ્ટ્રિયન ભાલા ઝીલી લઇને પણ પોતાના મિત્રો માટે સ્વતંત્રતાનો માર્ગ કરી આપ્યો, પોતાના દૂરના તંબુ પાસે ભટકતા હૉરેશિયો-ગેટને જે લડાઇમાં જીત મેળવવાનો શક હતો તેજ લડાઇમાં સારાટોગા આગળ બેનિડિકટ આર્નોલ્ડે ભારે હિમ્મત અને બહાદૂરીથી વિજય મેળવ્યો, જે લડાઇમાં પોતે હાજર હોય એવી કોઇ પણ લડાઇમાં નેપોલિયને જ્યારે કેટલાંએ વર્ષ સૂધી એક પણ હાર ખાધી નહિ, એક પણ યુદ્ધમાં પરાભવ પામ્યા વગર અનેક દેશોમાં જ્યારે વેલિંગટન લડી રહ્યો હતો, જ્યારે સેંકડો રણક્ષેત્ર ઉપર દેખીતી પરાજયની સ્થિતિને ઉજ્જવલ વિજયની સ્થિતિમાં તે આણી

રહ્યો હતો, જ્યારે ઘાયલ થયેલા લૉરેન્સને છોડી પેરી નાયગરા તરફ ગયો અને બ્રિટિશ તોપ બંધ કરી દીધી, જ્યારે યુનિયનિસ્ટો પાછા હઠી જઇ હાર પામવાની સ્થિતિમાં આવી ગયા અને શેરીડન વિન્ચેસ્ટરથી આવી પહોંચ્યો તથા હરોળપર ફરી લડાઇનું સ્વરૂપ ફેરવી નાંખ્યું, દુશ્મનનું ભારે દબાણ છતાં કિલ્લાને ટકાવી રાખવા શેરમેને પોતાના માણસોને સિગ્નલ આપી અને પોતાનો અગ્રેસર આવી પહોંચ્યો છે જાણી કિલ્લો તેમણે ટકાવી રાખ્યો ત્યારે—આ સઘળી વસ્તુસ્થિતિ એમને એમ આવી ઉભી રહી હતી ?

ઓછી સંકલ્પ-શક્તિવાળાને જે કાંઇ અશકય લાગે તે શકય બનાવવા જે માણસોએ યોગ્ય અવસર સાધી કામ કર્યું હોય તેવાં માણસોનાં અનેક દૃષ્ટાન્ત ઇતિહાસમાં છે.

એ ખરી વાત છે કે નેપોલિયન તો એકજ થઈ ગયો છે; પરંતુ બીજી બાજુ તપાસીએ તો અમેરિકન યુવાનોની પ્રગતિમાં જે આલ્પ્સ સાધારણ રીતે વિક્ષેપ રૂપે આવી રહે છે તે નેપોલિયને ઓળંગેલા આલ્પ્સનાં શિખર જેટલા ઉંચા તેમ ભયંકર હોતા નથી.

અસાધારણ પ્રસંગ આવે ત્યાં સુધી બેસી રહેવું એ યોગ્ય નથી. સાધારણ પ્રસંગોનો પણ લાભ લેવો અને સાધારણ પ્રસંગને પણ મહાન્ બનાવવો.

ઇ. સ. ૧૮૩૮ ના સપ્ટેમ્બર માસની ૬ ઠ્ઠી તારીખના પ્રભાતે ઈંગ્લાંડ અને સ્કોટલાંડ વચ્ચેની લૉંગ્સ્ટન દીવાદાંડી ઉપરની એક યુવતી, પવન અને મોજાંના અવાજમાંથી પણ બહાર પડી આવતી દુ:ખની કીકીયારીઓ અને ચીસોથી જાગી ઉઠી.

સમુદ્રનું તોફાન અસાધારણ હતું, અત્યંત ભયંકર હતું. તેનાં માતપિતા આ ચીસો સાંભળી શકયાં નહોતાં. ભાગી ગયેલું એક વહાણ જેનો આગલો ભાગ અર્ધો માઇલ ઉપર ખડકો ઉપર

લટકતો હતો તેના ડુમકલાસને નવ માણુસ વળગી રહ્યાં હતાં. આ યુવતીના પિતા—દીવાદાંડીના રખેવાળ વિલિયમ ડાર્લિંગે કહ્યું "આપણાથી આમાં કાંઇ બને તેવું નથી." આંખમાં આંસુ સહિત તે યુવતીએ પોતાનાં માબાપને કાલાવાલા કરી કહ્યું "આપણે તેમને બચાવવાં જોઇએ." આખરે તેના પિતાએ કહ્યું "વારૂ, ગ્રેસ, તું કહે છે તે પ્રમાણે હું કરીશ પણ હું તારા વિચારને મળતો આવતો નથી, વંટોળીયામાં ઉડતા પીછાની માફક, તોફાની દરિયા ઉપર પોતાની નાની હોડી તેણે ફેંકી. મહાન્, ઉન્મત્ત તોફાનમાં તેનું મગજ ફરતું હોય એમ ગ્રેસને જણાવા લાગ્યું. વિશાલ, નિષ્ઠુર મોજાં ઉપરના પવન ઉપરથી આવતી, સંકટમાં આવી પડેલા ખલાસીઓની ચીસોથી, તેની કોમળ, નિર્બળ નસો પોલાદનાં દોરડાં જેવી મજબૂત થતી જતી હતી. અત્યાર સૂધી નહિ જણાયલું બળ ગમે ત્યાંથી તેનામાં આવ્યું અને તે વીરબાળા તેના પિતાની સાથે ને સાથે હલેસાં મારવા લાગી. આખરે તેઓ તે જગાપર આવ્યાં અને નવે જણને હોડી ઉપર લઇ લીધાં. ઇંગ્લાંડના અનેક રાજકર્તાઓના પરાક્રમથી ઇંગ્લાંડની કીર્તિમાં જે વધારો થયો નથી તે આ છોકરીના અલૌકિક પરાક્રમથી થયો છે. બચેલાઓમાંનો એક તો બિચારો આશ્ચર્ય સાથે તેની સામે ને સામે જોઇ રહ્યો હતો. તે બોલ્યો, "બ્હેન, પ્રભુ તને સુખી રાખે, તું ખરેખર એક બહાદૂર છોકરી છે."

૧૮૫૪ માં એક કૅટ—બોટ ન્યુપોર્ટ આર. આઇની લાઇમર્રોક દીવાદાંડી આગળ ઉંધી પડી. ઉછળી રહેલા સમુદ્રમાં ચાર જુવાનો તરફડિયાં મારવા લાગ્યા. દીવાદાંડીનો રક્ષક મકાનપર હતો નહિ. તેની બિમાર સ્ત્રીથી કાંઇ બને તેમ નહોતું. તેની બાર વર્ષની છોકરી આ યુવાનોને બચાવવા એક નાની બોટમાં હલેસાં મારતી ચાલી અને તેમને બચાવી લીધા. એ પછીના ત્રીસ વર્ષમાં જૂદે જૂદે

સમયે બીજાં ૯ માણસોને તેણે બચાવી લીધાં હતાં. કોઇની પણ મદદ વગર આ કામ તેણે કર્યું હતું. તેનામાં જેટલી હિમ્મત હતી તેટલીજ તેનામાં હોંશિયારી અને સહનશીલતા હતાં.

જ્યૉર્જ ફેરી ઇંગલ્સ્ટનના મ્હોંથી વાત સાંભળવામાં આવી છે કે એક સમયે સિનોર ફાલિએરોએ સંખ્યાબંધ માણસોને મિજબાની માટે આમત્રંણુ આપ્યાં હતાં. મિજબાનીને વખતેજ, મિઠાઈ બનાવનાર અને ટેબલનો શણગાર કરનારે કહાવ્યું કે શણગારની ચીજ બગડી છે. સહુ ગભરાટમાં પડી ગયા. આ પ્રસંગે સિનોર ફાલિએરોને ત્યાં વાસણ સાફ કરવા રહેલા નોકરે કહ્યું, તમે મને કહો તો હું નિભાવી લઉં. ફાલિએરોના કારભારીએ આશ્ચર્ય સાથે પ્રશ્ન કર્યો, તું શું કરવાનો હતો ? તું વળી કોણ છે ?

ફિક્કા ચહેરાવાળા તે યુવાને ઉત્તર આપ્યો કે પત્થર વહેરનાર પિસેનોનો પુત્ર હું ઍન્ટોનિયો કેનોવા છું. કારભારીએ કહ્યું, તું શું કરવા માગે છે ? તે યુવાને જવાબ આપ્યો, ટેબલના મધ્ય ભાગમાં શણગાર તરીકે ચાલી શકે તેવું હું કાંઇક કરવા ધારૂં છું.

મુખ્ય નોકર મુઝાયો અને જે કાંઈ થઇ શકે તે કરવા તેને કહ્યું. ઍન્ટોનિયોએ થોડુંક માખણ મંગાવ્યું અને ઝડપથી તેણે બેઠકની સ્થિતિમાં એક સિંહ બનાવી કાઢ્યો. સિંહનાં વખાણ કરતાં કારભારીએ સિંહ ટેબલ ઉપર મૂક્યો.

ખાણા માટે સર્વને બોલાવવામાં આવ્યા. વેનિસના મોટા મોટા વ્યાપારીઓ, રાજકુમારો અને ઉમરાવો જમવાના ઓરડામાં દાખલ થયા. કલાની કદર કરે, તે વિષે ચર્ચા કરી શકે તેવા હુશિયાર માણસો આ મંડળમાં હતા.

જ્યારે તેમની નજર માખણના આ સિંહ ઉપર ગઇ ત્યારે કલાને લગતી આ કૃતિથી થયેલા આશ્ચર્યમાં ને આશ્ચર્યમાં તેઓ

જે કાર્ય માટે આવ્યા હતા તે ભૂલી ગયા. લાંબો વખત તપાસી, તપાસીને તે સિંહ તેમણે જોયો અને થોડોજ વખત નભી શકે તેવા આ પદાર્થમાંથી સિંહ બનાવવાને કયા મહાન્ શિલ્પીને મરજી થઈ આવી હતી એવો સિનોર ફાલિયેરોને તેમણે પ્રશ્ન કર્યો. ફાલિયેરો કાંઇ ઉત્તર આપી શકયો નહિ. તેણે પોતાના કારભારીને પ્રશ્ન કર્યો. કારભારીએં આ મંડળ આગળ ઍન્ટોનિયોને રજુ કર્યો.

સહુ નામાંકિત મેમાનોને જ્યારે ખબર પડી કે વાસણ સાફ કરનાર છોકરાએ ટુંક વખતમાં તે સિંહ બનાવ્યો હતો ત્યારે તેઓએ જાહેર કર્યું કે "આજની આપણી મિજબાની કેનોવાના માનમાં ગણવી." આમંત્રણ કરનાર સિનોર ફાલિયેરોએ જણાવ્યું કે હું તે યુવાનને મારા ખર્ચથી સારા ઉસ્તાદો પાસે શિલ્પવિદ્યાનું શિક્ષણ અપાવીશ. તેણે પોતાનું વચન પાળ્યું. ઍન્ટોનિયોનું ભાગ્ય ફર્યું પણ તેનામાં કોઇ જાતનો બિગાડ દાખલ થયો નહિ. જે સાદા, જે સાચા દિલના, નિમકહલાલ છોકરાએ પિસેનોની દુકાને પથ્થર વહેરવાનું કામ સારી રીતે શીખવા માટે સખ્ત પરિશ્રમ ઉઠાવ્યો હતો તેવોને તેવો, તેવાજ અંતઃકરણનો તે રહ્યો. પહેલામાં પહેલી જે સારી તક ઍન્ટોનિયોને મળી તેનો તેણે કેવો લાભ લીધો તે ઘણાને ખબર હશે નહિ પણ જગત્ના મહાન્માં મહાન્ શિલ્પીઓમાં કેનોવાનું નામ સુપ્રસિદ્ધ છે.

**નબળા માણસો તકને માટે રાહ જોઇ બેસી રહે છે, મજબૂત માણસો તક મેળવે છે, તક ઉભી કરે છે.**

ઇ. એચ. ચેપીન કહે છે કે જે લોકો તકની રાહ જોઇ બેસી રહે છે તે સર્વોત્તમ મનુષ્ય હોતા નથી. જેઓ તકનો લાભ લે છે, તકને ઘેરી લેછે, તક ઉપર જીત મેળવે છે, તકને દાસી સમાન કરી લે છે તેઓજ સર્વોત્તમ હોય છે.

ફિલાડેલ્ફિયાનો એક મહેનતુ ખટારાવાળો જેને ઘણાં માણસનો નિભાવ કરવાનો હતો તે એક વખત બોલી ઉઠયો, હું પૈસાદાર હોઉતો કેવું સારૂં. સ્ટીવન જીરાર્ડ આ શબ્દ સાંભળી ગયો. તેણે કહ્યું "તું શા માટે પૈસાદાર થતો નથી?" ખટારાવાળાએ જવાબ દીધો, પૈસા વગર પૈસાદાર શી રીતે થવાય? મિ. જીરાર્ડે જવાબ દીધો, પૈસાની કાંઇ જરૂર નથી. ખટારાવાળાએ કહ્યું, "પૈસા વગર પૈસાદાર કેમ થવું તે મને તમે જણાવશો તો હું આળસુ બેસી રહીશ નહિ."

લક્ષાધિપતિ જીરાર્ડે કહ્યું. સરકાર તરફથી જપ્ત થયેલી એક વહાણ જેટલી ચ્હા બંદર ઉપર આવતી કાલે લીલામ થવાની છે. ખટારાવાળો બોલી ઉઠયો પણ તેટલી ચ્હા ખરીદવા જેટલા પૈસા મારી પાસે નથી. જીરાર્ડે જરા ગુસ્સે થઇને કહ્યું, પણ પૈસાની તારે કાંઇ જરૂર નથી. તું તારે જા. આખા લીલામની તું માગણી કરજે અને પછી તું મારી પાસે આવજે.

બીજે દિવસે, લીલામ કરનારે કહ્યું કે ખરીદ કરનાર કાંતો એક પેટીથી લે અગર આખું વહાણ લે અને રતલની કિંમતથી માગણી કરે. છૂટક ખરીદ કરનાર એક ગાંધીએ માગણીની શરૂઆત કરી. ખટારાવાળાએ એકદમ મોટી રકમથી માગણી કરી. બધા લોકો અચંબો પામી ગયા. જ્યારે વેચાણ જાહેર થયું ત્યારે ઠંડે પેટે તેણે જાહેર કર્યું કે હું આખું વહાણ ચ્હા લઇશ. લીલામ કરનારને પણ આશ્ચર્ય થયું; પણ જ્યારે તેને ખબર પડી કે લીલામની માગણી કરનાર મિ. જીરાર્ડનો ખટારાવાળો હતો. ત્યારે તેની રીતભાત બદલાઇ ગઇ અને તે બોલ્યો ત્યારે તો બરોબર છે.

એવી ખબર ફેલાઇ કે જીરાર્ડ જથાબંધ ચ્હા ખરીદ કરે છે એટલે ચ્હાની કિંમત દર રતલ પર વધતી ગઈ. તે મહાન્ વેપારીએ

ખટારાવાળાને કહ્યું કે જા હવે ચ્હા વેચી દે, બજાર ભાવથી થોડાક હલકા ભાવે તેણે ઝપાટાબંધ પોતાની સઘળી ચ્હા વેચી નાંખી અને એક થોડા વખતમાં તેની પાસે ૫૦૦૦૦ ડોલર થયા.

કામ કરવાની, વ્યાપાર કરવાની આ રીતને લેખક અનુમતિ આપતો નથી પણ તકનો કેમ લાભ લેવો તેનું આ એક દૃષ્ટાન્ત માત્ર છે.

આ પ્રકારની તમને મદદ મળે એવો લાખમાં પણ એક સંયોગ તમને પ્રાપ્ત ન થાય, પણ એવી તકો ઘણી વખત આવે છે જેનો તમે તરત લાભ લો તો તે તમને અત્યંત લાભજનક થઇ પડે.

મેન્ચેસ્ટરના એક કારખાનાના મેનેજર માટે જાહેર ખબર આપનારે એક ઉમેદવારને પહેલીવાર જોઇનેજ કહ્યું, "તમારી ઉમ્મર ઘણી નાની છે." રૉબર્ટ ઓએને ઉત્તર આપ્યો કે ચાર પાંચ વર્ષ પહેલાં તેઓ મારી સામે આવો વાંધો ઉઠાવતા પણ આવો વાંધો હવે ઉઠશે એમ હું ધારતો નહોતો. વળી ઓએનને પ્રશ્ન પૂછવામાં આવ્યો કે તમને કાંઇ વ્યસન છે કે? શરમાતાં શરમાતાં તેણે જવાબ દીધો કે મને કશુંજ વ્યસન નથી. "તમે કેટલા પગારથી રહેશો?" "વર્ષના ત્રણુસે પૌંડ." "ત્રણુસેં પૌંડ! આ જગા માટેના બધા ઉમેદવારોની પગારની માગણીનો સરવાળો કરીએ તોપણ તે તમારા પગારથી ઓછો થાય."

"બીજા ગમે તે પગાર માગે, પણ મારે તો ઓછો પગાર જોઇતો નથી. હું મારા પોતાના ધંધા વ્યાપારથીજ વર્ષે દહાડે ત્રણુસેં પૌંડ તો કમાઉં છું."

આ યુવાન્ કદી કાપડની મિલમાં રહ્યો નહોતો. ૫૦૦ કામદાર વાળા કારખાનાનો તેને ચાર્જ આપવામાં આવ્યો. યંત્રો, કાપડ, કાપડ બનાવવાને લગતી રીતોનો રાત્રીએ અભ્યાસ કરી આ ધંધાની

સઘળી માહિતી તેણે મેળવી લીધી. થોડા વખતમાં એ સ્થિતિ થઇ કે આખા મેન્ચેસ્ટરમાં પોતાના ધંધામાં તે સર્વોપરિ થયો.

'તક મળતી નથી' એ નબળા અને અદૃઢ મનુષ્યોનુંજ હમેશનું બહાનું છે. દરેક મનુષ્યને જીવનમાં અનેક તક મળે છે. શાળા અને પાઠશાળાનું દરેક લેસન એ એક તક છે. દરેક પરીક્ષા જીવનની એક તક છે. દરેક દરદી પણ એક તક છે. ન્યુસપેપરનો એક લેખ પણ એક તક છે. દરેક અસીલ પણ એક તક છે. દરેક ઉપદેશમાં કાંઇક તક છે. દરેક વ્યાપાર ધંધામાં એક તક છે. સભ્યતા બતાવવાને, મર્દ થવાને, મર્દાનગી બતાવવાને, પ્રમાણિક થવાને, મિત્રતા કરવાને અનેક તક મળે છે. તમારામાં અન્યનો વિશ્વાસ છે એનું દરેક પ્રમાણ–તે પણ તક છે. તમારૂં બળ અને તમારી પ્રતિષ્ઠા જોઇ તમને કોઇ જવાબદારીવાળું કામ સોંપવામાં આવે તો પણ તે એક તક છે. પ્રયત્નશીલ મનુષ્યોનેજ જીવનનો અધિકાર છે અને આ અધિકાર મર્દની માફક ભોગવવામાં આવે તો તમારી યોગ્યતાને અનુસરતી ફતેહ માટે, તમે ઉપયોગ કરી શકો તેના કરતાં પણ વધારે તકો તમને મળશે. ફ્રેડ ડોગ્લાસ જેવો ગુલામ, જેનું શરીર પણ પોતાનું નહોતું તે વક્તા, અધિપતિ અને રાજદ્વારી થઇ શકયો તો તેના પ્રમાણમાં જેને ઘણી તકો મળે છે તેવા યુવાનોએ કેટલું વધારે કરી બતાવવું જોઇએ ?

મને વખત મળતો નથી, મને તક મળતી નથી એવું કોઇ મહાન્ કાર્ય કરનાર કહેતો નથી. સુસ્ત માણસજ તેમ કહે છે. જૂજ તક જેની ઘણા લોકો દરકાર કરતા નથી તેનો ઘણા યુવાનો લાભ લઇ, આખી જીંદગીની તકોમાંથી બીજાને જે લાભ મળતો નથી તે તેઓ મેળવે છે. મધમાખની માફક તેઓ દરેક ફૂલમાંથી મધ ચૂસે છે. તેમને મળતા દરેક માણુસ, દિવસનો દરેક સંજોગ–સર્વ-

માંથી તેઓ પોતાના જ્ઞાનનો અને અંગત શક્તિનો ભંડાર વધાર્યે જાય છે.

એક કાર્ડિનલે કહ્યું છે કે જીવનમાં એક વખત પણ જેના ઉપર ભાગ્યદેવીની કૃપા ન થતી હોય તેવો કોઇ પણ માણસ નથી પણ જ્યારે ભાગ્યદેવીને માલૂમ પડે છે કે તેનો સત્કાર કરવાને અમુક માણસ તૈયાર નથી તો બારણામાંથી તે પેસે છે અને બારી-માંથી તે નીકળી જાય છે.

એક માણસને એક સ્ટુડિયોમાંના કેટલાંક દેવદેવી બતાવવામાં આવ્યાં. આમાં એકનું મ્હોં વાળથી ઢાંકેલું હતું, તેના પગ ઉપર પાંખો હતી. પેલાએ શિલ્પીને પ્રશ્ન કર્યો—આ દેવીનું નામ શું ? શિલ્પીએ ઉત્તર આપ્યો, "તક" તેનું મ્હોં કેમ છૂપાવેલું છે ? જવાબ મળ્યો કે,—જ્યારે માણસની પાસે તે આવે છે ત્યારે તે ભાગ્યેજ તેને ઓળખે છે. તેના પગ ઉપર પાંખો કેમ છે ? કારણ કે તે તરત સટકી જાય છે અને એક વખત ગઇ કે ફરી મળતી નથી.

જીવન તકથી ભરપૂર રહે છે. આ તકો રંગભૂમિ પર રજુ થાય એવી નાટકીય કે મોટી હોતી નથી પણ જેમને દુનિયામાં આગળ વધવું હોય છે તેમને તે ઉપયોગી થઇ પડે છે.

સ્ટીમબોટથી પોતાને આગળ વધવાની તક મળશે એમ કૉર્નેલિયસ વેન્ડરબિલ્ટને માલૂમ પડયું અને સ્ટીમથી વહાણ ચલા-વવાની કલા સાથે પોતાનું નામ જોડાઇ રહે એવો યત્ન કરવાને તેણે નિશ્ચય કર્યો. પોતાનો આબાદ ધંધો તેણે મૂકી દીધો ને વર્ષના એક હજાર ડોલરના પગારથી, પહેલામાં પહેલી પાણીમાં ઉતારવામાં આવેલી સ્ટીમબોટનો તે કપ્તાન બન્યો. ન્યુ યૉર્કના દરિયા ઉપર વરાળથી વહાણ ચલાવવાનો સઘળો હક લિવિંગ્સ્ટન અને ફૂલ્ટને મેળવ્યો હતો. વેન્ડરબિલ્ટ ધારતો કે વહાણોને લગતો કાયદો બરાબર

નથી અને તે કાયદો રદ થયો ત્યાં સુધી તે તેની સામે થયો.

એક સ્ટીમબોટનો તરતજ તે માલિક થયો. યુરોપની ટપાલ લઇ જવાને સરકારને જ્યારે મોટી ફી ભરવી પડતી ત્યારે તે તેણે મફત અને ઝડપથી લઇ જવાને માથે લીધું. તેની માગણીનો સ્વીકાર થયો અને આ રીતે તેણે પુષ્કળ માલ અને પેસેન્જરો લઇ જવાની જબરદસ્ત ઘરાકી બાંધી. પોતાના દેશમાં રેલ્વેનું સારૂં ભવિષ્ય જોઇ પોતાના સઘળા બળ અને ઉત્સાહ સાથે તે તે સાહસમાં પડયો અને વિશાળ તથા પ્રસિદ્ધ વેન્ડરબિલ્ટ લાઇનનો પાયો તેણે નાંખ્યો.

યુવાન્ ફિલિપ આર્મર "ફોર્ટિ નાઇનર્સ" કાફલામાં જોડાયો અને ખચ્ચરથી જોડાયલી ગાડીમાં બેસી. પોતાની તમામ મિલકત સાથે તે મહાન્ અમેરિકન રણ પસાર કરી ગયો. સખ્ત મહેનત અને ખાણોમાંથી વર્ષપ્રતિવર્ષ મળતા અને સંગ્રહ કરેલા નફાવડે ૬ વર્ષ પછી તેણે દાણા અને વેરહાઉસનો ધંધો ચાલુ કર્યો, પાંચ વર્ષમાં તેણે નવ લાખ ડોલર પેદા કર્યા, છતાં "રિચમંડ પર ધસારો લઇ જાઓ." એવા ગ્રૅન્ટના ફરમાનથી પૈસા પેદા કરવાનો તેને સારો અવસર પ્રાપ્ત થયો. ૧૮૬૪ ના એક દિવસે તે ગોસ્તના વ્યાપારના પોતાના ભાગીદાર પ્લેકિંગ્ટનને ત્યાં ગયો. તે બોલ્યો, "હું હવે પછીની પહેલામાં પહેલી ટ્રેનમાં ન્યુયોર્ક જઇ ગોસ્ત વેચી દેવા માગું છું. ગ્રૅન્ટ અને શેરમેને બંડ દબાવી દીધું છે અને ગોસ્તનો ભાવ બેસી જઇ બેરલના ૧૨ ડોલર થઇ જશે." ગોસ્ત વેચવાની આ તક હતી. તે ન્યુયોર્ક ગયો અને બેરલના ૪૦ ડોલરના ભાવથી જથાબંધ ગોસ્ત તેણે વેચવા કાઢયું. લોકોએ ઉત્સાહથી તે લઇ લીધું. વોલસ્ટ્રીટના સટોરિયાઓ પશ્ચિમ તરફના આ યુવકને હસવા માંડયા અને કહેવા લાગ્યા કે લડાઇનો અંત આવ્યો નથી અને ગોસ્તનો ભાવ ૬૦ ડોલર ઉપર જશે. મિ. આર્મરે તો વેચ્યાજ કર્યું. ગ્રૅન્ટ

આગળ વધવા માંડયો. રિચમંડ શરણે આવ્યું અને તેની સાથેજ ગોસ્તનો ભાવ પણ ઉતર્યો તથા ૧૨ ડોલરનો થયો. મિ. આર્મરે ૨૦ લાખ ડોલર ચોખ્ખા મેળવ્યા.

જોન ડી. રૉકફેલરે પેટ્રોલિયમમાં પોતાની તક સાધી. દેશની ઘણી મોટી વસ્તીને બરોબર લાઇટ મળતું નથી, એમ તેને માલમ પડયું. પેટ્રોલિયમ તો ઘણુંએ હતું પણ તેને સાફ કરવાની રીત એવી ખરાબ હતી કે તે ઘણું ઉંચા પ્રકારનું અને પૂરતી રીતે સહીસલામત તેવું મળતું નહિ. પેટ્રોલિયમની આ સ્થિતિ તેને માટે સુંદર તક સમાન થઇ પડી. પોતે જ્યાં કામ કરતો હતો ત્યાંની યંત્રને લગતી દુકાનમાંના પૉર્ટર સેમ્યુઅલ એન્ડ્રુસની સાથે તેણે ભાગીદારી કરી અને પોતાના ભાગીદારે શોધી કાઢેલી સુધરેલી પદ્ધતિથી ૧૮૭૦ માં એક પીપની ભઠ્ઠી તેણે શરૂ કરી. તેઓએ ઉંચા પ્રકારનું તેલ બનાવ્યું અને ઝપાટાબંધ તે ચાલવા માંડયું. તેઓએ ફ્લેગ્લરને ત્રીજા ભાગીદાર તરીકે દાખલ કર્યો પણ એન્ડ્રુસ થોડા વખતમાં નારાજ થયો. રૉકફેલરે પૂછ્યું, તમારો ભાગ છોડી દેવા માટે તમે શું લેશો ? એન્ડ્રુસે બેદરકારી એક કાગળ ઉપર દસ લાખ ડોલર લખ્યા. ૨૪ કલાકની અંદર રૉકફેલરે તેને તે રકમ આપી દીધી અને બોલ્યો કે ભવિષ્યમાં એક કરોડ ડોલર આપવા કરતાં હાલ ૧૦ લાખ ડોલર આપવા સારા છે. મકાન અને યંત્ર સામગ્રી સાથેનું આ નાનું કારખાનું જેની કિંમત એક હજાર ડોલર પણ હતી નહિ તે વીશ વર્ષમાં સ્ટૅન્ડર્ડ ઓઇલ ટ્રસ્ટને નામે પ્રસિદ્ધ થયું. તેની થાપણ નવ કરોડ ડોલરની થઇ. તેનો ભાવ ૧૭૦ ઉપર ગયો એટલે બજારમાં તેની કિંમત એક અબજ અને પાંચ કરોડની થઈ.

પૈસા પેદા કરવા માટેની તકનો લાભ લેવાના આ દાખલા છે. પણ સદ્ભાગ્યે વિદ્યુતવિજ્ઞાનને જાણનાર નિપુણ નરો, એન્જીનિ-

યરો, વિદ્વાનો, કલાવિશારદ સંજજનો, ગ્રંથકારો અને કવિઓનો નવો જમાનો આવ્યો છે. આ લોકોને માત્ર પૈસો પેદા કરવા કરતાં કાંઇ વિશેષ ઉચ્ચ કાર્ય કરવાની તક મળે છે. પૈસો એ કાંઇ પ્રાપ્તવ્ય નથી પણ તે એક તક છે. માનવ જીવનમાં વધારેમાં વધારે મેળવવા જેવી સર્વોતમ વસ્તુ તે નથી. પ્રાપ્તવ્યની તે એક શરૂઆત છે.

મિસિસ ઇલિઝાબેથ ફ્રાય નામની આસ્તિક સ્ત્રીને પોતાનું પ્રિય કાર્ય કરવાની તક કેદખાનામાં મળી. ૧૮૧૩ ની સાલ સૂધી જેના ઉપર કામ ચલાવી શકાય તેવી ૩૦૦ થી ૪૦૦ અર્ધનગ્ન સ્ત્રીઓને ન્યુગેટના એકજ વોર્ડમાં ઉપરાઉપરી ગોંધી રાખવામાં આવતી. તેઓને બિછાનાં બિછાનાં કાંઇજ નહોતું અને વૃદ્ધ, યુવાન્ તેમ નાની છોકરીઓ કચરામાં અને ચીંથરામાં જમીન ઉપર સૂઇ રહેતી. કોઇને પણ તેમની કાળજી હોય, ફિકર હોય એમ જણાતું નહોતું. તેઓ માત્ર જીવતી રહે તે માટે સરકાર તરફથી તેમને ખોરાક પૂરો પાડવામાં આવતો. તેણે ન્યુગેટની મુલાકાત લીધી. બૂમ બરાડા અને ઘોંઘાટ કરતા તે ટોળાને તેણે શાન્ત કર્યું. તેણે તેમને કહ્યું "યુવાન્ સ્ત્રીઓ અને છોકરીઓ માટે શાળા કાઢવાનો મારો વિચાર છે. તમારા પોતાનામાંથીજ એક સ્ત્રીશિક્ષક તમે પસંદ કરી લો." તે સઘળાંને આશ્ચર્ય થયું છતાં તેઓએ એક ઘડિયાળ ચોરનારને સ્ત્રીશિક્ષક તરીકે પસંદ કરી. ત્રણ માસમાં આ "જંગલી જાનવરો" (તેમને કેટલીક વખત આ નામ આપવામાં આવતું હતું) નરમ પડી ગયાં અને નિર્દોષ તથા માયાળુ બન્યાં. આ સુધારો આગળ વધતો ગયો અને સરકારે કાયદાવડે આ પદ્ધતિ નક્કી કરી. આખા ગ્રેટબ્રિટનની સન્નારીઓ આ પતિત વર્ગને કેળવણી અને વસ્ત્રાદિ આપવાના કામમાં રસ લેવાં માંડી. આ વાતને ૮૦ વર્ષ

થઇ ગયાં છે અને હાલ તેની આ યોજનાનો સુધરેલી આખી દુનિઆએ સ્વીકાર કર્યો છે.

ઇંગ્લાંડમાં એક છોકરા ઉપર ગાડી ફરી ગઇ. તૂટી ગયેલી ધોરી નસમાંથી ચળકતા લોહીની ધાર થવા લાગી. શું કરવું એની કોઇને સૂઝ પડી નહી. આ અરસામાં ઍસ્ટલિ કુપરે પોતાનો રૂમાલ લઇ થયેલા ઘાની જરા ઉપરના ભાગ ઉપર બાંધી દબાણ વડે લોહી વહેતું અટકાવ્યું. આ છોકરાની જીંદગી બચાવવા માટે ઍસ્ટલિનાં ભારે વખાણ થયાં અને તેથી પોતાના સમયના સર્વોત્તમ સર્જન થવાને તેને પ્રોત્સાહન મળ્યું.

આર્નોલ્ડ કહે છે કે લાંબી મુદ્દત સૂધી બેશી રહ્યા પછી, ધૈર્યશીલ અભ્યાસ અને પ્રયોગ, અનુભવ પછી, નવા થયેલા સર્જન પાસે વ્હાડકાપનો પ્હેલો મહત્વનો, બારીક કેસ આવે છે ત્યારે તેને તક પ્રાપ્ત થાય છે. જૂનો અને પંકાતો સર્જન ગામમાં નથી. વખત થોડો છે. જીવન અને મૃત્યુનો પ્રશ્ન તેની સન્મુખ છે. આ કામને પહોંચી વળવાને પોતે શક્તિમાન છે? પંકાતા સર્જનની જગાએ તે કામ તે કરી શકે એમ છે? આ શકય હોય તો પછી અન્ય સર્વ કરતાં આવાં કામમાં તેની જ્યાં ત્યાં ગરજ પડશે. તેની તક તેની સમક્ષ ખડી થઇ છે. તેઓ બન્ને સામસામાં આવી ઉભાં છે. કાંતો તે પોતાનું અજ્ઞાન અગર અશક્તિ સ્વીકારે અગર પ્રસિદ્ધિ અને પૈસો પ્રાપ્ત કરે.

એક મહાન્ તકનો લાભ લેવાને માટે તમે તૈયાર છો?

જેમ્સ ટી. ફિલ્ડે લખ્યું છે કે એક દિવસ હૅાથોર્ન લૅાંગફેલો સાથે જમવાનો હતો. સાલેમથી તે પોતાના એક મિત્રને લાવ્યો હતો. જમ્યા પછી તે મિત્રે કહ્યું કે આર્કેડિયાની દંતકથા ઉપરથી એક વાર્તા લખવાને હું હૅાથોર્નને કહું છું. આ કથા હજી પણ ત્યાં

પ્રચલિત છે. આ વાત એવી છે કે આર્કેડિયનોને જ્યારે વિખેરી નાંખવામાં આવ્યા ત્યારે એક છોકરી તેના પ્રણયી જનથી છૂટી પડી ગઇ. પ્રણયી જનની રાહ જોવામાં તથા તેની શોધખોળમાં તે છોકરીએ તેની આખી જીંદગી ગાળી. તેઓ બન્ને જ્યારે ઘરડાં થઇ ગયાં ત્યારે મરવાની સ્થિતિમાં પોતાના પ્રણયીને તેણે હૉસ્પિટલમાં જોયો. હૉથોર્નની કલ્પનાશક્તિ પર આ વાતની અસર ન થઇ તેથી લૉંગફેલોને આશ્ચર્ય થયું. તેણે તેને કહ્યું કે આ વાત ઉપરથી એક વાત લખી કાઢવાનો તમારો ઇરાદો ન હોય તો તમે મને તે વિષે એક કાવ્ય લખવા દેશો ? હૉથોર્ને હા પાડી એટલુંજ નહિ પણ વળી, એ વાતનો કવિતામાં કેવો ઉપયોગ કરવો તે બાબત લૉંગફેલો ગોઠવણ ન કરે ત્યાંસુધી તે વાતનું ગદ્યમાં કાંઇ નહિ કરવા તેણે વચન આપ્યું. લૉંગફેલોએ પોતાને મળેલી તકનો લાભ લીધો અને જગત્ આગળ "ઇવેન્જેલાઇન અગર આર્કેડિયન્સનો દેશનિકાલ" એ સુપ્રસિદ્ધ કાવ્ય રજુ કર્યું.

શેક્સપિયરે પોતાની અદ્ભુત કલમ ચલાવી અને જગત્‌ની ખરી વસ્તુસ્થિતિ દર્શાવનાર નાટક લખી કાઢયું ત્યાં સુધી એક બારજ લીટીની "શાયલોક અને શેર માંસ" ની જૂની અને નાનકડી વાતની શી કિંમત હતી ?

આંખો ઉઘાડી રાખવામાં આવશે તો જ્યાં ત્યાં તક જોવામાં આવશે. કાન ઉઘાડા રાખવામાં આવશે તો મદદ માગતાં માગતાં મરી જનારની બૂમો સાંભળવામાં આવશે. કઇ લાયક બાબતોમાં મદદ આપવી તે માટે ખુલ્લાં દિલને ખોટ પડશે નહિ. હાથ ઉઘાડા હશે તેને ઉદારતા ભર્યાં કામ કરવાની ખોટ પડશે નહિ.

પાણી ભરેલા વાસણમાં કોઇ નક્કર વસ્તુ નાંખવામાં આવે ત્યારે પાણી ઉંચું આવે છે એમ દરેક જણ જાણે છે; પણ કોઇએ

પોતાના જ્ઞાનનો એટલો ઉપયોગ કર્યો ન હતો કે નક્કર ચીજનું જેટલું કદ તેટલીજ પાણીની જગા તે રોકે છે એ વાતની ખબર પડે, પણ જ્યારે આર્કિમિડીસને આ ખબર પડી ત્યારે ગમે તેવા અનિયમિત આકારની વસ્તુઓનું ઘન પરિમાણ કાઢવાની સહેલી રીત તેને તેથી માલમ પડી આવી. દરેક જણ જાણે છે કે એક લટકાવેલા વજનને હલાવવામાં આવે તો જ્યાં સૂધી કોઇ ઘર્ષણ અગર હવાનો ધક્કો તેને અટકાવે નહિ ત્યાંસૂધી તે આમ તેમ હાલ્યા કરે છે; પણ આ જ્ઞાન જરાએ મહત્વનું છે એવો કોઇને પણ વિચાર થયો ન હતો. નાના ગૅલિલિઓએ પાઇઝા નગરના દેવાલયનું ફાનસ અકસ્માત હાલતું જોયું. તેના હાલવાથી ઘડિયાળના લોલકમાં રહેલો અગત્યનો સિદ્ધાંત તેને માલમ પડયો. કેદખાનામાં લોખંડનાં બારણાં પણ તેને સંશોધન કરતાં અટકાવી શકયાં નહિ કારણ કે તેણે તુરંગની ઓરડીના પરાળથી પણ પ્રયોગ કર્યા અને સરખા ઘેરાવાની નળીઓ અને સળીયાની શક્તિનાં જૂદાં જૂદાં પ્રમાણ વિષે કિમતી જ્ઞાન તેણે મેળવ્યું. જમાનાઓથી ખગોળવેત્તા શનિશ્વરનાં વર્તુલથી જાણીતા હતા. પરન્તુ ગ્રહોની રચનાના ધારવામાં આવતા નિયમના વિચિત્ર અપવાદ રૂપ તેને ગણતા. પણ લાપ્લાસને માલમ પડયું કે તે કાંઇ અપવાદ ન હતાં પણ ગ્રહોની રચનાના ચોક્કસ ક્રિયાના અમુક ક્રમનાં તે બાકીનાં જણાઇ આવે તેવાં સબળાં પ્રમાણ હતાં અને તેમના નિ:શબ્દ પ્રમાણ ઉપરથી તેણે સૃષ્ટિના વૈજ્ઞાનિક ઇતિહાસમાં એક કિમતી પ્રકરણનો ઉમેરો કર્યો. પશ્ચિમ તરફના મહાસાગરની પેલે પાર શું હશે તે સંબંધમાં જેને જિજ્ઞાસા સાથે આશ્ચર્ય ન થયું હોય તેવો યુરોપમાં કોઈ પણ ખલાસી નહોતો પણ એક અજાણ્યા મહાસાગર ઉપર હિમ્મત અને ધૈર્યથી પ્રવાસ કરી નવી દુનિયા કોલંબસેજ શોધી કાઢી. બેદરકાર માણસને

વિચાર કરવા ટપલી મારતાં હોય તેમ અસંખ્ય સફરજન તેમના માથા ઉપર અનેકવાર પડતાં પણ ન્યુટન પહેલાં કોઇને એમ માલમ પડયું નહોતું કે જે કાયદો ગ્રહોને તેમના માર્ગમાં રાખે છે અને જે વડે સૃષ્ટિમાંના પરમાણુઓનો વેગ તેમને ગેરવ્યવસ્થાની સ્થિતિમાં ફેંકાતાં અટકાવે છે તેજ નિયમથી તે જમીન ઉપર પડે છે. સૃષ્ટિની શરૂઆતથી વિજળીથી માણસની આંખ અંજાતી આવી છે, ગર્જના તેને કાને અથડાતી આવી છે પણ તેથી વિદ્યુત્‌માં રહેલા સર્વવ્યાપક અને ભારે બળ તરફ અત્યાર સૂધી મનુષ્યનું ધ્યાન ખેંચાયું ન હતું. અત્યાર સૂધી ઇશ્વરના તોપખાનાના ધડાકા ભય સાથે આંખે જોવાતા અને કાને સંભળાતા પણ એક સરલ પ્રયોગથી ફ્રૅન્કલિને સાબિત કર્યું કે વિદ્યુત્ એ એક અપ્રતિબદ્ધ પણ અંકુશમાં રાખી શકાય એવા બળનું દર્શન માત્ર છે અને હવા તથા પાણી જેટલુંજ તે મળી આવે છે.

અન્ય અનેકની માફક આ માણસો પણ મહાન્ કહેવાયા છે એનું કારણ માત્ર એટલુંજ કે મનુષ્ય જાતિને મળી આવતી તકોનો તેમણે લાભ લીધો. કોઇ પણ ફતેહમંદ માણસનો વૃત્તાંત વાંચો. સોલોમને હજારો વર્ષ ઉપર કહેલો ઉપદેશ તે ઉપરથી માલમ પડી આવશે. પોતાના ધંધામાં, પોતાના કામમાં ખંત રાખતા માણસોને તેં જોયા છે? તેઓ રાજાઓ આગળ ઉભા રહે છે. ઉદ્યોગી ફ્રેન્કિલનના જીવન ચરિત્ર ઉપરથી આ કહેવતનું સત્ય જણાઇ આવે છે કારણ કે તે પાંચ રાજા આગળ ઉભો રહ્યો હતો અને બે સાથે જમ્યો હતો.

જે પોતાને મળેલો અવસર સૂધારી લે છે તે એવું બીજ વાવે છે જેથી પોતાને તેમ બીજાને નવા અવસર મળી આવે છે. જે માણસોએ ભૂતકાળમાં પ્રમાણિકતા સાથે ઉદ્યોગ કર્યો છે તેમણે હંમેશા વધતી જતી મનુષ્યની વસ્તીની સમીપ જ્ઞાન અને સુખ લાવી મૂકવાના કામમાં મદદ કરી છે.

ઠરેલ, કરકસરવાળા અને હુશિયાર કારીગર માટે, કેળવાયલા યુવાન્ માટે, આફિસના કારકૂનો અને નોકરો માટે, જગત્ના ઇતિહાસમાં પહેલાં નહિ તેવા, જીંદગીમાં જે વડે મોટી ફતેહ મળે તેવા, સંખ્યામાં વધારે, વિસ્તારમાં બહોળા અને સહેલાઇથી દાખલ થઇ શકાય તેવા અનેક માર્ગ મળી આવે છે. થોડા વખત પહેલાં માત્ર ત્રણ ચાર ધંધા હતા હાલ ૫૦ છે. જ્યાં એકાદ વેપાર હતો ત્યાં હાલ સેંકડો થયા છે.

એક લૅટિન ગ્રંથકાર લખે છે કે તકના આગલા ભાગમાં વાળ છે અને પાછલા ભાગમાં તેને તાલ છે. તેના આગલા ગુચ્છાથી તમે તેને પકડો તોજ તેને પકડી શકાય પણ છોડી દીધી તો ઇંદ્ર પણ તેને પકડી શકે નહિ.

જે પોતાને મળેલી તકનો ઉપયોગ ન કરી શકે તેને માટે સારામાં સારી તક પણ શા કામની છે?

વહાણના એક માલિકે લખ્યું છે કે "કમનસીબ સ્ટીમર "સેંટ્રલ અમેરીકા"ના સમાગમમાં હું આવ્યો હતો. રાત પડતી હતી. સમુદ્ર ઉછળતો હતો. પણ આ ભાગેલી સ્ટીમરને મેં બોલાવી અને મદદની જરૂર છે કે કેમ તે વિષે પૂછપરછ કરી. કૅપ્ટન હર્ન્ડને કહ્યું, "અમે ડૂબવાની સ્થિતિમાં છીએ." મેં કહ્યું, "હમણાંજ તમે તમારા ઉતારૂ અમારી સ્ટીમર પર મોકલી આપો." કૅપ્ટન હર્ન્ડને ફરી બૂમ મારી કહ્યું, "તમે સવાર સૂધી મારી પાસે પડી નહિ રહો?"

મેં તેની સાથે રહેવાનો યત્ન કર્યો પણ રાત્રીએ દરિયામાં એવું તોફાન થયું કે હું મારી જગાએ રહી શકયો નહિ અને ફરી મેં એ સ્ટીમરને જોઇ નહિ. મારી પાસે સવાર સૂધી નહિ રહો એવું કૅપ્ટને કહ્યા પછી દોઢ કલાકમાં સઘળા પેસેન્જરો સહિત તે વહાણ ડૂબ્યું. કૅપ્ટન, ખલાસીઓ અને પેસેન્જરોમાંના ઘણા

સમુદ્રને તળીએ જઇ બેઠા. પોતે છોડી દીધેલી તક જ્યારે પોતાનાથી દૂર ગઇ ત્યારે તેની કિંમત કૅપ્ટન હુર્ન્ડનને જણાઇ પણ આખર દશામાં પોતાની જાતને ઠપકો આપવાથી શું વળે ? મૂર્ખતા ભરેલી તેની ખોટી આશાઓ અને અદ્રઢતાથી કેટલાનાયે પ્રાણ ગયા. નિર્બળ, સુસ્ત અને કાંઇ પણ નિશ્ચિત હેતુ વગર કામ કરનાર લોકો સારામાં સારા અવસરમાં કાંઇ પણ અર્થ કદી જોઇ શકતા નથી. જે પાણી વહી ગયું છે તેનાથી મિલ કદી આટો કાઢી શકશે નહિ એ જૂનો ઉપદેશ તેમને ઘણો પાછળથી સાંભરી આવે છે.

જે કાંઈ કોશિસ આવા લોકો કરે છે તેમાં તેઓ હમેશાં થોડા મોડા અગર થોડા વહેલા હોય છે. તેમને ત્રણ હાથ હોય છે. જમણો હાથ, ડાબો હાથ અને એક હાથ, જરા પાછળ એટલે તેઓ તેમના કામમાં પાછળ પડી જાય છે, મોડા પડી જાય છે. વિદ્યાર્થીઓ તરીકે તેઓ નિશાળે મોડા જાય છે, તેમના ઘરના કામમાં તેઓ અનિયમિત રહે છે. આ રીતે તેમને મોડા પડવાની તથા અનિયમિત થવાની ટેવ પડી જાય છે અને જ્યારે તેમને માથે જવાબદારી આવે છે ત્યારે માત્ર કાલેજ તેઓ ગયા હોતતો તેમને નોકરી મળત અગરતો હજી કાલ પણ મળશે એવો તેઓ વિચાર કરે છે. પૈસા મેળવવાને તેમને અનેક સંજોગ મળ્યા હતા એમ તેમને સાંભરે છે. કાંતો “**હાલ**” એટલે વર્તમાન સમય શિવાય બીજે વખતે પૈસા મેળવતાં તેમને આવડે છે એ વસ્તુસ્થિતિ હોય છે. ભવિષ્યમાં પોતાની સુધારણા કરવી અગર બીજાંઓને ભવિષ્યમાં મદદ કરવી એ તેમને આવડે છે પણ વર્તમાનમાં તેમને કોઈ તક જણાતી નથી. તેઓ હમેશાં જળાશય આગળ હોય છે. પણ જ્યારે ફિરસ્તો પાણી હલાવે છે ત્યારે તેમને અંદર નાંખનાર કોઇ હોતું નથી. પોતાને મળેલી તકનો તેઓ લાભ લઇ શકતા નથી.

એક અમુક રેલ્વેની ઍકૉમોડેશન ટ્રેનનો પાછળનો બ્રેકમેન **જો સ્ટોકર** રેલ્વેનાં બધાં માણસોને અત્યંત પ્રિય હતો. પેસેન્જરો પણ તેને ચહાતા કારણ કે તે બધાના સવાલના જવાબ આપવાને, બધાને ખુશ રાખવાને હમેશાં તત્પર રહેતો પણ તેને પોતાની જગાની પૂરી જવાબદારીનો ખ્યાલ ન હતો. તે લ્હેરી જીવડો હતો. જગત્‌ની જવાબદારીઓનું તેને ભાન ન હતું. તે છાંટા પાણી લેતો અને કોઇ વાંધો ઉઠાવતું તો તે હશી જતો અને એવો ખુશમિજાજથી જવાબ આપતો કે સામા મિત્રને એમ લાગતું કે પોતે ધારે છે તેટલો તેને ભય નથી. મિત્રોની સૂચનાઓનો તે ઉત્તર આપતો કે હું તમારો ઉપકાર માનું છું, મારી સ્થિતિ બરાબર છે. તમારે ફિકર કરવાની જરૂર નથી. એક સાંજે બરફનું ભારે તોફાન થયું અને તેની ટ્રેનને ઢીલ થઇ. તોફાનને લીધે આવી પડેલા કામના વધારાથી તે બડબડવા લાગ્યો. ખંદાઇ ભરેલી આંખનો ચાળો કરી તે વખતો વખત પોતાની પાસેની શીશીમાંથી પીવા લાગ્યો. તરતજ તે આનંદમાં આવી ગયો. પણ ટ્રેનનો એન્જીનીયર અને ગાર્ડ બન્ને સાવધ અને ફિકરવાળા હતા. થોડા વખતમાં બે સ્ટેશનની વચ્ચે ટ્રેન ઝટ લઇને અટકી. એન્જીનનો "**સિલીન્ડર હેડ**"* ઉડી ગયો હતો અને એજ ચીલા ઉપર એક એકપ્રેસ ટ્રન થોડીજ મિનીટમાં આવવાની હતી. ગાર્ડ તરતજ પાછલી ગાડીએ ગયો અને જોને રાતી બત્તી સાથે પાછા આવવાનો હુકમ કર્યો. બ્રેકમેન હસી પડયો અને બોલ્યોઃ—

"કાંઇ ઉતાવળ નથી, હું મારો ઓવરકોટ લાવું ત્યાં સુધી થોભો."

ગાર્ડે ગંભીરતા સાથે ઉત્તર દીધો, જો એક મિનીટ પણ થોભીશ નહિ. એકસ્પ્રેસ આવી પહોંચવાનો વખત થયો છે.

જોએ હસ્તે હસ્તે કહ્યું "સારૂ." તે પછી ગાર્ડ એન્જીન તરફ

---

* સીલીન્ડરના ઉપરનો ભાગ.

ઉતાવળે ગયો. પણ બ્રેકમેન એકદમ ગયો નહિ. તે પોતાનો ઓવરકોટ પહેરવા રહ્યો. પછી ટાઢ રોકવા માટે ફરી એક ઘુંટડો તેણે પીધો પછી ધીરે ધીરે ફાનસ લીધું અને સીસોટી વગાડતો ચીલા ઉપર ઉતર્યો.

એક દસ પગલાં તે આગળ ગયો નહિ તેટલામાં તો તેણે એકસ્પ્રેસની સ્ટીમનો ધમધમાટ સાંભળ્યો. પછી તે દોડયો પણ મોડો પડયો. એકસ્પ્રેસના એન્જીનમાંથી એક ક્ષણમાં સામે ઉભેલી ટ્રેન દૂરબીનથી જોવામાં આવી પણ ઉપાય ન હતો. ઉતારૂઓના ચૂરેચૂરા થઇ ગયા અને તેમની ચીસો સ્ટીમના સુસવાટમાં ભળી ગઇ. આગળ ઉપર જોની જ્યારે તેઓએ તજવીજ કરી ત્યારે તે અદૃશ્ય થઇ ગયો હતો. બીજે દિવસે એક તબેલામાં તે મળી આવ્યો. તેને સન્નિપાત થયો હતો. એક ધારી લીધેલી ટ્રેન આગળ તે ખાલી ફાનસ હલાવતો હતો, અને "જો હું મોડો ન પડયો હોત તો" એમ બોલતો હતો.

પહેલાં તેને ઘેર લઇ જવામાં આવ્યો. પછી તેને ગાંડાની હોસ્પિટલમાં લઇ જવામાં આવ્યો. આ ઉદ્વેગભરી જગામાં એજ અખંડ નિશ્વાસ કરતાં બીજો કોઇ વધારે શોકજનક અવાજ સંભળાતો નહિ. 'હું મોડો ના પડયો હોત તો. હું મોડો ન પડયો હોત તો' એમ આ કમનસીબ બ્રેકમેન લવ્યા કરતો હતો. તેની બહુ મોટી ભૂલથી ઘણા માણસોના જાન ગયા.

જેઓ ફરી તક મેળવવાને તથા ઘણા વખત પહેલાં કરેલી ભૂલ સૂધારવાને, પાછળથી પોતાની જીંદગી આપવાને માટે પણ તૈયારી બતાવે છે એવાં ઘણાં માણસ સ્વગત કહ્યા કરે છે **"મેં આમ કર્યું હોત તો, મેં આમ ન કર્યું હોત તો."**

ડીન આલ્ફ્રેડ કહે છે કે કેટલીક ક્ષણો એવી હોય છે જે વર્ષો કરતાં પણ વધારે મૂલ્યવાન્ હોય છે. એમાં આપણું કાંઇ

ચાલીજ ન શકે, મહત્વ અગર કિંમતની બાબતમાં વખતના જૂદા જૂદા વિસ્તારનું પ્રમાણ કામ આવતું નથી. એક અનિશ્ચિત, અણધારી પાંચ મિનિટમાં તો જીંદગીનો મોટામાં મોટા બનાવ બને. આ ઘણી મહત્વની પાંચ મિનિટ ક્યારે આવશે તે કહી શકાતું નથી.

આર્નોલ્ડ કહે છે કે જેને આપણે દશા ફરવાનો સમય કહીએ છીએ તે પણ કોઈ ખાસ પ્રસંગ, કોઇ ખાસ તક હોય છે. આગળ કોઇપણ બાબતની જે કાંઇ તાલિમ મળી હોય છે તેનું એકંદર પરિણામ આ ખાસ પ્રસંગેજ થઇ આવે છે. આકસ્મિક સંયોગોનો લાભ લેવાનું જેમને શિક્ષણ મળ્યું છે તે શિવાયના સર્વને આકસ્મિક સંયોગ કાંઇપણ કામના થઈ પડતા નથી. કોઇપણ તકનો લાભ લેવાને તમે તૈયાર નહિ હો તો તે તકથીજ તમે હાસ્યાસ્પદ થશો.

આપણને મુશ્કેલી એ છે કે એકદમ આપણે હમેશાં પૈસા, કીર્તિ કે લાયકાત મેળવવાનો બાદશાહી અવસર જોતા રહીએ છીએ. એમર્સન કહે છે તે પ્રમાણે અમેરિકાની ઉપર ઉપરની બાંગતો, ઉપર ઉપરના દેશાભિમાનથી આપણે અંજાઇ ગયા છીએ. ઉમેદવારી કર્યા વગર આપણે ઉસ્તાદ થવા માગીએ છીએ, અભ્યાસ વગર આપણે જ્ઞાન મેળવવા માગીએ છીએ, અને ઉધારથી પૈસા મેળવવા માગીએ છીએ. રાજદ્વારીઓ છૂપાં મંડળોને લાંચ આપી સત્તા મેળવે છે, હોટેલવાળાઓ સાથે રહી તેઓ વગસગ મેળવે છે, કપટથી તેઓ પૈસા મેળવે છે, જ્યુરીને પ્રલોભનો આપી, કેદથી આ લોકો બચી જાય છે, તેથી ઉંચા કાચથી જીંદગીના પ્રશ્નો તપાસવાનો આપણને મોહ થાય છે. કોલેરાથી, પ્લેગથી આપણે દૂર રહીએ છીએ તેમ આવી તકોથી, આવી ખરાબ લાલચોથી આપણે દૂર રહેવું જોઇએ. ઉપરથી તો આ બધાનો પાયો સંગીન છે એમ આપણને જણાય છે પણ તેથી આખરે આપણી અપકીર્તિ

થાય છે, ગુન્હા કરવા પડે છે, માનવજાતિને હાનિકારક થવાના પ્રસંગ આવે છે અને વખતે આત્મઘાત કરવાની સ્થિતિ ઉપર આવવું પડે છે.

એક સાધારણ કહેવત છે કે નસીબ વિજ્ઞાનને દરેક વખતે હઠાવી દે છે પણ આ કહેવત જુગારીઓની છે, મૂર્ખાઓનું તે સૂત્ર છે.

યુવાન્ પુરૂષો અને સ્ત્રીઓ, આખો દિવસ તમે સુસ્ત કેમ પડી રહો છો? તમે જન્મ્યાં તે પહેલાં શું સઘળી જમીન ખેડાતી હતી? ખેડાયા વગરની બિલકુલ જમીન નહોતી? જમીન ઉત્પન્ન આપતી બંધ થઇ ગઇ છે? સઘળી જગાઓ પૂરાઇ ગઈ છે? બધા પ્રસંગ ચાલ્યા ગયા છે? તમારા દેશનાં સઘળાં સાધનોનો પૂરેપૂરો વિકાસ થઇ ગયો છે? કુદરતનાં બધાં રહસ્ય જણાઇ ગયાં છે? અખત્યાર કરવામાં આવ્યાં છે? તમારી સુધારણા માટે અગર અન્યના કલ્યાણ માટે વર્તમાન સમયનો ઉપયોગ કરવાનો માર્ગ નથી? વર્તમાન જીવનની સ્પર્ધા શું એટલી બધી સખ્ત, એટલી બધી ડરી જવા જેવી છે કે માત્ર પ્રમાણિકપણે, નિભાવ જેટલું મળે તેટલાથી તમારે સંતોષ માનવો જોઇએ? આ પ્રગતિમાન્ જમાનો, જેમાં તમારા પ્રોત્સાહન માટે ભૂતકાળના અનુભવનો સંગ્રહ કરી રાખવામાં આવ્યો છે તેમાં તમને જીવનની બક્ષિસ મળી છે તે શું એટલા માટે મળી છે કે માત્ર પાશવ જીવનના સરવાળામા તમે એક વધારે છો એટલુંજ તમે બતાવી શકો?

દરેક ઠેકાણે જૂનાને બદલે નવું આવતું જાય છે, બીજાં વધારે સારાં યંત્રો નીકળવાથી માત્ર દસજ વર્ષ પહેલાંનાં યંત્રો જૂના લોઢા તરીકે તરતજ વેચી નાંખવાં પડે છે. આપણા પૂર્વજોની પદ્ધતિઓ સારી સુધરેલી પદ્ધતિઓ આગળ દિનપ્રતિદિન અદૃશ્ય થતી જાય છે. ઉદ્યોગ અને પ્રગતિ માટે જીવન અર્પણ કરનાર મનુષ્યો એક

પછી એક મૃત્યુ પામતાં જાય છે અને જેમ જેમ જીવનના નિર્વાહ માટેની લડત વધતી જાય છે તેમ તેમ લડતમાં ખાલી પડતી જગાઓ લેવાને વધારે મજબૂત હાથ અને વધારે સાચાં હૃદયનાં સ્ત્રી પુરૂષોની જરૂર પડે છે.

તમે એવા જમાનામાં અને દેશમાં જન્મ પામ્યા છો કે સ્થળે સ્થળે કોઇ સમયે નહિ જણાયલાં તેવાં સાધન અને તક ઉભરાઇ જાય છે તો, જે કામ માટે ઇશ્વરે તમને પૂરતી બુદ્ધિ અને શક્તિ આપ્યાં છે તેમાં પણ તેની મદદ માગી શા માટે તમારે અદબ વાળી બેશી રહેવું જોઇએ ? એવી એક વાત છે કે પ્રભુની પ્રીતિ-વાળાં મનુષ્યોને એમ લાગ્યું કે રાતા સમુદ્રને લીધે આપણાથી આગળ વધાય તેમ નથી ત્યારે તેમનો અગ્રેસર પ્રભુની સહાયતા માટે પ્રાર્થના કરવા થોભ્યો. પ્રભુએ કહ્યું કે "તું મને શા માટે કાલાવાલા કરે છે. તું આ માણસોને એમ કહે કે આગળ વધો."

કરવા જેવું કામ જગત્માં ઘણું છે. માનવસ્વભાવની ઘટના એવી છે કે **એક સારો શબ્દ,** અગર **જૂજ મદદ** અનેક સમયે પોતાના જાતિબંધુ ઉપર આવતી આપત્તિનો ધસારો અટકાવી શકે અગર ફતેહનો તેનો માર્ગ મોકળો કરી આપે. આપણી બુદ્ધિ શક્તિની એવી રચના કરવામાં આવી છે કે પ્રમાણિક, સાચા દિલના અને આગ્રહપૂર્વક યત્નોમાંજ આપણું વધારેમાં વધારે સુખ રહેલું છે એમ માલમ પડે છે. હિમ્મત આપે અને કામ કરવાને જે વડે ઉત્તેજન મળે તેવાં અસંખ્ય દૃષ્ટાન્ત તમારી આગળ રજુ છે. તે સાથે, કામ કરવાની, લાભ મેળવવાની તક, દરેક પળે, તમારી સન્મુખ આવી ઉભી રહે છે.

તક માટે રાહ જોતા નહિ, તમારી તક તમે ઉત્પન્ન કરો. એક દોરા ઉપરના મુઠીભર કાચના મણકાથી તારાઓનું અંતર

ભરવાડના છોકરા ફર્ગ્યુસને ગણ્યું, એ એક તક મેળવી અગર ઉત્પન્ન કરી કહેવાય. ખાણોમાં કોલસાનાં વેગનોની ગંદી બાજુઓ ઉપર ચાકના કકડાથી જ્યોર્જ સ્ટીવન્સન ગણિત શીખ્યો—તે રીતે તમે તક મેળવો અગર ઉત્પન્ન કરો. અનેક અશક્ય પરિસ્થિતિમાં પણ નેપોલિયને તક મેળવી તેવી રીતે તમે પણ મેળવો. જન-સમૂહના અગ્રેસરોએ યુદ્ધમાં તેમ સુલેહશાન્તિના સમયમાં પોતાના વિજયના પ્રસંગ મેળવ્યા છે તેમ તમે પણ મેળવો. કોઇપણ પ્રયત્ન કરવા લાયક બાબત પરિપૂર્ણ કરવાને દરેક માણસે તક મેળવવી જોઇએ તે પ્રમાણે તમે પણ મેળવો. સોના જેવી તકો પણ સુસ્તોને ઉપયોગી નથી પણ ઉદ્યોગીને સાધારણમાં સાધારણ તક સોનાની થઇ પડે છે.

"માનવ જીવનમાં અમુક એવા સંયોગ આવે છે જેનો ખરે વખતે લાભ લેવામાં આવે તો નશીબ ખુલી જાય છે. જો તે સંયોગ વિસારી દેવામાં આવે તો તેમના જીવનનો પ્રવાસ ક્ષુદ્રતા અને સંકટમાં આવી અટકે છે. જ્યારે સંયોગ લાભજનક હોય તે વખતે આપણે તેનો ઉપયોગ કરવો જોઇએ નહિ તો આપણાં કામ નિષ્ફળ જાય છે."

"તક બે વાર મળતી નથી માટે જ્યારે તકથી દૈવ અનુકૂળ દેખાતું હોય અને કર્તવ્યની દૃષ્ટિએ અમુક માર્ગ ઇષ્ટ માલમ પડતો હોય તે સમયે તેનો ઉપયોગ કરો. ભયરૂપી પડછાયાથી ડરી જઇ, બચવા માટે વેગળા ખશી જતા નહિ. આનંદ તેના રમણિય સ્થાનથી તમને આકર્ષી રહ્યો હોય, લોભાવી રહ્યો હોય તો પણ અટકતા નહિ પરન્તુ બહાદૂરીથી, હિમ્મત સાથે નક્કી કરેલા લક્ષ્ય તરફ આગળ વધો."



# પ્રકરણ ૨ જું.

## કાંઈ પણ ભાવ વગરના છોકરા.

" કાળામાં કાળી ભોંયમાંજ સુંદરમાં સુંદર ફૂલ ઉત્પન્ન થાય છે અને ઉંચામાં ઉંચાં તથા મજબૂતમાં મજબૂત ઝાડ, ખડકોમાંથી પણ ગગન તરફ આગળ વધે છે." **જે. જી. હૉલેન્ડ.**

" ગરીબી ઘણી ભયંકર છે અને કેટલીક વખત આપણામાં જે કાંઇ "આધ્યાત્મિક" હોય છે તેનો તે નાશ કરે છે; પરંતુ ઉત્તર તરફના પવનથીજ માણસોમાં હિમ્મત અને મજબૂતી આવે છે. દક્ષિણના આનંદજનક પવનથી તો માણસ, માત્ર મીઠા સ્વપ્નમાંજ પડી જાય છે." **ઉઈડા.**

" ગરીબી કડવી અને તિરસ્કાર પાત્ર હોય છે છતાં તે કલ્યાણકારક હોય છે. તેના સદ્‌ગુણ સમજવામાં આવતા નથી પણ જેનો વિચાર આવવો અશક્ય છે એવી અનેક બાબતો, ગરીબીથીજ, તંગીથીજ સંપૂર્ણ થઇ શકે છે. માણસના હૃદયમાં હિમ્મત તેથીજ ઉત્પન્ન થાય છે, તેનાથી બુદ્ધિ તીક્ષ્ણ બને છે, આગ્રહ ઉત્પન્ન થાય છે. તેનાથી એકદમ દીર્ઘદૃષ્ટિ ઉત્પન્ન થાય છે, તેનાથી ધૈર્ય આવે છે અને તેને જો સહનશીલતાથી નિભાવી લેવામાં આવે તો જીવન સુધરી જાય છે." **ડ્રાયડન.**

" ગરીબી એ છઠ્ઠી ઇંદ્રિ છે." **જર્મન કહેવત.**

" આપત્તિ હમેશાં શાપ સમાન હોતી નથી. પહેલી આફત એ પાછળથી ઘણીવાર સુખકર થઇ પડે છે. મુશ્કેલીઓની પાર જવાથી બોધ મળે છે એટલુંજ નહિ પણ આપણી ભવિષ્યની લડતમાં તેથી હિમ્મત આવે છે" **શાર્પ.**

" ઉદ્યોગોના અગ્રેસરોએ પોતાના જીવનની શરૂઆત ગરીબ છોકરાઓ તરીકે કરી હતી તે વિષે કાંઇ પણ શક નથી." **સેથ લો.**

" નમ્રતા એ નવીન મહત્વાકાંક્ષાની નીસરણી છે, એ એક સાધારણ રીતે સાબિત થયેલી બાબત છે." **શેક્સપિયર.**

ડેન્માર્કમાં બાળકોની એક પાર્ટિમાં એક ખુબસુરત નાની છોકરીએ કહ્યું કે "હું તો દરબારમાં જઉં છું, આવું છું. મારા પિતા દરબારી ઘોડાવાળા છે. આ જગા ઘણી ઉંચી કહેવાય છે." તેણે વળી ઉમેર્યું કે "જેમના નામની છેડે "**સેન**" આવે છે એમનો શો હિસાબ? અમારે, અમારા હાથ કમાનદાર અને કોણીઓ અણીદાર રાખવી પડે છે જેથી જેમના નામને છેડે "**સેન**" હોય તેમને દૂર ને દૂર રાખી શકાય.

પૈસાદાર વેપારી **પીટરસેન**ની છોકરીએ કહ્યું, "બાળકોમાં વહેંચવા માટે સો ડોલરની મીઠાઇ ખરીદી શકે તેટલી મારા પિતાની શક્તિ છે. તમારા પિતાની તેટલી શક્તિ છે?"

એક અધિપતિની છોકરીએ કહ્યું કે "હા! પણ મારા પિતા તારા તેમ દરેકના પિતાને છાપે ચઢાવી શકે. મારા પિતા કહે છે કે દરેક માણસ તેમનાથી બીહે છે; કારણ કે પોતાના પેપર વડે તે ધારે તે કરી શકે છે."

રસોયા તરફથી શળીયો ફેરવતો અને તેની પરવાનગીથી ઓરડાની ફાટમાંથી પાર્ટિ જોતો એક છોકરો વિચાર કરવા લાગ્યો, "હું આમાંના બધાના જેવો થાઉં તો કેવું સારૂં!"

પણ તેમ થવું સંભવિત લાગતું નહોતું. તેનાં માતપિતા પાસે એક દોકડો પણ હતો નહિ અને તેના નામને છેડે "**સેન**" લખાતું હતું.

કેટલાંક વર્ષ પછી જ્યારે આ પાર્ટિવાળાં છોકરાં પુરૂષ અને સ્ત્રીની અવસ્થામાં આવ્યાં ત્યારે સુંદર અને મૂલ્યવાન્ વસ્તુથી ભરપૂર એક સુંદર મકાન તેઓ જોવા ગયાં. ત્યાં તેઓ તેમના માલિકને મળ્યા. ઓરડાની ફાટમાંથી જોનાર છોકરો આ મકાનનો માલિક બન્યો હતો.

થોર્વાલ્ડસેનના નામથી પ્રસિદ્ધ થયેલો શિલ્પી આજ માણસ હતો.

એક ગરીબ ડેનિશ છોકરો જે પોતાના નામ માત્રને લીધે જીવનમાં આગળ વધતાં અટક્યો નહોતો અને જે પાછળથી હાન્સ એન્ડરસનના નામથી પ્રસિદ્ધ થયો હતો તેની બનાવેલી એક વાર્તામાંથી આ ચિત્ર લેવામાં આવ્યું છે.

નિર્ધનોના આશ્રમમાંથી મુક્ત થવા તથા કેળવણી લેવા માટે ઉમેદ રાખતા કીટો નામના બહેરા છોકરાએ પોતાના બાપને કહ્યું કે "ભૂખે મરવાની મને બીક નથી. જે જોઇએ તે મારી આજુબાજુ છે અને ભૂખ કેમ અટકાવવી તે હું જાણું છું. એક થોડા ગુંદરથી પણ હોટેનટોટ લોકો પોતાનો નિભાવ કરે છે. તેઓ વળી જ્યારે ભૂખ્યા થાય છે ત્યારે પોતાના શરીરની આજુબાજુ પાટા બાંધે છે. ખેતરોની વાડે બોર અને બીજાં ફળ છે. ખેતરોમાંથી કાંઇ ને કાંઇ ખાવાનું મળશે. સૂવા માટે પરાળનું સુંદર બિછાનું થઇ શકશે."

દારૂડીયા બાપનો આ ગરીબ બહેરો છોકરો જે એક લાચાર છોકરા તરીકે જોડા શીવવાના કામ વગર બીજું કાંઇ પણ કામ કરી નહિ શકે તેમ ધારવામાં આવતું હતું તે જગતમાં બાઇબલના અભ્યાસકો અને વિદ્વાનોમાં અગ્રગણ્ય થયો. તેણે પોતાનું પહેલું પુસ્તક ગરીબ લોકો માટેના કારખાનામાંથી પ્રસિદ્ધ કર્યું હતું.

કેટ ફિલ્ડના "વૅાશિંગટન" માં એક લેખક લખે છે તેમ ક્રિયોન એક ગ્રીક ગુલામ હતો; પરંતુ કલાની નૈસર્ગિક શક્તિનો તે દાસ હતો. સૌંદર્ય એ તેનો પૂજ્ય દેવ હતો અને તેની તે અનન્ય ભાવથી ઉપાસના કરતો.

મહાન્ ઈરાની હુમલાને હઠાવ્યા પછી એક એવો કાયદો અમલમાં મૂકવામાં આવ્યો હતો કે સ્વતંત્ર માણસો (ગુલામ નહિ તેવા) શિવાય કોઇએ કલાનો અભ્યાસ કરવો નહિ, તેનું શિક્ષણ

લેવું નહિ. આ કાયદો જ્યારે અમલમાં મૂકવામાં આવ્યો ત્યારે તે એક એવા ગ્રુપમાં રોકાયો હતો કે મહાન્‌માં મહાન્ શિલ્પી ફિડિયાસ અને પેરિક્લિસ તરફથી પણ તેને સાબાશી મળવાની આશા હતી.

શું કરવું, કેમ કરવું એ વિચારો હમેશાં તેના મગજમાં ઘોળાયા કરતા. પોતાની આગળના આરસના કકડાને તેણે પોતાનું મગજ, પોતાનું હૃદય, પોતાનો આત્મા, પોતાની જીંદગી અર્પણ કરી હતી.

નવીન કળા, નવીન પ્રેરણા માટે દરરોજ તે ઘુંટણીએ પડી પ્રાર્થના કરતો. અભિમાન અને આભારની વૃત્તિ સહિત તે માનતો કે દેવે તેની વિજ્ઞપ્તિ સાંભળી છે, દેવે જ તેના હાથને શક્તિ અને ગતિ આપી છે અને તેની આકૃતિઓ જીવંત જણાતી તે બાબતમાં ચૈતન્ય આપનાર પણ દેવજ છે, પણ હાલ દેવોએ તેનો ત્યાગ કર્યો હોય એમ જણાતું હતું.

ક્રિયોનની સ્નેહાળ બ્હેન કલીઓનને પણ પોતાના ભાઇની માફકજ આ કાયદાનો સખ્ત આઘાત લાગ્યો. તે પ્રાર્થના કરવા લાગી કે 'હે દેવી, હે માતા! હે મારા આશ્રયદાતા, અનેક સમયે મેં તને આહૂતિ આપી છે, તું મને સહાય કર!'

પછી તેણે પોતાના ભાઇને કહ્યું, ક્રિઓન, તું આપણા ઘરના ભોંયરામાં જા. ત્યાં અંધારૂં છે. દીવાબત્તી અને ખોરાક હું તને પૂરાં પાડીશ. તું તારૂં કામ કર્યે જા. ઇશ્વર આપણને સહાય થશે.'

ક્રિયોન ભોંયરામાં ગયો અને પોતાની બહેનના રક્ષણ નીચે, તેની હાજરીમાં રાત્રી દિવસ તેણે પોતાનું કીર્તિમાન્ તેમ[illegible]મ ભરેલું કામ આગળ ચલાવ્યું.

આ અરસામાં કલાના કામના નમૂનાનું પ્રદર્શન જોવા આખા ગ્રીસને એથન્સનું આમંત્રણ થયું. એગોરામાં પ્રદર્શન ભરાયું હતું. પેરિક્લીસ તેનો પ્રમુખ હતો. તેની બાજુમાં એસ્પેસિયા, ફિડિયાસ,

સોક્રેટિસ, સોફોક્લીસ અને અન્ય પ્રસિદ્ધ પુરૂષો હતા.

મહાન્ ઉસ્તાદોના કામના નમૂના ત્યાં રજુ થયા હતા; પણ એક ગ્રુપ અન્ય સર્વ ગ્રુપ કરતાં ઘણુંજ સુંદર હતું. જાણે દેવોએ એ ઘડયું હોય એવું તે જણાતું હતું. સર્વનું તે ધ્યાન ખેંચી રહ્યું હતું. આ ગ્રુપથી પ્રતિસ્પર્ધી કલાવિશારદોમાં અત્યંત ઇર્ષ્યા ઉત્પન્ન થઇ રહી હતી.

આ ગ્રુપ તૈયાર કરનાર કોણ છે? આ પ્રશ્નનો કોઇ ઉત્તર આપી શકયું નહિ.

દૂતોએ ફરી ફરીને પ્રશ્ન કર્યો પણ કાંઇ ઉત્તર મળ્યો નહિ. સૌને મન આ એક રહસ્ય જેવું હતું. તે ગુલામનું કામ તો નહિ હોય? મહાન્ સંક્ષોભ, ખળભળાટ વચ્ચે, લૂગડાંની કાંઇપણ વ્યવસ્થા વગર, છૂટા કેશ, આંખમાં નિશ્ચય અને બીડેલા હોઠવાળી એક સુંદર કુમારિકાને એગોરામાં દાખલ કરવામાં આવી. અમલદારોએ કહ્યું, કે આ સ્ત્રી શિલ્પીને ઓળખે છે એવી અમારી ખાતરી થઇ છે પણ તે તેનું નામ આપશે નહિ.

કલીઓનને પ્રશ્ન કરવામાં આવ્યો પણ તે મૂગી રહી. તું નહિ કહે તો તને સજા થશે એમ તેને કહેવામાં આવ્યું પણ તેના હોઠ બંધ રહ્યા.

પેરિકલીસે કહ્યું ત્યારે કાયદામાં ચોક્કસ આજ્ઞા છે અને કાયદાનો અમલ હું કરીશ. એ છોકરીને કેદખાનામાં લઇ જાઓ.

તે બોલતો હતો તેવામાં વિખરાયલા, ઉડતા વાળ, પાતળો પણ પ્રતિભાની પ્રકાશયુક્ત કાળી આંખોવાળો એક યુવાન્ આગળ ધસી આવ્યો અને પેરિકલીસ આગળ આવીને તે બોલ્યો, પેરિક્લીસ, એ છોકરીને માફ કરો. તેને બચાવી લો. ખરો ગુન્હેગાર હું છું. મેં ગુલામે આ ગ્રુપ તૈયાર કર્યું છે.

ગુસ્સે થયેલા લોકો બોલી ઉઠયા, ગુલામને કેદખાને લઇ જાઓ. પેરિકિલસે કહ્યું, મારામાં જીવ છે ત્યાં સૂધી હું તેમ નહિ કરવા દઉં. પેલું ગ્રુપ જુઓ. દેવ એવો ચૂકાદો આપે છે કે એક અન્યાયી કાયદા કરતાં ગ્રીસમાં કાંઈક ઉંચી બાબત રહેલી છે. સૌન્દર્યનો, કલાનો વિકાસ કરવો એ કાયદાનો ઉંચામાં ઉંચો હેતુ હોવો જોઇએ, એથન્સને, જો, માણસો યાદ કરશે, તેઓ તેના ઉપર પ્રીતિ રાખશે તો એથન્સની કલા ઉપર જે પ્રીતિ છે તેથીજ તે યાદ થશે, પ્રીતિ પાત્ર રહેશે, અમર થઈ જશે. એ યુવાનને કેદખાનામાં નહિ લઇ જતાં મારી પાસે લાવો.

ત્યાં પછી એકઠા થયેલા લોકોની વચ્ચે એસ્પેસિયાએ પોતાના હાથમાંનો ઓલાઇવનો મુકુટ ક્રિઓનના મસ્તક ઉપર મૂકયો અને સઘળાંના હર્ષનાદ વચ્ચે ક્રિઓનની સ્નેહાળ અને ભ્રાતૃવત્સલ બ્હેનને મૃદુતા સાથે તેણે ચુંબન કર્યું.

ઇસપ ગુલામ હતો પણ કીર્તિ મેળવવાનો માર્ગ સહુને માટે ઉઘાડો છે તે સર્વને વિદિત થાય તે માટે એથન્સના લોકોએ તેના સન્માનમાં તેનું એક પૂતળું ઉભુ કર્યું હતું. ગ્રીસમાં જે કોઇ, કલા, સાહિત્ય અગર યુદ્ધમાં નામના કાઢે તેને દ્રવ્ય અને અમરત્વ ખાતરી-પૂર્વક મળતાં. આ પ્રકારનાં કાર્યમાં પ્રયાસ કરતાં ગુણવાન્ માણસોને ઉત્તેજન આપવા માટે તેના જેટલું બીજા કોઇ દેશ તરફથી થયું નથી. પ્રતિભા, નિપૂણતા અને સૌંદર્યને ગ્રીક લોકો પૂજતા.

વાઇસ પ્રેસિડંટ વિલ્સન કહેતો કે હું ગરીબીમાં જન્મ્યો હતો. મારા પારણાને ને દરિદ્રતાને છેટું નહોતું. કેટલીક વખતે એમ બનતું કે હું રોટલો માગું પણ ઘરમાં રોટલો મળે નહિ. દસ વર્ષની ઉમ્મરે હું ઘર છોડી નીકળ્યો હતો. ૧૧ વર્ષ સૂધી મેં ઉમેદવાર તરીકે કામ કર્યું હતું અને તે દર્મિયાન દર વર્ષે એક મહિનો મેં શિક્ષણ

લીધું હતું. ૧૧ વર્ષની સખ્ત મહેનત પછી બળદની બે જોડ અને ૭ ઘેટાં મને મળ્યાં. આના મને ૮૪ ડોલર ઉપજ્યા. આનંદને માટે મેં એક પણ ડોલર ખર્ચ્યો ન હતો. જન્મથી માંડી ૨૧ વર્ષનો હું થયો ત્યાં સૂધી એકેક પેની પણ હું ગણી જોતો. માઇલના માઇલ સૂધી કંટાળા ભરી મુસાફરી કરવાનો અને 'કાંઇક મહેનતનું કામ આપો–ઉદ્યમ આપો' એમ કહેવાનો મને અનુભવ છે. એકવીસ વર્ષનો હું થયો તે પછી પહેલા માસમાં હું જંગલમાં જતો, બળદની જોડી હાંકતો અને લાકડાના વેઢા ચીરતો. દિવસ ઉગતા પહેલાં હું ઉઠતો અને સાંજે અંધારૂં થયા પછી પણ સખ્ત મહેનત કરતો અને આખા મહિનાના આવા કામ માટે મને ૭ ડોલર જેટલી મોટી રકમ મળતી! રાત્રીએ ચંદ્ર દેખાય છે તેટલો મોટો (ગાડીના પૈડા જેવો, મૂળાના પીતા જેવો) આ દરેક ડોલર મને જણાતો.

સ્વસુધારણા માટેની, આગળ વધવાની એક પણ તક નહિ ખોવાનો મિ. વિલ્સને નિશ્ચય કર્યો હતો. અવકાશના વખતની કીંમત તેના જેટલી કોઇકજ જાણતું હશે. આ સમય સોના મહોર જેવો હોય એમ ગણી તેને તે પકડી લેતો અને તેમાંથી જે કાંઇ મળી શકે તે મેળવ્યા વગર તે પસાર થવા દેતો નહિ. ૨૧ વર્ષ પહેલાં તેણે એક હજાર સારી ચોપડીઓ વાંચી હતી. ખેતીનું કામ કરતા છોકરાઓ માટે આ કેવું અનુકરણીય દૃષ્ટાન્ત છે! ખેતીનો ધંધો છોડી, સો માઇલ કરતાં પણ વધારે દૂર મોચીનો ધંધો શીખવા મસાચ્યુસેટસમાં નાટિક તે ગયો. બંકરહિલનો કીર્તિસ્તંભ અને બીજાં હદ નિશાન તે જોઇ શકે તે માટે બોસ્ટન થઇને તે ગયો. આખી મુસાફરીનું તેને એક ડોલર અને ૬ સેન્ટ ખર્ચ થયું. એક વર્ષમાં તે નાટિકની ડિબેટિંગ કલબનો આગેવાન થયો. આઠ વર્ષ પૂરાં ન થયાં તેટલામાં તો તેણે મસાચ્યુસેટસની ધારાસભામાં ગુલામી સામે

ભાષણ કર્યું. ૧૨ વર્ષ પછી સંસ્કારી અને શિષ્ટ સજ્જનની સાથે રહી કોન્ગ્રેસમાં તે કામ કરવા લાગ્યો. તેને મન દરેક પ્રસંગ મહાન્ પ્રસંગ હતો. પોતાની જીંદગીના દરેક સંજોગને તે ફતેહના સાધન રૂપ બનાવતો.

"આવો કઢંગો પોશાક પહેરી હવે તું શહેરમાં ફરીશ નહિ. હું તને સ્ટોર ઉપર એક કાગળ લખી આપું છું. હોરેસ, જરા ડ્રેસ બરાબર પહેર." મિ. સ્ટેરેટનાં આ વચન સાંભળી, પોતાનાં કપડાં કેવાં ચીંથરેહાલ હતાં તે જાણે તેણે પહેલાં જોયુંજ ન હોય એમ હોરેસ જોવા લાગ્યો. તેણે જવાબ દીધો, 'મિ. સ્ટેરેટ તમે જાણો છો કે મારા પિતા નવી જગા ઉપર છે. હું મારા પિતાને જેમ બને તેમ વધારે મદદગાર થવા માંગું છું.' સાત મહિનામાં પોતાના અંગત ખર્ચ માટે તેણે ૭ ડોલર ખર્ચ્યા હતા અને એરિ ગેઝેટવાળા જજ્જ જે. એમ સ્ટેરેટ પાસેથી, બદલીમાં કરેલા કામ માટે તેને ૧૩૫ ગીની મળવાની હતી. તેણે પોતે માત્ર પંદર ડોલર રાખ્યા હતા અને બાકીના બધા પોતાના પિતાને આપ્યા હતા. વર્મોન્ટથી વેસ્ટર્ન પેન્સિલવેનિયા સુધી તે પોતાના પિતા સાથે ફર્યો હતો. વરૂથી ઘેટાંનો બચાવ કરવા માટે પોતાના પિતાને ખાતર તે દિવસોના દિવસ રાત્રીએ બહાર પડી રહેતો. તેને લગભગ એકવીશ વર્ષ થયાં હતાં. જો કે તે પાતળો અને ભૂખરા વાળથી કઢંગો જણાતો હતો, તેનો ચહેરો ફિક્કો અને અવાજ રોતડી હતો છતાં ભાગ્યોદય માટે તે ન્યુયોર્ક ગયો. પોતાની ખભાની લાકડીપર પોટકું લટકાવી સાઠ માઇલ જંગલમાં ચાલી તે બફેલો ગયો, ત્યાંથી હોડીમાં નહેરપર થઇ તે આલ્બની ગયો, એક મછવામાં તે હડસન નદી ઉતર્યો અને ૧૮૩૧ ના ઑગસ્ટ માસની ૩૧ મી તારીખે સૂર્યોદય સમયે તે ન્યુયોર્ક જઇ પહોંચ્યો. અઠવાડિયાના અઢી ડોલર આપી તે વીશીમાં ખાતો. છસેં માઇલની મુસાફરીમાં તેણે પાંચ ડોલર ખર્ચ્યા હતા. કેટલાએક

દિવસ સુધી મહેલાઓમાં તે આમ તેમ ફર્યો, કેટલાંયે મકાનોમાં તે ગયો અને કોઇને માણસ જોઇએ છીએ કે કેમ તેની પૂછપરછ કરી. ઘણે ભાગે નકારમાંજ જવાબ મળતો. તેના વિચિત્ર પહેર-વેશથી ઘણાને એમ લાગતું કે તે નાઠેલો શિખાઉ છે. તે જમવા જતો હતો ત્યાં તેણે એક રવિવારે એમ સાંભળ્યું કે વેસ્ટ પ્રિન્ટિગ ઑફિસમાં છાપનારની જરૂર છે. સોમવારે સવારે પાંચ વાગતામાં તો તે મકાનના દરવાજા આગળ આવી ઉભો અને સાત વાગે તો મુકાદમને પૂછ્યું કે કાંઇ જગા છે કે? વેસ્ટને ખબર નહિ કે અનેક ભાષામાં છપાતા બાઇબલ માટે કામની જરૂર હતી અને તે કામ આ ગામડી શિખાઉ કરી શકશે. તેણે પોતાનાં માણસોને હુકમ કર્યો કે એક કેસ તૈયાર કરો અને નવો માણસ કાંઈ કરી શકે છે કે કેમ તે આપણને માલુમ પડી આવશે. જ્યારે પ્રેસના માલિક અંદર આવ્યા ત્યારે નવા આવનાર માટે તેમણે વાંધો ઉઠાવ્યો અને તેનું પહેલા દિવસનું કામ થઈ જાય કે તરત તેને જવા દેવાને મુકાદમને હુકમ કર્યો. તે દિવસે, આખો દહાડો તેણે કરેલા વધારેમાં વધારે કામનું ભૂલ્યો વગરનું પ્રુફ તેણે બતાવ્યું. દશ વર્ષમાં હોરેસ એક નાની પ્રીન્ટિગ ઑફિસમાં ભાગીદાર થયો. તેણે યુનાઇટેડ સ્ટેટસમાં સારામાં સાર "ન્યુયોર્ક" પત્ર કાઢ્યું પણ તેમાં તેને નફો મળ્યો નહિ. ૧૮૪૦માં જ્યારે હેરિસનને પ્રેસિડંટ તરિકે નીમવામાં આવ્યો ત્યારે હૉરેસ ગ્રીલિએ "લૉગ કૅબિન" કાઢ્યું. આ પત્રનો ૯૦૦૦૦ જેટલો આશ્ચર્યજનક પ્રચાર થયો. નકલની પેનિ એ કિંમતથી તેણે કાંઇ પૈસા મેળવ્યા નહિ. પછી તેણે એક સેન્ટની કિંમતથી "ન્યુયોર્ક ટ્રિબ્યુન" પ્રસિદ્ધ કરવાનું સાહસ કર્યું. આ પત્ર કાઢવા માટે તેણે એક હજાર ડોલર ઉછીના લીધા અને પહેલા અંકની ૫૦૦૦ નકલ તેણે છાપી. બધી નકલ એકદમ ખપાવવી એ મુશ્કેલ હતું. છસેં ગ્રાહકથી તેણે કામ શરૂ કર્યું અને ૭ અઠવા-

ડીઆમાં તેણે ૧૧૦૦૦ ગ્રાહક કર્યા. 'ટ્રિબ્યુન'ની વધારે નકલ છાપવા માટે નવાં યંત્રો મળવાં મુશ્કેલ જણાયાં પણ તેનાં ગ્રાહક વધવા લાગ્યાં. તે એક એવું પત્ર હતું જેનો અધિપતિ, તેની ગમે-તેવી ભૂલો થતી પણ હમેશાં તે સત્યને અનુસરીને કામ કરતો.

જેમ્સ ગૉર્ડન બેનેટને ૧૮૨૫ માં "ન્યુયોર્ક કરીયર" પત્રમાં નિષ્ફળતા મળી હતી અને તે પછી કેટલેક વખતે પેન્સીલવાનિયામાં તેને નિષ્ફળતા મળી. વર્તમાનપત્રોના એક કુશળ લેખક તરીકે તે જાણીતો હતો અને ૧૪ વર્ષની સખ્ત મહેનત અને પૂરી કરકસરથી તેણે સોળસેં ડોલર બચાવ્યા હતા. ૧૮૩૫ માં "ન્યુયોર્ક હેરલ્ડ" નામનું નવું દૈનિક પત્ર કાઢવાના કામમાં ભાગીદાર થવા તેણે હોરેસ ગ્રીલિને કહ્યું. ગ્રીલિએ ના પાડી પણ તેણે તે કામ માટે બે યુવાન્ છાપનારાઓની ભલામણ કરી. તેઓ બેનેટના કારભારી થયા અને ૧૮૩૫ ની છઠ્ઠી મેએ, દસ દિવસનું ખર્ચ નીકળે તેટલી રોકડ થાપણથી "હેરલ્ડ" પત્ર કાઢવામાં આવ્યું. વૉલ સ્ટ્રીટ ઉપર એક નાનું ભોંયરૂં બેનેટે ભાડે રાખ્યું. તેમાં બે પીપ ઉપર એક પાટીયું ગોઠવી તેણે એક ટેબલ બનાવ્યું અને એક ખુરસી આણી. પત્ર છાપવા શિવાયનું બીજુ બધું કામ અહીં થતું. એક મહાન્ દૈનિક પત્રની શરૂઆત તેણે આ રીતે કરી. અમેરિકામાં આ પ્રકારનું પત્ર પહેલુંજ હતું; કારણ કે તેના પહેલાનાં બધાં પત્ર અમુક પક્ષને લગતાં હતાં. ધીરે ધીરે પણ મક્કમપણે આ યુવાન્ માણસ પોતાના આદર્શ તરફ આગળ વધવા લાગ્યો. જેમ બને તેમ મોટા વિસ્તાર ઉપરની તાજી, પુષ્કળ ખબરો તે આપતો રહ્યો અને છેવટે તે આ રીતે પોતાના પત્રમાં કોઇ પણ પ્રતિસ્પર્ધી જેટલીજ તાકીદથી અને તેટલીજ પૂર્ણતા સાથે, ઘણી વખતે વધારે સંપૂર્ણતા સાથે, અને વધારે તાકીદથી ખબરો પ્રસિદ્ધ કરવા લાગ્યો. લોકોને જેમાં રસ

પડે, લોકોને હિતકારક હોય, તેવા દરેક વિષયની વિશ્વાસપાત્ર ખબર મેળવવામાં તે ખર્ચની તેમ મહેનતની કચાશ રાખતો નહિ. છેવટે ઓડવે અને આન્ન સ્ટ્રીટના ખૂણા આગળ સારામાં સારૂં અને સર્વરીતે સંપૂર્ણ ન્યુસપેપરને લગતું ખાતું તેણે ઉઘાડયું. આ રીતે આ કામ પરિપૂર્ણતાએ પહોંચ્યું.

ફિલાડેલ્ફીયામાં જયોર્જ. ડબલ્યુ. ચાઇલ્ડની ઑફિસમાં પેસતાં પહેલાં, પહેલામાં પહેલી જે ચીજ ધ્યાન ખેંચે છે તે એક મહાન્ સૂત્ર છે. જેનું કાંઇ પણ ભાવિ જણાતું નહોતું તેવા છોકરાને આ સૂત્ર ફતેહની એક ચાવીરૂપ થઇ પડયું હતું. ‘મહેનત વગર કાંઇ પણ મળતું નથી’ એ આ સૂત્ર હતું. “ફિલાડેલ્ફીયા લેજર” પત્ર અને જે મકાનથી પ્રસિદ્ધ થતું હતું તે મકાન એ બંને લેવાં એ એની પહેલામાં પહેલી મહત્વાકાંક્ષા હતી. પણ અઠવાડિયામાં બે ડૉલર કમાનાર એક ગરીબ છોકરો આવા મહાન્ પત્રનો માલિક થવાની કોઇ પણ રીતે આશા રાખી શકે નહિ. આમ છતાં તે દૃઢ નિશ્ચય અને અસ્ખલિત ઉત્સાહવાળો હતો. એક બુકસ્ટોલમાં ક્લાર્ક તરીકે કામ કરી થોડાક ડૉલર બચાવીને પ્રસિદ્ધકર્તા તરીકે તેણે કામ શરૂ કર્યું. “કાનેનો આર્કટિક પ્રવાસ” જેવાં તેણે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોમાં તેણે સારા પૈસા પેદા કર્યા. લોકોને શું પસંદ પડશે તે જોવાના સંબંધમાં તેને ખાસ તીવ્ર લાગણી હતી.

“લેજર” માં દરરોજ ખાદ આવતી હતી. તે નહિ ખરીદવાની તેના મિત્રોની સલાહની તેના ઉપર અસર થઇ નહિ. ૧૮૬૪ માં તેણે તે પત્ર ખરીદ્યું અને તેનું બાળપણનું સ્વપ્ન ખરૂં પડ્યું. તેણે પોતાના પત્રનું લવાજમ બેવડું કર્યું, અને જાહેર ખબરના દર ઓછા કર્યાં. આથી સૌને આશ્ચર્ય થયું. પણ આ રીતે પત્ર જણાઇ આવે તેવી રીતે આબાદ થયું. કોઇ કોઇ વખત તો વર્ષના ૪ લાખ કરતાં

પણ વધારે ડોલર ફાયદો તેને થવા માંડયો. ફિલાડેલ્ફિયાના બીજા દરેક ખાતામાં જ્યારે બીજાઓ તરફથી મુસારો ઘટાડવામાં આવતો હતો ત્યારે તે તેમ કરવા હમેશાં ના પાડયા કરતો હતો.

દોઢેક સૈકા ઉપર લાયોન્સમાં એક મિજબાનીની અંદર ગ્રીસની કોઇ દેવકથા અગર ઇતિહાસના એક ચિત્રના અર્થ વિષે ચર્ચા ચાલતી હતી. ચર્ચા ગરમાગરમ થતી જોઇ મિજબાની આપનારે એક ખિદમતગાર તરફ નજર કરી અને તે ચિત્ર વિષે ખુલાસો કરવા તેને કહ્યું. આ આખા વિષય વિષે તે નોકરે ચોખ્ખો અને બરાબર અહેવાલ એવી સરસ ભાષામાં પણ ખાતરી કરી આપે તેવો આપ્યો કે તેથી હાજર રહેલા સર્વને આશ્ચર્ય થયું. આ ખુલાસાથી તકરારનો એકદમ નિકાલ આવી ગયો.

એકાદ મેમાને બહુ સન્માન સાથે તે ખિદમતગારને પૂછ્યું કે "તમે કઇ શાળામાં અભ્યાસ કર્યો હતો?" તે યુવાન્ નોકરે કહ્યું, મેં ઘણી શાળાઓમાં અભ્યાસ કર્યો છે પણ જે શાળામાં મેં વધારેમાં વધારે લાંબો વખત અભ્યાસ કરી વધારેમાં વધારે જ્ઞાન મેળવ્યું છે તે **શાળા "સંકટ"** ની છે. ગરીબ અવસ્થામાંથી મેં ઘણા ઉપદેશો મેળવ્યા છે." તે સમયે જો કે તે એક ગરીબ ખિદમતગાર હતો પણ થોડાજ વખતમાં પોતાના જમાના અને પોતાના દેશના મહાન્માં મહાન્ આ પ્રતિભાશાળી પુરૂષ જીન જેક રૂસોના લેખોની કીર્તિથી યુરોપ ગાજી રહ્યું.

પગે પહેરવાના જોડા પણ નહોતા, એવા ભાવિના કાંઇ પણ ચિહ્ન વગરના છોકરા સ્પેન્સરે બીજું કાંઇ ન મળવાથી લેક એરીનો લીસો રેતીનો કિનારો ફૂલ્સકેપ કાગળ તરીકે વાપર્યો અને લેખન-કળાની સ્પેન્સેરિઅન પદ્ધતિ જે સચિત્રકળાનું સુંદરમાં સુંદર પ્રદર્શન ગણાય છે તેનાં મુખ્ય મૂળતત્વને સંપૂર્ણ બનાવ્યાં.

પોતાના ગજવામાં ૧૩ અર્ધાં પેની લઇ વિલિયમ કૉબ્ડન ક્યુના બાદશાહી બગીચામાં કામ મેળવવા પગે ચાલી નીકળ્યો. તેણે પોતે કહ્યું છે કે "જ્યારે મારો આ નાનો સંચય ત્રણ પેન્સ ઉપર આવ્યો ત્યારે રિચમંડમાં સ્મોકફ્રોક અને ઘુંટણ નીચેનાં રાતાં ગાર્ટર સાથે હું ફરતો હતો. અહીં મારી આજુબાજુ જોતાં, એક બુકસેલરની બારી-માંની એક નાની ચોપડી ઉપર મારી નજર ગઇ. તેના ઉપર "ટેલ ઑફ એ ટબ" કીંમત ત્રણ પેન્સ. એમ લખવામાં આવ્યું હતું. આ નામ એવું વિચિત્ર હતું કે મારી જિજ્ઞાસા જાગૃત થઇ. મારી પાસે ત્રણ પેન્સ હતા અને તે ખરચી દઉં તો મારી પાસે ખાવાનું પણ કાંઇ રહે નહિ. અંદર જઇ તે ચોપડી મેં ખરીદી લીધી. તે વાંચવાને હું એવો અધીરો થઇ ગયો હતો કે ક્યુ બગીચાના ઉપરના ખુણા આગળજ એક ખેતરમાં હું પેઠો. ઘાસની ગંજી ઉપર જઇ હું તે વાંચવા બેઠો." વાંચતાં વાંચતાં તે ઉંઘી ગયો અને પ્રભાતમાં પક્ષી બોલવા લાગ્યાં ત્યારે જાગ્યો. ક્યુમાં તેને કામ મળ્યું. આઠ વર્ષ સૂધી તેણે લુહારનું કામ કર્યું, અહીંથી તે લંડન નાશી ગયો અને આઠ કે નવ મહિના સૂધી તેણે કાયદાના કાગળોની નકલ કરી અને એક પાયદળ ટૂકડીમાં દાખલ થયો. સૈનિક તરીકેના પોતાના જીવનના પહેલા વર્ષમાં ચેધમની ફરતી લાયબ્રેરીનો તે સભાસદ થયો. તેમાંની દરેક ચોપડી તેણે વાંચી અને અભ્યાસ કરવા લાગ્યો. તે કહે છે કે "દિવસના ૬ પેન્સના પગારથી જ્યારે હું સિપાઇ હતો ત્યારે હું વ્યાકરણ શીખ્યો. મારા બિછાનાનો અગર પહેરે-ગીરના બિછાનાનો ખુણો એ અભ્યાસ કરવા માટેની મારી જગા હતી. મારી ખલેચી એ મારૂં બુકકેસ હતું. મારા ખોળા ઉપરનું બોર્ડ તે મારો લખવાનો મેજ હતો. આ કામ માટે એક વર્ષ કરતાં વધારે સમયની જરૂર નહોતી, બત્તી અગર તેલ ખરીદવા

જેટલા પૈસા મારી પાસે નહોતા. શિયાળામાં રાત્રે તાપણી શિવાય કોઇપણ જાતનો બીજો દીવો મને મળતો નહિ. એક કલમ અગર કાગળનો કકડો મારે ખરીદવો હોય તો અડધો ભૂખે મરતો હોઉં છતાં મારે મારો કેટલોક ખોરાક છોડી દેવાની ફરજ પડતી. હું જેને મારો કહી શકું એવો થોડો પણ વખત મને મળતો નહિ. કોઇપણ જાતના અંકુશ વગરના સમયમાં આઠ દશ અવિચારી માણસો ગપ્પાં મારતા હોય, હસતા હોય, ગાતા હોય, શીશોડીઓ બજાવતા હોય, બુમો પાડતા હોય એ બધાની વચ્ચે મારે વાંચવું, લખવું પડતું. કલમ, શાહી અને કાગળ માટે વખતો વખત એક ફાર્થિંગ પણ મારે ખર્ચ કરવું પડતું તે પણ ગંભીરતા સાથે ધ્યાનમાં લેવાનું છે. એક ફાર્થિંગ તો મારે મન એક મોટી રકમ જેટલો હતો. હાલના જેટલોજ હું ઉંચો હતો. મારી તબીયત બહુ મજબૂત હતી અને હું પુષ્કળ કસરત કરતો બજારમાં અમારે માટે નહિ ખર્ચાયલી દરેક માણસની આખી રકમ અઠવાડિયે માત્ર બે પેન્સ જેટલી રહેલી હતી. મને સાંભરે છે અને એ વાત સાંભરતાં મને આનંદ થાય છે કે એક પ્રસંગે એક શુક્રવારે બધું ઘણુંજ જરૂરી ખર્ચ કર્યાં પછી મેં એક અર્ધો પેની રીઝર્વમાં રાખ્યો હતો. માછલી ખરીદવા મેં તે રાખી મૂક્યો હતો પરન્તુ રાત્રીએ ભાગ્યેજ સહન થઈ શકે તેવી કકડીને ભૂખ લાગી હતી, તે વખતે મેં મારાં કપડાં ઉતાર્યાં તો ખબર પડી કે મારો અર્ધો પેની ખોવાયો હતો. ચીંથરે હાલ ચાદર અને રગ નીચે મારૂં માથું મૂકી હું એક બાળકની પેઠે રડ્યો." નિર્ધનતા અને મુસ્કેલીઓમાં પણ જ્ઞાન અને ફતેહ મેળવવાના પોતાના ઉગ્ર આવેશ કોબેટે દબાવા દીધા નહિ. તે કહેતો કે આવા સંજોગોમાં હું મારૂં કામ માથે લઇ પાર પાડી શકું તો "કાર્ય બની શકતું નથી" એવું બહાનું આખી દુનિયામાં કોઈ છોકરો કોઈ કામ માટે બતાવી શકે નહિ.

વિજ્ઞાનનું વિશાળ જ્ઞાન મેળવવાને હંફ્રિ ડેવિને ઘણા ઓછા સંજોગ હતા પણ તે પરાક્રમી હતો. જૂની કડાઈઓ, કીટલીઓ અને શીશીઓનો ઉપયોગ કરી તેણે ફતેહ મેળવી. દવા તૈયાર કરનારની વખારના કાતરીયામાં કામ કરતાં કરતાં પોતાના પ્રયોગ તે કરતો અને અભ્યાસ કરતો.

**થર્લો વીડ** કહે છે કે "ખેતીનું કામ કરતાં કરતાં અવકાશના સમયમાં ખેડૂતના ઘણા છોકરાઓએ માનસિક સુધારણા માટેના પ્રસંગ મેળવ્યા છે. મને તો એવો અનુભવ મળ્યો છે. રાત્રીએ અમે કીટલીઓ ભરતા, દેવતા તાજો ને તાજો રાખતા. અંધારૂં થતાં પહેલાં અમે રસ એકઠો કરતા અને લાકડાં કાપી રાખતા. દિવસના અમે લાકડાં ઉપર પડી રહેતા અને રાત્રે તે સળગાવી અમે તેને અજવાળેજ વાંચતા. આ રીતે મેં ફ્રેન્ચ ઉથલપાથલનો ઇતિહાસ વાંચ્યો એમ મને યાદ છે. તે પછીના મારા વાચનથી આ મહાન્ પ્રજાકીય કરૂણાજનક કથાના બનાવ, ત્રાસ અને તેમાં ભાગ લેનાર વિષે જે કાંઇ જ્ઞાન મેં મેળવ્યું તેના કરતાં વધારે સારૂં, અને વધારે દૃઢ જ્ઞાન આમાંથી મેં મેળવ્યું હતું. વગર જોડે, શેતરંજીનાં ચીંથરાં પગે વીંટી બરફમાં બે માઇલની મુસાફરી કરી મિ. ક્રેસની પાસેથી મેં કેટલીક ચોપડીઓ વાંચવા મેળવી ત્યારે મને જે આનંદ થયો હતો તે મને યાદ છે."

ઑગસ્ટ મહિનામાં બપોરને વખતે **થિઓડોર પાર્કરે** એના પિતાને પૂછ્યું, "કાલે હું રજા ભોગવું?" પોતાના નાનામાં નાના છોકરાના પ્રશ્નથી લેક્સિંગ્ટનનો આ મિલમજુર તેના સામું જોઇ રહ્યો. કારણ કે તે કામનો વખત હતો, પણ તેણે તે છોકરાના ચહેરા ઉપરથી જોયું કે તેનો રજા માગવાનો હેતુ સાધારણ નથી. તેણે રજા આપી. બીજે દિવસે સવારે **થિઓડોર** વહેલો ઉઠયો.

દસ માઇલ રેતીમાં ચાલી હારવર્ડ કૉલેજ ગયો અને દાખલ થવા માટે અરજ કરી. તે આઠ વર્ષનો થયો ત્યારથી નિયમિત રીતે શાળામાં દાખલ થવાને તે અશક્ત થયો હતો. દર શિયાળે ત્રણ મહિના તે જતો અને હળની પાછળ ચાલતાં ચાલતાં અગર બીજું કામ કરતાં કરતાં તે પોતાનું લેસન કરી જતો. ઉપયોગી ચોપડીઓ તે માગી લેતો અને પોતાની નવરાશનો સઘળો સમય વાંચવામાં ગાળતો. એક પુસ્તક તે ઉછીનું મેળવી શક્યો નહિ પણ તે વગર ચાલશે નહિ એમ તેનો નિશ્ચય થતાં ઉનાળાના દિવસમાં તે ઘણો વહેલો ઉઠવા માંડયો. કોથળાના કોથળા બોર વીણી એકઠાં કરવા લાગ્યો. આ બોર તે બોસ્ટન મોકલતો. આની કિંમતમાંથી તે લેટિન ડિક્શનરિ ખરીદ કરી શક્યો.

જ્યારે તે છોકરો ઘેર આવ્યો અને પાસ થવાની વાત કરી ત્યારે મિલમાં કામ કરનાર તેના પિતાએ કહ્યું, "સાબાશ! છોકરા. પણ વળી ઉમેર્યું, થિઓડોર હું તને હવે ત્યાં રાખું એવી મારી શક્તિ નથી. થિઓડોરે જવાબ દીધો, પિતા તમે કહો છો એ વાત હું ખરી માનું છું. હું ત્યાં રહેવા માગતો નથી. નવરાશના સમયમાં હું ઘેર અભ્યાસ કરીશ અને છેવટની પરીક્ષા માટે હું તૈયારી કરીશ; જેથી મને ડિગ્રી મળશે. તેણે એમજ કર્યું અને મોટા થયા પછી શાળામાં શિક્ષક તરીકે કામ કરી, તેમાંથી મળેલા પૈસામાંથી હારવર્ડમાં બે વર્ષ સુધી તે ભણ્યો અને સન્માન સાથે ગ્રેજ્યુએટ થયો. પાછળથી જ્યારે, સીવાર્ડ, ચેસ, સમ્નર, ગેરિસન, હોરેસ માન અને વેન્ડેલ હોમ્સના વિશ્વાસુ મિત્ર અને સલાહકાર તરીકે જ્યારે તેની કલ્યાણકારક શક્તિઓની અસર તેના દેશબન્ધુઓને થઇ એમ તેને માલમ પડતું ત્યારે તેને લેક્સિંગ્ટનની ખડકો અને ઝાડીઓમાંના તેના આગલા પરિશ્રમો અને ફતેહો યાદ

આવતાં તથા તેને આનંદ થતો.

હોમરના ઇલિયડની પહેલી પંદર લીટીઓનો પૂરો અર્થ એલીહુ બરીટને પહેલીવાર સમજાયો ત્યારે તેને અપૂર્વ અભિમાન થયું હતું એમ તે કહે છે. તે કહે છે કે આ ફતેહની ખુશાલીમાં હું ખાસ ફરવા ગયો હતો. જ્યારે તે સોળ વર્ષનો થયો ત્યારે તેનો પિતા મરણ પામ્યો અને કોનનો પોતાના વતન ન્યુ બ્રિટન ગામમાં લુહારને ત્યાં તે ઉમેદવાર તરીકે રહ્યો. દિવસના દસ કે બાર કલાક સૂધી તે ધમણ ઉપર કામ કરતો પણ ધમણ ચલાવતે હિસાબના મુશ્કેલ દાખલા તે કરતો.

દસ વર્ષ પછી જ્યારે વુરસ્ટરમાં તે લાઇબ્રેરીનો લાભ લેવા ગયો ત્યાં તેણે રાખેલી ડાયરીમાં નીચે પ્રમાણે નોંધ કરવામાં આવી છે:–**સોમવાર** તા. ૧૮ મી જુનઃ માથું દુઃખે છે. 'પૃથ્વી વિષે કુવિએરની માન્યતા', ૪૦ પાનાં, ૬૪ પાનાં ફ્રેન્ચનાં. ૧૧ કલાક ધમણ ચલાવી. **મંગળવાર** તા. ૧૯ મી જુન. હિબ્રુની ૬૦ લીટી, ૩૦ લાઇન ડેનિશ, ૧૦ લાઇન બોહિમિયન, ૯ લાઇન પોલિશ. તારાનાં ૧૫ નામ, દસ કલાક ધમણ ચલાવી. **બુધવાર** તા. ૨૦ મી જુન હિબ્રુની ૨૫ લીટી, સિરીએકની ૮ લીટી, ૧૧ કલાક ધમણ ચલાવી. ૧૮ ભાષા અને બત્રીશ બોલી તે સંપૂર્ણ રીતે શીખી ગયો. "વિદ્વાન લુહાર" તરીકે અને મનુષ્યજાતિની સેવા માટે તે જાણીતો થયો. કાંઇપણ અનુકૂળ સંયોગ વગર આ છોકરાએ જે રીતે આટલી બધી વિદ્વત્તા મેળવી તેનું વર્ણન કરતાં એડવર્ડ એવરેટ લખે છે કે કેળવણી લેવાને માટે જેમને સારા સંયોગ છે તેમને શરમાવી નાંખે તેવો તેનો વૃત્તાંત છે.

દૂરના સ્વીડન દેશમાં ઉઘાડે પગે ફરનાર ક્રિસ્ટાઇન નિલ્સનને અનુકૂળ સંયોગ નહોતા પણ સ્ત્રીમાં ભાગ્યે માલમ પડતા લાવણ્ય

અને પોતાની અદ્‌ભુત ગાનશક્તિથી તેણે જગતની પ્રશંસા મેળવી હતી.

ડૉ. હામેજ યુવાન્ પુરૂષો સાથે વાત કરતાં કહેતા કે "તમારા સંયોગો પ્રતિકૂળ હતા." એના જવાબમાં મારે તમને કાંઈક કહેવું છે. "છેવટે જેઓ દુનિઆમાં ફતેહ મેળવાના છે, નામ કાઢવાના છે, તેમની સાથે હાલ તો તમે સમાન પંક્તિ ઉપર છો એમ તમને માલુમ પડશે. મારા શબ્દો ઉપર ખાસ ધ્યાન આપજો અને ૩૦ વર્ષ પછી તેનો વિચાર કરશો તો માલુમ પડશે કે ૩૦ વર્ષ પછી દેશમાં જેઓ લક્ષાધિપતિ થનાર છે, જેઓ વક્તા થનાર છે. જેઓ કવિ થનાર છે, દુનિયાના મોટા વેપારી થનાર છે, દેશના મોટા પરદુઃખ ભંજક નર નીવડનાર છે, ધાર્મિક તથા રાજકીય બાબતમાં જેઓ જગત્‌માં પોતાનું બળ જમાવનાર છે તેઓ હાલ તો તમારા જેટલાજ અને જેવાજ છે. તમારાથી એક જરા પણ આગળ અગર જરા પણ ઉચ્ચ નથી, તેઓ પણ હાલ સંકટમાંજ છે."

શરૂઆત કરવા માટે કાંઈ પણ થાપણ, કાંઈ પણ સાધન તમારી પાસે નથી? યુવાન્ મનુષ્યો! લાયબ્રેરીમાં જાઓ, કેટલાંક પુસ્તકો લો, તમારા હાથની, તમારા પગની, તમારી આંખની, તમારા કાનની જે અદ્‌ભુત રચના ઇશ્વરે તમને બક્ષિસ કરી છે તે વિષે વાંચો. પછી ડાકટરની સાથે અંગવ્યવચ્છેદના ઓરડામાં જાઓ. તમે જે વાંચ્યું હશે તે તમને તે સપ્રયોગ બતાવશે. શરૂઆત કરવાને તમારી પાસે થાપણ નથી, સાધન નથી એમ કહી ઇશ્વરની નિંદા ન કરો. ઇશ્વર જે કાંઇ સારામાં સારાં સાધન આપી શકે તે સઘળાં સાધન ગરીબમાં ગરીબ છોકરાને પણ તેણે આપ્યાં છે.

જીવનના કોઇ પણ ક્ષેત્રમાં ફતેહ અગર જ્ઞાન મેળવવા માટે ન્યુસપેપર વહેંચનાર છોકરાની સ્થિતિ બહુ લાયક અગર આશાજનક માની શકાય નહિ. પોતાના નિર્વાહ માટે દૈનિકપત્ર વહેંચવાની

શરૂઆત કોઇ પણ છોકરો કરે ત્યારે તેને બહુ આગળ વધવાને થોડોજ સંભવ હોય છે. ઔદ્યોગિક પુનરૂદ્ધાર માટે જે મહાન્ પુરૂષનો અમેરિકા આજે પણ આભાર માને છે તેણે ત્યાંની ગ્રેન્ડ-ટ્રંક રેલ્વે ઉપર દૈનિકપત્ર વહેંચવાની શરૂઆત કરી હતી. ટોમસ આલ્વા એૅડિસન તે વખતે પંદર વર્ષની ઉમ્મરનો હતો. તેણે રસાયનશાળાના પ્રયોગ કરવા માંડયા હતા. એક જગાએથી બીજી જગાએ લઇ જઈ શકાય તેવી (ફરતી) પ્રયોગશાળાની તેણે રચના કરી હતી. એક દિવસ તે કાંઇક ગૂઢ પ્રયોગ કરતો હતો તેવામાં ટ્રેને વાંક લીધો અને સલ્ફયુરિક એૅસિડની શીશી ભાગી. પરિણામે અસાધારણ ગંધ ફેલાઇ ગઇ અને અસ્વભાવિક ગુંચવણો ઉભી થઇ. ટ્રેનનો ગાર્ડ જેણે આવીજ સ્થિતિ અનેકવાર તેમ ધીરજ સાથે સહન કરી લીધી હતી. તેણે આખરે આ રસાયનવિદ્યાનુરાગીને ધક્કો કાઢયો અને તેને કાઢતાં કાઢતાં તેના કાન ઉપર એક જબરદસ્ત મુક્કી લગાવી દીધી.

એક પછી એક અનેક હૃદયદ્રાવક, હૃદયને હલાવી નાંખે તેવી સ્થિતિમાંથી એડિસન પસાર થયો. દરેક સ્થિતિમાં, દરેક પ્રસંગે તેને ફતેહ મળતી રહી અને આખરે જગતનું વૈજ્ઞાનિક તાજ તેણે નાની ઉમ્મરે મેળવ્યું. તેની ફતેહનું કારણ તેને પૂછવામાં આવ્યું ત્યારે તેણે જવાબ દીધો કે તે બિલકૂલ મદ્યપાન કરતો નહિ અને કામ કરવાની, મહેનત કરવાની બાબત સિવાય બીજી સર્વ બાબતમાં તે મિતાચારી હતો.

પ્રેસિડંટ કલીવલેન્ડની પહેલી રાજકાય લડતની સઘળી વ્યવસ્થા કરનાર ડેનિયલ મૅનિંગ હતો. પાછળથી તે ત્રિજોરીખાતાનો સેક્રેટરી થયો હતો. સર્વ પ્રતિકૂળ સંજોગોમાં તેણે પણ પેપર વહેંચનાર તરીકે શરૂઆત કરી હતી. થર્લો વીડે પણ તેમજ કર્યું હતું. ડેવિડ

મિ. હીલે પણ તેમજ કર્યું હતું. વર્તમાનપત્ર વહેંચનાર સાહસિક છોકરાઓથી ન્યુયોર્ક ભરપૂર હોય એમ જણાય છે. જે ખરાબ સંસ્થાનાં, જે ખરાબ રૂઢિનાં મૂળ, દેશના ખુદ બંધારણમાં નંખાયાં હતાં અને જેને પંડિતો, રાજદ્વારીઓ, ધર્માચાર્યો, શ્રીમંતો અને અમીરો, જાતિ, સંપ્રદાય અગર રાજપ્રકરણી મતભેદ સિવાય, ટેકો આપતા તેની સામે, બોસ્ટનના એક સસ્તા બોર્ડિંગ હાઉસમાં એકઠા થનાર, નહિ કેળવાયલા અને અજાણ્યા બે યુવકો થાય તો એમની હાંસી થાય, એમને મૂર્ખ કહેવામાં આવે એ કેવળ સંભવિત છે. પ્રજાના વહેમ અને દૃઢ થઇ ગયેલા વિચારોની સામે ફતેહ મેળવવાની તેઓ આશા રાખી શકેજ નહિ. પરન્તુ આ યુવકો ઉચ્ચ આશય, ઉચ્ચ આવેશથી પ્રેરિત થયા હતા—પ્રોત્સાહિત થયા હતા અને તેઓ સાચા દિલથી કામ કરતા હતા. આમાંના એક બેન્જામિન લંડિએ "ધ જિનિયસ ઑફ યુનિવર્સલ લિબર્ટિ" ("જગતના સ્વાતંત્ર્યની પ્રતિભા") એ નામનું પત્ર ઓહિયોમાં કાઢ્યું હતું. દર મહિને પ્રીન્ટિંગ ઑફિસથી વીસ માઇલ સૂધી પોતાની પીઠ ઉપર પત્રની સઘળી નકલો તે લઇ જતો. પોતાના ગ્રાહકોની સંખ્યા વધારવાને ટેનેસી જવા માટે ૪૦૦ માઇલ તે ચાલી નાંખતો. તે કોઇ સાધારણ યુવાન્ નહોતો. પોતાનું કામ વધારે આગ્રહપૂર્વક કરવા માટે વિલિયમ લૉયડ ગૅરિસન સાથે તેણે કામ કરવાની શરૂઆત કરી. મુખ્ય મહેલ્લામાં ગુલામોના વાડાનો દેખાવ, ઘર અને કુટુમ્બથી વિખૂટા પાડેલા, વહાણનાં વહાણ ભરાઇ આવતા, દક્ષિણ તરફનાં બંદરે મોકલાતા દુર્ભાગી ગુલામો, લિલામ થતી વખતના હૃદયભેદક, કરૂણાજનક દેખાવોની ગૅરિસન ઉપર કદી નહિ ભૂલાય તેવી અસર થઈ હતી. આ યુવાન્ નર, એટલો બધો ગરીબ હતો કે તેની મા તેને શાળામાં મૂકી શકી નહોતી. છતાં જૂલમનો તિરસ્કાર કરવાને તેણે નાનપણથીજ પોતાના છોકરાને શિક્ષણ આપ્યું હતું. આ નિર્ભાગી

લોકોને સ્વતંત્ર કરવાને, ગુલામની સ્થિતિમાંથી મુક્ત કરવાને પોતાની જીંદગી અર્પણ કરવાને તેણે નિશ્ચય કર્યો.

પોતાના પત્રના પહેલાજ અંકમાં ગુલામોને એકદમ મુક્ત કરવાને તેણે આગ્રહ કર્યો અને આખી પ્રજા તેના ઉપર ગુસ્સે થઇ. તેને પકડી કેદખાનામાં નાંખવામાં આવ્યો. ઉત્તરમાં રહેતા અમીરી-દિલના તેના મિત્ર જોન. જી. વિટીયરને આ ખબરથી એટલી બધી અસર થઇ કે તે પોતે પૈસા ભરવાને અશક્ત છતાં, દંડ આપી ગેરિસનને છોડવવા તેણે હેન્રિ કલેને લખ્યું. ૪૯ દિવસ કેદખાનું ભોગવ્યા પછી તે છૂટો થયો. વેન્ડલ ફિલિપ્સે તેને માટે લખ્યું છે કે તે ૨૪ વર્ષનો હતો ત્યારે તેના વિચારો માટે તેને કેદ કરવામાં આવ્યો હતો. ભર જુવાનીમાં તે આ ખરાબ રૂઢિ નિર્મૂલ કરવા માટે પ્રજાની સામે થઇ ગયો હતો.

તે કેદખાનામાં હતો તે સમયમાં પણ તેણે પોતાનો સમય નહિ ગુમાવવાનો નિશ્ચય કર્યો. જેલમાં પણ તેણે પોતાનાં કેટલાંક ભાષણો તૈયાર કર્યાં. પણ તે તેનો કેવી રીતે ઉપયોગ કરી શકે? દેવળો અને ભાષણોનાં અન્ય સ્થાન તેને માટે બંધ હતાં. કાંઈપણ પૈસા વગર, કોઇપણ મિત્ર વગર, કોઇપણ વગ વગર એક નાની મેડી ઉપર તેણે "**લિબરેટર**" પત્ર કાઢ્યું. કાંઇ પણ ભાવિ વિનાના આ ગરીબ યુવાનનો તેના પત્રના પહેલા અંકનો એકરાર વાંચો: "**સત્ય જેટલો હું કડવો, ન્યાયના જેટલો હું અડગ રહીશ, હું દુધમાં અને દહિંમાં પગ નહિ રાખું. હું બહાનાં બતાવીશ નહિં, એક ઇંચ પણ હું પાછળ હઠીશ નહિ અને બધાજ મારૂં કહેવું સાંભળશે.** જે વખતે દુનિયા આ યુવકની સામે હતી તે વખત તે આવા હિમ્મત ભર્યા શબ્દ બોલે એ ખરેજ બહાદૂરી કહેવાય.

સાઉથ કેરોલિનાના ઑ. રોબર્ટ વાય હેને બોસ્ટનના મેયર ઓટિસને લખ્યું કે કોઇકે લિબરેટર પત્રની એક નકલ મારા ઉપર મોકલી છે અને વિનંતિ કરી છે કે તેની એકેક નકલ મારા ઉપર મોકલતા રહેશો ? ઓટિસે ઉત્તર આપ્યો કે એક અપ્રસિદ્ધ ઓરડીમાં આ ક્ષુદ્ર પત્ર છાપનારને મેં જોયો છે. એક હબસી છોકરો તેને મદદ કરે છે. દરેક વર્ણના અને જૂજ વગસગવાળા થોડા માણસો તેને ટેકો આપે છે. પરન્તુ આ અપ્રસિદ્ધ ઓરડીમાં ખાતા, સૂઇ રહેના અને પત્ર પ્રકટ કરતા આ ગરીબ છોકરાએ દુનિયામાં વિચારનો ખળભળાટ કરી મૂકયો. તેને દબાવી દેવાની તજવીજ થઇ. "**લિબરેટર**" પત્રનો ફેલાવો કરતાં માલમ પડતા માણસને પકડી તેના ઉપર કામ ચલાવવાની ગોઠવણ કરનારને સાઉથ કેરોલિનાની વિજિલન્સ કમિટીએ દસ હજાર ડોલરનું ઇનામ આપવાનો ઠરાવ કર્યો. એક અગર બે સ્ટેટના હાકેમોએ અધિપતિનું માથું લાવનારને અમુક બદલો આપવા બંદોબસ્ત કર્યો હતો. જ્યોર્જિયાનાની ધારાસભાએ તેને પકડવા તથા ગુન્હેગાર ઠરાવવા પાંચ હજાર ડોલરનું ઇનામ કાઢયું હતું.

જેનું કાંઇ પણ ભાવિ જણાતું નહોતું તેવા યુવકે આખી પ્રજાને હલાવી મૂકી. બોસ્ટનના આફ્રિકન ચર્ચને ભોંયતળીએ એક તોફાની રાત્રીએ "**બાર ગાંડાઓ**" ભેગા થયા અને ગુલામગીરી સામેની ન્યુ ઇંગ્લાંડની સંસ્થાની સ્થાપના કરી. આ લડતમાં કડવા શત્રુ-કટુતા વધતી ગઇ. બોસ્ટન અને ન્યુયોર્કના શ્રીમંતોના આશ્રય નીચેની કન્યાશાળામાં પ્રુડન્સ ક્રેન્ડોલે કેટલીક કાળી છોકરીઓને દાખલ કરી. તોફાની લોકોએ તેના કૂવામાં કચરો નાંખ્યો. વેપારીઓએ તેને કોઇ પણ ચીજ વેચવા ના પાડી અને મધ્ય રાત્રીએ એક તોફાની ટોળાએ શાળાના મકાનનો નાશ કરવાને તથા શિક્ષ-

કને હાથ બતાવવાની ધમકી આપી. ગૅરિસન અને તેના સહાયકોને દરેક ઠેકાણે ઉતારી પાડવામાં આવ્યા. આજ ભાવનાની હિમાયત કરવા માટે, પોતાના છાપખાનાનું રક્ષણ કરતાં, લવજોય નામના એક પાદરીને ઇલિયોનોયના એક ટોળાએ મારી નાંખ્યો અને અમેરિકન સ્વાતંત્ર્યની આ જૂની જન્મ ભૂમિમાં, ગુલામગિરીની સામે થનારાઓ વિરૂદ્ધ મસાચુસેટસના શ્રીમંતો, સત્તાવાળા અને કહેવાતા શિષ્ટ જનોએ એટલી બેશરમ વિરૂદ્ધતા ઉભી કરી કે, માત્ર એક પ્રેક્ષક અને ભવિષ્યમાં સારૂં નામ કાઢે તેવા એક યુવાન વકીલે ઉંચા પ્લેટફોર્મ ઉપર જઇ ફ્રાનોઇલ હૉલમાં કદી પણ નહિ સંભળાયલું તેવું ભાષણ ખૂન કરનારાઓના બચાવમાં કર્યું. વેન્ડલ ફિલિપ્સે ભીંત ઉપરના ઓટિસ અને હેન્કોક, ક્વીન્સી અને ઍડમ્સનાં ચિત્ર તરફ આંગળી કરી કહ્યું કે આલ્ટનમાં લવજોયનું ખૂન કરનારને આ મહાન નરોની પંક્તિમાં મૂકતાં મેં આ ગૃહસ્થને સાંભળ્યો ત્યારે મને વિચાર આવ્યો કે મૂએલાના નિંદા કરનાર આ નામર્દ અમેરિકનને ઠપકો આપવા તે ચિત્રમાંના મહાન્ પુરુષો પણ બોલી ઉઠશે. પ્યુરિટન્સની પ્રાર્થનાઓ અને દેશાભિમાની નરનારીના રૂધિરથી પવિત્ર થયેલાં ભૂમિ ઉપર તેણે જે શબ્દોનો ઉચ્ચાર કાધો છે તે માટે જમીને તેને આખો ને આખો ગળી જવો જોઇએ.

પ્રજા ગરમ ગરમ બની ગઇ હતી, કાન્સાસમાં ગુલામી આગળ વધારવાની સામેના ચાર્લ્સ સમનરના ભાષણ માટે સાઉથ કેરોલીનાના પ્રેસ્ટન એસ. બ્રુક્સે તેના ઉપર ઘા કરી તેને ઉથલાવી પાડયો હતો. આવેશના તોફાનની વચ્ચે આ સ્ટેટનો જન્મ થયો. ગુલામોને રાખનાર આ અલ્પજનસત્તાક વર્ગ પોતાના સઘળા બળથી પોતાને મત આપનારને વસાવવા લાગ્યા હતા ત્યારે ન્યુ ઇંગ્લેન્ડની ટેકરીઓ છોડી જનારા હજારોની સંખ્યામાં નીચેની લીટીઓ ગાતા ટેકરીઓ ઉતરવા માંડયા:—

"પૂર્વની પેઠેજ પશ્ચિમને પણ સ્વતંત્ર લોકોનો નિવાસ બનાવવા ને, સમુદ્રનું ઉલ્લંઘન કરતા પ્રાચીન સમયના યાત્રાળુઓની માફક અમે મેદાનો ઓળંગી પશ્ચિમ તરફ જઇએ છીએ."

દૂરના કેલિફોર્નિયામાં પણ ઉત્તરના હિમાયતી અને દક્ષિણના શૂરા વચ્ચેની લડત લાંબી અને ઝનુનથી ચાલી. આ સઘળાનું પરિણામ અંદર અંદરની લડાઇમાં આવ્યું. જ્યારે આ લડાઇનો અંત આવ્યો ત્યારે ૩૫ વર્ષની અવિરત, વીરતા ભરી લડત પછી સમ્ટરના કિલ્લા ઉપરથી ફરીને અમેરીકન **સ્વતંત્રતાનો વાવટો** ઉડતો થયેલો જોવા પ્રજાના મેમાન તરીકે લૉયડ ગેરિસનને પ્રેસિડંટ લિન્કને આમંત્રણ આપ્યું. છૂટા થયેલા એક ગુલામે સ્વાગતને લગતું માનપત્ર વાંચ્યું અને તેની બે છોકરીઓ જે હવે કોઇની મિલ્કત જેવી નહોતી, સ્વતંત્ર થઇ હતી તેમણે ગેરિસનને એક સુંદર પુષ્પમાળા આપી.

આજ સમયના અરસામાં જૂલમથી દબાયલા લોકોનો એક બીજો બળવાન્ મિત્ર રિચર્ડ કોબ્ડન મરણ પામ્યો. ઇંગ્લાંન્ડમાં બેડફર્ડમાં તેનું એક આરસનું પૂતળું જોન બ્રાઇટે પાછળથી ખૂલ્લું મૂક્યું. આ પૂતળા ઉપર કોબ્ડનનું નામ મોટે અક્ષરે નીચેના ટૂંકા લેખ સાથે મૂકવામાં આવ્યું. "સ્વતંત્ર વ્યાપાર તથા સર્વ મનુષ્યોમાં શાન્તિ અને શુભેચ્છા."

રિચર્ડ કોબ્ડનનો પિતા મરી ગયો ત્યારે તેને નવ છોકરાં હતાં પણ તેની પાસે પાઇ પણ નહોતી. પડોશીનાં ઘેટાં સાચવી તે પોતાના નિર્વાહનાં સાધન મેળવતો હતો. તે દસ વરસનો થયો ત્યાંસુધી તો શાળામાં જવાની પણ તેને તક મળી નહોતી. તેને એક બોર્ડિંગ શાળામાં મૂકવામાં આવ્યો જ્યાં તેના પર ગાળોનો વર્ષાદ વરસતો, તેને અર્ધો ભૂખ્યો પણ રાખવામાં આવતો. ત્રણ મહિનામાં ફક્ત એકજ-વાર ઘેર કાગળ લખવાની તેને પરવાનગી મળતી. પંદર વર્ષની વયે

લંડનના પોતાના કાકાના એક સ્ટોરમાં તે દાખલ થયો. વહેલા ઉઠીને, તેમ તેના સોબતીઓ જ્યારે સૂતા ત્યારે અભ્યાસ કરીને તે ફ્રેન્ચ શીખ્યો.

થોડાજ વખતમાં એક વ્યાપારી મુસાફર તરીકે એક હલકી ગાડીમાં તેને રવાના કરવામાં આવ્યો.

કૉર્ન લોઝનો ભયંકર કાયદો જેથી ગરીબનો રોટલો જતો અને શ્રીમંતને મળતો તેની સામેની લડતમાં જોન બ્રાઇટ સાથે જોડાવાની તેણે મરજી બતાવી. જૉન બ્રાઇટની સ્ત્રી ઘરમાં મરેલી પડી હતી. આવા ઉદ્વેગના સમયમાં તે જોન બ્રાઇટને મળ્યો. તેણે જૉન બ્રાઇટને કહ્યું કે ઇંગ્લાંડમાં એવાં હજારો ઘર છે જ્યાં આ સમયે પત્નીઓ, માતાઓ અને બાળકો ભૂખે મરી જાય છે. હવે જ્યારે દિલગીરીનો તમારો પ્રથમ આવેશ પૂરો થાય ત્યારે તમે મારી સાથે આવજો, કૉર્ન લૉઝ" રદ નહિ થાય ત્યાંસુધી આપણે જંપીશું નહિ. તેઓએ એન્ટિ કૉર્ન લીગ ઉભી કરી. આ લીગને આઇરીશ દુષ્કાળની મદદ મળી. કારણ કે ભૂખમરાથી. બાધિત વ્યાપારની પત્થરની દિવાલો તૂટી અને ૧૮૪૬ માં કૉર્નલૉ રદ કરવામાં આવ્યો. મિ. બ્રાઇટે કહ્યું છે કે રીચર્ડ કોબ્ડનની મહેનતથી, મોટો સારો અને સસ્તો રોટલો ન મળ્યો હોય તેવું ગ્રેટબ્રિટનમાં ગરીબનું એક પણ ઘર રહ્યું નહિ.

જૉન બ્રાઇટ પોતે પણ એક મજૂરનો છોકરો હતો. તે દિવસમાં હાઇસ્કુલના દરવાજા તેના જેવા માણસો માટે બંધ હતા. પણ આ ખુબસુરત અને અડગ યુવાનનું ખ્રિસ્તિ હૃદય કૉર્ન લૉઝથી ભૂખે મરતા, ઇંગ્લાંડ અને આયર્લેન્ડના લખ્ખો ગરીબ લોકો માટે દયાથી દ્રવિત થયું. ગરીબ લોકોની રોટીને જકાત કોટડી આગળ અટકાવવામાં આવે, જમીનદાર અને ખેડૂતના લાભ માટે તેના ઉપર ટૅક્સ

નાંખવામાં આવે તે કોબ્ડન જોઇ શકયો નહિ. તેણે પોતાનું હૃદય, પોતાનું સર્વસ્વ આ સૂધારા માટે અર્પણ કર્યું. તે કહેતો કે આ પક્ષને લગતો સવાલ નથી કારણ કે સઘળા પક્ષના માણસો તે માટે એક મત છે. તે રસોડાનો સવાલ છે. મહેનત મજૂરીમાં પડેલા લખ્ખો મનુષ્યો અને અમીરો વચ્ચેનો આ સવાલ છે. આયર્લેન્ડના જે દુકાળમાં આયર્લેન્ડનાં વીસ લાખ મનુષ્યોનો નાશ થયો તે વખતમાં ઈંગ્લાંડના આખા અમીરી વર્ગ કરતાં જોન બ્રાઇટ વધારે બળવાન્ હતો. તેના અજેય તર્કવાદ આગળ, તેની બળવાન્ વકતૃતા આગળ, તેના વજનદાર ચારિત્ર્ય આગળ આખો અમીર વર્ગ ધ્રૂજતો. મજૂરોને માટે, વધારે ટૂંકો વખત કામ કરવાની ગોઠવણ, વધારે સસ્તો રોટલો અને વધારે બદલો તેમને મળે તેવો બંદોબસ્ત કરવા માટે કોઇએ કોબ્ડન કરતાં વધારે પરિશ્રમ ઉઠાવ્યો નથી.

લંડનના એક તબેલા ઉપર મિકાયલ ફેરાડે નામનો એક ગરીબ છોકરો રહેતો હતો. ગ્રાહકોને એક પેનિથી પેપરો ઉછીનાં આપવા તે મહેલ્લાઓમાં ન્યુસપેપર લઇ ફરતો હતો. એક બુક બાઇન્ડર અને બુકસેલરને ત્યાં સાત વર્ષ સૂધી તેણે ઉમેદવારી કરી હતી. એનસાઇકલોપીડીયા બ્રિટેનિકા બાંધતાં વિજળી ઉપરના તેમાંના લેખ ઉપર તેની નજર ગઇ અને તેણે તે વાંચી પૂરો કર્યો નહિ ત્યાંસૂધી તે જંપ્યો નહિ. તેણે એક કાચની શીશી, જૂની કડાઇ અને કેટલીક સાદી ચીજો મેળવી અને તે પ્રયોગ કરવા માંડયો. એક ગ્રાહકને આ છોકરા માટે લાગણી થઇ અને રસાયનવિદ્યાનું સર હંફ્રિ ડેવિનું ભાષણ સાંભળવાને તેને તે લઇ ગયો. તેણે પાછળથી તે મહાન્ વિજ્ઞાનશાસ્ત્રીને પત્ર લખવાની હિમ્મત કરી અને તેના ભાષણની તેણે લીધેલી નોંધ મોકલી આપી. થોડાજ વખત પછી એક રાત્રીએ મિકાયલ સૂવા જતો હતો તેવામાં સર હંફ્રિ ડેવિની

ગાડી તેના સાદા મકાન આગળ અટકી અને બીજે દિવસે સવારે તે મહાન્ ભાષણકર્તાને ત્યાં જવા આમંત્રણની ચીઠ્ઠી તેને એક નોકર તરફથી મળી. આજ મહાન્ ડેવિની ચીઠ્ઠી હશે એમ તેને વારંવાર પ્રશ્ન થવા લાગ્યો. તેને આમંત્રણ મળ્યા મુજબ સવારમાં તે ગયો અને ઓજારો સાફ કરવાને તથા વ્યાખ્યાનના ઓરડામાંથી તે લઇજવા લાવવા માટે તેને રોકવામાં આવ્યો. ડેવી પોતાના માથા ઉપર કાચનું આચ્છાદન રાખી સહિસલામતીવાળા દીવાનું પોતાનું કામ આગળ વધારતો હતો અને જોખમ ભરેલા ફાટી ઉઠે તેવા પદાર્થથી પ્રયોગ કરતો તે વખતની તેની દરેક હીલચાલ આતુરતા સાથે જિજ્ઞાસા સાથે, તે તપાસતો રહેતો હતો. મિકાયલ અભ્યાસ કરતો અને પ્રયોગ પણ કરતો અને તે મહાન્ તત્વચિંતકસભા આગળ વ્યાખ્યાન આપવાને આ ભાવિ વગરના છોકરાને આમંત્રણ મળવાને ઘણો વખત લાગ્યો નહિ.

વુલવીચની રોયલ ઍકેડેમિમાં તે પ્રોફેસર નીમાયો અને વિજ્ઞાનશાસ્ત્રમાં તે જમાનાના ચમત્કાર તરીકે ગણાવા લાગ્યો. ટિન્ડોલે તેને માટે કહ્યું છે કે જગત્માં પ્રયોગ કરનાર તત્વચિંતક તરીકે તે મહાન્માં મહાન્ છે સર હંફ્રિ ડેવિને એક વખત પૂછવામાં આવ્યું કે તમારી મોટામાં મોટી શોધ કઇ તેણે જવાબ આપ્યો કે "મિકાયલ ફેરાડે."

"લૉર્ડ બિકન્સફિલ્ડ" અને ઈંગ્લાંડના "વડા પ્રધાનનું પદ" મેળવનાર કાંઇપણ ભાવિ વગરનો યુવક કહેતો કે જે કાંઇ થઇ શક્યું છે તે ફરીથી પણ થઇ શકે. હું ગુલામ નથી, હું કેદી નથી અને આગ્રહથી હું મોટી મોટી મુશ્કેલીઓ પાર ઉતરીશ. તે યાહુદી હતો અને દરેક બાબત તેની વિરૂદ્ધ હતી પણ ચાર હજાર વર્ષ ઉપર ઇજિપ્તના વડા પ્રધાન થનાર જોસફ અને ક્રાઇસ્ટના જન્મના ૫૦૦ વર્ષ

પહેલાંના દુનિયાના મોટામાં મોટા જુલ્મગારનો વડો પ્રધાન થનાર ડેનિયલનો તે દાખલો લેતો. નીચેથી મધ્યમ, અને મધ્યમથી ઉચ્ચે જ્યાંસૂધી રાજકીય અને સામાજિક સત્તાનાં ઉચામાં ઉંચે પગથીએ સ્વાશ્રયથી એક ઉસ્તાદ તરીકે તે આવ્યો ત્યાંસૂધી તે આગળ વધ્યો. હાઉસ ઑફ કોમન્સમાં અસ્વીકાર, તિરસ્કાર, ઉપહાસ, મશ્કરી થવા છતાં તે માત્ર એમજ કહેતો કે એવો વખત આવશે જ્યારે તમે મારૂં કહેવું સાંભળશો. તેવો વખત આવ્યો અને ભાવિ વગરના પણ દૃઢ ઇચ્છા બળવાળા યુવકે ૨૫ વર્ષસૂધી ઇંગ્લાંડ ઉપર હકુમત ચલાવી.

મિલમાં કામ કરતા ચીંથરેહાલ યુવક હેનરી કુલેને બીજા છ ભાઇ હતા અને એક સાધારણ ગામઠી શાળા શિવાય બીજી કોઇ નિશાળે આ છોકરાને મોકલવાનાં સાધન તેની ગરીબ માતાને નહોતાં. અહીં તેને માત્ર વાચન, લેખન અને અંકગણિતનું જ્ઞાન મળ્યું હતું પણ શિક્ષક વગર પણ પોતાના અવકાશના સમયનો તે ઉપયોગ કરતો. સાંભળનારમાં ગાય અને ઘોડા એવા તબેલામાં જે છોકરો બોલતાં શીખ્યો હતો તે અમેરીકાનો મહાન્‌માં મહાન્ વક્તા અને રાજ્ય પ્રકરણી પુરૂષ થયો.

ગરીબી અને હાડમારીની સાથે ટક્કર ઝીલનાર કેપ્લર, જેનાં પુસ્તક સરકાર તરફથી બાળી નાંખવામાં આવ્યાં હતાં, જેના પુસ્તકાલયને જેસ્યુટોએ તાળું માર્યું હતું અને લોકોની બૂમથી જેને દેશનિકાલ કરવામાં આવ્યો હતો તેનું દૃષ્ટાંત જૂઓ. એકજ કેન્દ્રે સૂર્યની સાથે ગ્રહો અંડાકારે ફરે છે, પૃથ્વીના મધ્યભાગને સૂર્યના મધ્યભાગ સાથે જોડનાર લાઇન, સરખા સમયમાં સરખી જગા ઉપરથી પસાર થઇ જાય છે અને ગ્રહો જેટલી વાર ફરે તેના ચોરસ, સૂર્યના અને તેમના સામાન્ય અંતરના ઘનના પ્રમાણમાં હોય છે—આ સિદ્ધાંતોના પ્રતિપાદન માટે સત્તર વર્ષસૂધી તેણે શાંતિથી કામ કર્યું. જેનું

કાંઇપણ ભાવિ જણાતું નહોતું તેવો આ યુવક જગતનો મહાન્‌માં મહાન્ ખગોળવિત્તા થયો.

અલેકઝાંડર ડુમા કહે છે કે હું કાળો છું એમ મને ખબર પડી ત્યારે હું ગોરો હઉં એમ રહેવાને, મારી ચામડીની નીચે, મારા અંતરથી, મારા મનથી હું કેવો છું એમ બીજાઓ જૂએ, એવી તેમને ફરજ પાડવાને મેં નિશ્ચય કર્યો.

ઇંગ્લાંડના સુપ્રસિદ્ધ લુહાર અને કલાવિશારદ જેમ્સ શાર્પલ્સને આગળ વધવાના કેટલા ઓછા સંભવ હતા! તે ઘણો ગરીબ હતો પણ પોતે જે પુસ્તક ખરીદ ન કરી શકે તેની નકલ કરવાને તે વારંવાર ત્રણ વાગે ઉઠતો. કારીગરનાં એક શિલિંગનાં ઓજાર ખરીદવાને સખ્ત મહેનત માટે મેન્ચેસ્ટર ૧૮ માઇલ ચાલીને તે જતો. લુહારની દુકાનમાં ભારેમાં ભારે કામની તે માગણી કરતો કારણકે ભારે કામને ભઠ્ઠી આગળ તપવા માટે વધારે વખત જોઇતો અને આ રીતે ચિમનીની સામે ઉભી કરેલી કિંમતી ચોપડીનો અભ્યાસ કરવાને તે કેટલોક વખત મેળવતો. અવકાશના સમયનો તે ઘણો કંજુસ હતો, અને ફરીને તેને તેવો સમય નહિ મળે એમ જાણી તે તેનો ઉપયોગ કરતો. પાંચ વર્ષના અવકાશનો સમય તેણે પોતાની અદ્દભુત કૃતિ "ફોર્જ" માં ગાળ્યો. એની નકલો ઘણા કુટુમ્બમાં જોવામાં આવે છે.

ગૅલિલીયોનાં માબાપ જ્યારે તેને વૈદ્યકીય શાળામાં મોકલવાને કોશિશ કરતાં હતાં તો પછી પદાર્થવિદ્યા અને ખગોળ વિદ્યામાં ખ્યાતિ મેળવવાને ગેલિલીયોને કયાં સંભવ હતો? પણ જ્યારે વેનિસના લોકો સૂતા હતા ત્યારે સેંટમાર્ક્સ દેવળના બુરજ ઉપર ઉભા રહી, ગરીબ હોવાથી પોતાના હાથથી બનાવેલા દૂરબીનથી જ્યુપીટરના નજીકનાં ઉપગ્રહ અને વિનસનાં જૂદાં જૂદાં દર્શન તેણે શોધી

કાઢયાં. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે—આ પાખંડ મતનો ઘુંટણીએ એ પડી, નમી જઇ ત્યાગ કરવાને પોતાને ફરજ પાડવામાં આવી ત્યારે આપખુદ ધર્મ સભાના જૂલમથી પણ, પૃથ્વી ફરે છે એમ કહેતાં આ સીત્તેર વર્ષનો નરમ બુઢ્ઢો ડગ્યો નહિ. તેને કેદખાનામાં નાંખવામાં આવ્યો ત્યારે પણ વૈજ્ઞાનિક સંશોધન માટે તેને એટલી આતુરતા રહેતી કે તેની ઓરડીમાંના તણખલાથી તેણે સિદ્ધ કર્યું કે એક પોલી નળી તેજ કદના રંગીન સળીયા કરતાં પ્રમાણમાં વધારે મજબૂત હોય છે. જ્યારે તે તદ્દન આંધળો થયો ત્યારે પણ તે કામમાં મચ્યો રહેતો.

જ્યારે ગરીબ અને અપ્રસિદ્ધ હર્શલે જ્યોર્જિયમ સીડસ નામના ગ્રહની શોધ, તેનો માર્ગ, તેની ગતિનું પ્રમાણ, શનિશ્ચરની આસપાસનાં વર્તુલ અને બીજા ગ્રહોની શોધનો અહેવાલ ઇંગ્લાંડની રૅાયલ સોસાઇટીને મોકલ્યો ત્યારે તે સોસાઇટીને કેટલું આશ્ચર્ય થયું હશે? કાંઇ પણ ભાવિ વગરનો યુવક જે ગાઇને પોતાનું ગુજરાન ચલાવતો હતો તેણે પોતાને હાથે દૂરબીન બનાવ્યું અને તે વડે, પોતાના જમાનાના સારામાં સારા સાધનવાળા ખગોળવેત્તાને ન માલમ પડે તેવી બાબતો તેણે શોધી કાઢી. તેણે બસેં આરસા ઘસ્યા હતા અને તે પછી તેને એક સંપૂર્ણ આરસો મળ્યો હતો.

જ્યોર્જ સ્ટીવનસનને આઠ ભાઇબ્હેન હતાં, તેનાં માબાપ એટલાં ગરીબ હતાં કે તેઓ સઘળાં એકજ ઓરડીમાં રહેતાં. જ્યોર્જ પડોશીની ગાયો સંભાળતો, પણ માટીનાં એન્જીન બનાવવાને તેને વખત મળતો. અમુક રોપાની તે નળીઓ બનાવતો. સત્તર વર્ષની ઉમ્મરે તેની પાસે એક એન્જીન તૈયાર થયું હતું જેમાં તેનો બાપ આગ મારનારનું કામ કરતો. તે વાંચી તેમ લખી શકતો નહિ પણ એન્જીન તેનો ગુરૂ હતું અને પોતે તેનો શ્રદ્ધાળુ વિદ્યાર્થી હતો.

જ્યારે બીજાઓ કંઇ ને કંઇ રમત કરતા અગરતો તહેવારોમાં દારૂની દુકાને ભટકતા ત્યારે જ્યોર્જ પોતાના યંત્રને જૂદું કરતો, તેને સાફ કરતો, તેનો અભ્યાસ કરતો અને એન્જીનોના પ્રયોગ કરતો. એન્જીનના સુધારાની મોટામાં મોટી શોધખોળ કરનાર તરીકે જ્યારે તે પ્રસિદ્ધ થયો ત્યારે જેઓ ભટકતા અને રમતા હતા તેઓ તે ભાગ્યશાળી છે એમ કહેવા લાગ્યા.

પ્રખ્યાત અંગ્રેજી કારીગર માર્ટીન પોતાના છેલ્લામાંમાં છેલ્લા શિલિંગથી રોટલી ખરીદવા ભઠીયારાને ત્યાં ગયો. ભઠીયારાએ શિલિંગ પડાવી લીધો અને કહ્યું કે શિલિંગ ખોટો છે. માર્ટીન ઘેર પાછો ગયો અને પોતાની ટ્રંકમાંનો એક સૂકો ટૂકડો લઇ, જે સંકલ્પમાં પરાજયનો વિચારજ નથી હોતો તે સંકલ્પ સાથે પોતાના કામ ઉપર ચઢયો.

મુખમુદ્રા અગર આકૃતિના સૌન્દર્ય વગર, રોસેલિન્ડ અને રાણી કેથેરાઇન જેવાં પાત્રના એકટર તરીકે ઉચ્ચ પંક્તિએ આવવા શાર્લોટી કુશમેને નિશ્ચય કર્યો. મુખ્ય એકટર અભિનય કરવાને અશક્ત હોવાથી મિસ કુશમેને તેની જગા લીધી. પોતાના બુદ્ધિબળ અને દૃઢ સંકલ્પ શક્તિ વડે શ્રોતાજનોને, પ્રેક્ષકોને તેણે એટલા મુગ્ધ કર્યા કે ખંજનયુક્ત સ્ત્રીલાવણ્યનોજ માત્ર અભાવ એ વાત તેઓ ભૂલી ગયા. પહેલાં જો કે તે ગરીબ, મિત્ર વગરની અને અપ્રસિદ્ધ હતી પણ લંડન થિએટરના તેના પહેલા અભિનય પછી, પડદો પડયો તે વખતે તેની પ્રતિષ્ઠા ચોક્કસ બંધાઇ ગઇ. પાછળનાં વર્ષોમાં જ્યારે વૈદ્યોએ તેને કહ્યું કે તેને ભયંકર અસાધ્ય રોગ થયો છે તો પણ તે જરાપણ પાછી હઠી નહિ પણ શાંતિ સાથે કહેતી કે મારૂં દરદ છતાં, જીવનનો નિર્વાહ કરતાં હું શીખીછું.

દક્ષિણમાં લાકડાંના વેઢા ગોઠવી તૈયાર કરેલા ઓરડામાં

રહેનાર એક કાળી બાઇને ત્રણ છોકરા હતા પણ ત્રણ વચ્ચે એકજ પાટલૂન હતું. તેમને ભણાવવાને તે એટલી આતુર હતી કે તે તેમને વારાફરતી શાળામાં મોકલતી. તેમની શિક્ષક ઉત્તર તરફની એક યુવતી હતી. તેને માલમ પડયું કે ત્રણ દિવસમાં દરેક છોકરો શાળામાં અકેક દિવસજ આવતો અને તેઓ દરેક એકજ પાટલૂન પહેરતા. ગરીબ માતાએ પોતાના પુત્રોને બને તેટલી કેળવણી આપી. એક છોકરો દક્ષિણ તરફની કૉલેજમાં પ્રોફેસર થયો, બીજો દાક્તર થયો, અને ત્રીજો પાદરી થયો. ગુમાવેલી જીંદગી માટે બહાના તરીકે જેઓ " ચાન્સ ન મળ્યો " એમ કહે છે તેવાને માટે આ કેવો બોધ ?

સ્કોટલેન્ડમાં કારપાઉના જોન બ્રાઉને સેંટ એન્ડ્રૂના એક બુકસેલરને કહ્યું કે મારે ગ્રીક બાઇબલ જોઇએ છીએ. આ પુસ્તક ખરીદવા રાત્રીની ૨૦ માઇલની મુસાફરીથી ગંદા અને અસભ્ય જણાતા ભરવાડના આ છોકરા સામે બુકસેલરે તાકી તાકીને જોયું અને ગામડાના આ નાના છોકરાની આ વિચિત્ર માગણીની તે મશ્કરી કરવા માંડયો. એવામાં કૉલેજનો એક પ્રોફેસર ત્યાં આવ્યો. જોનને શું જોઇએ છીએ તેની તેને ખબર પડયા પછી, તેણે કહ્યું કે બાઇબલની એક ટૂક તું વાંચીશ અને તેનું ભાષાંતર તું કરી બતાવીશ તો તે પુસ્તક હું તને મફત અપાવીશ. છોકરાએ સહેલાઇથી કેટલીક ટૂકોનું ભાષાંતર કર્યું અને ઇનામ લઇ, મગરૂર થતો ઘેર ગયો. પોતાનાં ઘેટાંનાં ટોળાનું રક્ષણ કરતાં કરતાં તે ગ્રીક અને લૅટિન બન્ને શીખ્યો હતો. જે પરિપકવ પાંડિત્ય માટે તે પ્રસિદ્ધ થયો તેનો તેણે આ રીતે પાયો રચ્યો હતો.

ગ્લાસગોના કાતરકામ કરનાર સ્કૉચ છોકરા સૅમ કુનાર્ડે મગજ અને છરીવતી ઘણી શોધો કરી હતી. પણ બર્ન્સ અને મેકાઇવર

જેઓ પરદેશની ટપાલ લઇ જવાની સરળતા વધારવાને ઇચ્છતા હતા તેમણે તેની સલાહ માગી નહિ ત્યાંસૂધી તે શોધોથી તેને માન કે લાભ મળ્યાં નહિ. સ્ટીમશીપનો એક નમૂનો જે સૅમે તૈયાર કર્યો તેની નકલ કુનાર્ડ લાઇનના પહેલા વહાણ માટે કરવામાં આવી અને તે પેઢીએ તે પછી બાંધેલાં સઘળાં ભવ્ય વહાણો આ એકજ નિશ્ચિત અને આદર્શ ધોરણે બાંધવામાં આવ્યાં. સેમ્યુએલ કુનાર્ડને જ્યારે "નાઇટ હુડ" મળ્યું ત્યારે સાચા દિલથી તેણે કરેલા છોલવાના કામથી તે કેટલું માન અને કેટલા પૈસા મેળવી શકયો હતો તે ભૂલ્યો નહિ.

નવું બાઇબલ અને 'જોડણીનું પુસ્તક એ બે પુસ્તકોજ કૉર્નેલિયસ વેન્ડરબિલ્ટનાં સ્કૂલનાં પુસ્તક હતાં. પણ તે થોડું વાંચતાં લખતાં અને હિસાબ ગણતાં શીખ્યો હતો. તેને એક હોડી ખરીદવી હતી પણ તેની પાસે પૈસા નહોતા. સમુદ્રપર્યટનનો તેનો ઉત્સાહ નરમ પાડવા માટે તેની માતાએ તેને કહ્યું કે જો તું તારા પિતાની ખરાબમાં ખરાબ, ખડબચડી, કઠણ, પથ્થર જેવી દસ એકર જમીન ખેડી, તેના પર ચાવળ ફેરવી, તેમાં અનાજ વાવીશ તો તને જે રકમ જોઇશે તે હું આપીશ. નક્કી કરવામાં આવેલા સમય પહેલાં કામ કરવામાં આવ્યું અને તે સારી રીતે કરવામાં આવ્યું. પોતાના સત્તરમા વર્ષની જન્મગાંઠને દિવસે કૉર્નેલિયસે હોડી ખરીદી પણ પાછી ફરતાં તે એક ડૂબેલા વહાણ સાથે અથડાઇ અને છીછરા પાણીમાં આવતાં આવતાં તે ડૂબી ગઇ.

પણ કૉર્નેલિયસ વૅન્ડરબિલ્ટ હાથમાં લીધેલી બાબત પડતી મૂકે તેવો નહોતો. તેણે ફરીને શરૂઆત કરી. તેણે ત્રણ હજાર ડોલર બચાવ્યા. ઘણી વાર તે આખી રાત કામ કરતો. થોડા વખતમાં આ રીતે બંદરમાંનાં વહાણોના કોઈ પણ માલિક કરતાં તેને

વધારેમાં વધારે ઘરાકી મળી. ૧૮૧૨ ની લડાઇમાં રાજધાનીની નજીકમાં લશ્કરી મથકોએ ખોરાકી લઇ જવાનો સરકારી કૉન્ટ્રેક્ટ તેને આપવામાં આવ્યો ત્યારે આ કૉન્ટ્રેક્ટનું કામ તે રાત્રીએ કરતો, જેથી ન્યુયોર્ક અને બ્રુકલિન વચ્ચે દિવસે તે પોતાની ઉતારૂઓની હોડીઓ ફેરવી શકતો.

જે છોકરો આખા દહાડાની પોતાની સઘળી કમાણી અને રાત્રીની અર્ધી કમાણી પોતાનાં માતપિતાને આપી દેતો તેણે પાંત્રીશ વર્ષની વયે ત્રીસ હજાર ડૉલર મેળવ્યા અને જ્યારે તે મોટી ઉમ્મરે મરણ પામ્યો ત્યારે તેણે પોતાનાં ૧૩ છોકરાંને અમેરિકામાં મોટામાં મોટી એક મિલ્કત આપી.

લૉર્ડ એલ્ડન જ્યારે નાનો હતો ત્યારે તેણે પોતાને તક ન મળી એમ કહ્યું હોત તો ચાલત કારણ કે શાળાએ જવા જેટલી અગર પુસ્તક ખરીદવા જેટલી તેની શક્તિ નહોતી. પણ તેનામાં ખમીર અને નિશ્ચય હતાં. દુનિયામાં તે માર્ગ કરી શકે એટલું બળ તેનામાં હતું. સવારમાં ચાર વાગે તે ઉઠતો અને અન્ય પુસ્તકો સાથે, લિટલટન ઉપર કોકનું મોટું પુસ્તક અને અન્ય કાયદાના ગ્રંથ ઉછીના લઇ તેની નકલ તે ઉતારતો. અભ્યાસ કરવાને તે એટલો આતુર હતો કે પોતાનું મગજ ના પાડે અને અભ્યાસ કરવા માટે જાગવાને તેને ભીનો ટુવાલ વીંટવો પડે ત્યાંસુધી તે વાંચવાનું ચાલુ રાખતો. તેની પહેલા વર્ષની પ્રૅક્ટિસમાં તેને ૯ શિલિંગ મળ્યા પણ તે નહિ છોડી દેવા તેણે નિશ્ચય કર્યો. એક વખત કાયદાના મુદ્દાનો ચુકાદો માસ્ટર ઑફ રોલ્સે તેની વિરૂદ્ધ આપ્યો પણ અપીલ કરતાં અમીરોની સભાએ તે ચૂકાદો ફેરવી નાંખ્યો.

એલ્ડન જ્યારે ચેમ્બર છોડી જતો હતો ત્યારે સોલિસિટરે તેને ખભે હાથ ઠોકીને કહ્યું કે યુવક, જીંદગીના રોટલા તને પૂરા મળ્યા

છે. કાંઇ પણ ચાન્સ વગરનો આ છોકરો ઇંગ્લાંડનો લૉર્ડ ચેન્સેલર અને પોતાના સમયનો મોટામાં મોટો ધારાશાસ્ત્રી બન્યો.

સ્ટીવન જીરાર્ડને કાંઇ પણ તક નહોતી. તે દસ વર્ષનો હતો ત્યારથી તેણે પોતાનું ઘર છોડયું અને વહાણુમાંના એક ખિદમતગાર તરીકે તે અમેરીકા ગયો. કોઇપણ આત્મભોગથી આગળ વધવું, ફતેહ મેળવવી એ તેની મહત્વાકાંક્ષા હતી. કામ ગમે તેવું સખ્ત અને ન ગમે તેવું હોય તોપણ તે માથે લેતો. મીડાસની પેઠે જેને તે હાથ હાથ લગાડતો તે સોનું બની જતું. ફિલાડેલ્ફિયાનો તે સર્વથી શ્રીમાન્ વ્યાપારી બન્યો. દ્રવ્ય ઉપરનો તેનો અસાધારણ પ્રેમ પસંદ કરવા લાયક નહોતો પણ તે જે કાંઇ કામ કરતો તેમાંની પરિપૂર્ણતા, પ્રજાકીય જરૂરીયાતના વખતમાં તેનો જાહેર જુસ્સો, પ્રાણઘાતક પીળા તાવથી પીડાતા બિમાર અજાણ્યા માણસોને બચાવવા પોતાની જીંદગી જોખમમાં નાંખવાની તેની ઉત્કંઠા—એ તેના ચારિત્ર્યનાં લક્ષણ ખરેખર અનુકરણ કરવા લાયક છે.

જોન વાના મેકર દરરોજ ચાર માઇલ ચાલીને ફિલાડેલ્ફિયા જતો અને અઠવાડિયાના એક ડોલર અને પચીસ સેંટ મુજબ બુક સ્ટોરમાં તે કામ કરતો. અઠવાડિયાના ૨૫ વધારે સેંટ પ્રમાણે પાછળથી તેણે કાપડના સ્ટોરમાં કામ કર્યું હતું. ત્યાંથી તે ઉંચેને ઉંચે ચઢયો હતો અને અત્યારે તેની લખ્ખોની મિલ્કત છે. ૧૮૮૮ માં પ્રેસિડંટ હેરિસને પોસ્ટ માસ્તર જનરલ તરીકે તેની નિમણુક કરી હતી. કારોબાર ચલાવવાની મહાન્ શક્તિ તેણે તે જગા ઉપર પ્રદર્શિત કરી હતી. કોઇપણ યુવકોને અમુક હેતુ હશે અને વળી નિશ્ચય હશે—પછી તે ગમે તેવો ગરીબ હશે પણ કોઇ દિવસ તેણે કોઇપણ કામમાં નામ કાઢયું એમ તમને માલમ પડશે.

જગતનાં ઉચ્ચાલન હાલ જેમના હાથમાં છે, જેઓ તે હાલ ચલાવે છે તેઓ સઘળા પ્રથમ લગભગ ગરીબ છોકરાઓ હતા.

પોતાની આજુબાજુ વર્ણ અને જાતિની અત્યંત છીટ છતાં ઍડમોનિયા લુઇસ નામની કાળી છોકરી શિલ્પી તરીકેનું સન્માન અને કીર્તિ મેળવવા માટે પ્રયાસ કરતાં અટકી નહિ.

ફ્રેડ ડોગ્લસે જીંદગીની શરૂઆત કરી ત્યારે તેની પાસે કાંઇ પણ નહોતું. તેનું શરીર પણ તેનું નહોતું, કારણ કે તેના માલિકના દેવામાં તેને જન્મ પહેલાં વેચવામાં આવ્યો હતો. ગરીબમાં ગરીબ છોકરાની શરૂઆત સૂધી પહોંચવું એ તેને, ગોરા છોકરાને યુનાઇટેડ સ્ટેટસના પ્રેસિડંટ થવા માટે જેટલું ચઢવું પડે, તેટલું તેને ચઢવાનું હતું. પોતાની માતાને ફક્ત બે ત્રણ વાર તે મળતો અને તે પણ રાત્રીએ મળતો. ૧૨ માઈલ ચાલી એક કલાક માટે તે આવતો કારણ કે સવારે તો તેને પાછા ખેતરમાં જવું પડતું. ભણવા માટે તેને તક મળતી નહોતી. કારણ કે તેને શિક્ષક મળતો નહોતો. બગીચાવાળાઓના નિયમ મુજબ ગુલામો માટે લખતાં વાંચતાં શીખવાની મના હતી. પરન્તુ તેના શેઠથી છાનામાના કાગળના ટૂકડા અને પેટંટ દવાઓને લગતાં પંચાંગો ઉપરથી તે બારાખડી શીખ્યો. પછી તેના આગળ વધવા માટે પ્રતિબન્ધ રહ્યો નહિ. હજારો ગોરા છોકરા તેનાથી શરમાઇ ગયા. ૨૦ વર્ષની ઉમ્મરે તે ગુલામગિરીમાંથી નાઠો અને ન્યુયોર્ક તથા ન્યુબેડફર્ડમાં તેણે બંદરમાં માલ ચઢાવવા અને માલ ઉતારવાનું કામ કરવા માંડ્યું. ગુલામી સામેની નાન્ટકેટની મીટીંગમાં તેને બોલવાની તક આપવામાં આવી. તેણે એવી સારી અસર કરી કે મસાચુસેટસની ગુલામગિરી વિરૂદ્ધની મંડળીનો તે એજંટ થયો. ભાષણો માટે જગાએ જગાએ ફરવા છતાં તે પોતાથી બને તેટલો અભ્યાસ કરતો. ભાષણ કરવા માટે તેને યુરોપ મોકલવામાં આવ્યો. તેને કેટલાક અંગ્રેજો સાથે મૈત્રી થઈ. તેમણે તેને ૭૫૦ ડોલર આપ્યા. આ રકમ પોતાના માલિકને આપી

તે સ્વતંત્ર થયો. ન્યુયોર્ક રોચેસ્ટરમાંથી તે એક પત્ર પ્રસિદ્ધ કરતો. પાછળથી વૉશિંગટનમાં તે "ન્યુ ઇરા" નામનું પત્ર કાઢતો. ઘણાં વર્ષ સૂધી કોલંબીયા જીલ્લામાં તે માર્શલ હતો. હાલ યુનાઇટેડ સ્ટેટસમાં દેશના કોઇપણ માણસની સમાન પંકિતમાં આવનાર પહેલો કાળો માણસ તે છે.

પ્રસિદ્ધ ઍકટર હેનરિ ડિકસીએ રંગભૂમિ ઉપર ગાયના પાછલા પગ તરીકે કામ કરી શરૂઆત કરી હતી.

દિવસના દસ સેંટથી **પી. ટી.** બાર્નમ ઘોડા ઉપર સ્વારી કરી જતો. મહિનાના ચાર ડોલર પ્રમાણે જયોર્જ ડબલ્યુ. ચાઇલ્ડઝ સંદેશા લઇ જનાર લાવનાર છોકરા તરીકે કામ કરતો. આવી નાની શરૂઆતથી જાણીતા પૈસાવાળા માણસો આગળ વધ્યા છે.

ગિડિયન **લી** જયારે નાનો હતો ત્યારે શિયાળામાં તેને જોડા પણ પહેરવા નહોતા. બરફમાં તે ઉઘાડે પગે કામ કરવા જતો. દિવસના સોળ કલાક કામ કરવાને તેણે પોતાની જાત સાથે કરાર કર્યો હતો. આ કરાર અક્ષરે અક્ષર તે પાળતો, કોઈ વિક્ષેપને લીધે તેનાથી ઓછું કામ થતું ત્યારે ઉજાગરા વેઠી તેટલા કલાક તે પૂરા કરતો. ન્યુ યોર્કમાં તે શ્રીમંત વ્યાપારી થયો.

એન્ડ્રુ જોન્સનને તેની માતાએ દસ વર્ષની વયે દરજીને ત્યાં મૂક્યો હતો. તે શાળામાં જઇ શકયો નહોતો.

શાળા વગર, પુસ્તકો વગર, તક વગર ઝુંપડીમાં જન્મેલા તે એક સાધારણ છોકરાએ સિવિલ વોરમાં (દેશની માંહોમાંહેની લડાઇમાં) પ્રેસિડંટ તરીકે પોતાના સરલ અને વ્યાવહારિક ડહાપણથી માનવ જાતિમાં વાહ્ વાહ્ મેળવી અને ૪૦ લાખ ગુલામોને મુક્ત કર્યા.

ઝાડ પાડતા, માળ અગર બારણાં વગરની ઝુંપડી બાંધતા, સાંજે તાપણીના પ્રકાશથી ગણિત અને વ્યાકરણ શીખતા આ લાંબા,

પાતળા કઢંગા દેખાતા છોકરાને જૂઓ. બ્લેકસ્ટનની ટીકામાં શું છે તે જાણવાની આતુરતા માટે, તે કિંમતી ગ્રંથ મેળવવા માટે ૪૪ માઇલ સૂધી તે ચાલીને જતો અને પાછા ફરતાં ફરતાં પણુ સો પાનાં તે વાંચતો, અબ્રહામ લિન્કનને વારસામાં કોઇ તક મળી નહોતી. અવિરત આગ્રહ અને સાચું દિલ એ તેની દોલત હતી.

ઓહીઓના જંગલની એક ઝુંપડીમાં ૧૮ માસના એક છોકરાને તેડી એક ગરીબ વિધવા ઉભી છે અને પોતાનાં નાનાં છોકરાંનું કેમ પૂરૂં કરવું તેનું ચિંતન કરે છે. પેલો છોકરો મોટો થાય છે અને થોડાં વર્ષમાં પોતાની માતાને મદદ કરવાને લાકડાં કાપતો અને જંગલમાંની થોડી સાફ જમીન ખેડતો જોવામાં આવે છે. પોતે નહિ ખરીદી શકે તેવા પુસ્તકનો અભ્યાસ કરવામાં પોતાના અવકાશનો સઘળો સમય તે ગાળે છે. ૧૬ વર્ષની ઉમ્મરે કનાલના હોડી ખેંચ-વાના માર્ગ ઉપર ખચ્ચર હાંકવાનો ચાન્સ તે સ્વીકારે છે. પછી તરતજ, ઝાડુ મારવા માટે અને શાળામાં ભણવાની ફી માટે શાળાનો ઘંટ વગાડવાની જગા માટે તે અરજ કરે છે.

ગોગા શાળાના પહેલા છ માસની ફી તેને ૧૬ ડોલર પડી. જ્યારે ફરીને તે શાળામાં આવ્યો ત્યારે તેની પાસે માત્ર અર્ધો શિલિંગ હતો. તે તેણે બીજે દિવસે દેવળની પેટીમાં મૂકી દીધો. અઠવાડિયાના એક ડોલર અને છ સેંટથી ખાવાની, ધોવાની, બળતણ અને બત્તીની એક સુતારને ત્યાં તેણે ગોઠવણ કરી હતી અને રાત્રીએ અને દર શનિવારે જે સમય મળે તેમાં કામ કરવાની ગોઠવણ રાખી હતી. એક શનિવારે તે આવ્યો ત્યારે તેણે ૫૦ પાટીયાંને રંદો માર્યો હતો. આ કામ માટે તેને એક ડોલર અને બે સેંટ મળ્યા હતા. જ્યારે ટર્મ પૂરી થઇ ત્યારે તેણે પોતાનું સઘળું ખર્ચ આપ્યું અને ત્રણ ડોલર વધ્યા.

બીજે શિયાળે એક મહિનાના બાર ડોલર અને ભોજનની ગોઠવણથી શાળામાં તે શિક્ષક તરીકે રહ્યો. વસંતઋતુમાં તેને ૪૮ ડોલર મળ્યા અને જ્યારે તે શાળામાં પાછો આવ્યો ત્યારે અઠવાડિયાના ૩૧ સેંટ પ્રમાણે તે ખાતો પીતો અને રહેતો.

થોડા સમયમાં તે વિલિયમ કૉલેજમાં દાખલ થયો અને માન સાથે ગ્રેજ્યુએટ થયો. ૨૫ વર્ષની ઉમ્મરે તે કોન્ગ્રેસમાં દાખલ થયો.

હીરેમ કૉલેજમાં ઘંટ વગાડવા માટે પોતે અરજ કરી તે પછી ૨૭ વર્ષે જેમ્સ એ. ગાર્ડિનર યુનાઇટેડ સ્ટેટસનો પ્રેસિડંટ થયો. એસ્ટોર્સ, વેન્ડરબિલ્ટસ અને ગુલ્ડસની સઘળી દોલત કરતાં આ દૃષ્ટાન્ત અમેરિકાના યુવાનોને વધારે પ્રોત્સાહક છે. જગત્ના મહાન્માં મહાન્ વીર અને પરદુઃખ ભંજકોમાં અન્ય એવા અનેક છે જેઓ ઝુંપડીઓમાં તંગીમાં ઉછર્યા હતા છતાં ઇશ્વરની દયા અને પોતાની ખંત એ શિવાય બીજી કોઇપણ પરતંત્રતા વગર પ્રારબ્ધનાં મોજાં ખાળી પાર ઉતર્યા હતા.

પ્રખ્યાત અમેરિકનોનાં ચરિત્રની ચોપડી જોનાર એક અંગ્રેજ ગ્રંથકાર બોલ્યો હતો કે તમારા સઘળા મહાન્ પુરૂષોનો જન્મ નાની ભૂરા રંગની કોટડીઓમાં થયેલો છે.

દરેક બાજુએ પાંચ તક હોય અને એક પણ અડગ હેતુ હોય તો છોકરા ગમે તેવો ગરીબ હોય તો પણ તેણે નિરાશ થવું નહિ. પોતાની તકનો ઉપયોગ કરવાની જેનામાં ખંત અને શક્તિ છે તેવા, અમેરિકન વાવટા નીચેના દરેક યુવક માટે રોટી અને ફતેહ બન્ને છે. પછી છોકરો ઝુંપડીનાં જન્મેલો હોય કે મહેલમાં જન્મેલો હોય તે કાંઇ મહત્વનું નથી. દૃઢ હેતુનો આવેશ તેનામાં હશે અને તે સ્વાશ્રય રાખશે તો માણસ, દેવ કે દાનવ તેને આગળ વધતાં અટકાવી શકશે નહિ.

"**શ્રીમંતના** છોકરાને જમીન, ઈંટો અને સોનાના ઢગલા
વારસામાં મળે છે!
તેને મૃદુ, કોમળ હસ્ત અને શરદી લાગે તેવું પોચું
શરીર મળે છે.
એક જૂનું કપડું પહેરવાની તેની હિમ્મત ચાલતી નથી.
મને એમ લાગે છે કે આવો વારસો મેળવવો ભાગ્યેજ
કોઇને પસંદ પડે.

શ્રીમંતના છોકરાને વારસામાં ચિન્તાઓ મળે છે.

બેંકો તૂટે, કારખાનું સળગે,
એક ફૂંકજ શેરના પરપોટા ફોડી નાંખે
એવા સમયમાં કોમળ અને ગોરા ગોરા હાથ
જોઇએ તેવાં નિર્વાહનાં સાધન ઉભાં કરી શકે નહિ."

"**ગરીબના** છોકરાને વારસામાં શું મળે છે?

મજબૂત સ્નાયુ અને બળવાન્ હૃદય,
મજબૂત બાંધો અને તેના કરતાં વધારે
મજબૂત જુસ્સો.

બે હાથનો તે રાજા, દરેક ઉપયોગી ઉદ્યોગથી,
કળાથી પોતાનું કાર્ય કરે જાય છે.
આવો વારસો મેળવવાની તો રાજાને પણ મરજી થાય.

# પ્રકરણ ૩ જું.

## ૬૯ સંકલ્પશક્તિ.

સાચામાં સાચું, ખરામાં ખરૂં ડહાપણ દૃઢ સંકલ્પ છે. **નેપોલિયન.**

જેનામાં દૃઢ સંકલ્પશક્તિ નથી, તેનામાં ડહાપણ નથી. **શેકસપિયર.**

જ્યાં દૃઢ, નિર્ણયાત્મક આત્મા જોવામાં આવે છે ત્યાં માણસની આજુ-બાજુ જગા કેવી મોકળી થઇ જાય છે અને તેને જગા અને સ્વાતંત્ર્ય મળે છે તે જોતાં આશ્ચર્ય થાય છે. **જૉન ફોસ્ટર.**

બળવાન્ અને કામ કરવાની તૈયારી સાથેના હેતુને ઘણા હાથ હોય છે. પોતાને ઉપયોગી થઇ પડે તેવી નજીકની દરેક ચીજ ઉપર તે પોતાનો હાથ મૂકે છે. પોતાને મળતી, ભળતી વસ્તુને પોતાની તરફ ખેંચવાની તેનામાં આકર્ષકશક્તિ હોય છે. **ટી. ટી. મંગર.**

લોકોમાં બળની ન્યૂનતા હોતી નથી પણ તેમનામાં સંકલ્પશક્તિની ન્યૂનતા હોય છે. **વિક્ટર હ્યુગો.**

"જીવવું કે મરવું" એવો જેણે નિશ્ચય કર્યો છે તેને ભાગ્યેજ કોઇ જીતે છે. આવી ઉમદા નિરાશા મુશ્કેલી સાથે નાશ પામે છે. **કૉર્નિલ.**

દરેક માણસ પોતાની કિંમત પોતાના ઉપર જાતેજ મૂકે છે અને આપણી ઇચ્છાશક્તિ મુજબજ આપણે નાના અગર મોટા હોઇએ છીએ. **સ્માઈલ્સ.**

ફતેહ મેળવવા માટે જે શક્તિ અને સંકલ્પ જોઇએ તે નહિ બતાવવાથી જીવનની મહાન્માં મહાન્ નિષ્ફળતાઓ ઉત્પન્ન થાય છે. **વ્હીપલ.**

ગર્દીમાં આગળ વધતા માણસ માટે જેમ લોકો સ્વાભાવિક રીતે જગા કરી આપે છે તેજ પ્રમાણે જેનો હેતુ પોતાના કરતાં આગળ હોય છે તેના આગળ વધવા માટે માનવ જાતિ જગા કરી આપે છે. **ડ વાઈટ.**

"મૂર્ખ, નિરર્થક ઇચ્છાઓમાં પ્રમાદથી પડી રહે છે ઇચ્છાશક્તિવાળા ડાહ્યા માણસોને માર્ગ મળે છે."

પર્વતના શિખર પર આવેલો એક કિલ્લો ન લેવાયો ત્યારે એલેકઝાંડરને એક સૈનિકે કહ્યું કે તમારાથી તે લેવાનું નહિ બને. એ કામ અશક્ય છે.

મહાન્ સિકંદરે ગર્જના સાથે કહ્યું કે "દૂર જા, જે કોશિસ કરશે તેને માટે કશું અશકય નથી." એક ટૂકડીની સરદારી લઇ તેણે દુશ્મનને હાંકી કાઢ્યા.

જે લોકો નિષ્ફળ જતા તેને સુવારો કહેતો કે તમારી ઇચ્છા શક્તિ પૂરી નહિ હોય. ઇચ્છા શક્તિ પણ ફતેહનો એક માર્ગ છે એમ તે કહેતો. "હું જાણતો નથી" "હું નહિ કરી શકું," "અશકય છે" એવા ઉદ્ગાર તે સાંભળતો નહિ. તે કહેતો કે શીખો, મહેનત કરો, પ્રયાસ કરો.

ઇજિપ્તમાં પ્લેગના દરદવાળા સૈનિકોની મુલાકાત નેપોલિયન લેતો. આમ કરીને તે એમ બતાવતો કે જે માણસને ભય નથી, જે માણસ બીતો નથી તે મહામારીનો પણ પરાભવ કરી શકે છે.

આ પ્રકારની ઇચ્છાશક્તિ શરીરને પણ મજબૂત અવલમ્બન રૂપ થાય છે, તેને બળ આપે છે અને તેથી અદ્ભુત કાર્ય કરવાનું પ્રોત્સાહન માણસને મળે છે. આવી ઇચ્છાશક્તિ વડે, દેખીતી રીતે મૃત્યુશય્યાએ પડેલા માણસો ઉભા થયા છે. અને તે વડે તેઓ અદ્ભુત પરાક્રમ કરી શકયા છે.

કેનેડા સામેની ચઢાઇ લઇ જવામાં જ્યારે એરોન બર આર્નોલ્ડની સાથે જોડાયો ત્યારે તેની બિમારી ભયંકર હતી. તાવથી ભરેલો જનરલ વુલ્ફ અબ્રહામની ટેકરી ઉપર પોતાનું લશ્કર લઇ ગયો હતો, મોન્ટકામને તેણે હરાવ્યો હતો અને અભેદ્ય કવીબેકને શરણ થવાની તેણે ફરજ પાડી હતી પાંચ દિવસ પહેલાં તો તેણે ઘેર નીચે પ્રમાણે લખ્યું હતું:—મારૂં શરીર તદ્દન ખરાબ થઇ ગયું છે—

રાજ્યની કાંઇ પણ ભારે સેવા ઉઠાવ્યા વગર તેમ ઉઠાવવાના સંભવ વગર ખરાબ થઇ ગયું છે.

ડોગ્લાસ જેરલ્ડના તબીબોએ તેને કહ્યું કે તું મરી જઇશ, ત્યારે તે બોલ્યો કે શું હું નિરાધાર છોકરાં મૂકી જઇશ? હું મરીશ નહિ. તે પછી તે ઘણાં વર્ષ જીવ્યો.

લાંબા સમયની મરણ પથારીપરથી ઉઠયા પછી સેનેકાએ કહ્યું હતું કે મારા મરણનો ઘા મારા પિતા સહન નહિ કરી શકે એ વિચારથી હું અટકયો અને જીવવા નિશ્ચય કર્યો.

એડિનબરો યુનિવર્સિટીવાળા પ્રૉફેસર જ્યોર્જ વિલ્સનની તબીયત એવી તકલીફી હતી. કે કોઇને પણ એમ લાગતું નહોતું કે તે કાંઇ કરી શકશે. પણ સારામાં સારી તબીયતવાળાને પણ, તેમના નિશ્ચયમાં નરમ પાડે તેવા નિરાશાજનક બનાવો બનવા છતાં તે એક પ્રખ્યાત પંડિત બન્યો. આફત, એક પગની બ્હાડકાપ, ક્ષય, ભયંકર રૂધિરસ્રાવ, કોઇપણ ચીજથી તેની દૃઢ ઇચ્છા નરમ પડી નહિ. તેના બળવાન્ નિશ્ચય આગળ મોત પણ ઝાંખું પડવા લાગ્યું અને બધુંજ ગયા પછી પણ શરીરનો કબજો લેવાને તે સંકોચ બતાવવા લાગ્યું.

પંચાવન વર્ષની ઉમ્મરે સર વૉલ્ટર સ્કૉટને ૬ લાખ ડોલરનું દેવું હતું. તેણે નિશ્ચય કર્યો કે પૂરેપૂરૂં દેવું આપવું.

આ દૃઢ સંકલ્પથી શારીરિક અને માનસિક અન્ય શક્તિઓ અને તેના વ્યવહારને ટેકો અને પ્રોત્સાહન મળ્યાં. તેના શરીરના દરેક તંતુનો જવાબ એકજ હતોઃ "દેવું અપાવું જોઇએ." તેના લોહીમાં એજ પ્રેરણા વહેતી હતી અને જે શક્તિથી તેની કલમ ચાલતી તેના બળમાં વધારો કરવા માટે આ જ લોહી મગજ પર જતું. તેણે સઘળું દેવું આપ્યું. તેની ડાયરીમાં તેણે લખ્યું છે કે

"મેં સખ્ત દુઃખ વેઠ્યું છે. વારંવાર મને એવી ઇચ્છા થાય છે કે હું એવો સૂઇ જાઉં કે ઉઠુંજ નહિ--આત્મઘાત કરૂં. પણ હું વિચારને ફાવવા દઇશ નહિ. તેની બીજી શક્તિઓ ગઇ એમ જણાવા પછી પણ તેની બળવાન્ ઇચ્છા આગળ ને આગળ વધતી ગઇ. જૉન હુંટર કહેતો કે મુશ્કેલીઓથી નિરાશ થાય એવો કોણ છે? તેવો માણસ ઘણુંજ ઓછું કામ કરશે. વિજય મેળવવાનો જેને નિશ્ચય છે એવો કોઇ માણસ છે? આવો માણસ નિષ્ફળ જશે નહિ.

**સવારના છ.** હું એડવર્ડ ઇરવિંગ ખાતરીથી કહું છું કે ઇશ્વરની મહેરબાનીથી આઠ વાગ્યા પહેલાં હું બારાખડી શીખી જઇશ. આ શબ્દો તેણે પોતાની ગ્રીક ડિક્શનરી ઉપર લખ્યા હતા. તે પછી તેણે આવા શબ્દો લખ્યાઃ—

**સવારના આઠ.** હું એડવર્ડ ઇરવિંગ ઇશ્વરની મહેરબાનીથી બારાખડી શીખ્યો છું.

મિરાબોએ કહ્યું છે કે જે માણસને કામ કરવાની ઇચ્છા છે તેને કશું અશક્ય નથી. અમુક બાબત જરૂરની હોય તો તે થવીજ જોઇએ. ફતેહ માટે આજ નિયમ છે.

એમર્સને એમ કહ્યું છે કે બીજા બધાની બરોબર સામે ઉતરે એવો માણસ સંભવિત છે એમ આપણે અડધું પડધું માનીએ છીએ. આપણે એમ માનીએ છીએ કે ગમે તેવા બનાવોની સામે બાથ ભીડે એવો મનુષ્ય હોઇ શકે. જે જે તેની સામે આવે તે ભાગીને ચૂરા થાય, તમને ગમે તેટલા બીક તે આપે છતાં જે તમારો પરાભવ કરી શકે એવા માણસ હોય છે.

"ઇક્લેક્ટિક" (ઉદ્ધારક) માસિકમાં એક લેખકે લખ્યું છે કે જગતમાં ત્રણ પ્રકારનાં મનુષ્ય હોય છે. "કરીશું," "નહિ

કરીએ” અને “કરી શકીશું નહિ.” પહેલાં બધુંજ પૂરૂં કરે છે. બીજાં દરેક બાબતમાં વિરૂદ્ધ થાય છે અને ત્રીજાં દરેક બાબતમાં નિષ્ફળ જાય છે.

બુલ્વર કહે છે કે શ્રદ્ધામાં એટલું બળ છે કે જ્યારે માનવ અને પાર્થિવ બાબતોમાં પણ જ્યાં તે હોય છે ત્યાં અમુક સમયે અશક્ય જણાતી બાબત પણ કોઇ દિવસે પોતે કરશે એવી કોઇપણ માણસને દૃઢ માન્યતા હોય તો જીવનના અન્ત પહેલાં ઘણે ભાગે તે બાબત તે અવશ્ય કરે છેજ.

જેનો હેતુ અજેય છે, પરાભવ પામવો તે શું છે એ જે જાણતો નથી અને જેના જ્યારે પગ ભાગે ત્યારે જે લાકડીના ટેકા ઉપર રહી લડે છે તે ધારે તે થઇ શકે છે, ધારે તે તે કરી શકે છે. મુશ્કેલીઓ અને વિરૂદ્ધતા તેને ખાળી શકતાં નથી. કનડગતથી તે પાછો હઠતો નથી અને આગળને આગળ તે વધે જાય છે; તેથી તો તેને વધારે નિશ્ચયાત્મક પ્રયત્ન કરવાને પ્રોત્સાહન મળે છે. માણસને બારાખડી આવડતી હોય અને તેની સંકલ્પશક્તિ દૃઢ હોય તો પછી તેની ફતેહને કોણ રોકી શકે? ગેલિલીઓને વૈજ્ઞાનિક શોધ માટે કેદ કરશો તો કેદખાનામાં તે તણખલાંથી પ્રયોગ કરશે. યુલરની આંખ લઈ લેશો તો માનસિક સિદ્ધાન્તોનો સખ્ત પરિશ્રમ સાથે તે અભ્યાસ કરશે અને તે રીતે ગણિતની અદ્ભુત શક્તિનો તે વિકાસ કરશે. બેડફર્ડના ગરીબ વાસણ ઘડનારને તમે પૂરી રાખશો તો તે જગતનું સૌથી સુન્દર રૂપક લખશે અગર તો તે પોતાના અમર વિચાર કેદખાનાની ભીંત ઉપર લખશે. વાઇક્લીફનું શરીર બાળી તેની રાખ સેવર્નમાં નાંખશો તો તે રાખ સમુદ્રમાં જશે અને તેની સાથે તેના વિચારો આખી દુનિયામાં પસરી જશે. જે માણસમાં ઇચ્છાશક્તિ છે તેનું કહેવું જગત્ સાંભળ્યા વગર રહેશે નહિ.

સૂર્યની સામે ધૂળ નાંખો અને બિસ્માર્ક અને ગ્રેન્ટ સામે ધૂળ નાંખો એ બરાબર છે.

ફૉસ્ટ કહે છે કે સંપત્તિના કિનારા, પ્રશસ્ત બુદ્ધિ–શક્તિવાળા પણ હિમ્મત, શ્રદ્ધા અને નિશ્ચય વગરના માણસોનાં તૂટેલાં ખોખાંથી ઢંકાયલા છે. વધારે નિશ્ચયવાળા અને ઓછી શક્તિવાળા પણ જેઓ સંપત્તિને બંદરે ઉતરેલા, તેઓની આગળ તેમનો નાશ થયો છે. સેંકડો માણસો અપ્રસિદ્ધિમાં મરણ પામે છે. તેઓ અપ્રસિદ્ધિમાં મરણ પામે છે તેનું કારણ એ છે કે પહેલો પ્રયત્ન કરવા જેટલી હિમ્મત તેમનામાં હોતી નથી. આવા માણસોએ જો શરૂઆત કરવાનો નિશ્ચય કર્યો હોત તો તેઓએ પોતાના પરાક્રમ અને ફતેહથી જગતને ચકિત કરી નાંખ્યું હોત.

વિલિયમ દશ વર્ષનો પણ નહોતો અને તેની માતા મિસિસ રોસે તેને કહ્યું, "લંડન સોસાઇટી ઑફ આર્ટસના એકાદ ઇનામ માટે તું ઉમેદવારી કર." 'હું પ્રયત્ન કરીશ' એવો એણે ઉત્તર આપ્યો અને વૉટ ટાઇલરના મરણને લગતા તેના ચિત્રને પહેલું ઈનામ મળ્યું. પાછળથી તે મહારાણી વિક્ટોરિયાનો ચિત્રકાર થયો અને તેને "નાઇટહુડ" મળ્યું.

ચિત્રકાર થતાં થતાં ક્વેન્ટિન માસ્ટિસનો ઉત્સાહ ભાગી પડયો. તેને તેની શેઠની છોકરીનો પ્રેમ લાગ્યો હતો, પણ જયારે તેને એમ કહેવામાં આવ્યું કે તે કોઇ વખાણવા લાયક ચિત્ર તૈયાર ન કરે ત્યાં સૂધી તે તેને પરણી શકે નહિ. આથી તે એવી અજેય ઇચ્છાથી કામે લાગ્યો કે તેણે ચિત્રકળાની સુન્દરમાં સુન્દર કૃતિ તરીકે "**માઇઝર્સ**" (કંજુસ) નામનું ચિત્ર તૈયાર કર્યું. કોઇ પણ હેતુમાં આવો આવેશ હોય ત્યારેજ અશક્ય જણાતી વસ્તુઓ પણ શક્ય બને છે.

સાહિત્યને લગતા ઉદ્યોગમાં પડવાના સંબંધમાં બાલ્ઝાકના પિતાએ બાલ્ઝાકનો ઉત્સાહ નરમ પાડી નાંખવાને મહેનત કરી. તેના પિતાએ કહ્યું, "સાહિત્યમાં કાંતો માણસ ભિખારી થાય કે રાજા થાય." છોકરાએ કહ્યું, વારૂ ત્યારે હું રાજા થઈશ. તેના માબાપે તેના કાતરીયામાં તેને તેના પોતાના પ્રયાસ ઉપરજ છોડી દીધો. દસ વર્ષ સુધી સંકટ અને ગરીબી સાથે તે લડયો પણ અંતે તેણે મહાન્ વિજય મેળવ્યો.

રૂફસ ક્રોએટનો સૂકાયલો ચ્હેરો કોઈ જૂએ તો તેના શરીર અને મનના વિગ્રહ તેમ પોતાની ઇચ્છાશક્તિથીજ તેણે મોતને ખાળી રાખ્યું હતું તે તે જોઇ શકે. પોતાનું શરીર બગાડવાના સંબંધમાં કોઇ મિત્રે જ્યારે તેની સાથે તકરાર કરી ત્યારે તેણે જવાબ દીધો. મારા પ્રભુ! મારૂં શરીર તો કયારનું ગયું છે. પેટાનિયમના પાલનથીજ હું જીવી શકું છું. વિલિયમ એમ. ઇવાર્ટસનો પણ તેવોજ દાખલો છે. અજીત ઇચ્છાશક્તિના ઉપયોગથીજ તેના સૂકાયલા શરીરમાં તે ઘણાં વર્ષ સુધી જીવ ટકાવી શકયો હતો એમ જણાય છે. રોબર્ટ હૉલે જ્યારે પોતાનો પહેલો ઉપદેશ કર્યો ત્યારે તે નિષ્ફળ ગયો અને વક્તાસન ઉપર તે બાળકની પેઠે રડવા લાગ્યો. બીજો ઉપદેશ વળી તેના કરતાં પણ ખરાબ થયો; પણ આગ્રહથી તે ઈંગ્લાંડનો મોટામાં મોટો વક્તા થયો.

એક યુવાન્ ફ્રેન્ચ ઑફિસર "હું ફ્રાન્સનો માર્શલ બનીશ, એક મહાન્ સરદાર બનીશ." એમ બોલતો પોતાના ઓરડામાં આંટા મારતો હતો. તે એક મોટો સરદાર થયો અને ફ્રાન્સના માર્શલ તરીકે મરણ પામ્યો.

મૅજીસ્ટ્રેટની બેન્ચ તું આટલી અસાધારણ સંભાળથી કેમ દુરસ્ત કરે છે એમ એક સુતારને પૂછવામાં આવતાં તેણે ઉત્તર આપ્યો કે

હું તે જગા ઉપર બેસું ત્યારે મને તે લીસી–સુંવાળી લાગે તે માટે. થોડાંજ વર્ષમાં તે તે બેન્ચ ઉપર બેઠો.

મોટા પિટને કોઇએ કહ્યું કે અમુક યોજના અશક્ય છે. તેણે કહ્યું 'અશક્ય છે ?' અશક્યતા ઉપર થઇને હું ચાલું છું. પાર્લામેન્ટ ઉપર તેની અસાધારણ સત્તા હતી. તેની બાદશાહી ઇચ્છાશક્તિથી મગરૂરમાં મગરૂર અમીર પણ ગભરાઇ જતા.

પોતાનાં તેમ અન્ય પ્રજાનાં સંસ્થાનો ઉપરની ઇંગ્લાંડની બળવાન્ સત્તાનું એક રહસ્ય તેની અજીત ઇચ્છાશક્તિ છે. તેની પકડ પ્રારબ્ધના જેવી છે; પણ તેને હમેશાં યાદ રહેતું નથી કે તેનાં બધાં બાળક એકજ લોહીનાં છે. એમ ન હોત તો પેટ્રિક હેન્રિએ કહેલી વૃત્તિ જાગૃત કરવામાં તેણે સંકોચ બતાવ્યો હોત. "શું જીંદગી એટલી બધી મોંઘી છે, સુલેહ અને શાન્તિ શું એટલાં બધાં મીઠાં છે કે બંધન અને ગુલામગિરી કબૂલ રાખીને તે ખરીદવાં. ઇશ્વર તેવું કરે નહિ. અન્ય લોકો કયો માર્ગ લેશે તે હું જાણતો નથી. "**સ્વતંત્રતા અગર મૃત્યુ એજ મારે માટે તો રસ્તો છે.**" આવા જુસ્સાને લીધેજ અમેરિકન સંસ્થાનો જીતાયાં નહિ. દઢ સંકલ્પશક્તિવાળો ચેથમ પણ સ્પષ્ટ રીતે આ વાત સમજતો હતો. તેના પ્રધાનના કહેવા છતાં નિર્બળ, અદઢ, દુરાગ્રહી અને મૂર્ખ ત્રીજા જ્યૉર્જ આ યુદ્ધમાં ઝુકાવ્યું. રાજાએ લખ્યું હતું કે "ચાર ટૂકડીઓ સંસ્થાનોને ઠેકાણે આણશે. આપણે છેટાં જોવા રહીશું તો તેઓ જરૂર સિદ્ધ થશે."

નેપોલિયન કહેતો કે અશક્ય એ શબ્દ મૂર્ખ લોકોના કોષમાંજ હોય છે. જે મહાન્ ઇચ્છા આગળ યુરોપ ધ્રૂજતું તે ઇચ્છાશક્તિ તેણે ગુમાવી ન હોત તો સેંટ હેલિનામાં રહેવા પહેલાં તેણે સેંટ હેલિનાના ખડક પીગળાવી નાંખ્યા હોત.

જ્યારે જનરલ ગ્રૅન્ટે ઉત્તરના લશ્કરની સરદારી લીધી ત્યારે કોન્ફિડરેટ્સે જાણ્યું કે તેમનું આવી બન્યું છે: કારણ કે તેની

બળવાન્ ઇચ્છાશક્તિ પણ પ્રારબ્ધની પકડ જેવી હતી. "રિચમંડ તરફ ધસો." એ એનું સાંકેતિક સૂત્ર હતું. જૂના જૂના સરદાર શંકાથી માથાં ધુણાવતા પણ દૃઢશક્તિવાળો તે મુંગો માણસ હારવું એ વાત જાણતો નહિ. તે પોતાના હેતુથી જરા પણ ડગ્યો નહિ અને લીને આખરે પોતાની તલવાર એપેમેટોકસ આગળ તેને આપી દેવી પડી.

"લિબરેટર" ના પહેલાજ અંકમાં ગેરિસને લખ્યું કે "સાચા દિલથી હું આ કાર્ય કરૂં છું. હું શંકાશીલ નથી. હું બહાનાં બતાવીશ નહિ. એક ઇંચ પણ હું પાછળ હઠીશ નહિ અને મારૂં કહેવું સૌ સાંભળશે." આવા અડગ નિશ્ચયથી તેનું ચારિત્ર્ય રચાયું હતું એટલુંજ નહિ પણ પ્રતિષ્ઠાના રણક્ષેત્ર ઉપર માર્યા ગયેલા લિન્કન અને ગ્રેન્ટ તથા અન્ય સહસ્ર વીરોનું ચારિત્ર્ય બંધાયું હતું. આવી ઇચ્છાશક્તિ હોવી ખરેખર મહત્વની છે.

રાજક્રાન્તિના યુદ્ધને અન્તે કુશળ વાદવિવાદ કરનાર અને વ્યંગ્યના ઉસ્તાદ નાના પિટે ઇંગ્લાંડના પ્રધાન તરીકેના કારભારની શરૂઆત કરી. તેની રાજનીતિ ફ્રેન્ચ રાજક્રાન્તિની વિરૂદ્ધ હતી. પરંતુ ઘણી ફતેહો પછી ઑસ્ટરલિટ્ઝનો મોત જેવો ફટકો તેને લાગ્યો. નેપોલિયનનો વિજય સાંભળી યુરોપના નકશા તરફ આંગળી કરી તેણે કહ્યું, "તે નકશો વાળી લો. હવે દસ વર્ષ સુધી તેની જરૂર નથી. એ પછી તે મૂર્ચ્છામાં પડયો. તેમાંથી તે એકજ વખત જાગ્રત થયો અને ધીરે ધીરે ગગણ્યો. "અરે ! મારો દેશ ! નેપોલિયનની સર્વોત્કૃષ્ઠ ઇચ્છાશક્તિથી, ઉંચામાં ઉંચી પંક્તિની માનસિક ઇચ્છાશક્તિવાળો આ મહાન્ પુરૂષ દબાઇ ગયો. દિવસે દિવસના બનાવોનું બળ, મહત્વ, આંકી શકે તેવો તે બુદ્ધિમાન્ હતો. તેના કહેવા મુજબ દસ વર્ષ પછી વૉટર્લુની લડાઇ થઇ.

ડાર્વિનની ઇચ્છાશક્તિ કેવી બળવાન્ હતી! તેનો મંદવાડ તો હમેશનો હતો. હમેશાં તે દુઃખમાં ને દુઃખમાં રહેતો. તે જે કાંઇ સહન કરતો તે તેની સ્ત્રી શિવાય અન્ય કોઇ જાણતું નહિ. તેના છોકરાએ લખ્યું છે કે ૪૦ વર્ષ સુધી એક દિવસ પણ તેની તબીયત સારી રહેતી નહિ. છતાં તે ૪૦ વર્ષમાં ભલભલાં મન અને શરીર જેથી પાછાં હઠે તેવું કામ તેણે અવિરત કર્યા કર્યું. કોઈ પણ બાબતમાં વળગી રહેવાની તેનામાં અદ્ભુત શક્તિ હતી. પોતાની ધારજના સંબંધમાં તે હમેશાં માફી માગતો અને પરાજય પામવું તે નિર્બળતાની નિશાની છે એમ સમજી તે પરાજય સહન કરી શકતો નહિ. તેની એક પ્રિય કહેવત એ હતી કે જે આગ્રહી હોય તેજ કાર્ય કરી શકે છે. તેના અદ્ભુત, ધૈર્ય, આગ્રહ અને સંભાળની સાબિતી એ છે કે ૨૦ વર્ષમાં "જાતિની ઉત્પત્તિ" એ લેખનું વસ્તુ તેણે એકઠું કર્યું અને "માણસની ઓલાદ" એ લેખનું વસ્તુ લગભગ ૩૦ વર્ષમાં તેણે એકઠું કર્યું.

ટપર જૂની ફેશનનો માણસ હશે પણ તેણે એક ચાર લીટી લખી છે જે હમેશાં અમર રહી જશેઃ—

"વિશ્વાસ માણસો ઉપર જય મેળવે છે, તેમના ઉપર, તેમની અંદર તે જય મેળવે છે. એક મજબૂત હૃદયની ઇચ્છા આગળ હજારો કંપે છે. એક નિર્બળ વામનજી, નિર્ભય નિશ્ચયનો હોય તો તેથી લડાઇનું સ્વરૂપ બદલાઇ જાય અને નાસતા દૈત્યો પણ વિખરાતા અટકાવી ફરી તેમને તે એકઠા કરી શકે."



# પ્રકરણ ૪ થું.

## અવકાશના સમયમાં ઘણું બની શકે.

જીવન ઉપર તને પ્રેમ છે? એમ હોય તો સમય ગુમાવતો ના, કારણ કે જીવન સમયનુંજ બનેલું. **ફ્રેન્કલિન.**

અનંતતા પણ મિનિટની ખાદ પૂરી શકતી નથી. **પ્રાચીન કવિ.**

કલાકોનો નાશ થાય છે અને તે આપણે નામે ચઢે છે.
**ઓક્સફર્ડના એક ઘડિયાળના ચંદા ઉપરનો લેખ.**

મેં વખત ગુમાવ્યો અને સમયથીજ હું હવે ક્ષીણ બનું છું. **શેકસપિયર.**

માણસની જીંદગીના દરેક કલાકમાં તેનાથી બને તેવું ખાસ કામ કરવાનું હોય છે. આખી જીંદગીના બીજા કોઈ પણ કલાકમાં તે કામ થઇ શકે એવું હોતું નથી. એક વખત એક કલાક ગયો તો તે ગયોજ. **નોયલ પેટન.**

કોઈ પણ માણસ ઉમ્મરમાં નાનો હોય પણ તેણે સમય ગુમાવ્યો ન હોય તો કલાકોમાં તે મોટો હોય. **બેકન.**

મારૂં કહેવું ખરૂં માનજો કે તમારા સ્વપ્નમાં પણ જેનો તમને ખ્યાલ નહિ હોય તેવા વ્યાજના વ્યાજ સાથે વખતની કરકસરનો લાભ તમને પાછળની જીંદગીમાં મળશે. સમય ગુમાવવાથી માણસનો માનસિક તેમ નૈતિક બાંધો, વધારેમાં વધારે, આપણે ધારીએ તેના કરતાં પણ વધારે, ઉતરી જાય છે. **ગ્લૅડસ્ટન.**

જુવાનીનો એક પણ કલાક એવો નથી જેમાં કાંઇ ભાવિ ન હોય, એવી એક પણ પળ નથી, જે એક વખત જાય તો ફરીથી ધારેલું કામ થઇ શકે. એક ઘા ભૂલવામાં આવ્યો તો પછી ઠંડા લોખંડ ઉપર ઘા કરવો પડે છે. **રસ્કિન.**

સૂર્યોદય અને સૂર્યાસ્ત વચ્ચેના કોઈ સમયમાં હીરા જેવી સાઠ મિનિ-ટથી જડેલા બે સોનાના કલાક. તેને પકડવા માટે ઈનામ નથી કારણ કે તે પકડાય એવા નથી. તે હમેશને માટે ગયા છે. **હોરેસ માન.**

વર્તમાનની દૃષ્ટિ તમને મળે તો પ્રાચીન અને ભવિષ્યની દુનિયા તો તમારી આંખ આગળ ખડી થઈ જાય. **એમર્સન.**

માણસને પોતાને વૃત્તિ હોય તો એવો કોઈ પણ ધંધો નથી, એવો કોઇ પણ ઉદ્યોગ નથી, જેમાં પોતાની યુવાવસ્થાના અભ્યાસ માટે દરરોજ થોડો વખત પણ મળે નહિ. **વિટનએક.**

સુધારણાની ઈચ્છા આપણને એટલી બધી થાય કે આપણે આપણા વખતના હાલના ઉપયોગ વિષે ગંભીરતાથી વિચાર કરવાનું શરૂ કરીએ ત્યારે અમુક માણસને સુધારણા માટે સમય નથી એવું બ્હાનું અદૃશ્ય થાય છે. **મેથ્યુ આર્નોલ્ડ.**

---

બેન્જામિન ફ્રેન્કલિનની ન્યુસપેપર ઑફિસ આગળ કલાક સૂધી રસળનાર એક માણસે રહી રહીને પૂછ્યું કે પેલા પુસ્તકની શી કિંમત છે? કલાર્કે જવાબ દીધો કે 'એક ડૉલર.' પેલા રસળનારે કહ્યું કે 'એક ડૉલર?' તેનાથી કાંઇ ઓછી કિંમત નથી? એનો ઉત્તર એવો મળ્યો કે એક ડૉલર કિંમત છે. વેચવાની ચોપડીઓ ઉપર તે ખરીદનારે ફરી થોડીવાર નજર કરી અને વળી પૂછ્યું, 'મિ. ફ્રેન્કલિન અંદર છે?'

કલાર્કે ઉત્તર દીધો કે 'હા છે?' પ્રેસરૂમમાં તે ઘણા રોકાયલા છે. તે ફરી પૂછવા લાગ્યો, 'વારૂ, મારે તેમને મળવું છે.' મિ ફ્રેન્કલિનને બોલાવવામાં આવ્યા. તેમને પેલા માણસે પ્રશ્ન કર્યો, 'મિ ફ્રેન્કલિન, આ પુસ્તકની શી કિંમત છે?' તેનો તરત ઉત્તર મળ્યો કે સવા ડૉલર. 'સવા ડૉલર? તમારા ક્લાર્કે તો હમણાં એક ડૉલર કિંમત બતાવી હતી.' ફ્રેન્કલિને કહ્યું કે મારૂં કામ છોડી અહીં તમને જવાબ આપવા આવવું તે કરતાં એક ડૉલર લેવો વધારે સારો,

એમ ધારી એક ડૉલર કિંમત રાખવામાં આવી છે. હું આવ્યો માટે સવા ડૉલર.

તે માણુસ ચકિત થયેલો લાગ્યો. પણ પોતેજ શરૂ કરેલી વાત પૂરી કરવાની ઇચ્છાથી તેણે પૂછ્યું, 'વારૂ, લો, આ ચોપડીની જે ઓછામાં ઓછી કિંમત હોય તે કહો.' ફ્રેન્કલિને કહ્યું, દોઢ ડૉલર. 'તમે પોતે પણ હમણાં તેના સવા ડૉલર કહતા હતા' ફ્રેન્કલિને ઠંડે પેટે કહ્યું, હાલ દોઢ ડૉલર લેવા કરતાં તે વખતે સવા ડૉલર લેવા સારો હતો. હવે તેનો દોઢ ડૉલર પડશે.

તે માણુસે મૂગે મ્હોંએ ગલ્લા ઉપર પૈસા મૂકયા, ચોપડી લીધી અને ઇચ્છા પ્રમાણે વખતના પૈસા કે ડહાપણ ઉપજાવવાની કળાનો બોધજનક પાઠ આ મહાન્ ગુરૂ પાસેથી લઇ, તે સ્ટોર છોડી ગયો.

દરેક જગાએ વખત ગુમાવનારા હોય છે.

યુનાઇટેડ સ્ટેટસની ફિલાડેલ્ફિયાની ટંકશાળમાં સોના ઉપર કામ કરનારાંના ઓરડાના ભોંયતળીએ લાકડાની જાળીનું એક કામ રહે છે. જયારે ભોંયતળીયું સાફ કરવામાં આવે છે ત્યારે તે મૂકવામાં આવે છે અને દર વર્ષે હજારો ડૉલરના સોનાની ભૂકીના ઝીણા કણ આ રીતે બચે છે. આવીજ રીતે દિવસના કેટલાક રહ્યા સહ્યા ભાગ જેને કેટલાક લોકો જીંદગીના ઘસારામાં કાઢી નાંખે છે તે પકડવાને દરેક ફતેહમંદ માણુસ પાસે એક જાતનું જાળી કામ હોય છે. દરેકે દરેક ફૂટકળ મિનિટ, અર્ધો અર્ધો કલાક, મળવાની આશા ન હોય તેવા તહેવાર, બે વખત વચ્ચેના ગાળા અને નિયમિત નહિ આવનાર માટે રાહ જોવી પડે તે વખતનો જે સંગ્રહ કરે છે, જે સદુપયોગ કરે છે તે એવાં પરિણામ મેળવે છે જે, જે લોકોએ આ રહસ્ય ઉપર પ્રભુતા મેળવી નથી તેમને ચકિત કરે છે.

એલિહુ બ્યુરિટે કહ્યું છે કે મેં જે કાંઇ કર્યું છે, કરવા ધારૂં છું.

અગર કરવાની આશા રાખું છું, તે જે શ્રમયુકત, ધીરજભરેલા આગ્રહયુકત ઉદ્યોગથી કીડીયાળાં થાય છે તે રીતે અણુ અણુથી કણ કણથી, વિચાર વિચારથી અને વિગતે વિગતથી મેં કર્યું છે અને કરીશ. મને ઉચ્ચમાં ઉચ્ચ ઉત્સાહયુકત કોઇ મહત્વાકાંક્ષા થઇ હોય તો તે, જેને પળ કહે છે તેવા સમયના અમૂલ્ય વિભાગનો ઉપયોગ કરવાને લગનો દાખલો મારા દેશના યુવકો આગળ રજુ કરવાને લગતી આશા છે.

પાર્લામેન્ટમાં બર્કનું ભાષણ સાંભળી વિચારમાં પડી ગએલા એક ભાઇએ કહ્યું, "કુટુંબની સઘળી શક્તિઓ તેમાં શી રીતે આવી તે સંબંધી મને આશ્ચર્ય થાય છે; પણ વળી મને યાદ છે કે જ્યારે અમે રમતા હતા ત્યારે તે હંમેશાં કામ કરતો હતો."

દિવસો મિત્રના વેશમાં આપણી સમીપ આવે છે અને કોઇ અદૃશ્ય હસ્ત તરફની અમૂલ્ય બક્ષિસ લાવે છે. પણ તેમનો આપણે ઉપયોગ કરીએ નહિ તો તે મૂગા મૂગા જતા રહે છે અને ફરી પાછા આવતા નથી. એક પછી એક આવતી દરેક સવાર નવી બક્ષિસો લાવે છે પણ ગઇ કાલ અગર પરમ દિવસ આવેલી બક્ષિસોનો લાભ આપણે ન લીધો તો તેનો લાભ લેવાને દિનપ્રતિદિન આપણે ઓછા શક્તિમાન્ થતા જઇએ છીએ અને છેવટે તે બક્ષિસોનુ મહત્વ વિચારી તેનો ઉપયોગ કરવાની આપણી શક્તિ ખૂટી જાય છે. ઘણાજ ડહાપણથી કહેવામાં આવ્યું છે કે ખોએલી મિલ્કત, ઉદ્યોગ અને કરકસરથી, ગુમાવેલું જ્ઞાન, અભ્યાસથી, ગુમાવેલું આરોગ્ય, મિતાચાર અને ઔષધથી પાછું મળે છે પણ ગયો વખત પાછો મળતો નથી.

હવે તો જમવાના વખતને પાંચ દસ મિનિટ બાકી છે, હવે કાંઇપણ કામ કરવાનો વખત નથી. આ શબ્દોનો ઘણોજ ઉપયોગ કુટુમ્બોમાં થાય છે પણ વખતના ભાગ્યા તૂટયા જે ટૂકડાઓ ઘણા

ફેંકી દેછે તેમાંથી ભાવિ વગરના છોકરાઓ કેવાં કેવાં મહાન્ કાય કરે છે! જે કલાકો તમે ગુમાવ્યા છે તે સુધાર્યાં હોત તો તમને વિજય મળ્યો હોત.

એક બાઇ કહેતી હતી કે આંડોવરના વિદ્યાર્થીઓ બોર્ડિંગ હાઉસના નાસ્તા માટે વાટય જોતા, તેઓ એક બીજા સાથે ઠઠ્ઠા મશ્કરી કરતા ત્યારે એક અર્ધી મીનીટ પણ અવકાશ હોય તો જોસફ કુક ઓરડીમાંની મોટી ડીકશનરિ તરફ જતો અને કોઇ શબ્દનો સમશબ્દ અગર વ્યુત્પત્તિ શીખવાને યત્ન કરતો. જોસફ કુકે ડીકશનરિ ગોખી મારી છે એમ કહેવું સહેલું છે અને માહ વગરના માણસો તેવી ટીકા કરે છે પણ આપણા જમાનામાં તેના કરતાં વધારે ઉમદા પ્રતિભાવાળા અગર સાચા સ્વસુધારણાના ભવ્ય આદર્શરૂપ માણસો નીકળ્યા નથી.

મેરિયન હાર્લેન્ડે અદ્ભુત કાર્ય કર્યું છે. જ્યારે પોતાનાં છોકરાં સૂતાં હોય અને તેને અવકાશ હોય ત્યારે નવલકથાના લેખોની રચના કરવામાં મિનિટે મિનિટની કરકસર કરી તે આ કાર્ય કરી શકી છે. તેણે જો કે આટલું બધું કર્યું છે પણ કુટુમ્બની પોતાની નિયમિત ફરજો ઉપરાંતના કામથી, જે વિક્ષેપોને લીધે બીજી સ્ત્રીઓ વેગળે નાઠી હોત તેવા ઘણા વિક્ષેપો આખી જીંદગી સુધી તેને નડયા હતા. તેણે સાધારણ બાબતનું પણ જે ગૌરવ વધાર્યું છે તે બીજા કોઇએ વધાર્યું નથી. ઘરની દાબી દેતી ચિન્તાઓની વચ્ચે હેરિયટ બીચર સ્ટોએ પોતાનું મહાન્ પુસ્તક 'અંકલ ટોમ્સ કેબિન'* લખ્યું હતું. જમવાની જેટલી વાર હોય તેટલા સમયમાં બીચર ફ્રાઉડનું "ઇંગ્લાંડ" એ પુસ્તક વાંચતો. દરરોજ દસ મિનિટ મેળવીને, પોતાની કોફી ઉકળતી હોય તે સમયમાં, ઘણાં વર્ષ સુધી, કામ

* "Uncle Tom's Cabin."–ટૉમ કાકાની ઝુંપડી.

પૂરું થાય ત્યાં સુધી આગ્રહ રાખી લોંગફેલોએ "ડાન્ટે" નો તરજુમો કર્યો.

સલાટ તરીકે સખ્ત મહેનત કરતાં કરતાં હ્યુ મિલર વિજ્ઞાનનાં પુસ્તકો વાંચવા માટે, અને પત્થરના જે કકડાથી તે કામ કરતો તેમાંથી મેળવેલા બોધના પાઠ લખવાને માટે તે વખત મેળવતો.

મેડમ ડ જેનલિસ ફ્રાન્સનાં ભવિષ્યનાં રાણીની કમ્પેનિયન હતી ત્યારે શિક્ષણ આપતાં દરરોજ કેટલીક વાર તેને રાહ જોઇ બેસી રહેવું પડતું. આ વખતમાં તેણે પોતાનાં ઘણાં સુન્દર પુસ્તક લખી કાઢયાં હતાં. ખેતરમાં કામ કરતે કરતે બર્ન્સે પોતાનાં સૌથો સુંદર કેટલાંક કાવ્ય રચ્યાં હતાં "પેરેડાઇઝ લોસ્ટ" નો કર્તા શિક્ષક હતો, કોમનવેલ્થનો તેમ પ્રોટેકટરનો સેક્રેટરી હતો અને પોતાના ઉદ્યોગી જીવનમાં જે કાંઈ વખત મળે તેમાંથી તે પોતાનાં દિવ્ય કાવ્ય લખતો. ઇસ્ટ ઇંડિયા હાઉસમાં જોન સ્ટુઅર્ટ મિલ જ્યારે કલાર્ક હતો ત્યારે લેખક તરીકે પોતાનું સારામાં સારૂં કામ તેણે કર્યું હતું. ગેલિલીયો સર્જન હતો પણ તેના અવકાશના સમયના ઉપયોગથી જગતને મોટામાં મોટી કેટલીક શોધો મળી છે.

ગ્લૅડસ્ટન જેવો પ્રતિભાશાળી માણસ જ્યારે પોતાની એક નહિ ધારેલી અવકાશની મિનિટ ખાલી ન જાય તે માટે પોતાના ગજવામાં એક નાની ચોપડી રાખતો, તો આપણે સાધારણ માણસોએ પોતાનો કિંમતી સમય નકામો ન જાય તે માટે શું ન કરવું જોઇએ ? સમયના નાનામાં નાના ટૂકડાનો ગ્લેડસ્ટન જેવા વૃદ્ધ મહાન્ પુરૂષો ઉપયોગ કરે અને હજારો યુવાન્ સ્ત્રી પુરૂષ આખા મહિના અને વર્ષનાં વર્ષ નાંખી દે તેમને તે મહાન્ નરની જીંદગી પરથી કેવો ઠપકો મળે છે ? બીજા માણસો જેઓ પોતાની નિષ્ફળતાથી આશ્ચર્ય પામે છે અને જેઓ પોતાને પુટકળ વખત મળે તે ફેંકી

દૃષ્ટે તેવાજ વખતના સદુપયોગથી ઘણાએ માણસો પોતાની આબરૂ મેળવી છે. ડેન્ટિના વખતમાં ઇટલિનો દરેક સાહિત્યપ્રેમી નર મહેનતુ વ્યાપારી, વૈદ્ય, રાજદ્વારી, જજ્જ અગર સૈનિક હતો.

જ્યારે મિકાયલ ફેરાડે પુસ્તકો બાંધતો તે વખતે અવકાશનો વખત તે પ્રયોગો કરવામાં ગાળતો. એક વખતે તેણે પોતાના મિત્રને લખ્યું હતું કે મારે જે જોઇએ તે વખત છે. હાલના "જેન્ટલમેન" લોકનો કેટલોક અવકાશનો સમય મને સસ્તે ભાવે વેચાતો મળે તો પણ હું તે લઉં.

અવિરત ઉદ્યોગમાં ચમત્કાર બતાવવાની કેવી શક્તિ છે!

એલેકઝાંડર ફૉન હુંબોલ્ટ દિવસના ભાગમાં પોતાના ધંધામાં એટલો રોકાયલો રહેતો કે તેને પોતાના વૈજ્ઞાનિક પરિશ્રમ રાત્રે અગર સવારમાં વહેલા જ્યારે બીજા લોકો સૂતેલા હોય ત્યારે કરવા પડતા.

ક્ષુદ્ર બાબતોમાંનો એક કલાક પણ બચાવવામાં આવે અને તેનો સદુપયોગ થાય તો સાધારણ શક્તિનો કોઇ માણસ કોઇ ગમે એ એક વિજ્ઞાનશાસ્ત્રનું પૂરૂં જ્ઞાન તે વડે મેળવવાને શક્તિમાન્ થાય. દિવસના એક કલાકથી, દસ વર્ષમાં ગમે તેવો અજ્ઞાન માણસ સારા જ્ઞાનવાળો થઇ શકે. દિવસના એક કલાકની કમાણીથી બે દૈનિક, બે અઠવાડિક, બે આગેવાન માસિક અને ડઝનેક સારી ચોપડીઓ ખરીદી શકાય. એક કલાકમાં એક છોકરો અગર છોકરી વિચાર પૂર્વક ૨૦ પાનાં અને એક વર્ષમાં ૭૦૦૦ પાનાં અગર ૧૮ મોટાં પુસ્તકો વાંચી શકે. માત્ર નિર્વાહ અને ઉપયોગી સુખી જીવન એ વચ્ચેનો તફાવત, દિવસના એક કલાક માત્રથી થઇ શકે. દિવસનો એક કલાક એક અપ્રસિદ્ધ માણસને પ્રસિદ્ધ અને એક નિરૂપયોગી માણસને પોતાની જાતિનો હિતૈષી કરી શકે અને કરી શકે છે ત્યારે ઠઠ્ઠા મશ્કરીની ચાલુ અશ્રાંત ઇચ્છામાં આપણાં જુવાન સ્ત્રી પુરૂષો, બે, ચાર, ૭

કલાકો દરરોજ ફેંકી દે છે, તેનાં ભાવિ પરિણામનો વિચાર કરો. પોતાનો અવકાશનો સમય ગાળવા માટે, પોતાને જ્યારે કાંઇ અવકાશ હોય ત્યારે આનંદ સાથે તે અવકાશ ગાળી શકાય તે માટે, દરેક માણસને કાંઇને કોઈ કામની ધૂન હોવી જોઇએ; પોતાના હરરોજના કામને ને તેને નિસ્બત હોય કે ન હોય પણ તેનું હૃદય તેમાં હોવું જોઇએ. એક પત્થર વહેરનારને પતંગીયાંનીજ ધૂન હતી. જ્યારે તે મરી ગયો ત્યારે દુનિયામાં સર્વથી સારો પતગીયાનો સંગ્રહ તેની પાસે હતો.

જો માણસની પસંદગી ડહાપણ ભરેલી હોય તો આવી ધુન માટે પણ જે અભ્યાસ, જે સંશોધન, જે ઉદ્યોગ કરવો પડે છે તેથી ચારિત્ર્ય વિશાળ થાય છે અને ઘરનું રૂપ ફરી જાય છે.

બર્ક કહે છે કે આળસ વગર માણસને કોઇ અટકાવી શકતું આળસ માણસનો સઘળો વખત સંપૂર્ણ રીતે લઈ લે છે અને કોઇ પણ ઉદ્યોગથી માણસ પરાધીન બને તેના કરતાં તે વધારે પરાધીન આળસ વડે થાય છે.

થોડી થોડી કરકસર, જેનો બીજા તિરસ્કાર કરે છે; તે વડે જેમ કોઇ માણસ પોતાની દોલતનો સંગ્રહ કરે છે તેવી રીતે જે જાજ જાજ વખત બીજા બેદરકારીથી ફેંકી દેછે તે વખતમાં કેટલાક છોકરા કેળવણી મેળવી શકે છે. સ્વસુધારણા માટે દિવસનો એક પણ કલાક ન મળે એવો ધંધામાં રચ્યો પચ્યો રહેતો કયો યુવક છે ?

વર્મન્ટના પ્રખ્યાત મોચી ચાર્લ્સ સી. ફ્રોસ્ટે દિવસનો એક કલાક અભ્યાસ કરવામાં ગાળવાનો નિશ્ચય કર્યો હતો. યુનાઇટેડ સ્ટેટસના સર્વથી પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રીઓમાં તેને પંકિત મળી. જ્ઞાનના અન્ય પ્રદેશમાં પણ તેણે આશ્ચર્યજનક સન્માન મેળવ્યું. નેપોલિયનની માફક જોન હુંટર પણ ચાર કલાક સૂતો. તુલનાત્મક શરીર છેદનશાસ્ત્રના જે ૨૪૦૦૦ નમૂનાઓ હુંટરે મહા મહેનતે

એકઠા કર્યાં હતા તે ગોઠવવાને તેમ તેનું વર્ગીકરણ કરવા માટે પ્રૉફેસર ઓઍન ને દશ વર્ષ થયાં હતાં. સુતાર કામ કરતાં અભ્યાસની શરૂઆત કરનારનો આ કેવો અસાધારણ દાખલો !

જે લોકોને તેનો વખત લેવાને કાંઇ પણ હક નહોતો અને જેઓ તેનો વખત લેતા તે માટે તે કડવી ફરિયાદ, કરતો. એક ઇટલિયન પંડિતે પોતાના બારણા ઉપર નીચેનો લેખ મૂકયો હતોઃ— જે અહીં ઉભો રહે તેણે મારી મહેનતમાં ભાગ લેવો. કાર્લાઇલ ટેનિસન, બ્રાઉનિંગ અને ડિકન્સ તેમના કામમા ખલેલ પહોંચાડનાર વાદ્ય વગાડનારાઓ સામે ફરિયાદ ઉઠાવતા બેકસ્ટરને ત્યાં કેટલાંક માણસ મળવા આવ્યાં. તેઓ બોલ્યાં, અમે તમારો વખત લીધો છે એમ અમને લાગે છે. કંજુસ જેમ સુવર્ણ એકઠું કરે છે તેમ પોતાની ક્ષણોનો સંગ્રહ કરનાર બેકસ્ટરે ઉત્તર દીધો " ખરેખર તમે વખત લો છો."

કવિ મિલ્ટન કહેતો કે મારી સવારની ફરવાની જગા મારૂં ઘરછે; સૂવાને માટે અગર અનિયમિત મિજમાનીનો ખોરાક પચાવવાને નહિ પણ ઉઠી જાગૃત રહેવા માટે, શિયળામાં માણસોને કોઇ પણ ઘંટનો અવાજ મહેનત અગર ભક્તિ કરવા માટે જગાડે તે પહેલાં, ઉનાળામાં, જ્યાંસૂધી થાકી જવાય નહિ અગર યાદદાસ્ત ઉપર પૂરતો બોજો આવી જાય નહિ ત્યાંસુધી સારા લેખકો વાંચવા અગર વંચાવવા માટે; સૌથી વહેલાં જાગતાં પક્ષીઓની સાથે ઉઠવા; તેથી મોડા નહિ; પછી ઉપયોગી મહેનતથી ઉદારતાની દૃષ્ટિવાળા પરિશ્રમથી આરોગ્ય અને મજબૂતી જાળવવા માટે.

વેલિંગ્ટન કહે છે કે જ્યારે માણસ પથારીમાં હાલવા માંડે છે ત્યારે પથારીમાંથી ઉઠવાનો તેનો વખત થયો છે એમ જાણવું જોઇએ.

ઘણા લોકો જે વખત ગુમાવે છે તે વખતમાં ઇતિહાસમાંના ઘણા મહાન્‌માં મહાન્ પુરૂષોએ પોતાના હંમેશના ધંધાની બહાર પણ

કીર્તિ મેળવી છે. સ્પેન્સર જ્યારે આયર્લૅન્ડનો સેક્રેટરી હતો ત્યારે અવકાશનો સમયમાં તેણે પોતાની પ્રતિષ્ઠા સંપાદન કરી હતી. સર જોન લબક પોતાની કીર્તિ ઐતિહાસિક સમયના પહેલાંના વખતના અભ્યાસથી મેળવી હતી. બેન્કની શેકવણીના પોતાના વખતની બહાર તે આ કામ કરતો. સંધે એક મિનિટ પણ સુસ્ત રહેતો નહિ. તેણે સો પુસ્તકો લખ્યાં છે. હોથોર્નની નોટ બુક ઉપરથી જણાય છે કે તે એક પણ પ્રસંગ, એક પણ વિચાર, એક પણ સંજોગ ખાલી જવા દેતો નહિ. ફ્રેન્કલિન અશ્રાંત પરિશ્રમ ઉઠાવનાર મહાન્ નર હતો. પોતાને જમવાનો તથા ઉંઘવાનો વખત તે એટલી મર્યાદામાં રાખતો કે જેથી તેને અભ્યાસનો વખત મળી શકે. જ્યારે તે બાળક હતો ત્યારે તે જમવાના વખતની તેના પિતાની લાંબી લાંબી પ્રાર્થનાઓથી કંટાળી જતો અને એક આખા પીપથી સામટી પ્રાર્થના કેમ ન કરી લેવી એમ તે કહેતો. નૌકાશાસ્ત્રનો સુધારો અને ધુમાડાવાળી ચિમનીઓ એવા વિષયના કેટલાક સારામાં સારા લેખ તેણે વહાણ ઉપર લખ્યા હતા.

પોતાની ગમાવેલી જીંદગી માટે, વખત ન હતો એવાં બહાનાં લાવનારને રેફેલની ૩૭ વર્ષની ટૂંકી જીંદગી એક મહાન્ બોધરૂપ છે.

મહાન્ સ્ત્રીપુરૂષ સમયનાં ઘણાં કંજુસ હોય છે. સીસરો કહેતો કે બીજા લોકો જે વખતનો ઉપયોગ જાહેર તમાશા અને રમત ગમત માટે કરે છે અગર તો માનસિક કે શારીરિક વિશ્રાન્તિમાં ગાળે છે તે હું તત્વજ્ઞાનના અભ્યાસમાં ગાળું છું. પોતાને જમવાની વાર હોય તેવા અવકાશના સમયમાં ફ્રાન્સના એક મહાન્ ચેન્સેલરે એક કિંમતી પુસ્તક લખ્યું હતું. ઈંગ્લાંડના ચેન્સેલેર તરીકેના કામમાંથી અવકાશ મળે તે સમયના કામમાંથી બેકને કીર્તિ મેળવી હતી.

એક મહાન્ રાજકર્તાની મુલાકાત વખતે ગેટે એકદમ માફી માગી જોડેના ઓરડામાં ગયો અને પોતાના "ફ્રોસ્ટ" માટેનો એક

વિચાર પોતે ભૂલી ન જાય તે માટે તે વિચાર તેણે લખી લીધો. એક દવા બનાવનારાના કાતરીયામાં મેળવેલા અવકાશના સમયમાં ગ્રોટે ગ્રીસનો અપ્રતિમ ઇતિહાસ લખ્યો.

ક્ષણો સોનાની હોય તેમ સ્ટીવન્સન તેનો ઉપયોગ કરતો. પોતાના અવકાશના સમયમાંજ તેણે કેળવણી લીધી અને પોતાનું સારામાં સારૂં કામ કર્યું. જ્યારે તે એન્જીનિયર હતો ત્યારે રાત્રીના બદલીના વખતમાં તે અંકગણિત શીખ્યો. એક પણ પળનો સદુપયોગ કર્યા વગર મોઝાર્ટ તે પસાર થવા દેતો નહિ. કેટલીક વખત તો તે કાંઇ પણ ગાળો પડયા શિવાય બે આખી રાત્રીઓ અને એક દહાડો લખ લખ કરતો. ઉંઘી શકાય તેટલો વખત પણ તે પોતાનું કામ બંધ કરતો નહિ. "**રિકવાંયમ**" નામનો પોતાનો લેખ તેણે મરણ પથારી ઉપર લખ્યો હતો.

**સીઝર** કહેતો કે ઝનુનીમાં ઝનુની લડાઈમાં મારા તંબુ નીચે બીજી ઘણી બાબતો વિષે વિચાર કરવાનો વખત મને મળ્યો છે. એક વખત તેનું વહાણ ભાગી ગયું હતું અને તરીને તે બહાર આવ્યો હતો પણ તેણે પોતાની "**કોમેન્ટરી**" નો હસ્ત લેખ પોતાની પાસે રાખ્યો હતો. વહાણ ડૂબતું હતું તે વખત તે લખવામાંજ રોકાયલો હતો.

**સેમ્યુઅલ બડગેટ** કામ કરવાનેજ જન્મ્યો હોય એમ જણાતું હતું. તેનું ચરિત્ર લખનાર કહે છે કે તે હમેશાં કાંઇ ને કાંઇ કર્યા કરતો. કુદરત શૂન્યતાનો જે તિરસ્કાર કરે છે તે કરતાં સુસ્તીનો તે વધારે તિરસ્કાર કરતો. સુસ્તીનો એક કલાક તેને મન નર્ક સમાન લાગતો. તે પોતાની નોંધપોથીમાં "આનંદ અને સુખવગરનો" રવિવાર એમ લખે છે અને તેમાં કાંઇ આશ્ચર્ય નથી કારણ કે તે ઉમેરે છે કે "તે દિવસે સાડાપાંચ પહેલાં હું ઉઠતો નહિ."

લંડનમાં દરદીઓને જોવા જતાં જતાં ડૉ. મેસને લ્યુક્રેશિયસનો તરજુમો કર્યો હતો. જ્યાં હોય ત્યાં કાગળના કડકા ઉપર પોતાના વિચાર લખી ડૉ. ડાર્વિને પોતાના લેખ લખ્યા હતા. ગણિતનાં ઓજારો બનાવવાના પોતાના ઉદ્યોગમાં કામ કરતાં કરતાં પણ વૉટ રસાયન અને ગણિત શીખ્યો હતો.

ઇંગ્લાંડમાં મેન્ચેસ્ટરનો એક છોકરો ખેપીયાનું કામ કરતાં કરતાં લેટિન અને ફ્રેન્ચ શીખ્યો હતો. એક વકીલની ઑફિસ જ્યાં હેન્રિ કર્ક વ્હાઇટ અભ્યાસ કરતો હતો ત્યાંથી જતાં આવતાં તે ગ્રીક શીખ્યો હતો. ડૉ. બર્નિ ઘોડાની પીઠ ઉપર ઇટેલિયન અને ફ્રેન્ચ શીખ્યો હતો. જજ્જ તરીકેની પોતાની સરકીટમાં ફરતાં મેથ્યુ હેલે પોતાના ચિંતન લખ્યાં હતાં.

એક જરા પણ વખત જાય તે જેરેમિ બેન્થામને એક આફત સમાન લાગતું અને પોતાના કામની તે એવી ગણતરી કરતો કે એક પળ પણ મિથ્યા જાય નહિ.

હાલનો વખત "વર્તમાન," કાચો પદાર્થ છે તેમાંથી આપણે ચાહીએ તે બનાવી શકીએ. ભૂતકાળ વિષે બહુ વિચાર ન કરતા, ભાવિનાં સ્વપ્ન આણતા નહિ, હાલની પળનોજ ઉપયોગ કરો અને તેમાંથીજ બોધ ગ્રહણ કરો. એક કલાકનું પણ જે ખરૂં માપ લે છે અને જેને તેની કિંમતનો ખરો ખ્યાલ છે તેવો માણસ હજુ જન્મ્યો નથી, જોવામાં આવ્યો નથી. ફેનલોન કહે છે તે પ્રમાણે એકીવખત ઈશ્વર એકજ પળ આપે છે અને જ્યાં સુધી એક પળ જાય નહિ ત્યાં સુધી બીજી મળતી નથી.

એક મિનિટ પણ નકામી જાય તે લૉર્ડ ચૅથામ સહન કરી શકતો નહિ પણ તે એવો નિયમિત કામ કરનાર હતો કે તે જે કામ કરતો તેનો થોડો પણ ભાગ નહિ કરનાર ઘણાં કરતાં તેને

વધારે ફરસદ હોય એમ જણાતું. રાજપ્રકરણ, કાયદા, વિજ્ઞાન અને સાહિત્યમાં તેણે નામના મેળવી.

પોતાની માતાની ઉત્તરક્રિયાના ખર્ચ માટે એકજ અઠવાડિયાની સાંજે સાંજે રાસેલાસ લખી ડૉ. જોન્સને તે પૂરું કર્યું હતું.

શાણો ફ્રેટો કહેતો કે પોતાની જીંદગીમાં ત્રણ ચીજો માટે તે દિલગીર થતો. પોતાની સ્ત્રીને ખાનગી વાત કહેવા માટે, જમીન માર્ગે જઇ શકાય એવું છતાં દરિયા માર્ગે જવા માટે અને કાંઇ પણ કર્યા શિવાય એક દિવસ પસાર કરવા માટે.

સર્વે કરતાં કરતાં અવકાશના સમયમાં લિંકને કાયદાનો અભ્યાસ કર્યો હતો અને સ્ટોરનું રક્ષણ કરતાં કરતાં તેની સાધારણ શાખાઓને લગતું કામ કોઇની પણ મદદ વગર તે શીખ્યો હતો. મિસિસ સોમરવિલનાં પડોશીઓ જ્યારે ગપ્પાં મારતાં હતાં અને વખત ગુમાવતાં હતાં ત્યારે તે વનસ્પતિશાસ્ત્ર અને ખગોળ વિદ્યા શીખતી હતી. ૮૦ વર્ષની ઉમ્મરે તેણે અણુઓને લગતું તથા સૂક્ષ્મદર્શક યંત્રને લગતું વિજ્ઞાન પ્રસિદ્ધ કર્યું.

ગુમાવવામાં આવેલા કલાકમાં, કલાક ગુમાવ્યો તે ખરાબમાં ખરાબ નથી પણ તેટલી શક્તિ ગુમાવી તે છે. સુસ્તીથી જ્ઞાનતંતુ કટાય છે અને સ્નાયુઓ તતડે છે. કામમાં કાંઇ નિયમ હોય છે; સુસ્તીમાં હોતો નથી. બીજા દિવસના કામની ગોજના ન થાય ત્યાં સૂધી પ્રેસિડંટ ક્વીન્સી સૂતો નહિ.

ડાલ્ટનનો ઉદ્યોગ તે તેની જીંદગીના આવેશ રૂપ હતો. તેણે વાયુચક્રશાસ્ત્રને લગતાં બે લાખ અવલોકન કર્યાં હતાં અને નોંધ્યાં હતાં, તે ભાગ્યેજ એક ક્ષણ ગુમાવતો.

કાપડ બનાવવાના કારખાનામાં એક તૂટેલો દોરો આખા તાકાને ખરાબ કરે છે. જે છોકરા અગર છોકરીએ તે ભૂલ કરી

હોય છે તેને શોધી કાઢવામાં આવે છે અને તેથી થયેલું નુકશાન તેના પગારમાંથી કાપી લેવામાં આવે છે. પણ જીંદગીના તાકાઓના તૂટેલા તારનું નુકશાન કોણ આપશે? ખાલી કાંટલો આપણે પાછો ફેંકી શકીએ નહિ. આપણે આપણો ભાવિ રૂપ તાકો ગુંથીએ છીએ ત્યારે એ ઢીલચાલની વાંસે કોઇ તાર ફરે છે. ગુમાવેલા કલાક અગર ગુમાવેલી તકનો તૂટેલો તાર આખી બનાવટને નુકશાન કરે અને કારીગરને ખેદ પમાડે તેવો પણ હોય. વળી આ તાર સોનાનો પણ હોય અને તે તેના સૌન્દર્ય અગર પ્રકાશમાં વધારો કરે. આપણે કાંટલો અટકાવી શકીએ નહિ અગર તો તે બનાવટની આજુબાજુનો કમનસીબ દોરો જે આપણી મૂર્ખતાના નિત્ય પ્રમાણ રૂપ છે તે આપણે ખશેડી શકીએ નહિ. વખત મળે, એ વિચારથી સારાં કામ કરવાનું મુલતવી રાખતા નહિ. અવકાશના વખતમાં થોડુંજ સારૂં કામ થઇ શકે છે. જે સ્ત્રી પુરૂષો કામમાંજ રચ્યાં પચ્યાં રહે છે તેઓજ હૉસ્પિટલો, દેવાલયો, અનાથાશ્રમો બંધાવી શકે છે અને દુનિયાની મોટી સખાવતો કરી શકે છે.

કોઇ પણ યુવાન્ માણસ જ્યારે ધંધામાં લાગેલો હોય છે ત્યારે તેને માટે કોઇ ચિંતાતુર હોતું નથી. પણ તે બપોરે ક્યાં ખાવા જાય છે? રાત્રે બોર્ડિંગ હાઉસ તે છોડે છે ત્યારે તે ક્યાં જાય છે? વાળુ કર્યા પછી તે શું કરે છે? તેના રવિવાર અને તહેવારો તે ક્યાં ગાળે છે? પોતાનો અવકાશનો સમય તે શેમાં ગાળે છે તે ઉપરથી તેનું ચરિત્ર, જણાઇ આવે છે. યુવાનોનો ઘણો મોટો ભાગ વાળુ કર્યા પછીના વખતમાં બગડે છે. જેઓ માન અને કીર્તિ મેળવે છે તેઓમાંના ઘણા પોતાની સાંજ અભ્યાસ, કામ અગર શાણા અને સજ્જનની સોબતમાં ગાળે છે. આ ફૂરસદના કલાક જેને આપણે જીંદગીનો ઘસારો ( વેસ્ટ ) કહીએ છીએ તેને માટે, સાધારણ રીતે ગુમાવેલી ફુટકળ પળો માટે, લેખક દરેક

યુવાન્‌ને સાવધ રહેવા વિનંતિ કરે છે. યુવાન્ મનુષ્યની જીંદગીમાં દરેક સાંજ એક બારીક સંજોગ છે. વ્હીટીયરની નીચેની પંક્તિઓમાં ઉંડો અર્થ રહેલો છેઃ—

"આજેજ આપણે આપણું પ્રારબ્ધ રચીએ છીએ, આપણું પ્રારબ્ધ આપણે ગુંથીએ છે. ભાવિને માટે આજેજ આપણે પવિત્રતા અગર પાપ પસંદ કરીએ છીએ.

સમય એજ દ્રવ્ય છે. આપણે તેનાં ઉપયોગમાં કંજુસ અગર હલકા ન થવું જોઇએ. પણ આપણે ડૉલરનો એક ચેક ફેંકી દઇએ નહિ તેમ સમય ફેંકી દેવો જોઇએ નહિ. વખત ગુમાવવો એ બળ, ચૈતન્ય, ચારિત્ર્ય, ગુમાવવાં એની બરાબર છે. વખતનો નાશ કરતા પહેલાં ચેતો કારણ કે તમારૂં સઘળું ભવિષ્ય તે ઉપર રહેલું છે.

"સ્મરણને લગતાં અનેક કાવ્ય કવિઓ રચે છે. આશાવડે કવિતાની અનેક પંકિતઓ લખવા માટે પ્રેરણા થાય છે પરન્તુ "**વર્તમાન કાળ**" માટે કોણ પોતાના સંગીતનો ઉપયોગ કરે છે?

જ્યારે યૌવન અને આરોગ્ય જોઇએ તેવાં હોય ત્યારે ભૂતકાળ માર્ગદર્શક થાઓ, ભવિષ્ય આશાજનક રહો પરન્તુ તમારી વધારેમાં વધારે ચિંતાનો ગંભીર વિષય વર્તમાન રહો."

એડવર્ડ એવેરેટ કહે છે કે "દરેક શક્તિની ખીલવણીથી, સુધારણાની દરેક તકની તપાસ ગરૂડની તીક્ષ્ણ દૃષ્ટિથી રાખીને, વખત બચાવીને, લાલચને તરછોડીને, વિષયસુખનો ત્યાગ કરીને પોતાની જાતને ઉપયોગી, સન્માનપાત્ર, અને સુખી કરવી એ માણસના પોતાના હાથમાં છે."

# પ્રકરણ ૫ મું.

## પ્રતિકૂળ સંયોગોમાં મૂકાયલા યુવાનો.

આપણી જે કામ ઉપર પ્રીતિ છે તે કામ કરવા માટે આપણે વેળાસર ઉઠીએ છીએ અને તેમાં આનંદ સાથે આપણે વળગી જઇએ છીએ. **શેકસપિયર.**

કોઇ પણ ઉદ્યોગ ઉપરની પ્રીતિ જેથી માણસ રોકાયલો અને સુખી રહે છે તેવી પ્રીતિ સાથે જન્મ પામવું એ જીવનની મૂલ્યવાનમાં મૂલ્યવાન્ બાબત છે, મોટામાં મોટી દોલત છે. **એમર્સન.**

પ્રતિભાશાળી પુરૂષોના ઇતિહાસમાં આપણે વારંવાર જોયું છે કે તેમને જે અભ્યાસમાં અગર ધંધામાં નાંખવામાં આવતા તે તરફ તેઓ ધ્યાન આપતા નહિ અને પોતાની રૂચિને વધારે અનુકૂળ હોય તેવા ઉદ્યોગમાં તેઓ પડતા. માતપિતા અને વાલીનાં ફરમાન અને ગોઠવણોની સામે થઇ પોતાની ગોઠવણો પોતેજ કરી લેતા વારંવાર આપણે તેમને જોઇએ છીએ.

**રોબર્ટ વૉટર્સ.**

જીવનના ભિન્ન ભિન્ન ભાગને આપણે એક ટેબલ ઉપરનાં—જુદી જુદી આકૃતિનાં—કોઈ ગોળ તો કોઇ ત્રિકોણ, તો કોઇ ચોરસ તો કોઇ લંબચોરસ—કાણાંનું રૂપ આપીએ અને તે ભાગ બજવનાર માણસને આપણે લાકડાના તેવીજ આકૃતિના કકડાનું રૂપ આપીએ તો સામાન્ય રીતે આપણને માલમ પડી આવશે કે ત્રિકોણ માણસ ચોરસ કાણામાં છે, સમચોરસ ત્રિકોણમાં છે અને ચોરસ માણસ ગોળ કાણામાં દબાયલો ચંપાયલો છે. **સિડનિ સ્મિથ.**

વારંવાર કહેવું જરૂરનું નથી કે કોઇ પણ માણસ પોતાના ચારિત્ર્ય સામે હમેશાં તેમ ફતેહમંદીથી લડત ચલાવી શકતો નથી. **સર એચ. બુલ્વર.**

" બાળક વખાણે છે, યુવાન્ પ્રયત્ન કરે છે અને મર્દ મેળવે છે."

માનવ બુદ્ધિના ઇતિહાસમાં ભાગ્યેજ કોઇ એવો કવિ હશે, કોઇ કારીગર હશે, કોઇ તત્વવેત્તા હશે, કોઇ વૈજ્ઞાનિક હશે, જેની પ્રતિભાની સામે, જેની

બુદ્ધિના અલૌકિક પ્રભાવ સામે, તેનાં માતાપિતા, તેનાં વાલી, તેના શિક્ષક ન થયા હોય. આવા કેસોમાં કુદરત સીધી રીતે વચ્ચે પડીને વિજય પામે છે. કુદરત પોતાનાં વહાલાંઓને તેમના હક અપાવે છે અને પોતે જેમને પરિશ્રમથી ઉત્પન્ન કર્યાં છે તેમને ગુમાવવા કરતાં, તેમને છોડી દેવા કરતાં, આજ્ઞાભંગ, વાત છાની રાખવી, જુઠું બોલવું, ઘેરથી નાશી જવું અને વખતો વખત ભટકવું એને પણ તે ઉત્તેજન આપે છે. ઈ. પી. વ્હીપલ.

" તમે જે અવાજ સાંભળતા નથી, તે અવાજ હું સાંભળું છું.
તે કહે છે કે "હું રહીશ નહિ."
તમે જોતા નથી તે હાથ હું જોઉં છું, તે મને
ઇશારત કરે છે, બોલાવી લેછે." ફિકેલ.

---

જેમ્સ વૉટની દાદીએ કહ્યું, " મેં તારા જેવો આળસુ છોકરો દીઠો નહિ. એક ચોપડી લઇ તારા સમયનો સદુપયોગ કર. ગયા અડધા કલાકમાં તું કશું બોલ્યો નથી. તેં આ સઘળો વખત શું કર્યું તે તું જાણે છે? તેં ચાહદાનીનું ઢાંકણું ઉઘાડવાશ કર્યું છે. નીકળતી વરાળમાં રકાબી અને પછી ચમચો ધરી રાખ્યો છે, વરાળ ઠરવાથી ચીનાઇ વાસણ અને ચાંદીના ચમચા ઉપર બાઝેલાં નાનાં ટપકાં તપાસવાનું અને એકઠાં કરવાનું કામ તેં કર્યું છે. આવી નામોશી ભરેલી રીતે વખત ગુમાવતાં તને શરમ આવતી નથી?"

પોતાનો વખત સારી રીતે શી રીતે ગાળવો તે તે વૃદ્ધ સ્ત્રી જેમ્સને બતાવી શકી નહિ. જેમ્સ વૉટે પોતાનોજ માર્ગ ગ્રહણ કર્યો તેથી જગતને ઘણો લાભ થયો છે.

જ્યારે એક વ્યાપારી પોતાના નોકરને તેના રોકડા જવાબ માટે રજા આપવાનો હતો ત્યારે તે યુવાન્ નોકરે કહ્યું કે "કાંઇક તો યોગ્યતા મારામાં છે." શેઠે કહ્યું, "સેલ્સમેન તરીકે તારામાં કશી લાયકાત નથી." તે યુવાને કહ્યું, "હું કોઇપણ રીતે ઉપયોગી

થઇ શકીશ, એવી મારી ખાતરી છે." "કહો કેવી રીતે ?" "હું તે કાંઇ જાણુતો નથી." પોતાના કલાર્કનો આગ્રહ જોઇને તે વ્યાપારી હસ્યો અને બોલ્યો કે "હું પણ તે જાણુતો નથી." "સાહેબ, મને રજા આપશો નહિ. વેચાણ શિવાય બીજા કામ ઉપર મને મૂકો. હું વેચી શકતો નથી. મારાથી વેચાતું નથી." શેઠે કહ્યું, "હું પણ એ જાણું છું અને તેજ ઠીક નથી." પણ તે યુવકે પોતાનો આગ્રહ ચાલુ રાખ્યો. પણ હું કોઇને કોઇ રીતે ઉપયોગી થઇ શકીશ. તેને હિસાબી ખાતામાં મૂકવામાં આવ્યો. અહીં આંકડાની તેની લાયકાત જણાઇ આવી અને થોડાં વર્ષમાં તે મોટા સ્ટોરમાં મુખ્ય કેશ્યર થયો એટલુંજ નહિ પણ જાણીતો એકાઉન્ટંટ થયો.

સ્કૉટલેન્ડમાં એબર્ડીનમાં રહેતા ટોમસ એડવર્ડે ચાલવાની કળાનું જ્ઞાન એક વખતે પોતે ગુમ થઇ જઇને બતાવ્યું. તેનાં માતાપિતા અને પડોશીઓ, શોધવાનું કામ નિરાશ થઇ પડતું મૂકવાના હતા. એવામાં કોઇ કે કુક્કરના તબેલામાં જોયું તો જે જંગલી કુક્કર પાસે કોઇ મોટો માણુસ પણ જઇ ન શકે તેવા કુક્કરનાં બચ્ચાં પાસે તે ઘસઘસાટ ઉંઘતો હતો એમ જણાયું.

બહોળા જગત્માં લટાર મારવાનો તેને "ટેસ" થતો હતો અને તે દરરોજ દેડકાં, દેડકાંનાં બચ્ચાં, વંદા, કાચબા, ઉંદર, કરોળીયા, માકણુ લાવતો. પોતાનાં આ લાડકડાં પ્રાણીને તે પછી છોડી દેતો અને તેમને આજુબાજુ દોડતાં અને સંતાતાં જોઇ તેને ઘણો આનંદ થતો. બીજાંને તેથી ત્રાસ થતો અને તેને માર પડતો, ઠપકો મળતો પણ તેથી તો આવા જીવતી નવાઇની ચીજો પકડવાના પોતાના કામમાં વધારે મહેનત કરવાને તેને પ્રોત્સાહન મળતું હોય એમ જણાતું.

તેની મા તેનો એક પગ ટેબલ સાથે બાંધતી. પણ ટૉમસ તે ટેબલ દેવતા આગળ ધસડી જતો, દોરડું બાળી નાંખતો અને નાશી જતો તેથા જીવતાં પ્રાણી લઇ સંધ્યાકાળે પાછો આવતો. તેની મા તેનાં સઘળાં લૂગડાં સંતાડતી પણ એક દિવસ ટોમસ તેની માનો જૂનો કબજો પહેરી મહાન્ સફર મારી આવ્યો. થોડાક નમૂના તે લાવ્યો હતો પણ તે સાથે તે તાવ લઇને આવ્યો. જેથી તે લગભગ મરવા જેવો થઇ ગયો. તે બહાર નીકળવાને ફરી શક્તિમાન્ થયો કે તરતજ તે ઘણી સાહસિક શક્તિવાળા ભમરાનું દર લેતો આવ્યો. ટોમસની સાથે ભમરાઓ ઠીક રહેતા પણ કુટુંબમાં તેમ નહોતું. કુટુંબના બીજા દરેક માણસને તે હેરાન કરતા. ટોમસના બાપે કંટાળીને આખું દર ઉના પાણીમાં બોળી નાંખ્યું ત્યારેજ કુટુમ્બમાં શાન્તિ થઇ. ટોમિ ઉપર અંકુશ રાખવાનું તેનાં માતાપિતાનું મિથ્યાભિમાન ટોમિએ રદ કર્યું છતાં તેને એમજ છોડી દેવા પહેલાં શિક્ષક એને ઠેકાણે આણી શકે છે કે કેમ તે જોવા તેઓએ નિશ્ચય કર્યો. શિક્ષકે પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. એક દિવસ એક કાગડાએ ટૉમિના કોટમાંથી માથું બહાર કાઢ્યું અને પ્રાર્થનાને વખતે કાકા કરવા લાગ્યો. ટૉમસને નાલાશી સાથે શાળામાંથી કાઢી મૂકવામાં આવ્યો. તેને બીજી નિશાળે મોકલ્યો તો એક દિવસે એક શીશીમાંથી કેટલાક જળો નાઠી અને સ્કૂલના દરેક છોકરાને પગે બાઝી લોહી ચૂસવા માંડી. ફરીથી તેને રજા આપવામાં આવી. તેનાં માતપિતાએ તેને ફરીથી તે નિશાળે મૂકવા કોશિસ કરી. શિક્ષકે ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું, વીસ પાઉંડ તમે મને આપો તો પણ હું તેને પાછો દાખલ કરીશ નહિ. ત્રીજી સ્કૂલ અજમાવવામાં આવી. ટોમસની કલાસના એક છોકરાના ટેબલમાં કાનખજૂરો જોવામાં આવ્યો. ટોમસ તે બાબત કાંઇ જાણતો નહોતો. છતાં ટોમસની શાખને લીધે તેને ગુન્હેગાર ગણવામાં આવ્યો, શિક્ષક

તેને ચાબુકે ચાબુકે સખ્ત માર્યો અને કહ્યું, તારા બાપને જઇને કહે કે તને કોઇ લડાયક વહાણુ ઉપર ચઢાવે. તારા જેવા નહિ સુધરે તેવા છોકરા માટે લાયક જગ્યા ત્યાં છે.

તે ૭ વર્ષનો હતો ત્યારે પોતાનું નામ લખી શકતો નહિ. ફરી સ્કૂલમાં જવાને તે ચોખ્ખી ના પાડતો. તેનાં નિરાશ થયેલાં માબાપે તેને કમાવા જવા સંમતિ આપી. પ્રાણી જીવનના અભ્યાસ માટેની તેની ઉદય પામતી પ્રેરણા બુદ્ધિ અને વૃત્તિઓ ઉપર દરેક પ્રકારનું દબાણુ લાવવામાં આવ્યું પણ તે મિથ્યા ગયું હતું. અંકૂરા દૂર થતાં તેની બુદ્ધિ તથા વૃત્તિઓ કેટલી ખીલી નીકળી ! અભ્યાસ માટે પોતાને અવકાશ મળે તે માટે તે કેટલી સખ્ત મહેનત કરતો. તે મોચીનો ધંધો શીખ્યો અને જીંદગી સુધી બેન્ચ ઉપર કામ કર્યું. તેને ૧૧ છોકરાં હતાં. બીજાં સઘળાં કામ સાથે તેણે પક્ષીઓ, પશુઓ અને જંતુઓ વિષે અદ્ભુત જ્ઞાન મેળવ્યું. પણ લખવા વાંચવાની અશકિતને લીધે જે તે શીખતો તેનું વર્ગીકરણ અગર ઉપયોગ તે કરી શકતો નહિ. આથી ધીરેધીરે અને પરિશ્રમથી તેણે આ ઉપયોગી જ્ઞાન મેળવ્યું. સારી રીતે અભ્યાસ કરવાના પૈસા મળે તે માટે તેણે એક વખત નવ વર્ષની પોતાની મહેનતનાં પ્રાણીઓના નમૂનાનાં છ ગાડાં ભરી માત્ર ૨૦ પૌંડ માટે વેચ્યાં.

પદાર્થવિજ્ઞાનવેત્તા તરીકે જગા મેળવવાને તેણે વારંવાર મહેનત કરી પણ તે લખી વાંચી જાણતો નહિ હોવાથી નિષ્ફળ ગયો. સુન્દર નમુના પકડવા તથા તેનો અભ્યાસ કરવા અને લખતાં વાંચતાં શીખવા બાલ્યાવસ્થાથીજ તેને ઉત્તેજન આપવામાં આવ્યું હોત તો સંશોધનના તેના અપ્રતિમ પ્રેમને લીધે આગાસીઝ અને ટેને કરતાં પણ વધારે નામ તે કાઢી શકત. પરન્તુ તેને એક ચોરસ દરમાં એવો મજબુત રીતે ઠોકી બેસાડવામાં આવ્યો હતો કે તે નીકળી શકે નહિ.

લોહચુંબકની સોયમાં ઉત્તરનો તારો તમે જોઇ શકો તે કરતાં વધારે, ઇશ્વરે નક્કી કરેલો અને માટીના લોંદામાં મૂકેલો ભાવિ સંદેશ માત્ર પારણામાં જોઇ તમે કહી શકો નહિ. બાળકના જીવનની સોયમાં પરમેશ્વરે લોહચુંબક મૂકયું છે અને તેથી તે પોતાના ભાવિ ગ્રહ તરફજ તે વળશે. કૃત્રિમ સલાહ અને કુદરત વિરૂદ્ધની કેળવણીથી તમે તેને ગમે તેમ હલાવો, તેને કવિ, કલાવિશારદ, વકીલ, વૈદ્ય અગર તમને ગમતા ધંધા ઉપર લાવી મૂકો અને જીવનનાં તેનાં કિંમતી વર્ષ ગુમાવો પણ જ્યારે તેને સ્વાતંત્ર્ય મળશે ત્યારે તે પોતાના ગ્રહ તરફજ વળશે.

પ્રતિભાશાળી માણસ ગમે તેટલું નુકશાન ભોગવે, અને ગમે તેટલો અફસોસ તે કરે, પણ પોતે જે ધંધાને માટે નિર્માણ થયો હોય છે તે તરફજ તે દુર્નિવાર આવેશથી દોરાય છે. ગમે તેવી મુસ્કેલીઓ તેની આજુબાજુ હશે, ભાવિ ગમે તેવું નિરાશાજનક હશે પણ પોતાના વ્હાલા ઉદ્યોગનેજ તે રસ અને આનંદથી વળગી રહેશે. નિર્વાહનાં સાધન મેળવવાના તેના પ્રયત્ન નિષ્ફળ જશે અને તે ગરીબ છે, સાધનહીન છે, તેના તરફ કોઇ ધ્યાન આપતું નથી એમ તેને માલમ પડશે ત્યારે બર્ન્સની માફક નિશ્વાસ નાંખી ભૂતકાળ તરફ તે જોશે અને વિચાર કરશે કે બીજો કોઇ ઉદ્યોગ તેણે કર્યો હોત તો કેવું સારૂં; આમ છતાં પણ પોતાને પ્રિય લાગતા ઉદ્યોગનેજ તે વળગી રહેશે.

દરેક માણસ જ્યારે પોતાનો પ્રિય ધંધો પસંદ કરશે ત્યારેજ સુધારો તેના ઉચ્ચતમ શિખરે પહોંચશે. જ્યાં સૂધી માણસે પોતાની જગા ખોળી કાઢી નથી ત્યાં સૂધી તે આદર્શરૂપ વિજય મેળવી શકતો નથી. એન્જીનની માફક તે તેના ચીલા ઉપર મજબૂત હોય છે પણ ચીલાની બહાર તે તેનીજ માફક અશકત રહે છે. એમર્સન કહે

છે કે નદી ઉપરની બોટની માફક એકજ બાજુ શિવાય બીજી બધી બાજુએ અડચણોની સામે દરેક છોકરાને, દરેક યુવકને થવું પડે છે. બીજી બાજુ કશી અડચણ હોતી નથી અને ગંભીરતાસાથે, ઉંડી ખાડીમાં થઇ તે અનંત સાગર ઉપર પ્રવેશ કરે છે.

બાળકોની ગુલામગિરી વિષે, છોકરાઓની આકાંક્ષાઓને અજ્ઞાન્ માબાપ તરફથી કેવી રીતે દબાવી દેવામાં આવે છે તે વિષે, બાળકોને પ્રતિકૂળ સ્થળે મૂકી તેમને સુસ્ત, મૂર્ખ અને નબળાં ગણી કાઢવામાં આવે છે, ચોરસ છોકરાઓને ગોળ જગામાં મૂકવામાં આવે છે અને તેઓ પછી લાયક ન નીવડે તો તેઓ ઉપર જૂલમ કરવામાં આવે છે, યુવકોની પોતાની માગણી જ્યારે કાયદા, વૈદ્યક, વિજ્ઞાન, કળા કે ધંધાવ્યાપાર માટે હોય ત્યારે તેમને શુષ્ક ઇશ્વરીય જ્ઞાનની ચોપડીઓ વાંચવાને ફરજ પાડવામાં આવે છે; જે ધંધાનો છોકરાઓ તિરસ્કાર કરતા હોય, તેમની રગેરગ જેની સામે ચાલુ વિરૂદ્ધતા બતાવી રહી હોય તે માટે તેઓ ઉત્સાહ પ્રદર્શિત ન કરે તો તેમને દુઃખ દેવામાં આવે છે—આ બધી બાબતનો ઇતિહાસ તો એક ડિકન્સજ લખી શકે.

પોતાનો છોકરો પોતાના જેવોજ થાય એવી ઇચ્છા માબાપને થાય એ તેમના મનનું સાંકડાપણું બતાવી આપે છે. " તમે આ છોકરાને બીજો તમારા જેવો બનાવવા યત્ન કરો છો, તમે એકજ બસ છો એમ એમર્સને એક સ્થળે કહ્યું છે. દીકરો પોતાની માફક કસાઇ બને એવી જોન જેકબ એસ્ટરના પિતાએ ઇચ્છા કરી હતી પણ ભવિષ્યના આ વ્યાપારીમાં વ્યાપારીનું સાહસ અને વ્યાપારીની પ્રેરણાઓ ઘણી મજબૂત હતી.

કુદરત માણસને એક સરખા બનાવતી નથી. દરેક નવા બાળકના જન્મ વખતે જૂના નમૂનાનો તે નાશ કરે છે. એક અદ્-

ભૂત મિશ્રણ બીજીવાર વપરાતું નથી. ફ્રેડરિક ધ ગ્રેટને કલા અને સંગીત ઉપર અત્યંત પ્રેમ હતો. લશ્કરી કવાયત ઉપર તેને પ્રેમ ન્હોતો. આ કારણથી તેના પર ગાળોનો વર્ષાદ વરસતો. તેનો પિતા લલિતકળાઓને ધિક્કારતો તેથી તેણે ફ્રેડરિકને કેદખાનામાં નાંખ્યો હતો. તેણે પોતાના છોકરાને મારી નાંખવાને પણ વિચાર કર્યો હતો પણ તે પોતેજ મૃત્યુ પામવાથી ૨૮ વર્ષની વયે ફ્રેડરિક તેની ગાદીએ આવ્યો. આ છોકરો જેને તેના સંગીત અને કલાના પ્રેમને લીધે નાલાયક ગણવામાં આવતો હતો તેણે પ્રુશિયાને યુરોપમાં મહાન્‌માં મહાન્ પ્રજા બનાવી.

આઇસઝેક ન્યૂટનનાં ઘેટાં જ્યારે ખોવાતાં અને ઢોર બીજાનો પાક ખુંદી નાંખતાં, ખાઇ જતાં, ત્યારે તે પોતે કાંતો ચોપડીઓ વાંચતો, કોઇ નમૂનો બનાવતો, પોતાની બનાવેલી પાણીની ચકકી ઉપર દેખરેખ રાખતો અગર કોઇ પાસેના પાણીના ઝરામાંથી પોતાની પ્રકાશમાન્ પીચકારી છોડતો. આ સઘળા ઉપરથી તેની માતાની ખાતરી થઇ હતી કે તેણે આશા રાખી હતી તે પ્રમાણે તે ખેતી માટે નિર્માણ થયો નહોતો.

આંખ ઉઘાડમીંચ કરતું પણ બેઠેલું ગરૂડપક્ષી કેવું મંદ, કેવું કઢંગુ જણાય છે. પણ ચોખ્ખા ભૂરા આકાશમાં તે જ્યારે પોતાની બળવાન્ પાંખો ચલાવે છે ત્યારે તેના ઝપાટા કેવા દૃઢ અને આબાદ હોય છે.

અજ્ઞાન માબાપે આર્કરાઇટને હજામનો ધંધો શીખવા મૂકયો હતો પણ માનવજાતિને સુખી કરે, ઈંગ્લાંડનાં લખ્ખો ગરીબ માણસની વેઠ ઉઠાવી લે એવી એક યુક્તિ કુદરતે તેના મગજમાં ગોઠવી હતી. તેથી ક્રાઇસ્ટે જેમ પોતાની માતાને કહ્યું હતું કે મારા પિતા પ્રભુએ સોંપેલું કામ મારે ન કરવું એવી શું તમારી ઇચ્છા છે? તેવીજ રીતે તે પોતાનાં માતાપિતાથી છૂટો પડી ગયો.

**માઇકલ એન્જેલો**નાં માતાપિતાએ જાહેર કર્યું હતું કે અમારાં કોઇ પણ છોકરાં ચિત્રકારનો નામોશી ભરેલો ધંધો કરશે નહિ અને ભીંતો ઉપર તેમ અસબાબ ઉપર ચિત્રો કાઢવા માટે **માઇકલ**ને સજા કરવામાં આવતી. મહાન્ કારીગર પ્રભુએ તેના હૃદયમાં ચિત્રકલા માટેનો ઉત્સાહ, અગ્નિ ચેતાવ્યો હતો અને સેંટ પીટર્સની શિલ્પકલા, **મોઝીસ**નાં આરંભ કામ અને સિસ્ટાઇન દેવળની ભીંતોના કામથી તેની કીર્તિ અમર ન થાય ત્યાં સુધી તે મહાન્ ચિત્રકાર પ્રભુએ તેને જંપવા દીધો નહિ.

**હ્યુ મિલર**નાં માબાપે તેના છોકરાને ધર્માધ્યક્ષની જગા ઉપર મૂકયો હતો. સ્કોટલેન્ડનાં ગરીબ માણસો હમેશાં ઓછામાં ઓછા પોતાના એક છોકરાને ધર્મગુરૂ બનાવવાની ધારણા રાખે છે. કોલેજના શિક્ષણની ફી આપવા એક કાકો તૈયાર થયો. પણ તેનાં માબાપ અગર તેના કાકા કરતાં પણ વધારે મજબુત અંતઃકરણનો ઉદ્‌ગાર બીજોજ નીકળતો હતો. પત્થરની ખાણ એ એને માટે પાઠશાળા નિર્માણ થઇ હતી અને જૂના રાતા પત્થરમાંથી તે પોતાનું શિક્ષણ લેવા લાગ્યો.

ગેલિલીયો માટે વૈદ્યવિદ્યા નક્કી કરવામાં આવી હતી પણ જ્યારે તેને શરીરવિજ્ઞાન અને શરીરછેદનશાસ્ત્ર શીખવાની ફરજ પાડવામાં આવી ત્યારે તે પોતાનાં યુકલીડ અને આર્કિમીડીસને સંતાડી રાખતો અને ગુપ્તરીતે ગૂઢ સિદ્ધાંતો ગણતો. પાઇઝાના દેવાલયમાં લટકતા લેમ્પ ઉપરથી લોલકનો સિદ્ધાંત તેણે શોધી કાઢયો. સૂક્ષ્મદર્શક તેમ દૂરદર્શક બન્ને યંત્ર તેણે ખોળી કાઢયાં અને વિશાળ તેમ બારીકમાં બારીક, બન્નેના જ્ઞાનનો વિસ્તાર તેણે વધાર્યો.

પાસ્કલના પિતાએ નિશ્ચય કર્યો હતો કે તેના છોકરાએ મૃત ભાષાના શિક્ષક થવું પણ ગણિત શાસ્ત્રના દબાણ આગળ બીજી

બધી બાબતો ગૌણ થઇ ગઇ. ગણિતે તેના હૃદયમાં એટલું આગળ પડતું સ્થાન મેળવ્યું કે તેણે વ્યાકરણ મૂકી દઇ યુકિલડ હાથમાં લીધી.

જોશ્યુઆ રેનલ્ડઝ ચિત્ર કાઢતો તેથી તેનો બાપ તેને ઠપકો આપતો. તેણે એક ચિત્ર ઉપર નીચે પ્રમાણે લખ્યું હતુંઃ—" સુસ્તીના સમયમાં જોશ્યુઆએ ચીતરેલું." છતાં આ સુસ્ત છોકરો આખરે રૉયલ ઍકેડેમીના સંસ્થાપકોમાંનો એક થયો.

મેડન લેનમાં ટર્નર હજામજ બનવાનો હતો પણ તે અર્વાચીન સમયનો દગભૂમિને લગતો મોટામાં મોટા ચિત્રકાર થયો.

ચિત્રકાર કલોડ લોરેન મીઠાઇ બનાવનારને ત્યાં ઉમેદવાર રહ્યો હતો. ગ્રંથકાર મોલિયર ઘરની સામગ્રી વેચનારને ત્યાં રહ્યો હતો અને ઑરોરાના સુપ્રસિદ્ધ ચિત્રકાર ગીડોને સંગીતશાળામાં મૂકવામાં આવ્યો હતો. બેન્જામિન વેસ્ટનું ચિત્ર ધાર્મિક માન્યતાઓની વિરૂદ્ધ હતું માટે તેનું શું કરવું તે માટે પ્રીસ્તીઓની સભા મળી હતી. આખરે આ સભામાં એક મિત્ર ઉભો થયો અને બોલ્યો કે ઇશ્વરે આ યુવાન્‌ને કલાને લગતી નૈસર્ગિક શક્તિ આપી છે. આપણે શું એના કરતાં વધારે ડાહ્યા છીએ ? સ્ત્રીઓ તે છોકરાને ચૂમવા લાગી અને પુરૂષો તેના માથા ઉપર હાથ મૂકી આશીર્વાદ આપવા લાગ્યા. અને તેને કલાવિદ્‌ના ધંધામાં મૂકયો.

શીલરને સ્ટટગાર્ટની લશ્કરી શાળામાં વ્હાડકાપ શીખવા મોકલવામાં આવ્યો પણ ત્યાંથી છાનામાના તેણે " રોબર્સ " નામનું પોતાનું પ્રથમ નાટક લખ્યું. આ નાટકનો પહેલો ખેલ તેણે વેશ બદલી જોયો. કેદખાના જેવી તેની સ્કૂલના કંટાળાથી તેને એટલો ઉદ્વેગ થયો અને ગ્રંથકાર થવાની લાલસાથી તે એટલો મોહિત થયો કે પાસે પાઇ નહિ છતાં તે સાહિત્યના આદર વિનાના પ્રદેશમાં દાખલ થયો. એક દયાળુ બાઇએ તેને મદદ કરી અને અલ્પ સમ-

યમાં તેણે બે સરસ નાટક પ્રકટ કર્યાં જેથી તે અમર થયો.

વૈદ્ય હેન્ડેલે પોતાના છોકરાને વકીલ કરવા ઈરાદો રાખ્યો હતો તેથી સંગીત ઉપરની તેની પ્રીતિ ઉડાવી લેવાને તે પ્રયાસ કરતો. પણ તે છોકરાએ એક વાદ્ય મેળવ્યું અને ઘાસના માળીયામાં ભરાઇ છાનોમાનો તે શીખવા લાગ્યો. એક દિવસ ડૉકટર, ડયુક ઑફ વેસેનફેલ્ડઝને ત્યાં રહેતા એક બીજા ડૉકટરની મુલાકાતે ગયા હતા. છોકરો દેવળના પીયાના તરફ ગયો અને પૂર દમામ સાથે તે વગાડી ખાનગી સંગીતનો જલસો તેણે જમાવી દીધો. ડયુકે આ જલસો જોયો અને આ વાદ્યથી દેખીતી રીતે અજ્ઞાન છતાં આવી મધુરતા કોણ આણી શક્યું તે વિષે તેને આશ્ચર્ય થયું. તે છોકરાને તેની આગળ લાવવામાં આવ્યો. વાદ્યનો ઉપયોગ કરવા માટે ઠપકો આપવાને બદલે તેનાં તેણે વખાણ કર્યાં અને છોકરાની વૃત્તિ પ્રમાણે તેને કામ કરવા દેવા ડૉ. હેન્ડેલને તેણે સમજાવ્યા. માણસને પોતાને લાયક જગા મળે નહિ ત્યાં સુધી તે સંતોષ પામતો નથી. તેને પ્રિય લાગતો ઉદ્યોગ તેની આગળ રજુ થયા કરે છે અને જ્યાં સુધી તેની શક્તિઓ અનુકૂળ થઇ તેની યોગ્ય જગાએ, તે ઉદ્યોગ તરફ આવે નહિ ત્યાં સુધી તે તેને ધકેલ્યા કરેછે.

ડેનિયલ ડીફોએ પોતાની મહાન્ કૃતિ 'રોબિન્સન ક્રુઓ' લખી તે પહેલાં તેણે અનેક ઉદ્યોગ કર્યા હતા. વ્યાપારી, સૈનિક, સેક્રેટરી, કારખાનાનો મેનેજર, કમિશનરનો એકાઉન્ટટ એલચી અને કેટલાંક પુસ્તકોનો લેખક પણ તે બન્યો હતો.

પક્ષીવિદ્યાનો જાણનાર વિલ્સન પાંચ જૂદા જૂદા ધંધામાં નિષ્ફળ ગયો અને પછી તે પોતાના અનુકૂળ સ્થાને આવ્યો.

અર્સ્કિને ચાર વર્ષ નૌકા સૈન્યમાં કાઢયાં અને પછી જલદી પ્રોમોશન ( બઢતી ) મેળવવાની આશાથી તે લશ્કરમાં દાખલ થયો.

બે વર્ષ નોકરી કર્યા પછી જે શહેરમાં તેની ટૂકડી પડી હતી ત્યાં જિજ્ઞાસાને ખાતર એક દિવસ તે કોર્ટમાં ગયો. ન્યાયાસન ઉપર બેઠેલો જજ્જ ઓળખીતો હોવાથી તેણે અર્સ્કિનને પોતાની જોડે બેસાડ્યો અને જણાવ્યું કે આ બધા વકીલો ગ્રેટબ્રિટનના પ્રખ્યાતમાં પ્રખ્યાત વકીલ છે. તેઓ જેમ બોલતા ગયા તેમ અર્સ્કિન તેમની ગણના કર્યે ગયો. તેને એમ થયું કે હું તેમના કરતાં પણ વધારે સારો વકીલ થઇ શકું. તેણે એકદમ કાયદાનો અભ્યાસ શરૂ કરી દીધો અને થોડા વખતમાં પોતાના દેશનાં ન્યાયમંદિરોમાં કાયદાનો સારામાં સારો વકતા થયો.

એ. **ટી. સ્ટુઅર્ટે** ધર્મગુરૂની જગા માટે અભ્યાસ કર્યો. પછી તે શિક્ષક થયો. પણ આખરે, તેણે પોતાના એક મિત્રને પૈસા ધીર્યા હતા તે કારણથી પોતાને અનુકૂળ એવા વ્યાપારી તરીકે ઉદ્યોગમાં પડ્યો. તેનો મિત્ર દેવાળું કાઢવાની સ્થિતિમાં હતો તેથી તેણે તેના લ્હેણા પેટે પોતાની દુકાન આપવાની માગણી કરી.

જ્યારે પોતાનો છોકરો, કોલેજ જવા માટે લગભગ તૈયાર થયો ત્યારે **મિ. ચેસે** કહ્યું, જોનાથન, સોમવારે સવારે તારે મશીનની દુકાને જવું. થોડાજ વખતમાં જોનાથન દુકાનેથી નાઠો અને પોતાના ઉદ્યોગથી કેટલેક વર્ષે રોડસ આઇલેન્ડ તરફથી યુનાઇટેડસ્ટેટસના સેનેટરની વજનવાળી જગા તેણે પ્રાપ્ત કરી. જેમ્સ **સ્મીટનના** પિતાએ તેને વકીલ કરવાનું ધાર્યું હતું પણ સ્વાભાવિક રીતે તેના દરેક તંતુ ઉપર એન્જીનિયરીંગ તરફનો એટલો ઉંડો પક્ષપાત હતો કે તેનાં માતાપિતા તે ભૂંસી શકયાં નહિ. સ્ત્રીનો ચણીયો પહેરેલો એવો, પોતાની બનાવેલી ચકકી ચલાવતો તેના બાપના ખળામાં તેને એક દિવસ જોવામાં આવ્યો.

એ વાત ખરી છે કે ઇશ્વર પોતાના બે દૂતમાં એકને રસ્તો

સાફ કરવાને અને બીજાને શહેનશાહત ઉપર રાજ્ય ચલાવવાને મોકલે તો તેમાંના એકને પણ પોતાનો ધંધો ફેરવવાને લલચાવી શકાય નહિ. આ વાત પણ એટલીજ ખરી છે કે જે એમ ધારે છે કે ઇશ્વરે તેને અમુક કરવા માટે આજ્ઞા આપી છે અને સાચા દિલથી તે કરવામાં તે જ્યારે રોકાયલો હોય છે, ત્યારેજ તે સુખ મેળવી શકે છે. જે યુવાન્ પોતાની કલ્પનાઓમાં રહેલું, રજુ થતું સ્થાન મેળવે છે તે ખરેખર સુખી છે. તે તે સ્થાન ન સંપાદન કરે તો અન્યને અગર પોતાને સંતોષ આપે તેવી બીજી એક પણ જગા તે લઇ શકવાનો નહિ. અખ્તરો કર્યા વગર કોઇ માતાપિતા એમ નક્કી કરે કે લોહચુંબકવાળી સોય વિનસ અગર જ્યુપીટર તરફ જશે તે પોતાનો છોકરો કયો ધંધો લેશે તેનો પોતે નિર્ણય કરવા જેવું છે.

જજીસની એક વાતમાં, બીજાં સર્વ ઝાડોમાં અંજીરના ઝાડને જંગલના રાજા થવાને કહેવામાં આવ્યું, ઝાડો ઉપર રાજ્ય કરવાને ખાતર, ઇશ્વર અને મનુષ્યને પ્રિય એવું પોતાનું જાડાપણું ખોવાને ઓલાઇવ ઝાડે ના પાડી; ત્યારે અંજીરના ઝાડે જવાબ દીધો કે ઝાડોપર શ્રેષ્ઠતા મેળવવા માટે મારી મીઠાશ મારે શા માટે મૂકવી.'

પોતે જે કાંઇ કરવાને નાલાયક હોય તે કરવા જતાં પોતાની સ્વાભાવિક મીઠાશ અને સમૃદ્ધિનો ત્યાગ કરનાર હજારો માણસને આ વાર્તા ઉપરથી કેવી ચાનક મળી આવે છે.

જેમ આપણા કેટલાક રાજદ્વારીઓ કોન્ગ્રેસમાં નિષ્ફળ જાય છે તેમ મજબૂત ઓક અને ઉંચા પાઇનના પણ રાજા થવામાં અંજીરનું ઝાડ જરૂર નિષ્ફળતા મેળવત. અંજીરને તેનાં ફળ આવે છે માટે ઓક અને પાઇન તેનાથી હલકાં છે. અંજીર આવવાં તે અંજીરના ઝાડ માટે મોટામાં મોટી બાબત છે. તે પોતાના પ્રદેશમાં

દીપી નીકળે છે. અંજીર આવવાની તેની સ્થિતિ છીનવી લેવામાં આવે તો પછી તેનું અસ્તિત્વ પણ નકામું છે. કેટલીકવાર એમ બને છે કે એક માતા જે પોતાના ઘરમાં એક દમામદાર રાણી તરીકે રાજ્ય કરે છે તે જો પોતાના ગૃહરાજ્યની મિઠાશ છોડી, ગરબડવાળું મુશ્કેલ, જાહેરજીવન જેને માટે તે બિલકૂલ લાયક ન હોય તેમાં પડે તો તે પણ આના જેવુંજ છે.

ખટારાનો એક મોટો ઘોડો શરતના મેદાન ઉપર કેવું પરાક્રમ બતાવી શકે? આમાં જેટલો વિરોધ લાગે છે તેટલો વિરોધ, કાયદા, વૈદક અને ઇશ્વરીયજ્ઞાન તેજ માત્ર ઇચ્છવા યોગ્ય ધંધા છે એવા લોકોના વિચારમાં રહેલો છે. આપણી અમેરિકન કોલેજોના છોકરાઓનો ૫૨ ટકા ભાગ કાયદાનો અભ્યાસ કરે છે એ કેવું હાસ્યાસ્પદ છે? પોતાના બાપ સારા પાદરી હતા માટે પોતે પણ ગરીબ પાદરી બનનાર કેટલાક યુવાન્ હોય છે. આજ કારણથી ગરીબ અને નિષ્ફળ ડૉક્ટર તથા વકીલ નીવડનાર કેટલા યુવકો હોય છે? પોતાના યોગ્ય પ્રદેશથી બહાર ગયેલા, નિરાશ, કટાણાં, કંટાળેલાં મ્હોંવાળા, ખરાબ થયેલા, ઘેર બેઠેલા, પૈસા વગરના, શાખ વગરના, હિમ્મત વગરના ચીંથરેહાલ અને રખડતા માણસોથી દેશ ભરપૂર છે. ખરી બાબત એ છે કે કોલેજનો લગભગ દરેક વિદ્યાર્થી જે ખરી રીતે ફતેહ પામે છે તે સ્કૂલમાં તૈયાર થાય છે પણ ગ્રેજ્યુએટ થયા પછી ખરો માણસ બને છે. તેના શિક્ષકે સારામાં સારૂં તેને જે કાંઇ શીખવ્યું છે, તે કેમ અભ્યાસ કરવો એ છે, તે કોલેજ છોડે છે કે તરતજ જે પુસ્તકો અને જે સાધનોથી તેનું પોષણ થતું નથી તેનો ઉપયોગ કરવો તે બંધ કરે છે અને જે પોષણ કરે તેવા હોય છે તેનો આશ્રય તે લે છે. એક પણ માણસ કોઇ પણ બાબતમાં, ખરી રીતે સઘળા પ્રયત્ન કરવા છતાં નિષ્ફળ

જાય માટે એવું અનુમાન ન બાંધી શકાય કે બીજી બધી બાબતમાં તે નિષ્ફળ જશે. રેતી ઉપર તરફડીયાં મારતી, પોતાને તોડી ફોડી નાંખતી. માછલીને એકવાર જૂઓ. પછી તેનોજ બીજો દેખાવ જૂઓઃ એક મોટું મોજું કિનારા ઉપર આવે છે અને તે દુર્ભાગી પ્રાણી ઉપર ફરી વળે છે. તેની પાંખોને પાણી અડે છે કે તરતજ તે ફરી સજીવન થાય છે. મોજાંમાં વિજળીની ઝડપથી તે ન્હાસે છે. મોજાંમાં જ્યારે તેની પાંખ કામ કરે છે ત્યારે જમીન અને હવામાં તેની પાંખનાં તરફડીયાં નકામાં, અને મદદરૂપ થવાને બદલે અડચણરૂપ થઇ પડે છે.

તમારાથી બનતો પ્રયત્ન કર્યા પછી તમે નિષ્ફળ જાઓ તો તમારૂં કરેલું કામ તમે તપાસો અને તમારી વૃત્તિ અગર શક્તિને અનુસરતું તે કામ છે કે નહિ તે જૂઓ. ગોલ્ડસ્મિથને માલમ પડયું હતું કે તે તબીબનું કામ કરવાને લાયક નહોતો. પણ તેનું "વિકાર ઓફ વેકફિલ્ડ" અગર તો "ડિઝરટેડ વિલેજ" બીજું કોણ લખી શકત? કાઉપરને વકીલ તરીકે નિષ્ફળતા મળી. તે એવો બીકણ હતો કે તે કોઇ કેસમાં દલીલ કરી શકતો નહિ પણ તેણે આપણાં સુંદરમાં સુંદર કાવ્ય લખ્યાં છે. મોલિયરને એમ માલમ પડયું કે તે પોતે વકીલ થવાને લાયક નથી પણ સાહિત્યમાં તેણે નામના કરી. વોલ્ટેર અને પેટ્રાર્કે કાયદો છોડી દીધો. વોલ્ટેરે તત્વ-વિજ્ઞાન પસંદ કર્યું. પેટ્રાર્કે કવિતા પસંદ કરી. ચાળીશ વર્ષની ઉમ્મર સૂધી ક્રોમવેલ ખેડૂત હતો.

તેર વર્ષથી ઉપરના આપણે થઇએ ત્યાં સૂધી અભ્યાસ અગર કામની કોઇ પણ લાઇન માટે પ્રતિભા અગર જાણવાજોગ શકિત આપણામાં માલમ પડતી નથી. છોકરા છોકરીઓમાં ઘણાંને સ્વાતંત્ર્ય આપવામાં આવે છતાં નિર્વાહ માટે શું કરવું તે વિષે પંદર

કે વીશ વર્ષની વય પહેલાં પણ નક્કી કરવું તેમને મુશ્કેલ લાગે છે. દરેક મનુષ્ય આ બાબતમાં અંતર્યામીની, અંતઃકરણની સલાહ લે છે. અમુક કયો માર્ગ, અમુક કયો નિશ્ચિત માર્ગ લેવો તે માટે અદ્‌ભુત યોગ્યતા માગે છે, પણ તે યોગ્યતા તેનામાં હોતી નથી; આથી પોતાની આગળ આવેલું કર્તવ્ય શા માટે છોડી દેવું અગર તો જે પરિશ્રમ પોતાને કરવાનો આવે તે શા માટે ન કરવો એને માટે કાંઇ પણ કારણ જણાતું નથી. જે ધંધા ઉપર સેમ્યુઅલ સ્માઇલ્સને પ્રીતિ નહોતી તેવા ધંધાની તેને કેળવણી મળી હતી. છતાં તે ધંધો તેણે એવા આગ્રહ સાથે કર્યો કે, ગ્રંથકારનું કાર્ય જેને માટે તે લાયક હતો તે કાર્યમાં પણ તેને તે વડે મદદ મળી. જે કામ કરવા માટે પોતાની આગળ આવી પડયું હોય તેને વળગી રહેવું. આપણાં માતપિતા, આપણા શેઠ, આપણી જાત તેમ ઇશ્વર પ્રત્યેની જવાબદારી એની સાચી લાગણી રાખવી. આથી આપણે સર્વ યોગ્ય સમયે આપણા ખરા સ્થાન ઉપર આવીશું.

પ્રથમથીજ, જો ગાર્ફિલ્ડ, આગ્રહવાળો શિક્ષક, જવાબદારીવાળો સૈનિક અને અંતઃકરણ મુજબ કામ કરનાર રાજદ્વારી ન હોત તો તે યુનાઇટેડ સ્ટેટસનો પ્રેસિડંટ થઈ શકત નહિ. લિંકન તેમજ ગ્રેન્ટ બાલ્યાવસ્થાથીજ વ્હાઇટ હાઉસ માટે—અમેરિકાના પ્રેસિડંટ થવા માટે પરિપકવ બુદ્ધિ અગર મનુષ્યો ઉપર રાજ્ય કરવાની અસ્ખલિત શકિત ધરાવતા નહોતા. આ કારણથી પારણામાંથીજ અદ્‌ભુત શક્તિઓ કોઇને ન મળી હોય તો તેણે નિરાશ થવું જોઇએ નહિ. **જે જગાએ પોતાને કામ કરવાનું આવી પડયું હોય ત્યાં પોતાથી બનતો સઘળો પ્રયત્ન કરવો** અને પોતાનું અંતઃકરણ બતાવે તે દિશામાં દરેક સારા અવસરે, સારા પ્રસંગે આગળ વધવું એજ તેનું કામ છે. કર્તવ્યનેજ મુખ્ય માર્ગદર્શક રાખવું અને

તેથા મનુષ્યની શક્તિ અને તેના ઉદ્યોગના પૂરતા પ્રમાણમાં તેને ફતેહ મળશે.

ઘણું ખરૂં કામ પસંદ પડે તેવું હોતું નથી અને સ્ત્રી પુરૂષોનો મોટો ભાગ એમ ધારે છે બીજી કોઇક જગાએ તેમને વધારે સુખ મળત. લગભગ દરેકને, અમુક બાબત, અમુક કામ પસંદ કરી લેવાનો વખત આવે છે. કયો ધંધો મારે કરવો? જીંદગીમાં મારે કયું કામ કરવું? જો પ્રેરણાબુદ્ધિ અને હૃદય એમ કહે કે સુતાર કામ તો સુતાર કામ, દાક્તરનું કામ તો દાક્તરનું કામ. દૃઢતાથી કરેલી પ્રસંદગી અને સાચા દિલનો ઉદ્યોગ એ વડે સ્ત્રી અગર પુરૂષ ફતેહ મેળવ્યા વગર રહેશે નહિ; પણ જો પ્રેરણાબુદ્ધિ ન હોય અગર તો તે નબળી કે આછી હોય તો પોતાને શું બંધબેસતું આવશે તે તપાસી પોતાની યોગ્યતા અને તકને અનુસરી માણસે સાવધાનપણે કામ પસંદ કરવું. જગતને તેનો તેમજ અન્ય સર્વને:—દરેકનો ખપ છે એ વિષે કોઇએ શંકા રાખવી નહિ; પરંતુ કીર્તિ, નામ અગર દોલત બધાંને મળતાં નથી. પોતાનું કામ પોતે સારી રીતે કરવું એમાં ખરી ફતેહ રહેલી છે. આટલું તો દરેકથી થઇ શકે. **પહેલા વર્ગના તગારાં ઉચકનાર થવું પણ કોઇ પણ કામમાં બીજા વર્ગમાં આવવું નહિ.** જગતમાં પહેલાં જેઓ મૂર્ખ અને અક્કલ વગરના તરીકે જણાયા હતા તેઓ પાછળથી બહુ મોટી ફતેહ પામતાં જગતે તેમના તરફ પ્રીતિ બતાવી છે. નિરાશા અને ગેરસમજુતની વચ્ચે રહીને આગળ વધવાનો તેઓ પ્રયાસ કરતાં તે વખતે દુનિયાની તેમના તરફ નજર, તેમના પર પ્રીતિ નહોતી. આવાં જીવન ઉપરથી શું એમ નથી માલમ પડતું કે મંદબુદ્ધિ પણ ઉચ્ચમાં ઉચ્ચ સ્થાને જઇ શકે? પોતાના વર્ગનો છેલ્લા નંબરનો છોકરો હેનરી વોર્ડ બીચરના ઉચ્ચ સ્થાને પોંચ્યો માટે એવું અનુમાન બાંધવાને કારણ નથી કે બીજા વર્ગનો છેલ્લો છોકરો

પણ મહાન્ પદ મેળવે. છોકરામાં પોતાનામાં કાંઇ ચૈતન્ય જોઇએ નહિતો કોઇપણ સંજોગમાં, જગતનો અંત આવે ત્યાં સુધીમાં પણ તેનો ઉદય થાય નહિ. જીવનનો આરંભજ નિષ્ફળતા જેવો હશે અને કોઇ રીતે પણ તે પૂર્ણપણે જાગ્રત નહિ થાય તો તેનો અંત પણ એમજ આવવાનો. કોઇ પણ છોકરા અગર છોકરીને પૂરતી તક અને વાજબી ઉત્તેજન આપો. તે ખરેખર મૂર્ખ હોય તો તેજ કારણથી તેનો તિરસ્તાર કરતા નહિ. કારણ કે આવાજ ઘણા કહે-વાતા, કાંઇ પણ કસ વગરના મૂર્ખ, મંદમતિ, સુસ્ત, અગર મૂઢ છોકરાઓ, પોતાના યોગ્ય સ્થાનમાં હોતા નથી; ચોરસ જગામાં ગોળ કકડા બેસાડવા જેવા હોય છે.

થેકરે કહે છે કે આપણે અસાધારણ અક્કલના અગર પંડિત હોઇએ તો, આપણી માફક જેનામાં મહાન્ શક્તિઓ ન હોય તો તેને માટે આપણે નરમાશ, દયાની લાગણી રાખવી જોઇએ. મૂર્ખ મનુષ્યો માટે પણ મને હમશાં સન્માનની વૃત્તિ રહે છે. મારી શાળામાંના મૂર્ખ ઘણાજ આનંદી હતા. જીંદગીમાં તેઓ સર્વથી વધારે સુસ્ત, મંદ માલમ પડયા નથી. આથી ઉલટું લેટિન કવિ-તાનાં ચરણને ચરણ રચનારાઓ અને પૂરા વાચાળપણા સાથે ગ્રીકનો અર્થ કરનારાઓ માત્ર નિર્બળ અને દંભી માલમ પડયાં છે. બાલ્યાવસ્થામાં તેમની જે બુદ્ધિ હતી તેના કરતાં વધારે તે વધી નથી.

બીશ વર્ષની વયે જયોર્જ સ્ટીવન્સન કાંઇ વાંચી લખી જાણતો નહિ. છતાં તેનું નામ રેલ્વે પદ્ધતિના પ્રારંભ અને વિકાસ સાથે ગાઢપણે જોડાયલું છે. વેલિંગ્ટનને તેની મા મૂર્ખ ગણતી. ઇટનમાં તે બુદ્ધિ વગરનો સુસ્ત, ધીરો અને તેની સ્કૂલનો છેલ્લામાં છેલ્લો છોકરો ગણાતો હતો. આગળ જતાં તે આટલો બધો વધી જશે એવી કોઇને પણ આશા નહોતી. લશ્કરમાં દાખલ થવા

જેટલી બુદ્ધિ શક્તિ તેનામાં જણાતી નહોતી. અને લશ્કરમાં દાખલ થવાનો તેનો વિચાર પણ નહોતો. ઉદ્યોગ અને ખંત એજ તેના બીજા ગુણની ખામીઓ પૂરે તેવાં લક્ષણ હતાં એમ તેનાં માતપિતા અને શિક્ષકોને જણાતું હતું. આજ વેલિંગ્ટને ૪૬ વર્ષની વયે પોતાના શિવાયના પોતાના સમયના મહાન્માં મહાન્ સરદારનો પરાભવ કર્યો.

ગોલ્ડસ્મિથના શિક્ષકો હમેશાં તેની હાંસી કરતા. તેને બધા હમેશાં "**વુડન સ્પુન**" કહેતા. "**વુડન સ્પુન**" એ શબ્દ કૉલેજમાં બેવકૂફ માટે વપરાતો. વહાડકાપના શિક્ષણના વર્ગમાં દાખલ થવાનો તેણે યત્ન કર્યો પણ તેને ના પાડવામાં આવી. તે પછી તેને સાહિત્યનો માર્ગ લેવો પડયો. ઘણી ગરીબ અવસ્થામાં તેમ દેવા માટે પકડાવાની હાલતમાં ડૉ. જોન્સનની નજરે તે પડયો. ગોલ્ડસ્મિથ પાસેથી જોન્સને **વિકાર ઑફ વેકફિલ્ડ**નો હસ્તલેખ લઇ લાધો અને તેનું દેવું આપ્યું. આ હસ્તલેખથી ગોલ્ડસ્મિથ પ્રખ્યાત થયો.

જોન હાર્વાર્ડ મોટો માણસ થશે એવું એની નાની વયમાં કશું પણ ચિહ્ન નહોતું. પણ તેણે હાર્વાર્ડ કોલેજની સ્થાપના કરી અને અને પોતાની જાતિના ખરા હિતૈષીનું કાર્ય કર્યું.

રોબર્ટ કલાઇવનું નામ શાળામાં ઠોઠ તથા વહી ગયા તરીકેનું હતું. પણ ત્રીશ વર્ષની વયે ત્રણ હજાર માણસોથી પ્લાસી આગળ તેણે પચીસ હજાર માણસોને હરાવ્યાં અને હિંદુસ્થાનમાં બ્રિટિશ શહેનશાહતનો પાયો નાંખ્યો. સર વૉલ્ટર સ્કૉટને તેના શિક્ષકો મૂર્ખ કહેતા. જ્યારે બાયરન તેની ક્લાસમાં પહેલો આવતો ત્યારે તેનો શિક્ષક કહેતો કે હવે જોઇએ છીએ તમે કેટલોક વખત પહેલા રહ્યા છો ? હમણાંજ છેલ્લા આવશો. શેરિડનની માતાએ તેને પ્રાથ-

મિક કેળવણી આપવાનો પ્રયાસ કર્યો પણ તે નિષ્ફળ ગયો. અનેક વખતે બને છે તેમ તેની માતાના મરણથી તેની સુસ્ત શકિતઓ જાગૃત થઇ અને પોતાના સમયમાં એક પરાક્રમીમાં પરાક્રમી માણસ તરીકે પ્રસિદ્ધ થયો. ડૉ ચામર્સને તેના મૂર્ખતા માટે સેંટ એન્ડ્રુઝ સ્કૂલમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો.

ડૉ. આઇઝેક બેરો એવો ઠોઠ હતો કે તેના બાપ એમ કહેતો કે ઈશ્વર મારા કોઇ પણ છોકરાને લઇ લેવાના હોય તો ભલે આઇઝેકને લઇ લે. જોન વેસ્લીનો પિતા તેની માતાને કહેતો કે આ મૂર્ખને તમે એકની એક વાત વીસ વખત શા સારૂ કહો છો? તેની માતાએ કહ્યું કે એટલા માટે કે મેં એને ઓગણીસવાર કહ્યું હોત તો મારી સઘળી મહેનત નકામી જાત, પણ હવે તે સમજશે અને તેને યાદ રહેશે.

યુવાન્ લીનસને તેના શિક્ષકો ઠ કહેતા. ચર્ચને માટે તે લાયક નહિ જણાતાં તેના માતાપિતાએ વૈદ્યકના અભ્યાસ કરવા માટે તેને કોલેજમાં મોકલ્યો; પરન્તુ તેના અંતર્યોગી ગુરૂની પ્રેરણા જંગલ માટે થઇ. બિમારી, આફત અને ગરીબી દશાવા પણ તે વનસ્પતિ-શાસ્ત્રનો અભ્યાસ કરતાં અટકયો નહિ અને વનસ્પતિશાસ્ત્રનો તે મહાન્માં મહાન્ વેત્તા થયો.

ડેવિડ હ્યુ પોતાની પડોશમાં જડમાં જડ અને બિલકુલ હોંશ વગરનો છોકરો હતો. છતાં એક અકસ્માત્ જે વડે તેનું જીવન ભયમાં આવી પડયું હતું, તે પછી અને પોતાના ભાઇના મૃત્યુ પછી, અભ્યાસમાં તેનું ચિત્ત એટલું બધું લાગ્યું, તે એટલોબધો ઉદ્યોગી થયો, કે એક ક્ષણ પણ ગુમાવવી તેને પાલવતી નહિ—તે તે સહન કરી શકતો નહિ. દરેક ખાણા વખતે પણ તે વાંચતો અને પોતાને જે વખત મળે તેનો ઉપયોગ તે સ્વસુધારણા માટે કરતો. પેનના "બુદ્ધિનો

**જમાનો** " એ પુસ્તકને લીધે તે ગ્રંથકાર થયો હતો. કારણ કે તેની દલીલો ખોટી પાડવાના થયેલા પ્રયત્નોને લીધે એક બળવાન્ અને પરાક્રમી લેખક તરીકે તે પંકાયો હતો.

ઉપર ચોટીયું કામ કરનારા, તેનું કામ બનાવનારા જમાનામાં આપણે રહીએ છીએ. આપણા શરીર અને મનની શકિતઓ જાણ્યા વગર, અગર તેની દરકાર રાખ્યા સિવાય સઘળું સહેલું છે એમ ગણી આપણે આગળ વધીએ છીએ. સારી બુદ્ધિ ધરાવનાર યુવકે, બાળકે, સામાન્ય બુદ્ધિવાળા છોકરા છોકરીએ તેમ મૂર્ખે પોતાનાં બળ, પોતાની નિર્બળતા, પોતાને ગમતી તેમ નહિ ગમતી બાબતો, પોતાની વૃત્તિ, પોતાની રૂચિ એ સર્વનો અભ્યાસ કરવો જોઇએ. ડેલ્ફીમાં ઘણા લાંબા સમય ઉપર કહેવામાં આવ્યું હતું કે, **આત્મજ્ઞાન** મેળવ. આ દેવ-વાણી જો કે બંધ થઇ ગઈ છે તો પણ અનંતકાલ માટે, ચિરકાલ સારૂ આ શબ્દ મહત્વના થઇ પડયા છે. આના કરતાં વધારે સારી શીખામણ કોઇપણ સમયે માણસને આપવામાં આવી નથી. તત્વ-જ્ઞાનનો ઉચ્ચમાં ઉચ્ચ પ્રદેશ આપણી પોતાની પ્રકૃતિના અભ્યાસમાં આવી રહેલો છે, જેમ કોઇ જૂઠાણા, અગર નામોશીનો ત્યાગ કર-વામાં આવે તેમ, આ જ્ઞાન વડેજ છોકરા છોકરીઓ પોતાને માટે લાયક નહિ, પ્રતિકૂળ, તેવી જગાનો ત્યાગ કરશે. જે માણસ પોતાની બુદ્ધિશકિત સમજે છે તે માણસની નાલાશી થતી નથી. જે તે સમજ્યો નથી તે સારી નામના મેળવતો નથી એમ કહેવામાં આવે છે તેમાં કાંઈ પણ ખોટું નથી.



# પ્રકરણ ૬ ઠું.

## કયો ઉદ્યમ.

પોતાની શક્તિઓ કેટલી છે તે પશુઓ સારી રીતે જાણે છે. ગીધ ઉડવાનો પ્રયત્ન કદી કરશે નહિ. પાંચ સળીયાના ઝાંપાની અજમાયશ કરતાં લંગડો ઘોડો બહુ વિચાર કરશે ઉંડી અને પહોળી ખીણ જોઇ કુતરો પ્રેરણા-થીજ પાછો વળી જશે; પરંતુ માણસજ એકલો એવો પ્રાણી છે, જે કુદરતની તેને અમુક મર્યાદામાં રહેવાની સ્પષ્ટ આજ્ઞા છતાં પોતાની મૂર્ખતાને લીધે તે કુદરતની વિરૂદ્ધ વર્તન કરે છે. દુરાગ્રહથી તે મર્યાદા બહાર જવા યત્ન કરે છે અને જે તરફ તેની બુદ્ધિનું વલણ નથી તે તરફ પોતાની સઘળી તદબીરોનો તે મૂર્ખતાથી ઉપયોગ કરે છે. **સ્વીફ્ટ.**

કોઇ પણ ઉદ્યોગ. પછી તે ટોપલીઓ બનાવવાનો, પહોળી તલવારો, નહેરો, પૂતળાં અગર કાવ્ય બનાવવાનો હોય—જે વડે માણસને કામ અને સુખ મળે છે તે ઉદ્યોગ માટે જન્મવું એ માણસનું મોટામાં મોટું ભાગ્ય છે. **એમર્સન.**

પોતાનું કામ નક્કી થવા માટે જે રાહ જોઇ બેસી રહે છે તે મરશે અને તેનું કામ અપૂર્ણું રહી જશે. **લોવેલ.**

કુદરતથી જે કાંઇ તમે હો, તેજ રહેવા પ્રયત્ન કરો. તમારી પોતાની બુદ્ધિ, પોતાની વૃત્તિનો માર્ગ છોડતા નહિ. કુદરતથી તમે જેને માટે નિર્માણ થયા હો તેજ થશો તો તમે ફતેહ પામશો. તેનાથી બીજું કાંઇ થવા યત્ન કરશો તો તમે દરેકમાં નિષ્ફળ અને નાલાયક નીવડશો. **સિડની સ્મીથ.**

જે પ્રમાણમાં તમે તમારૂં કર્તવ્ય કરવા ધારતા હશો તે પ્રમાણમાં તમારામાં શું પાણી છે તે જણાઇ આવશે. પણ તમારૂં કર્તવ્ય શું છે? સમયની જરૂરીયાત. **ગેટે.**

ઉચ્ચ કાર્યો કરો, આખો દિવસ માત્ર તેના સ્વપ્નમાં રહેશો નહિ.
આથી જીવન, મૃત્યુ અને જગત્–સર્વ એક મહાન્, મધુર, ભવ્ય સંગીત બનશે.
**ચાર્લ્સ કિંગ્સ્લે.**

આર્ટેમસ વૉર્ડ કહ્યું છે કે દરેક માણસમાં અમુક કાર્ય કરવાની યોગ્યતા હોય છે. અમુક એક માણસમાં અમુક એક કાર્ય કરવાની લાયકાત હોય છે. અમુક બીજા માણસમાં અમુક બીજું કાર્ય કરવાની લાયકાત હોય છે. વળી, કેટલાંક સંખ્યાબંધ માણસો એવાં હોય છે જેઓને કાંઇ હેતુ હોતો નથી અને જેમનામાં કાંઇ પણ કરવાની લાયકાત હોતી નથી. જે કામ કરવાની મારી લાયકાત નહોતી એવું કામ કરવાના બે પ્રસંગ મારે આવ્યા હતા. એક વખત મારો તંબુ તોડનાર એક ઉઠાવગીરની સાથે મારે લડાઇ થઈ હતી. મેં તેને કહ્યું; ચાલ્યો જા નહિ તો અહીં ને અહીં તું પૂરો થઇ જઇશ. પેલાએ જવાબ દીધો, તારા જેવા તો મેં ઘણા જોયા છે. એમ કહીને તેણે મારા માથા ઉપર એક ફટકો લગાવ્યો અને ઉચકીને મને ગોચરમાં ફેંકી દીધો. વળી ત્યાંથી ઉઠાવી મને તેણે એક કાદવના ખાડામાં ફેંકી દીધો. જ્યારે હું માંડ માંડ ઉભો થયો ત્યારે મને વિચાર આવ્યો કે આ કામ મારૂં નહોતું. હવે હું બીજા પ્રસંગની વાત કરીશ. હું કદી દારૂ પીતો નથી પણ એક વખત ઇન્જીનીમાં મારો વાદ્ય વગાડનાર, તાવથી સપડાયો અને મરણ પામ્યો. આ પ્રસંગે હિંમત આણવા માટે, શરમાતે શરમાતે મેં દારૂ પીધો. પરિણામ એ આવ્યું કે મને કોઇ વાતનું ભાન રહ્યું નહિ. મેં મારા મનના ઘોડા છોડી નાખ્યા અને મીણનાં સઘળાં સુંદર કામ મેં તોડી ફોડી નાંખ્યાં. પછી મને ઘોડો થવાનું મન થયું. આથી હું કનાલની હોડીએ ઘોડા તરીકે મારે હાથેજ જોડાયો. એક ઘોડો મારી આગળ હતો અને બે ઘોડા મારી પાછળ હતા.

હું જોડાયો તે પેલા ઘોડાઓને નવાઈ જેવું લાગવા માંડયું. મને ઉપરા ઉપરી લાતો પડવા લાગી અને આ તોફાનમાં તે ઘોડાઓ સાથે હું કનાલમાં પડયો; પણ મને બચાવવામાં આવ્યો. એક ડોળીમાં મને દારૂની દુકાને લઇ જવામાં આવતો હતો. ત્યારે મને વિચાર આવવા લાગ્યો કે ઘોડો થવું એ મારી લાયકાત નથી.

**સારઃ** જે કામ કરવાની તમારામાં લાયકાત ન હોય તે કરો નહિ. કારણ કે તમે જો તે કરશો તો કનાલમાં તમારે ડૂબકાં મારવા જેવું થશે.

નીચેની જાહેર ખબર, પશ્ચિમ તરફના એક પત્રમાં દરરોજ પ્રકટ થવા છતાં તેનો કોઇએ પણ ઉત્તર આપ્યો નહિ;–

**જોઇએ છીએઃ**–કોઈપણ છાપખાનામાં કોઇ પણ ખાતાનું કામ કરવાને લાયક તેવા, છાપવાનું કામ જાણનારને માટે જગા. કોઇ પણ કોલેજમાં પ્રોફેસરની જગાએ તે કામ કરી શકશે. સુંદર સુશોભિત ચિત્રકામ, લેખન, ભૂમિતિ, ત્રિકોણમિતિ અને બીજાં ઘણાં વિજ્ઞાન શીખવવાને તે તૈયાર છે. ઉપદેશ તરીકે તેને અનુભવ મળ્યો છે. ઉચ્ચ પંકિતના અભ્યાસ માટે, યુવાન્ સ્ત્રી પુરૂષનો એક નાનો વર્ગ ઉઘાડવાને તે ખુશી છે. દંતવિદ્યા અગર કરપલ્લવીવાળાનો તે કિંમતી મદદગાર થઇ પડશે. કીર્તનમાં હલકો અને મધ્યમ સુર કાઢનાર જોડીયા તરીકેની જગા તે ખુશીથી સ્વીકારશે.

આખરે આ નોટિસમાં નીચેનો વધારો કરવો પડયોઃ–

**તા. ક.** હમેશના દર કરતાં ઓછા દરથી લાકડાં વહેરી, ફાડી આપશે.

આ વધારાથી તેને એકદમ જગા મળી અને તે જાહેર ખબર ફરી જોવામાં આવી નહિ.

જેવી તમારી શક્તિ તે પ્રમાણેજ તમને કામ મળે છે. તમારૂં ખરૂં ભાવિ તમારા ચારિત્ર્યમાં છે.

જો તમને તમારૂં યોગ્ય સ્થાન મળ્યું હશે તો તમારા ઉદ્યોગમાં તમારી દરેક શક્તિની સંમતિ તથા સહાયતા મળશે.

તમારો વધારેમાં વધારે અનુભવ અને રૂચિને કેન્દ્રસ્થાને લાવનાર ધંધો બને ત્યાં સુધી પસંદ કરો. આથી તમને મનપસંદ ધંધો મળશે. એટલુંજ નહિ પણ તમારી કારીગરી અને ઉદ્યોગનું જ્ઞાન જે તમારી થાપણ છે તેનો બહુ મોટો ઉપયોગ તમે કરી શકશો.

**તમારી વૃત્તિને અનુસરો.** તમારી પોતાની આકાંક્ષાઓની વિરૂદ્ધ ઘણો લાંબો વખત તમે ફતેહ સાથે લડત ચલાવી શકશો નહિ. માતાપિતા, મિત્રો અગર આફત વડે, નહિ ગમે તેવાં કામ કરવાની ફરજ પડી, તમારી હૃદયની અભિલાષાઓ દબાઇ જશે પણ જ્વાળામુખીની માફક, પોપડામાં રહેલો અંદરનો અગ્નિ ફાટી નીકળશે અને તેથી દબાઇ રહેલી વકતૃત્વ શકિત, સંગીતકલા અગર કોઇ મનોગમ ઉદ્યોગને લગતી શક્તિ, પ્રતિભા પ્રકટ થઇ આવશે. જે શકિતનો પરિપૂર્ણતા સાથે અમલ કરી શકવા તમને આશા ન હોય તેનાથી તમે સાવધાન રહો. ડાઘા ડાઘાવાળાં, દોષયુકત, અધુરાં સઘળાં કામની કુદરત અવગણના કરે છે. તેવાં કામને તે કદી ફતેહમંદ થવા દેશે નહિ.

**મેથ્યુ આર્નોલ્ડ**ની પેઠે અમે પણ કહીશું કે કાયદો નહિ જાણનાર ખાલી મગજવાળા વકીલ કરતાં બૂટને બ્લેકિંગ કરવાના અગર ઝાડુ મારવાના કામમાં ઉંચા નીવડવું એ વધારે સારૂં છે.

**રોજર આશામ** કહે છેઃ કયા સમય અને કઇ વસ્તુ માટે પોતે લાયક છે તે બાબતની અજ્ઞાનતાથી, કેટલાક માણસ જેઓ માટે ગરીબ રહેવું સારૂં છે, તેઓને ધનવાન થવાની ઇચ્છા થાય છે.

જેઓ ગાડું ફેરવવાને માટે જન્મ્યા હોય છે અગર લાયક હોય છે તેઓને દરબારમાં દાખલ થવાની ઇચ્છા થાય છે. જેઓ પોતે પોતાના ઉપર કાબુ રાખતાં શીખ્યા નથી તેઓમાં શેઠ થવાની અને શેઠાઇ કરવાની ઇચ્છા થાય છે. જેમને શીખવાની જરૂર છે તેઓને શીખવવાની વૃત્તિ થાય છે, જેઓ કલાર્ક થવાને લાયક હોય છે તેઓને પાદરી થવાની ઇચ્છા થાય છે.

માનવ જાતિને જાણે ધરતીકંપનો આંચકો લાગ્યો હોય અને એક બીજાની જગા બદલાઈ ગઇ હોય તેમ જગતનો અર્ધોભાગ પોતાને નાપસંદ તેવા ધંધામાં પડેલો છે. એક દાસી શિક્ષકનું કાર્ય કરે છે અને જે શિક્ષક થવાને લાયક છે તે કોઠાર સાચવે છે. સારા ખેડૂત થવા માટે જેઓ લાયક હોય છે તે કાયદાનું ખુન કરે છે; જ્યારે ક્રોએટ અને વેબ્સ્ટર જેવા માણસ ખેતી કરે છે. પોતાના ભાવિમાં કાંઇ ઉનતા છે એમ આવા દરેક માણસને વિચાર આવી વેદના થયા કરે છે. જે લોકોએ ગ્રીક અને લૅટિનનો અભ્યાસ કરવો જોઇએ તેવા છોકરા કારખાનામાં પોતાનાં દુઃખ રડયા કરે છે અને જે લોકોએ ખેડૂત અગર નાવિકનો ધંધો કરવો જોઇએ તેઓ કોલેજના અસાધારણ બોજાથી કંટાળી ચઢીડીયાં કર્યાં કરે છે. જે લોકો ભીંતો અગર પાટીયાં ધોળતા હોવા જોઇએ તેઓ કેનવાસ ઉપર ડપકા પાડે છે. ગલ્લાની પાછળ એવા કલાર્ક ઉભા રહે છે જે ભરવાનો વાર પકડવો એ તિરસ્કારને લાયક કામ છે એમ ગણે છે અને બીજા ધંધાના વિચારમાં, સ્વપ્નમાં, પોતાનું કામ ભૂલી જાય છે. એક સારો મોચી, ગામડાના પેપરમાં થોડીક કવિતાઓ લખે છે, તેના મિત્રો તેને કવિનું ઉપનામ આપે છે. કલમનો ધંધો જે તેને પૂરો આવડતો નથી અને તે કરવા જતાં, બુટ બનાવવાનું કામ જે તેને આવડે છે તે પણ તે ગુમાવે છે.

રાજપ્રકરણને યોગ્ય માણસો કાલ્બૂટ ઠોકવાનો ધંધો કરે છે ત્યારે જોડા શીવવાને લાયક માણસો કોન્ગ્રેસમાં બેસી થાગડ થીગડ જેવું કામ કરે છે. ઉપદેશ કરવો એ જેનું કામ નથી તે ઉપદેશકના કામને લજવે છે. જ્યારે બીચર અને વ્હાઇટફિલ્ડ વેપારી તરીકે નિષ્ફળ જતા માલમ પડે છે. આ રીતે ઉપદેશકની જગાઓ ખાલી પડેલી જોઇ તેનું કારણ શું હશે તે વિષે લોકોને આશ્ચર્ય થાય છે. એક છોકરો જે હથિઆરથી કાંઇને કાંઇ કરે છે તેને યુનિવર્સિટીના માર્ગ ઉપર ચઢાવવામાં આવે છે અને આ રીતે પોતાના માની લીધેલા આબરૂવાળા ઉદ્યોગમાં તે નીચોને નીચો જાય છે. જેઓ ખરા વ્હાડકાપના દાક્તર છે, તેઓ કસાઇનું કરવત અને છરો પકડી રહ્યા છે, જ્યારે કસાઇઓ માણસોના અવયવની વ્હાડકાપ કરે છે.

આપણા હેતુઓના આપણે ગમે તેવી રીતે વિભાગ પાડીએ પણ તેને આકાર આપવાનું કામ ઇશ્વર કરે છે.

ફ્રેન્કલિન કહે છે કે, જેને ધંધો છે તેને મિલ્કત છે, અને જેને ઉદ્યોગ છે, તેને લાભ અને સન્માનની જગા મળીજ ગઇ છે. એક સદ્‍ગૃહસ્થ ઘુંટણ ઉપર માલમ પડે, પરાધીન, દબી ગયેલો માલમ પડે તેના કરતાં પોતાના પગપર રહેતો, સ્વતંત્ર, હળવાળો ખેડુત વધારે ઉંચો છે.

એક માણસ પોતાના ધંધાને લીધે જે કાંઇ થાય છે, જે કાંઇ ઉન્નતિ મેળવે છે તેટલો બીજા કશાથી થતો નથી, તેટલી ઉન્નતિ બીજી કોઇ પણ રીતે પ્રાપ્ત કરી શકતો નથી. તેની તેના સ્નાયુ, તેનું શરીર મજબૂત થાય છે, તેનું લોહી વધારે જલદી ફરતું થાય છે, તેની બુદ્ધિ તીક્ષ્ણ બને છે, તેની તુલના શકિત સુધરે છે, સંશોધનની તેની પ્રતિભાશક્તિ જાગૃત થાય છે. તેની બુદ્ધિનો ઉપ-

યોગ થાય છે, જીંદગીની શરત ઉપર તે દોડતો થાય છે, તેની મહત્વાકાંક્ષા જાગૃત થાય છે, તે મરદ છે. અને તેને મરદનો ભાગ ભજવવાનો છે, મરદનું કામ કરવાનું છે અને તેમાં તે મરદ છે એમ બતાવવાનું છે એવી તેને લાગણી થાય છે. મનુષ્ય તરીકે જે ઉદ્યોગ કરતો નથી તે માણસ મરદ હોય એમ તેને પોતાને પણ લાગતું નથી. ઉદ્યોગ વગરનો માણસ, માણસ નથી. હાડકાં અને સ્નાયુના ૧૫૦ રતલના બોજા માત્રથી માણસ માણસ બનતો નથી મગજવાળી ખોપરી માત્રથી માણસ માણસ બનતો નથી. હાડકાં, સ્નાયુ અને મગજથી માણસ માણસ કહેવાય તે પહેલાં હાડકાં, સ્નાયુ અને મગજથી મરદની માફક વિચાર કરતાં, મરદ તરીકે કામ કરતાં, મરદની માફક માર્ગ કરતાં અને ચારિત્ર્ય તથા કર્તવ્યથી વજન રાખતાં તેને આવડવું જોઇએ. જે માણસ એકલો વિચાર કરવા બેઠો નથી, ફીક્કા ગાલ, બીડેલા હોઠ અને બંધ કરેલી મુઠીઓ વડે. જેને કાંઇ કામ કરવાનું છે, અમુક કાર્ય કરવાનો જેનો નિશ્ચય છે એમ જણાતું નથી તે માણસ વિજય મેળવવાને લાયક નથી એમ બુલ્વર કહે છે.

અમુક કામમાં ફતેહ માટે તે કામ તરફ પૂરું ધ્યાન આપવું, તે પહેલી જરૂરની ચીજ છે અને તેને વળગી રહેવું એ બીજી બાબત છે. સાધારણ સંજોગોમાં, વ્યાવહારિક સાદી સમજ જેનામાં માર્ગદર્શક તરીકે છે અને જેનામાં ઉપરની બન્ને બાબતો છે તે કોઇ પણ કાર્યમાં કદી નિષ્ફળ જશે નહિ.

મોટી જગા અગર મોટા પગાર માટે રાહ જોતા નહિ. તમે જે જગાએ હો તેને મોટી કરો, તેને મહત્વની બનાવો, તેમાં કાંઇ નવીનતા આણો. પહેલાં ત્યાં જે કાંઈ કામ ન થતું હોય તે કરો. પહેલાંના માણસ કરતાં, તેમ તમારી સાથે રહી કામ કરનાર કરતાં

તમારા કામમાં વધારે ઝડપ આણો, વધારે આગ્રહ બતાવો, વધારે સભ્યતા બતાવો. તમારા કામનો અભ્યાસ કરો, કામ કરવાની નવીન પદ્ધતિઓ શોધી કાઢો અને તમારા શેઠને નવી નવી બાબતો સૂઝાડો. શેઠને માત્ર સંતોષ આપવામાં, માત્ર તમારી જગાએ કામ કરવામાં કળા રહેલી નથી પણ ધારવા કરતાં વધારે સારી રીતે કરવામાં, તમારા શેઠને તમારા કામથી અજાયબ કરવામાં કળા રહેલી છે અને આખરે, આ સઘળાનો બદલો વધારે સારી જગા અને વધારે પગારથી મળશે.

જ્યારે તમે નોકરી કે ઉદ્યોગ છોડી દીધાં હોય ત્યારે જે પહેલું સારૂં કામ મળે તે લઈ લેજો. તમારી શક્તિ અને તમારા કામ વચ્ચે અંતર વધારે હોય તો પણ તે ઉપર ધ્યાન આપતા નહિ. જો તમારા પરિશ્રમમાં તમારી મર્દાનગીનો ઉપયોગ કરશો તો તમને તેથી પણ વધારે સારૂં કામ કરવા માટે મળશે. બુદ્ધિ વિષયક જીવનનો પરિશ્રમ ઉઠાવવાને પોતાનામાં પૂરતું બળ છે કે નહિ તેની કોઇ પણ દિવસ તપાસ નહિ કરવાથી જે યુવાન્ ધીમે ધીમે દેવામાં આવી પડયો છે અને કોલેજના જીવન માટે તેનામાં જે કાંઇ આરોગ્ય, તેનું જે કાંઇ શરીર હોય છે તેનો જેણે ભોગ આપ્યો છે તેનો દેખાવ દિલગીરીમાં દિલગીરી ભરેલો થઇ પડે છે. કોઇએ તેને એમ ન કહ્યું કે તું ડીગ્રી મેળવીશ તોપણ માનસિક ઉદ્યોગોમાં પણ ઉત્તમ નીવડવા માટે તું તદ્દન નાલાયક નીવડીશ, અને કાયમ માટે તું સાધારણ સ્થિતિમાંજ રહીશ. આ યુવાન્ એમ ધારે છે કે, કોલેજ કોર્સમાંથી તે માત્ર પસાર થશે અને આરોગ્ય તથા નાણાં સંબંધી તેની દુર્દશા હશે તોપણ કોઇ પણ રીતે તે આગળ વધશે. પોતાની પહેલાંની સ્થિતિથી તે સંતુષ્ટ નથી. અશકય લક્ષ્યના ખ્યાલમાં, સ્વપ્નમાં તેની મહત્વાકાંક્ષા વિષયુક્ત બને છે, તેનું ચૈતન્ય ખુટી જાય છે, તેની શક્તિઓ વિખરાઇ જાય છે. આ રીતે જે યુવક એક

ઉપયોગી ખેડૂત અગર હુશિયાર, યંત્રવિદ્યા જાણનાર થવો જોઇએ તે દેવા, અનારોગ્ય અને અતૃપ્ત મહત્વાકાંક્ષાના બોજા નીચે લથડીયાં ખાય છે. મૃત્યુ તેને તેની આ આપત્તિથી મુક્ત ન કરે ત્યાં સુધી તેની આ ને આ સ્થિતિ રહે છે.

જીવનના ખરા હેતુને લગતો આ પ્રશ્ન આ ગુચવણ ભરેલા જમાનામાં અતિશંય મુઝવણ ઉત્પન્ન કરનાર થઇ પડ્યો છે. કોઇ ઝુલુ છોકરો હોય અગર એદુઇન છોકરી હોય તેને માટે આ પ્રશ્નનું નિરાકરણ કરવું મુશ્કેલ નથી. જંગલી લોકોની સ્થિતિજ એવી હોય છે કે એકજ પસંદગીનો ભાગ્યેજ મેળ રહી શકે છે. પણ મનુષ્ય જેમ સુધારામાં આગળ વધે છે અને ઉદ્યોગનાં મહાન્ મધ્યસ્થળની સમીપ આવે છે તેમ તેનું મહત્વ વધવા સાથે, ખરા નિર્ણયની મુશ્કેલી વધતી જાય છે. મનુષ્ય ઉપર સ્પર્ધાનું જેમ વધારે દબાણ તેમ માણસે ખરો અને યોગ્ય હેતુ પસંદ કરવો એ વધારે જરૂરનું છે. જેથી પોતાની સઘળી શક્તિ. પોતાનો સઘળો આગ્રહ ફતેહ માટેની પોતાની લડતમાં ઉતારી શકાય. કામ કરવાના સૌથી વધારે આકર્ષક પ્રદેશમાં પણ બળ અગર આશા ગુમાવી બેસવું એ નુકશાનકારક છે.

મિ. ગ્લેડસ્ટન કહે છે કે, મનુષ્યના શરીરથી, મનુષ્યના મગજથી, મેળવવાના કામની પણ કાંઇક હદ હોય છે અને પોતે જે કામ માટે લાયક નથી, તેવા ઉદ્યોગમાં જે માણસ પોતાનું બળ ગુમાવતો નથી તે શાણો માણસ કહેવાય છે.

કાર્લાઇલ કહે છે કે, જે માણસને પોતાનો ઉદ્યમ મળ્યો છે તે સુખી છે. બીજા કોઇ પણ સુખ માટે તેણે માગણી કરવી નહિ. તેને કામ મળ્યું છે. જીવનમાં કરવાના કાર્યનો હેતુ તેને મળ્યો છે. તેણે ઉદ્યોગ મેળવ્યો છે અને તે ઉદ્યોગ કરશે.

ધંધો પસંદ કરતી વખતે તમને વધારે પૈસા અગર વધારે પ્રસિદ્ધિ શાથી મળશે તે વિષે વિચાર કરતા નહિ; પરન્તુ જે કામથી તમારી શક્તિઓ વધારેને વધારે બહાર આવે, તમારી મર્દાનગીનો વધારેમાં વધારે બળ અને પરિપૂર્ણતા સાથે વિકાસ થાય તે કામ પસંદ કરો. પૈસા, પ્રસિદ્ધિ, કીર્તિની પણ તમારે જરૂર નથી; શક્તિની તમારે જરૂર છે. પૈસા કરતાં મર્દાનગી વધારે મહાન્ છે. કીર્તિ કરતાં તે વધારે ભવ્ય છે કીર્તિમાન્ કારકીર્દી કરતાં ચારિત્ર્ય એ વધારે મોટી બાબત છે. દરેક શક્તિ કેળવાવી જોઇએ. તેને તાલિમ આપવામાં ખામી રહેશે તો તમે જે કાંઇ કરશો એમાં તે ખામી જણાઇ આવશે. હાથ સુંદર થાય, દૃઢ થાય, મજબૂત થાય તે માટે તેને કેળવણી મળવી જોઇએ. આંખ ચપળ થાય, વિવેક શક્તિવાળી થાય, સૂક્ષ્મદર્શક થાય તેવી રીતે તેને કેળવણી મળવી જોઇએ. હૃદય મૃદુ થાય, સહાનુભૂતિવાળું થાય અને સાચું થાય તે માટે તેને તાલિમ મળવી જોઇએ. યાદદાસ્ત, સચોટ, ધારણા શક્તિવાળી અને સર્વગ્રાહી થાય તે માટે તેને તાલિમ મળવી જોઇએ. તમે વકીલ થાઓ, પાદરી થાઓ, દાક્તર થાઓ, ખેડૂત થાઓ, વિજ્ઞાનવેત્તા થાઓ કે વેપારી થાઓ એવી જગતની માગણી નથી. તમારે શું કરવું તે વિષે જગત્ કાંઇ કહેતું નથી. પણ **તમે જે કાંઇ કરવાનું માથે લો તેમાં સર્વોપરિ, શ્રેષ્ઠ બનો,** એમ તેનું કહેવું છે. જો તમે તમારા ધંધામાં, તમારા કામમાં, તમારી લાઇનમાં સર્વોપરિ હશો તો જગત્ તમારી વાહ્‌વાહ્‌ કરશે અને સઘળા દરવાજા તમારે માટે ખુલ્લા થશે. પણ થાગડથીગડ કામ, કામનું અધૂરે જવું અને નિષ્ફળતાને દુનિયા વખોડે છે.

રૂસો કહે છે કે, જે માણસ માણસનું કર્તવ્ય કરવાને સારૂ શિક્ષણ પામેલો છે તે તેને લગતી કોઈ પણ જગાનું કામ કરવાને

નાલાયક હોતો નથી. મારા શિષ્યો, લશ્કર, દેવળ અગર કાયદાને માટે નિર્માણ થયા છે કે કેમ તેની મને ફિકર નથી. સમાજની આપણી જગા પહેલાં માનવજીવનની જગા માટે કુદરતે આપણને નિર્માણ કર્યા છે. જીવન એ એક ઉદ્યોગ છે, ધંધો છે, એ હું તેને શીખવીશ. તેનું શિક્ષણ આપ્યા પછી, એ વાત ખરી છે કે તે સૈનિક, વકીલ અગર પાદરી થશે નહિ પણ **સૌથી પહેલાં તે મર્દ થાય** એવી મારી ઇચ્છા છે. ભાગ્યદેવી પોતાની મરજી મુજબ તેને એક પદથી બીજા પદ ઉપર મૂકે પણ તે પોતાના સ્થાનમાંજ રહેશે.

લૅન્કેસ્ટર પા. ની છ પ્રજા સાથેના વર્જિનિયાની સરકારના તહનામા પ્રમાણે ૧૭૪૪ માં, ત્યાંના ઈંડિયન લોકોને પોતાના ૬ યુવકોને વિલિયમ્સબર્ગ કૉલેજમાં મફત ભણવા માટે મોકલવા કહેવામાં આવ્યું હતું. મહત્વના પ્રશ્નો જે દિવસે પૂછવામાં આવે તેજ દિવસે તેનો જવાબ ન આપવો એવો, ઇન્ડિયન સભ્યતાનો નિયમ છે. વિચાર કરી તેઓએ તે માટે ના પાડી. તેએ.એ કહ્યું કે "ઉત્તર તરફના પ્રાન્તોની કૉલેજોમાં અમારા કેટલાક યુવકોને અમે મોકલ્યા હતા, જ્યારે તેઓ પાછા આવ્યા ત્યારે તેઓ દોડી શકતા નહોતા, જંગલમાં પોતાનો નિભાવ કેમ કરવો તે તેઓ જાણતા નહોતા, ભૂખ અગર ટાઢ તેઓ વેઠી શકતા નહિ, તેઓ ઝુંપડું બાંધી શકતા નહિ અને સ્વભાષા ઘણી ખરાબ રીતે બોલતા. શિકારી, યોદ્ધા અગર કાઉન્સીલરના કામ માટે તેઓ લાયક નહોતા. હરકોઇ કામ માટે તેઓ તદ્દન નાલાયક હતા. વર્જિનિયાના સદ્‌ગૃહસ્થો પોતાના ડઝન એક છોકરા અમારે ત્યાં મોકલશે તો અમે તેમની કેળવણી માટે વધારે સંભાળ રાખીશું, અમે જે જાણીએ છીએ તે અમે તેમને શીખવીશું અને અમે તેમને મર્દ બનાવીશું."

જીંદગીની મહાન્ શરતમાં સાદી સમજવાળાને માર્ગ મળે છે. પૈસો, ડીગ્રી, વંશ, શક્તિ, પ્રતિભા હોય પણ કળા અગર સાદી સમજ ન હોય તો તેનું સારૂં પરિણામ આવતું નથી. શક્તિ વગરના અને જેમાંથી કાંઇ પણ પરિણામ ન આવે તેવાઓની પાસે ગમે તેવી ડીગ્રીઓ હોય અગર સર્ટિફિકેટો હોય પણ તે પાછળ રહી જાય છે. 'તમે શું જાણો છો અગર તમે કોણ છો તે હાલના જમાનામાં પૂછવામાં આવશે નહિ. તમે શું કરી શકો એમ છો તે આ જમાનાનો પ્રશ્ન છે.

જયોર્જ હર્બર્ટે સારી રીતે કહ્યું છે કે, આપણે જે કાંઇ કરીએ તેના કરતાં આપણે જે ખરી રીતે છીએ તે આપણને તો વધારે ઉપયોગી છે, વધારે મહત્વનું છે. કોઇ પણ હેતુ જેમાં ન્યાય-પરાયણતા, આબરૂ અગર જેની સત્યશીલતા વિષે શંકા હોય તે એકદમ છોડી દેવો જોઇએ. ખોટી બાબત સારી દેખાય, સારી હોય એવો અનુભવ થાય એવી રીતે તે ખોટી બાબતને શણગારવાની કલા આગળના બીજા કોઇ પણ સમય કરતાં આ સમયમાં વધારે ખીલવવામાં આવી છે.

એ એક જાણવા જેવી બાબત છે કે દબાણ થતાં બુદ્ધિ, માણસની સત્યવિષેની પ્રેરણાનો નાશ કરે છે. એક પ્રખ્યાત વિજ્ઞાનવેત્તાએ કહ્યું છે કે, માણસ જો તસ્દી લે અને મહેનત કરે તો બુદ્ધિવડે સભ્યતાની પ્રેરણા પણ મૂકી દે. આથી જ્યારે કોઇ શંકાસ્પદ, અગર લલચાવનાર ભાવિ કોઈની આગળ રજુ થાય છે ત્યારે, જેમ હરમેન અગર કેલર એક સસલાની સુંદર વાની બનાવે છે તેમ અસત્ય સત્ય દેખાય તેવી રીતે તેની સાથે હાથચાલાકી કરવાની તેને બહુ મોટી લાલચ થાય છે. છતાં કોઇ પણ હેતુ, જેમાં અનીતિ રહેલી છે તેમાં પૂરી અને નિશ્ચિત નિષ્ફળતાનાં તત્વ રહેલાં હોય

છે. આ નિષ્ફળતા શારીરિક તેમજ આધ્યાત્મિક હોય છે. જીવનના પોતાના ખાસ કર્તવ્ય માટે દરેક મનુષ્યમાં ખાસ યોગ્યતા હોય છે એ વિષે કાંઇ પણ શક નથી. થોડાં પ્રતિભાશાળી મનુષ્યોમાં આ યોગ્યતા અસાધારણ હોય છે અને બાલ્યાવસ્થાથીજ તે જોવામાં આવે છે.

જે ઉમ્મરે કેટલીક છોકરીઓ ઢીંગલીઓને લૂગડાં પહેરાવેછે તે વખતે મેડેમ ડ સ્ટેલ રાજદ્વારી ફિલસુફીમાં પડી હતી. મોઝાર્ટ જ્યારે ચાર વર્ષનો હતો ત્યારે વાદ્ય વગાડી શકતો અને હજુ પણ પ્રચલિત તેવું સંગીત રચતો. નાનો શામર બાળકોને ઉછેરવાના ગૃહના સ્ટૂલ ઉપરથી ગંભીર દેખાતા અને સાચા જણાતા ચાળા સાથે ઉપદેશ આપતો. ગેટેએ બાર વર્ષની વયે પોતાનાં કરૂણારસનાં નાટક રચ્યાં હતાં. પંદર વર્ષનો પોતે હતો તે પહેલાં ગ્રોટિયસે તત્વજ્ઞાનને લગતું એક સરસ પુસ્તક લખ્યું હતું. પોપ નાનપણથીજ કવિતા લખતો હતો. અગીયાર વર્ષની ઉમ્મરે ચેટર્ટન સારી કવિતા લખતો. પોતાની ૧૬ વર્ષની ઉમ્મરે કાઉલીએ કવિતાનું એક પુસ્તક લખ્યું હતું. ટોમસ લોરેન્સ અને બેન્જામિન વેસ્ટ ચાલતાં શીખ્યા કે તરત ચિત્ર કાઢતાં શીખ્યા હતા. લિઝ્ર બાર વર્ષની ઉમ્મરે જાહેરમાં અભિનય કરતો. કેનોવા માત્ર બાળક હતો ત્યારે માટીના નમૂના બનાવતો હતો. બેકન માત્ર ૧૬ વર્ષનો હતો ત્યારે તેણે એરિસ્ટોટલની તત્વવાદની ખોડો ઉઘાડી પાડી હતી. નેપોલિયન બ્રિએન આગળ કરા ફેંકતો હતો ત્યારથીજ લશ્કરની સરદારી તે કરતો. પહેલીજ રાત્રીએ, છતાં પાછળના જેવીજ સારી રીતે કીને શાયલોકનો ભાગ ભજવ્યો હતો. આ સઘળા જ્યારે નાના હતા ત્યારથીજ તેમની વૃત્તિઓ જણાઇ હતી. પણ સામાન્યરીતે નાનપણથી પરિપકવ બુદ્ધિ જણાઇ આવતી નથી અને વીરલ, અપવાદરૂપ દૃષ્ટાન્ત

શિવાય, આપણા સ્વભાવમાં અમુક બાબત તરફ ખાસ પક્ષપાત હોય તે આપણે ખોળી કાઢવો જોઇએ. આ પક્ષપાત પોતાની મેળે પ્રકટ થાય તેની રાહ જોઇ આપણે બેસવું જોઇએ નહિ અને એક વખત અમુક બાબત તરફ પક્ષપાત જણાય તો તે આપણને સોના કરતાં પણ વધારે મૂલ્યવાન્ થઇ પડે છે.

જ્યોર્જ એલિયટ કહે છે કે, આપણને વધારે સુખ મળે તે માટે ઈશ્વરે આપણે માટે જે કામ નિર્માણ કર્યું હોય તે કામથી વેગળા નાસવું એ મિથ્યા વિચાર છે. આ નિર્માણને પ્રીતિપૂર્વક અનુસરવું એમાંજ ઈશ્વરનું સંપૂર્ણ અસ્તિત્વ માલમ પડી આવે છે અને તેને આ રીતે શોધવાને બદલે અન્ય કોઇ રીતે તે શોધી કાઢવાની ધારણાઓ નિષ્ફળ જાય છે.

એક વડા પાદરીએ એક જુવાન પાદરીને કહ્યું કે તમે ઉપદેશ આપો તે માટે હું ના પાડતો નથી. પણ કુદરતજ ના પાડે છે. ફિલિપ્સ બ્રુક્સ કહે છે કે ઉપદેશને ખાતર ઉપદેશ માટે આ જમાનાને અપ્રીતિ નથી. તે તમારો ઉપદેશ સાંભળે નહિ એ જૂદી વાત છે, પણ જો કે તે તમારો ઉપદેશ નહિ સાંભળે પણ તે તમારાં બૂટ પહેરશે, તમારો લોટ ખરીદ કરશે અગર તો તમારા દૂરબિનથી તારા જોશે. દરેક માણસ અમુક જમાનાનો લાભ લઇ શકે પણ તે લાભ શો છે અગર કયાં છે તે શોધી કાઢવું એ તેનું કામ છે.

લોવેલ કહે છે કે આપણે જે ન હોઇએ તેવા થવા માટેના પ્રયત્નથીજ ભાગેલા તૂટેલા આશયવાળા અને જેમની જીંદગી રદ ગઇ હોય એવાં અનેક મનુષ્યનાં દૃષ્ટાન્ત આપણે જોઇએ છીએ. જે વડે તમારી સઘળી શક્તિઓ જાગૃત ન થાય, તમે જે કામ કરતા હો તેને તમારૂં અંતઃકરણ સંપૂર્ણ રીતે કબૂલ ન કરે, તમારા સ્વભાવને તે સંપૂર્ણરીતે અનુકૂળ ન હોય, તમે તેને સંપૂર્ણરીતે પસંદ

ન કરો, જે કામનો અહર્નિશ તમને વિચાર ન થયા કરે–અહર્નિશ વિચાર થયા કરે એટલો ઉત્સાહ તમારામાં પ્રકટ ન થાય ત્યાં સુધી તમને તમારો યોગ્ય ઉદ્યોગ મળ્યો નથી, તમારૂં યોગ્ય સ્થાન તમને મળ્યું નથી. નાપસંદ મહેનત કર્યા કરવાની ફરજ તમને કોઈવખત પડે પણ જેમ બને તેમ વહેલા તેનાથી મુક્ત થાઓ. પવિત્ર મોચી કેરી મિશનરી તરીકે ગયો તે પહેલાં તેણે કહ્યું હતું કે મારૂં કામ ઉપદેશ આપવાનું છે. મારૂં ખર્ચ કાઢવા માટેજ હું જોડા સાંધું છું.

તમારો ધંધો હલકો હોય તો બીજાઓ પુરૂષાર્થ કરે તેના કરતાં વધારે પુરૂષાર્થ કરી તેને ઉન્નત કરો નૈસર્ગિક પદ્ધતિથી તેને વિશાળ કરો. સાહસ અને ઉદ્યોગથી તેના વિસ્તાર વધારો. ધંધાની માફક તેનો અભ્યાસ કરો. જે કાંઇ જાણવા જેવું હોય તે વિષે સઘળું શીખો. તેને માટે તમારી સઘળી શક્તિઓ એકાગ્ર કરો, કારણ કે મોટામાં મોટી ફતેહ એકજ હેતુવાળા માણસ માટે રહે છે. કોઇ હરીફ સત્તાઓથી, આવા માણસના આત્માના સામ્રાજ્યના, આત્મબળના ભાગ પડતા નથી. બીજાની જગા માટે ફાંફાં મારવા કરતાં, તમે તમારી પોતાની જગા શણગારો.

**ઉંચામાં ઉંચી ટોચે, ઉંચામાં ઉંચા શિખરે તમારે પહોંચવું હોયતો તમારા ઉદ્યોગના નીચામાં નીચી જગાએ કામ કરો.** તમારા ધંધાને જેનો સંબંધ છે એવી કોઇ પણ બાબત જૂજ નથી, નિરૂપયોગી નથી. વિગતોનું પૂરેપૂરૂં જ્ઞાન મેળવો. એ. ટી. સ્ટુઅર્ટ અને જૉન જેકબ એસ્ટરની ફતેહનું આ રહસ્ય હતું. પોતાના ધંધાની દરેક વાત તેઓ જાણતા હતા.

આપણા સંજોગો આપણા ભાવિ માટે કેટલા જવાબદાર છે તેનો નિર્ણય કરતાં સઘળા જમાનાના મહાન્ બુદ્ધિમાન્ મનુષ્યો પણ ગુંચવાયા છે. તે સંબંધમાં તેમ આપણે શું કરવું, તે સંબંધમાં એક

પ્રખ્યાત પાદરી કહે છે કે તમારી જાત માટે, અગર તમારા વંશ માટે તમે જવાબદાર નથી. તમારા બાપદાદાના વંશમાં કોઈ માંદલા હોય, ઢોંગી હોય અને જેઓ તમારાથી સોએક વર્ષ પહેલાં જનમ્યા હોય અને જેમની થોડી ઘણી અસર આજે પણ તમારામાં હોય, તેવા કોઇને માટે તમે જવાબદાર નથી. તમારૂં શારીરિક કે માનસિક બંધારણ હોંશનું, ઉદ્વેગનું, પિત્ત, ફિકાશ અગર ઢીલાપણાનું હોય તે બાબત માટે પણ તમે જવાબદાર નથી. ન્યુ ઈંગ્લાંડની પથ્થરની ટેકરીઓ, લુઇયાનાનાં કપાસના વાવેતરવાળી જગાઓ, ફ્લાઇડ, નીપર, શાનન અગર સીનનો કાંઠો એ તમારી જન્મભૂમિ હોય કે બીજી હોય તેને માટે તમે જવાબદાર નથી. તમારા પિતાના ઘરમાં જે ધર્મનું શિક્ષણ મળે છે તેને માટે, તમારા બાપના ધર્મને માટે તમે જવાબદાર નથી. જેમાં તમારાથી કાંઇ ન થઇ શકે અગર જે સંજોગ તમે નિર્માણ કર્યા નથી તેને માટે તમે ભાંજગડ કરતા નહિ. જેવી વસ્તુસ્થિતિ હોય તેવીજ ગણીને પ્રશ્નનો નિકાલ કરો જેથી તમે સહિસલામતીથી કહી શકો કે આ હેતુ માટેજ મારો જન્મ થયો હતો. તેનો નિર્ણય તમે શી રીતે કરશો ? તમને જવાબ આપવાને જે એકલોજ શક્તિમાન્ છે, તે સર્વ શક્તિમાન્‌ને સીધી વિનંતિ કરીને, અંતર્યામીને, તમારા અંતઃકરણને પૂછીને તમે તે નિર્ણય કરી શકશો.

લગ્ન માટેની દલીલ, તેનું કારણ, પ્રેમ છે અને તેજ તેની દલીલ અને કારણ રહેવાં જોઇએ. એ વડેજ માણુસ વિવાહિત જીવનની અડચણો અને મુઝવણોમાંથી સહીસલામત પસાર થાય છે. તેવીજ રીતે બાજા ધંધામાંના ઘણાને અને વ્યાપારીઓમાં સેંકડે ૯૫ ને મુઝવનાર અડચણોમાંથી કોઇપણ ચીજ માણુસને ખાતરીપૂર્વક અને સહીસલામતીથી પસાર કરી શકે તો તે ઉદ્યોગ માટેનો પ્રેમ છે.

એક સુપ્રસિદ્ધ અંગ્રેજે પોતાના ભત્રિજાને કહ્યું કે વૈદ્યકનો ધંધો પસંદ કરતા નહિ કારણ કે આપણા કુટુમ્બમાં કોઇ ખૂની પેદા થયો નથી અને એવો સંભવ છે કે તમારા અજ્ઞાનથી તમે કોઇ દરદીના પ્રાણ લેશો. કાયદાની બાબતમાં, કોઈ જુવાન વકીલ જેને અનુભવ હોતો નથી અને જેનો અસીલજ નુકશાન વેઠે છે, અસીલ માટે કેવાં મોટાં જોખમ તે પોતેજ ઉભાં કરે છે, તે પોતાના અભિમાનને લીધે જાણવાને જે પ્રયાસ કરતો નથી તેવા વકીલ માટે પોતાની જીંદગી અગર પૈસો જોખમમાં નાંખવાને કોઇ સુજ્ઞ માણસ તૈયાર થશે નહિ. એક પાદરીના સિદ્ધાન્તની અગર તેના તરફથી આપવામાં આવતા ઉપદેશની ભૂલો આ દુનિયામાં નિર્ણીત થઇ શકતી નથી, પકડાતી નથી માટે હું તમને સર્વ રીતે દેવળની નોકરીમાં દાખલ થવાને—પાદરી થવાને સલાહ આપું છું.

વ્હીટીયરે એક સ્થળે કહ્યું છે કે જગત્‌માં કાંઇ કરવાને માટે હું જન્મ્યો છું એમ મને લાગતું, એવા વિચાર મને આવતા. આ ઉપરથી તેની મહાન્ શક્તિઓનું રહસ્ય જણાઇ આવે છે. કાયદો, સાહિત્ય, વૈદ્યક, દેવળ અગર બીજા માણસોથી હદ ઉપરાંત ભરાઇ ગયેલા એકાદ ધંધામાંજ મારે તો દાખલ થવું જોઇએ એવી જેને વૃત્તિ થયા કરે છે, તેને તેના તે કાર્યમાં ફતેહ મળ્યા વગર રહેતી નથી. આ તેની નિશ્ચિત વૃત્તિ, તે ધંધા, તે કાર્ય માટેનો તેનો પ્રેમ, તે ઉપરની તેની શ્રદ્ધા, તે તેની કારકીર્દીમાં અસરકારક અને મદદગાર તત્વ થઇ પડે છે. પોતાના પૂર્વજોએ અમુક ધંધામાં નામ કાઢ્યું હોય માટે, અગર પોતાની માએ કહ્યું માટે, અમુક ધંધા ઉપર કાંઇ પણ પ્રેમ અગર તે માટે યોગ્યતા ન હોવા છતાં, જે માણસ અમુક ધધામાં દાખલ થવા ઇચ્છા રાખતો હોય તેણે દિવસના એક ડોલર અને ૭૫ સેંટ પ્રમાણે વિજળીક ગાડી ઉપર મોટર-

મેન થવું એ વધારે સારૂં છે. હલકા કામમાં પોતાની બુદ્ધિ વડે તે આગેવાન થઇ શકશે. રેલના રસ્તા ઉપર આવતી ગાડીને એક ખિબ જેટલું નુકશાન કરે તેટલું નુકશાન તે પોતાને પ્રતિકુળ ઉદ્યોગમાં કરે.

થોડા વર્ષ પહેલાં "પરણવું" એજ છોકરીઓ માટે ક્ષેત્ર હતું. અને કુમારી સ્ત્રીને પોતાના મિત્રોની અપ્રીતિ વેઠવી પડતી. લેસિંગે કહ્યું છે કે જે સ્ત્રી વિચાર કરે છે તે, પોતાના મ્હોં ઉપર પાઉડર છાંટનાર પુરૂષના જેવી હાંસીને પાત્ર બને છે. મહત્વાકાંક્ષી સ્ત્રીઓ જેઓ વાંચવા લખવાને હિમ્મત કરતી હોય ને તેમને ત્યાં કોઇ આવે ત્યારે તેમને પોતાની ચોપડી અગર હસ્તલેખ ઉપર ભરત કામનો કોઇ કકડો નાંખવો પડતો એ વાતને હજુ ઘણાં વર્ષ થયાં નથી. બોલતી સ્ત્રીને ડૉ. જોન્સન પાછલા પગ ઉપર ચાલતા કૂતરા સાથે સરખાવતો. તે કહેતો કે સ્ત્રીઓ બરોબર બોલી શકતી નથી. તેમાં કાંઇ પણ આશ્ચર્ય નથી. તે બોલી શકે છે તે પણ આશ્ચર્ય-જનક છે. ડૉ. ગ્રેગરી પોતાની છોકરીઓને કહેતો કે જો તમારામાં કાંઇ વિદ્વત્તા હોય તો તે પુરૂષોથી ઘણીજ ગુપ્ત રાખજો કારણ કે બુદ્ધિમાન્ અને કેળવાયલી, સમજશકિતવાળી સ્ત્રીઓ પ્રત્યે પુરૂષો, દ્વેષ અને ખારની દૃષ્ટિથી જૂએ છે. તે દિવસોમાં જે સ્ત્રીઓ પુસ્તકો લખતી તેમને તે બાબતમાં પૂછવામાં આવતું તો તે કામ કરવું એ નામોશી ભરેલું હોય એમ તે સંબંધમાં તે ના પાડતી. આ સઘળું હવે ફરી ગયું છે અને તે ફેરફાર પણ કેવો થયો છે? ફ્રાન્સિસ વિલાર્ડ કહે છે તે પ્રમાણે આ જમાનાની મોટામાં મોટી શોધ, તે સ્ત્રીઓના ખરા મહત્વની, તેમની શક્તિઓની શોધ છે. આપણે તેમને સ્વતંત્ર કરી છે અને લગ્ન શિવાય તેમને માટે અન્ય અસંખ્ય તકો આપણે ખોળીએ છીએ. પહેલાં, માત્ર છોકરાઓજ પોતાનો કામ

બંધો ખોળી શકતા. હાલ સ્ત્રીઓ પણ તેમ કરી શકે છે. આ સ્વાતંત્ર્ય ૧૯ મી સદીના કીર્તિમાન્ બનાવોમાંનો એક છે. પણ સ્વાતંત્ર્યની સાથેજ જવાબદારી આવે છે અને આ ફેરફારની સ્થિતિમાં છોકરીઓને પણ કાંઇ ચોક્કસ હેતુ હોવો જોઇએ.

રેના એલ્ફ. માઇનર છોકરીઓને સંબોધી કહે છે કે જીંદગીનો હેતુ નક્કી નહિ કરવાને લીધે તમે તમારી જાતને હલકી પાડોછો. તમારો અભ્યાસ કરવામાં તમે પ્રશંસાપાત્ર ઉત્સાહ બતાવો છો, તમારી સમજશક્તિની ચાલાકી અને મુશ્કેલ સવાલોનો ફડચો આણવાની તમારી શક્તિ બહુ જાણીતી છે. આ બાબતમાં ૧૦ માંથી ૯ કેસમાં તમારા ભાઇઓથી તમે આગળ વધી જાઓ છો; પણ જ્યારે હેતુ પરિપૂર્ણ થાય છે, લક્ષ્ય પ્રાપ્ત થાય છે, પછી તે લક્ષ્ય ડીગ્રી, કોઇ ગ્રેડેડ સ્કૂલનું સર્ટિફિકેટ અગર કૉલેજનો ડિપ્લોમા હો પણ દસમાંથી નવ છોકરીઓનાં નામની પાછળ, "આગળ હીલચાલ કરવા માટે મૃત્યુ પામેલા સમાન" અગર "લગ્નથી જાગૃત થાય ત્યાં સૂધી ઉંઘતાં" એ ઉપનામ વધારવા જેવી સ્થિતિ ઉત્પન્ન થાય છે.

તમારા જીવન માટે જે કાંઈ ખર્ચ થયું છે, જે કાંઈ પરિશ્રમ વેઠવામાં આવ્યો છે તેનું પરિણામ ફેશનબલ ભરત કામ, પ્લેકિંગ, ડ્રેસિંગ, મુલાકાતો, સંગીત અને હાવભાવમાં આવે છે. તમારા નિભાવ માટે કમાવાની તમને જરૂર પડે છે તો તમે જ્યારે ગલ્લાની પાછળ ઉભા રહી અગર તો એકજ ગ્રેડમાં રહી વર્ષ પ્રતિવર્ષ સ્કૂલમાં શિક્ષણ આપી સંતોષ માનો છો ત્યારે છોકરાઓ જેઓ તમારી સાથેજ ગ્રેજ્યુએટ થયા હોય છે તે નીસરણીનાં પગથીઆંની માફક ગ્રેડો ચઢે છે, પ્રૉફેસરો થાય છે, સારા પગાર મેળવે છે, વળી મુશ્કેલીઓ અને અડચણો દુર રાખી, તેઓ કાયદા, પદાર્થવિજ્ઞાન અગર ધારા બાંધવાના કામમાં પડે છે. સાધારણ સ્થિતિથી સંતોષ

માનનારી તમો છોકરીઓની મુખ્ય નજર એકજ મુખ્ય ચાન્સ માટે—લગ્ન માટે હોય છે. જો તમે પૈસાદારને પરણો છો (જેને હાલ લોકો સારૂં લગ્ન થયું એમ માને છે) તો તમે વધારે સારો પોશાક પહેરો છો, વધારે ફેશનબલ સોસાઇટીમાં, ફેશનબલ મંડળોમાં ભળો છો, તમારૂં સઘળું વિચારવાનું કામ તમારા ધણી માટે અને કરવાનું કામ પાદરી માટે રાખો છો અને જીવન વ્યવહારમાં, તમે જાણે સચેતન નહિ જેવી કોઈક ચીજ હોય તેવાં થાઓ છો. જો તમે પ્રીતિને મોહ્યાં હોછો અને તે માટે તમે ગરીબી પસંદ કરી હોય છે તો તમે રાંધોછો, પકવોછો, ધૂઓછો, છોકરાંને લપડાક મારતાં રહો છો અને તમારા પડોશીઓ સાથે ગપ્પાં સપ્પાં મારોછો અને ઘાણીના બળદની માફક હેતુ વગર તમારાં વર્ષ ગાળો છો. જેમાં ગૂઢ શક્તિ-ઓને સચેતન, સુન્દર અલંકારરૂપ બનાવવાને પૂરતું પ્રેરકબળ હોય તેનું નામ ખરો હેતુ. ઉત્પાદક શકિત એવી હોવી જોઇએ કે મધ્યમાં રહેલા સૂર્યની આજુબાજુ ગ્રહો રહે છે તેમ સઘળાં અધિકરણ, સઘળાં સહાયક તત્વ ગૌણ રહે. એક માર્ગ અગર ધંધો પસંદ કરો, તેની સઘળી વિગતોનો અભ્યાસ કરો, ઉંઘમાં પણ તેનુંજ ધ્યાન રાખો, તેનેજ પ્રિય ગણો, તેને માટે કામ કરો અને તમારે, પછી, લગ્ન પ્રસંગ આવશે, તો તમારા પરિશ્રમથી તમને જે કીર્તિ મળવી જોઇએ તેમાં નવીન વધારો થશે. જે છોકરીઓ માનો જમણો હાથ છે, છોકરાંને લાડ કરવામાં જેમનો માથીજ બીજો નંબર આવેછે, જેઓ કુટુમ્બમાંની જાળો, મુઝવણો ઉકેલે છે, જેમના સૌન્દર્ય કરતાં બીજીજ કોઇ ચીજમાં તેના પિતાને સુખ લાગે છે, નૃત્યકલા અગર સમાજમાં પ્રકાશવાની કલા કરતાં બીજી કોઇ વધારે આગળ પડતી ચીજ માટે જેમના ભાઇઓ મગરૂર છે તેવી છોકરીઓની દુનિયાને બહુ મોટી જરૂર છે એમ ડૉ. હૉલ કહે છે. સમજુ છોકરીઓ, જેઓ ચોક્કસ રૂઢિઓને બદલે પોતાનીજ કાંઇ ભાવનાઓ નક્કી કરે

છે, જેઓ તે પ્રમાણે રહે છે અને રહેવા સ્વતંત્ર છે, જંતુ વળગવા અગર બગડવા માટેજ માત્ર પોશાકનાં પૂંછડાં જે લટકાવતી નથી, ઉંચી ટોપીઓ પહેરી જે છોકરીઓ નાટકશાળામાં જતી નથી, ઉંચી એડીથી જે પોતાના પગ છોલતી નથી, કોરસેટ પહેરી જે પોતાનું આરોગ્ય જોખમમાં નાંખતી નથી, જે છોકરી સારો અને લાયક પોશાકજ પહેરે છે, નાદાની ભરેલી અને ત્રાસજનક ફેશનની જેઓ નિંદા કરે છે તેવી છોકરીઓની જરૂર છે. હોડથી હૃદય મૂંઝી મિદાશથી ભરેલી, નિર્દોષ, પવિત્ર, સાદી, નિશાળની દસ વર્ષની આલાક છોકરીઓ સામાન્યરીતે પાપ, પ્રપંચ અને અનાચારના જ્ઞાન વગરની હોય છે તેવી છોકરીઓની જરૂર છે. સુખ સગવડ સાથે નિભાવ કરવા માટે પરિશ્રમ ઉઠાવનાર પોતાના ઉદાર પિતા, અને બાળકોને સારી સારી ચીજો મળે તે માટે પોતાને જે કાંઇ મળે તેથી હમેશાં ચલાવી લેનાર નમ્ર માતાનો પૂરો વિચાર કરનાર, તેમની કદર કરનાર, ખર્ચની ગણતરી કરનાર, જરૂરી અને બિનજરૂરી ખર્ચ વચ્ચેનો તફાવત સમજનાર, સંભાળથી કામ કરનાર અને ડાહી છોકરીઓની આપણુને જરૂર છે. જે છોકરીઓ ખર્ચવાને નહિ પણ બચાવવાને મહેનત કરે છે, જે છોકરીઓ સ્વાર્થત્યાગી છે, અને ઘરમાં ખર્ચાળ અગર નિરૂપયોગી બનવાને બદલે આનંદ આપનાર, સુખ આપનાર થઇ પડવાને ઉત્સુક હોય છે તેવી છોકરીઓ આપણે જોઇએ છીએ. મૃદુતાથી, સહાનુભૂતિથી, બીજા લોકોને માટે વહેતાં આંસુવાળી અને પોતાના સુન્દર વિચાર પ્રકાશમાં આણનાર સ્મિતયુક્ત હૃદયવાળી છોકરીઓ જોઇએ છીએ. આપણામાં પુષ્કળ, હુશયાર છોકરીઓ છે, આપણામાં પુષ્કળ પ્રકાશમાન્ અને બુદ્ધિમાન્ સ્ત્રીઓ છે. આપણુને તો આનંદી, હોંશીલી, આવેશવાળી, સ્વજનને આનંદ આપનાર, માયાળુ, મિથ્યાભિમાની નહિ તેવી, દુનિયામાં બહાર પડવાની થોડી ઇચ્છાવાળી ઘણી છોકરીઓ જોઇએ છીએ.

આપણી આજુબાજુ આવી છોકરીઓ હશે તો ઉનાળાના ઝાપટાની જાદુભરી અસરથી જેમ હવા તાજી અને ખુશનુમા થઈ પડે છે તેમ આપણી જીંદગી પણ નવ ચૈતન્યયુક્ત અને ખુશનુમા બને છે. સ્ત્રીઓના કર્તવ્યની બાબતે કવિ સીમા હોય એમ તે વિષે લોકો વાત કરે છે,

પૃથ્વી ઉપર કે સ્વર્ગમાં એવી કોઇ જગા નથી,
મનુષ્યજાતિનું એવું કાંઇ કામ નથી,
એવું કોઇ સુખ અગર દુઃખ નથી,
એવી કાંઇ છાની વાત, હા અગર ના નથી.
એવી કોઇ જીન્દગી, મૃત્યુ અગર જન્મ નથી,
જેની કાંઇ કિંમત હોય,
છતાં તે સ્ત્રી વગરનાં હોય.

એમર્સન કહે છે કે તમને જે સોંપવામાં આવ્યું છે તે કામ કરો. બહુ મોટી આશા અગર સાહસ નકામાં છે. ફિડિયાસની વિશાળ ફરસી, ઇજીપ્શિયનોના લેલા, મોઝીઝ અગર ડેન્ટિની કલમ જેવા બહાદૂર અને ભવ્ય પણ આ સઘળાથી જૂદા ઉદ્ગાર આવેલા તમારે માટે છે.

રસલ સેજે કહ્યું છે કે જે યુવાન્ માણસને મિત્ર અગર વગ નથી, તેને માટે શરૂઆત કરવાનો પહેલો સારામાં સારો માર્ગ એ છે કે **જગા મેળવવી. બીજું મૌન, ત્રીજું અવલોકન, ચોથું નિમકહલાલી, પાંચમું તેનો શેઠ એમ ધારે કે તેના વગર તે મુશ્કેલીમાં આવી પડશે. છઠ્ઠું સભ્યતા.**

આગ્રહ, પ્રમાણિકતા, વિગતો ઉપર ધ્યાન, વિવેક સાથેની જાહેરખબર-બહાર પડવું. એ ફતેહના ચાર ઉપાય છે. એમ જોન વાનામેકરે કહ્યું છે. તેનું કાર્યસૂત્ર એ છે કે પરિશ્રમ ચાલુ રાખો

બુલ્વર કહે છે કે, લ્યુનેટિક એસાયલમ–ગાંડાની હૅાસ્પિટલ બહારની દુનિયામાં એવો કોઇ માણુસ રહેતો નથી જેનામાં ભલું કરવાની સત્તા ન હોય. લેખકો, અલંકારયુક્ત બોલનારાઓ, અને સટ્ટા કરનારા તે કરતાં વધારે શું કરે છે? તમે કોઇ દિવસ ઝુંપડામાં પેઠા છો? ગાડીમાં મુસાફરી કરી છે? ખેતરમાં કોઇ ગામડીયા સાથે વાત કરી છે? શાળ ઉપર કામ કરનારની સાથે ફર્યા છો? તમને એમ માલમ નથી પડયું કે તમારામાં જે શકિત નથી તે તેમનામાં છે. તમે જે કેટલીક ચીજો જાણતા નથી તે તે જાણે છે. કલબોમાં બગાસાં મારતા નકામામાં નકામા માણુસ અગર કેલેબ્રિયાની ગરમીમાં પોતાના ચીંથરા પરના જીવ ગણુનાર પણ અક્કલની ખામી માટે બહાનું બતાવી શકે એમ નથી. માણસને જે જરૂર છે તે બુદ્ધિશક્તિની નથી પણ હેતુની છે. બીજા શબ્દોમાં કહીએ તો મેળવવાની શક્તિ નહિ પણ મહેનત કરવાની મરજીની માણસોને વધારે જરૂર છે. તમે જે કાંઇ જગત્‌માં કરો તે તમારા ધંધા કરતાં વધારે ઉચ્ચ છે, એમ માનીને કરો. ધંધો એ માણુસ માટે માત્ર નિર્વાહ મેળવવાનું સાધન છે એમ ઘણા માણુસ ગણે છે. જીંદગીની મહાન્ શાળામાં માણુસની સારી રીતે ખીલવણી કરનાર અને તેનું ચારિત્ર્ય રચનાર યોજના એ ધંધો છે અને તેનો કેટલો સાંકડો વિચાર કરવામાં આવે છે! જેનું પરિણામ ઇશ્વરદત્ત સર્વ શક્તિઓની વિશાળતા, ઉંડાણુ, ઉંચાણુ, અવયવસંગતિ અને સૌન્દર્યમાં આવે તેનો કેવો સાંકડો અને હલકો વિચાર કરવામાં આવે છે!

સૂર્ય જેમ પુષ્પનાં સુન્દર અને સુગન્ધમય પડને, પત્રને ઉકેલે છે તેમ જે કામ અને જે ઉપદેશનો હેતુ જીવનની મહાન્ શકયતાઓમાંથી ઉપયોગીતા અને બળ ઉભાં કરવાનો હોય છે, તેથી આપણે કેવા પાછા હઠી જઇએ છીએ!

જગતને ચલાવવાને હું બંધાયલો નથી પણ ઈશ્વરે નક્કી કરેલું કામ ખુશખુશાલીથી શોધી કાઢવાને તથા કરવાને બંધાયલો છું એવો વિચાર કરતાં મને આનંદ થાય છે.

**જીન ઇન્જીલો.**

સઘળા ધંધા અને ઉદ્યોગમાં હમેશાં દાખલ થઇ શકે એવું એકજ તત્વ છે અને તે મનુષ્ય જાતિની સેવા છે. કોઇ પણ પ્રમાણિક ઉદ્યોગ અગર તેના ફતેહની આડે આ તત્વ આવતું નથી. ઉંચામાં ઉંચી, મોટામાં મોટી ફતેહ, નિત્યમાં નિત્યજીવન અને લાયક અમરતત્વ આપનાર કોઇ પણ ચીજ હોય તો તે આ ક્રિશ્ચિયન—આ ધાર્મિક તત્વજ છે. આપણે જે કાંઇ કરવાનું તે આપણે પસંદ કરતા નથી અને તેની સાથે આપણે સંબંધ નથી. આપણું કર્તવ્ય આપણે બરાબર કરવું એજ આપણી સ્પષ્ટ ફરજ છે. **એપિકટેટસ.**

હમેશ માટે પ્રસિદ્ધ થવું—તેને માટે મારે શું કરવું ?

કર્તવ્ય.

જેઓ સઘળા અપ્રસિદ્ધ મરણ પામેલા છે
તેઓએ પણ કર્તવ્ય કર્યું છે.
તમે જેમને જાણતા નથી
તેઓ અપ્રસિદ્ધ રહેશે એવો વિચાર કદી કરતા નહિ.
તેમનાં વખાણ સ્વર્ગદૂતો રણસિંગાથી કરે છે.
તેમનું ભાગ્ય દિવ્ય છે.

# પ્રકરણ ૭ મું.

## શકિતઓની એકાગ્રતા.

આ એકજ બાબત હું કરૂં છું. **સેંટ પૉલ.**

જગત્‌માં ડહાપણ ભરેલી એકજ બાબત એકાગ્રતા છે. અનિષ્ટમાં અનિષ્ટ બાબત, શકિતઓને વેરી નાંખવી તે છે. આપણા ઉડાઉપણામાં ગ્રામ્યતા હોય કે લાલિત્ય હોય એમાં કાંઈ ફેર પડતો નથી. આપણા કોઇ રમતના વિષય અગર ભ્રમણાને જે કોઇ ખશેડે અને જેથી આપણે ઘેર જઇ આપણે આગ્રહપૂર્વક સારૂં કામ કરીએ તે દરેક બાબત સારી છે. **એમર્સન.**

તમારી આંખવડે, પોપચાં સીધાં રાખી તમારી સન્મુખ તમે જૂઓ. **કહેવતો.**

જે માણસ જીવનમાં એકજ ચીજ માટે પ્રયત્ન કરે છે તે જીવન પૂરૂં થતા સૂધીમાં તે પ્રાપ્ત કરી શકે છે.

પરન્તુ પોતે જ્યાં જાય ત્યાં જે માણસ સઘળી ચીજો માટે ફાંફાં મારે છે, તેને આ રીતે તેણે ઉભી કરેલી નવી નવી આશાઓને બદલે, નિષ્ફળ ઉદ્વેગો તેને પ્રાપ્ત થાય છે. **ઓ. એન મેરીડીથ.**

જેમ જેમ મારૂં આયુષ્ય વધતું જાય છે તેમ તેમ મારી પૂરી ખાતરી થતી જાય છે કે મનુષ્ય મનુષ્યમાં, બળવાન્ અને નિર્બળમાં, મોટા અને નાનામાં જે ભેદ જણાય છે તે શકિતનો—આગ્રહનો છે, એક હેતુ નક્કી કર્યા પછી, કાંતો મરવું કે કાંતો ફતેહ મેળવવી એવા અજેય સંકલ્પનો છે. **ફૉવેલ બકસ્ટન.**

એક પ્રતિભાને એકજ વિદ્યા અનુકૂળ થશે. **પોપ.**

તેણે તે કામ પૂરા દિલથી કર્યું અને તેને ફતેહ મળી. **૨ વૃત્તાંત.**

પોતાને વિષે અને પોતાના ચાર ભાઈ વિષે બોલતાં **નેથન મેયર રોથ્સચાઈલ્ડે** જણાવ્યું હતું કે ફ્રેન્કફોર્ટમાં અમારા ચારે માટે પૂરતી જગા, પૂરતો ધંધો નથી હું અંગ્રેજી માલનો વ્યાપાર કરતો. આખું બજાર જેને કબજે હતું તેવો એક વ્યાપારી મારી પાસે આવ્યો. તે ખરેખર મહાન્ પુરૂષ હતો. તે અમને માલ વેચતાં જાણે અમારા ઉપર મહેરબાની કરતો હોય એમ હતું. કોઈ પણ રીતે મેં એને ખરાબ લગાડયું અને તેણે પોતાના નમૂના બતાવવાને ના પાડી. આ વાત મંગળવારે બની. મેં મારા પિતાને કહ્યું કે હું તો ઈંગ્લાંડ જઈશ. હું ગુરૂવારે નીકળ્યો. જેમ જેમ હું ઇંગ્લાંની સમીપ આવતો ગયો તેમ માલ સસ્તો જણાવા લાગ્યો. હું મેન્ચેસ્ટર પહોંચ્યો કે તરત મેં મારા સઘળા પૈસા રોકયા. માલ એટલો સસ્તો હતો કે મને સારો નફો મળ્યો.

વાત સાંભળનાર એક જણે કહ્યું, હું આશા રાખું છું કે તમારા છોકરાની પ્રીતિ વધારે મહત્વની બાબત ઉપર નથી; પણ ધંધા અને પૈસા ઉપર છે. આ વસ્તુસ્થિતિ તમને પસંદ હશે નહિ.

રોથ્સચાઈલ્ડે જવાબ આપ્યો કે મને તો ખાતરીપૂર્વક તેજ પસંદ છે. તેઓ પોતાનું તન, મન, હૃદય, આત્મા અને સઘળું ધંધામાં લગાડે એવી મારી મરજી છે અને સુખી થવાનો એજ રસ્તો છે. તેણે એક યુવાન્ મનુષ્યને કહ્યું હતું કે ગમે એ એકજ ધંધો પકડો; તેથી તમે તેમાં વધારેમાં વધારે ફતેહ, વધારેમાં વધારે કીર્તિ મેળવી શકશો. તમે એકી વખતેજ, ભઠીયારા, નાણાવટી, વ્યાપારી અને કારીગર સઘળું થવા માગશો, તો ગેઝેટમાં નાદાર તરીકે તમારૂં નામ પ્રસિદ્ધ થતાં વાર લાગશે નહિ.

**લક્ષ વગર ઘણી ચીજો કરવી નહિ પણ દૃઢતા અને આગ્રહ સાથે એકજ ચીજ કરવી તે આ સમયમાં જરૂરની, મહત્વની બાબત છે.**

આ જબરદસ્ત, ઉદ્યોગમાં લાગી રહેલા જમાનામાં જે પોતાનો પ્રયત્ન ગુમાવે છે તે ફતેહ મેળવવાની આશા રાખી શકે નહિ.

"સામાન ફેરવી આપવામાં આવે છે, સંદેશા લઇ જવા લાવવામાં આવે છે. શેતરંજીઓ વગેરે ધોઇ આપવામાં આવે છે, અને કોઇ પણ વિષય વિષે કવિતા કરી આપવામાં આવે છે"–આવું લંડનમાં એક માણસનું જાહેરખબરનું પાટીયું હતું. આમાંનું કોઈ પણ કામ તે બરાબર જાણતો નહિ. આ પાટીઆથી પારિસવાળા મોસ્ય ફેનર્ડ યાદ આવે છે. જાહેર લહીયાનું, હિસાબ લખનારનું, ફુલની ભાષા સમજાવવાનું, અને બટાટા તળવાનું, બધાં કામ તે કરતો.

જે લોકો ફતેહ પામે છે અને નિષ્ફળ જાય છે તેઓ વચ્ચે તેઓ દરેક કેટલું કામ કરે છે તેનો તફાવત હોતો નથી પણ કેટલું સમજીને કામ કરે છે તેનો તફાવત રહે છે. જેઓ ઘણીજ નામોશી સાથે નિષ્ફળ જાય છે તેઓ મહાન્ ફતેહ મેળવવાને બનતી કોશિસ કરે છે; પણ તેઓ અનિયમિત રીતે, જેમ આવે તેમ મહેનત કરે કરે છે. એક હાથે તેઓ અમુક રચના કરે છે અને બીજેજ હાથે તે તોડી પાડે છે. તેઓ અમુક સંજોગને પકડી લઇ તેને તકનું રૂપ આપતા નથી, નિર્દોષ પરાજયને અસરકારક વિજયના રૂપમાં તેઓ ફેરવી શકતા નથી. પુષ્કળ શક્તિ અને પૂરતો સમય જે ફતેહનો વાણો તાણો છે તે બન્ને સાધનો છતાં ખાલી કાંઠલો તેઓ હમેશાં ફેંકયા કરે છે અને જીવનનો ખરો તાકો, સાચો અને પૂરો તાકો કદી વણાતો નથી, કદી તૈયાર થતો નથી.

જીવનનો ખરો હેતુ શો છે તે તમે તેમાંના એકને પૂછશો તો તે કહેશે કે, શાને માટે હું સૌથી વધારે લાયક છું તે હજુ પણ હું જાણતો નથી. પણ સાચી, સખ્ત મહેનતપર મને શ્રદ્ધા છે.

મારી આખી જીંદગી સવાર સાંજ હું ખોદ્યા કરીશ અને હું જાણું છું કે મને કાંઈપણ સોનું, રૂપું અગર લોખંડ તો મળશેજ. અમારૂં એમ માનવું છે કે કશું નહિ મળે. સોનું રૂપું મેળવવાને કોઇ બુદ્ધિમાન્ મનુષ્ય શું આખો ખંડ ખોદી કાઢશે? કાંઇ મળે છે કે કેમ તેની તજવીજ હમેશાં જે માણસ રાખ્યા કરે છે તેને કાંઇ પણ મળતું નથી. આપણે જે કાંઇ ધ્યાનપૂર્વક, શોધીએ છીએ તેજ આપણને મળે છે અને કોઇ ખાસ ચીજની આપણે ખોળ કરતા નથી તો આપણને જેવું તેવુંજ મળે છે અને તેથી વધારે મળતું નથી. અનેક જીવજંતુ ફુલની મુલાકાત લે છે; પણ મધ લઇ જનાર જીવડું તો માત્ર મધમાખજ છે. યુવાવસ્થાનાં અનેક વર્ષના અભ્યાસ અને પરિશ્રમથી આપણે ગમે તેટલાં કિંમતી સાધન મેળવ્યાં હોય તે કાંઈ કામ આવતાં નથી. આપણા ભાવિ કામકાજ વિષે કોઇ નિશ્ચિત ખ્યાલ વગર આપણે જો જીવનનિર્વાહ કરીએ તો ગમે તેવા સારા સંજોગોથી પણ કોઇ આકર્ષક પરિણામ આવી શકશે નહિ, વિશાળ અને ભવ્ય વિસ્તારમાં તેનું ફળ આવી શકશે નહિ.

ચોખ્ખો કોઇ હેતુ હોવાની શક્તિની જીંદગી ઉપર કેટલી સત્તા હોય છે? જ્યારે કોઇ છોકરો અગર છોકરી કોઇ હેતુથી કામની શરૂઆત કરે છે ત્યારે તેનો અવાજ, પોશાક, દેખાવ, માણસની દરેક હીલચાલ નિશ્ચિતપણે જણાય છે, બદલાય છે. જે ઉદ્યોગી, સુખી સ્ત્રીઓ, પોતાનો નિભાવ કરે છે તેઓ મહોલ્લામાંના લોકોના ટોળામાંથી હું શોધી કાઢું. ફાટ્યા તૂટ્યા આલપાકાથી ઢંકાય નહિ, રેશમની ટોપી જેમાં વધારો ન કરી શકે, બિમારી અગર થાક છીનવી ન શકે તેવા સ્વજ્ઞાન, સ્વમાન અને સંતોષના દેખાવ સાથે તેઓ હરે છે, ફરે છે. પોતાને કયે બંદરે જવું છે, એ જે ખલાસી જાણતો નથી તેને પર્યટન માટે પવન અનુકૂળ જણાતો નથી.

કાર્લાઇલ કહે છે કે એક વિષય ઉપર પોતાની શકિતઓ એકાગ્ર કરવાથી, નબળામાં નબળું પ્રાણી પણ કાંઇક કરી શકે છે, જ્યારે બળવાન્માં બળવાન્ માણસ પોતાની શકિતઓ ઘણા વિષયમાં વિખેરી નાંખે છે તે કાંઇ પણ કરી શકતો નથી. ટીપું ટીપું પણ હમેશાં એકજ જગાએ પડયા કરે છે, તે સખ્તમાં સખ્ત પથ્થરને પણ કોરે છે. જ્યારે, ઉતાવળો ધોધ તેના ઉપરથી પસાર થઇ જાય છે પણ તેનું નામ નિશાન રહેતું નથી.

એક હુશિયાર ઉપદેશક કહેતો કે જ્યારે હું નાનો હતો ત્યારે હું ધારતો હતો કે ગર્જનાથી માણસ મરણ પામે છે; પણ જ્યારે હું મોટો થયો ત્યારે માલૂમ પડયું કે વિજળીથી માણસ મરણ પામે છે; તેથી મેં ગર્જના થોડી કરવાને અને પ્રકાશ વધારે મેળવવાને નિશ્ચય કર્યો.

શકિતઓને એકાગ્ર કરવાનો અગર અમુક ખાસ પ્રણાલિકામાં તે વાળવાનો આ જમાનો છે. એક હોર્સ પાવરવાળા એન્જિનનીજ જગા રોકે તેવા એન્જિનમાંથી દસ હોર્સ પાવર મેળવવી તે હાલ સવાલ છે. આ સવાલના નિર્ણયથી ઉડવાના સવાલનો ફડચો પણ આવશે. આજ રીતે એક વ્યકિત પાસેથી દસજણ જેટલું બળ જનસમાજ માગે છે. એકજ બાબત—ગમે તો તે છોડ ઉછેરવાની બાબત હોય પણ તે પૂરી રીતે જાણનાર અને બીજા બધાં કરતાં સારી રીતે કરનારને જનસમાજ ઉત્તમ ગણે છે. પોતાની સઘળી શકિતઓ એકાગ્ર કરી આ કામમાં વાપરી તે જો સારામાં સારા છોડ ઉછેરે તો તે માનવજાતિનો ઉપકારક થઇ પડે છે અને તેવી રીતે તેની ગણના થાય છે.

ઘણી મહેનત કરેલી છે તેવા માણસ માટે પેકસ્ટન હુડે નીચેની પ્રાર્થનાની ભલામણ કરી છેઃ—" પ્રભુ ! જેમ બને તેમ

ઓછી બાબતો હાથપર લેવા અને તે સારી રીતે કરવાના કામમાં મદદ આપો."

એક ગીરોળીના બે કકડા કરશો તો આગલો ભાગ આગળ દોડશે અને પાછલો પાછળ દોડશે. જે પોતે ધારેલા કામના ભાગ કરે છે તેની પ્રગતિ પણ આ પ્રમાણેજ થાય છે. છુટી છવાઈ શકિતઓ અને ફતેહને બનતું નથી.

લાયક હેતુ માટે દ્દઢતા અને આગ્રહથી પોતાની સઘળી માનસિક શકિતઓ સાથે કામ કરે છતાં જીંદગી નિષ્ફળ જાય એવો કોઇ પણ માણસ નથી. એક તંબુની બાજુમાંથી તમે ચરબીની બત્તી આરપાર ફેંકી શકો નહિ પણ લાકડાના પાટીયામાંથી તમે તે આરપાર કાઢી શકો. સીસાની ગોળી બનાવો અને તે ચાર માણસોને આરપાર વીંધી શકશે. શિયાળામાં પણ સૂર્યનાં કિરણોને કેન્દ્રમાં આણશો તો તમે સહેલાઇથી દેવતા સળગાવી શકશો.

માનવજાતિના મહાન્ પુરૂષો એકાગ્રતાવાળાં હોય છે. પોતાનો હેતુ પરિપૂર્ણ થાય ત્યાં સૂધી તેઓએ એકજ જગાએ પોતાનો પ્રયત્ન રૂપી હથોડો ઠોકે છે. વર્તમાન સમયના ફતેહમંદ માણસો, એકજ સર્વોપરી વિચારવાળા, એકજ દ્દઢ વિચારવાળા, એકજ આવેશયુકત હેતુવાળા હોય છે. અમેરિકાના વ્યાપારી જીવનની ખરાબમાં ખરાબ ચીજ શકિતઓને વિખેરી નાંખવી એ છે. આમાંના ઘણા ડગ્લાસ જેરોલ્ડના મિત્ર જેવા હોય છે. તેઓ ચોવીશ ભાષામાં વાતચિત કરે છે, પણ તેમાંની એકમાં જણાવવા જેવા વિચાર તેમની પાસે હોતા નથી.

આવતી કાલના પાઠ ઉપર પોતાનું સઘળું ચિત્ત રોકવું, એ એ કોઇપણ છોકરા અગર છોકરી માટે અઘરામાં અઘરી બાબત છે, દડો રમવાની જગાએ દોડવાનો ખ્યાલ આણ્યા શિવાય, પોતાની

નજર ઓરડીની આસપાસ ફેરવ્યા શિવાય, અગર પોતે જે કરવું જોઇએ તે ઉપરથી પોતાનું મન ઉઠાવવા શિવાય પોતાનો મુખપાઠ કરવો એ કૉલેજના છોકરા માટે અઘરામાં અઘરી બાબત છે. અભ્યાસમાં તેમજ ધંધામાં, લોઢું ગરમ હોય તેજ વખતે આપણે ઘા મારવો જોઇએ—ટીપવું જોઇએ; એટલુંજ નહિ પણ તે ગરમ થાય ત્યાં સુધી ઘા મારવા જોઇએ.

અમેરિકાના મહાન્ વિદ્વાનોમાં એકની વાત વિલિયમ એ. આવરી કહે છે. તે વિદ્વાન્ પોતાના લેટિન પાઠ માટે દરરોજ બે કલાક ગાળતો. એજ પાઠ એક કલાક અને ૫૦ મિનિટમાં કરવાનો તેણે નિશ્ચય કર્યો અને ફતેહ પામ્યો. પછી જ્યારે તે પોતાનું લૅટિન શીખવા બેઠો ત્યારે ઓછા વખતમાં તે પૂરૂં કરવા તેણે પોતાની સઘળી શકિતઓનો ઉપયોગ કર્યો. હમેશના પ્રયોગથી તેને માલુમ પડ્યું કે તે એક કલાક અને ૪૫ મિનિટમાં તે કરી શકતો અને તેને માટે જોઇતા વખતમાં ઘટાડો થવા માંડ્યો. દિવસે આ કામમાં પોતાનું સઘળું લક્ષ રોકતાં તેજ વિષય તે દોઢ કલાકમાં શીખતો., તેમાંથી પણ ૫–૧૦–૧૫ અને ૩૦ મિનિટ ઓછી થઇ. ઉત્સાહ વધતાં તેણે પોતાનો પ્રયત્ન બેવડો કર્યો. થોડા મહિનામાં પોતાનો પાઠ તે અર્ધા કલાકમાં કરી રહેવાના સ્થિતિમાં આવ્યો. જ્યારે તે શાળામાં દાખલ થયો હતો ત્યારે તેની જે ટેવ હતી તે ટેવો રહી હોત તો આ બાબત બનવી તદ્દન અશકય હતી. પણ પોતાનો પાઠ ટુંક વખતમાં શીખવાનો પ્રયત્ન કરવામાં તેણે વિશેષ કર્યું હતું. તે એકાગ્રતાની કાંઇક કિંમત શીખ્યો હતો. જ્ઞાન મેળવવા કરતાં આવી શક્તિ મેળવવી એ વધારે કિંમતી છે. "**મારા છોકરાઓ સાથેના સંવાદો**" નામના પોતાના લેખમાં **મિ.** આવરી આ શક્તિનો બીજો સારો દાખલો આપે છે. પંદર વર્ષના એક છોકરાએ કવિ-

તાની ૭ લાંબી ટુંકો ૨૦ મિનિટમાં મ્હોંએ કરવાને કબુલ કર્યું. તેના સોબતીઓ તેને અડયા વગર, તેના આ કામમાં વિક્ષેપ નાંખવાને દરેક પ્રયત્ન કરી શકે એવી તેમને માટે છુટ હતી. આવું ધાંધલ જે છોકરાઓજ કરી શકે તે ધાંધલમાં આ કામ તે છોકરો પરિપૂર્ણ કરી શકયો. આ છોકરો જેનું નામ જ્યોર્જ એસ. બુટવેલ હતું તે પાછળથી મચ્આચૂસેટસનો ગવર્નર, યુનાઇટેડસ્ટેટસની રાજસભાનો સભાસદ અને યુનાઇટેડસ્ટેટસ ટ્રેઝરીનો સેક્રેટરી થયો.

**સિડની સ્મિથે** કહ્યું છે કે અભ્યાસ કરવાનો એકજ કિંમતી માર્ગ એ છે કે એટલું ધ્યાન આપીને વાંચવું કે તમે ધારતા હો તે કરતાં જમવાનો વખત બે કલાક વ્હેલો આવી પહોંચે. લિવીને લઇ બેસવું ત્યારે રાજસભાને બચાવનાર હંસરવ સાંભળવા તથા કેનીની લડાઇ પછી રોમન સરદારોની વીંટીઓ એકઠી કરનાર અને તેમના ચોકડાબંધ ઢગલા કરનાર કાર્થેજિયનોને જોવા એ પ્રકારનો અભ્યાસ કિંમતી છે. તમે જે લડાઇઓ વિષે વાંચતા હો તે તમે જાતે એવા ધ્યાનથી જોતા હો એમ વાંચવું કે તે સમયમાં કોઇ તમારૂં બારણું ઠોકે તો તમે તમારા અભ્યાસમાં છો કે ટાઢ તડકો વેઠેલા હૅનિબાલના ચહેરા અગર તેની એક આંખની ભવ્યતા તરફ લોમ્બાર્ડિના મેદાનમાં જોઇ રહ્યા છો એ નક્કી કરવામાં બે ત્રણ સેકન્ડ નીકળી જાય.

**તમારૂં લક્ષ્ય, તમારા હેતુ એ કાંઇ રમતની ચીજ છે એવું વર્તન રાખો નહિ.**

ચાર્લ્સ ડિકન્સ કહે છે કે દરેક અભ્યાસ અને ઉદ્યોગમાં કામ લાગે તેવો સહિસલામત, ચોક્કસ, લાભકારક અને મેળવવા લાયક ગુણ, ધ્યાન આપવું એ છે. ખાતરી સાથે મારે કહેવું જોઇએ કે સાધારણ, વિનીત, ધૈર્યયુક્ત, દરરોજના મહેનતવાળા ધ્યાન શિવાય મારી પોતાની શોધ અગર કલ્પના શકિતથી મારૂં કામ બિલકુલ

થયું હોત નહિ. તેની ફતેહના રહસ્ય વિષે બીજે એક પ્રસંગે જ્યારે તેને પૂછવામાં આવ્યું ત્યારે તેણે જવાબ દીધો કે જે કામમાં હું મારી સઘળી શકિતઓ વાપરી શકું તેમાં એકજ શકિતનો હું ઉપયોગ કરતો નથી. જોસેફ ગર્નિએ પોતાના છોકરાને લખ્યું હતું કે દરેક બાબતમાં પૂર્ણ થજે. અભ્યાસમાં, કામમાં, તેમ રમતમાં પૂર્ણ થજે.

ચાર્લ્સ કિંગ્સ્લિ કહેતો કે હું મારૂં દરેક કામ કરતી વખતે દુનિયામાં તે વખતે બીજી કોઇ ચીજ હોયજ નહિ એમ હું તે કામ કરૂંછું. સખ્ત ઉદ્યોગ કરનાર સઘળા માણસોનું આ રહસ્ય છે. પણ એમાંનાં ઘણાં પોતાની રમત ગમતમાં તેમ કરી શકતાં નથી.

ઘણાં માણસો કોઈ ખાસ વિષયમાં અપ્રતિમ ઉસ્તાદ થવાને બદલે ઘણા ધંધામાં સાધારણ થવાનું પસંદ કરે છે. આવા માણસનું વ્યકિતત્વ અનેક ભાગમાં વ્હેંચાઇ જઇ તે મહાન્ પુરૂષ થઇ શકતા નથી. આવાં માણસનાં વખાણ થાય છે પણ તેઓથી પ્રબોધ મળતો નથી.

એડવર્ડ બુલ્વર લિટન કહેતો કે ઉદ્યોગી જીવનમાં મને અત્યંત રોકાયલો જોઇ અને તે સાથે હું કોઇ દિવસ અભ્યાસ ન કરતો હોઉં અને જગત્માં ફરતો હોઉં એમ જાણી ઘણા માણસો મને પૂછતા કે આટલી બધી તમારી ચોપડીઓ લખવાનો વખત તમે ક્યાંથી મેળવોછો ? આટલું બધું કામ કરવાની ગોઠવણ તમે શી રીતે કરી શકો છો ? મેં જે ઉત્તર આપ્યો તેથી તમે આશ્ચર્ય પામશો. તેનો ઉત્તર આ છે:—કોઇ વખતે પણ જોઇએ તે કરતાં વધારે કામ હું કરતો નથી અને તેથીજ હું એટલુંબધું કરી શકુંછું. કોઇ પણ કામ સારી રીતે કરવું હોય તો તે પોતાના ગજા કરતાં વધારે કરવું નહિ. આજ તો તે ગજા કરતાં વધારે કરશે, પણ

થાકની પ્રતિક્રિયા થશે અને તેથી કાલે તે થોડું કામ કરી શકશે. કૉલેજ છોડી અને દુનિયામાં ખરી રીતે પડયો ત્યાં સુધી ખરી રીતે અને સાચા દિલથી મેં અભ્યાસ કરવા માંડયો નહોતો." પણ તે પછીના સમયમાં મેં વાંચ્યું અને હું કદાચ કહી શકું કે મારા સમયના લગભગ સઘળા માણસો જેટલુંજ સામાન્ય વાચન મેં કર્યું હતું. મેં ઘણી મુસાફરી કરી છે અને ઘણું જોયું છે. મેં રાજદ્વારી બાબતોમાં અને જીવનના અનેક ઉદ્યોગમાં ઘણો ભાગ લીધો છે; અને આ બધા ઉપરાંત મેં સાઠેક પુસ્તક પ્રકટ કર્યાં છે. આ પુસ્તકમાંનાં કેટલાંક તો સંશોધનને લગતાં છે; અને સામાન્ય રીતે કેટલો સમય, અભ્યાસ, વાચન અને લેખનમાં મેં ગાળ્યો હશે એમ તમે ધારો છો? દિવસના ત્રણ કલાક કરતાં વધારે નહિ અને જ્યારે પાર્લામેન્ટ ચાલતી હોય ત્યારે હમેશાં તેટલો પણ નહિ પણ આ ત્રણ કલાકમાં હું જે કાંઈ કરતો તેનાજ ઉપર ધ્યાન આપતો.

એસ. ટી. કોલરિજની માનસિક શક્તિઓ અદ્ભૂત હતી. પણ તેનો કોઇ હેતુ નિશ્ચિત નહોતો. નિરર્થક માનસિક વ્યયના વાતાવરણમાં તે રહેતો હતો, જેથી તેનું બળ ખવાઇ જતું, તેનું ખમીર ખુટી જતું અને તેની જીંદગી અનેક રીતે કંગાળ, નિષ્ફળતા સમાન હતી. તે સ્વપ્નમાં જીવન વ્યતીત કરતો અને કલ્પનામાંને કલ્પનામાં મરણ પામ્યો. હમેશાં તે યોજનાઓ અને ઠરાવો ઘડતો, પણ તે તેના મરણ સુધી યોજના અને ઠરાવના રૂપમાંજ રહેલાં "**હમણાંજ કરી નાંખુંછું.**" એ સ્થિતિમાં તે રહેતો, પણ કોઇ દહાડો તે કામ કરી શકતો નહિ. ચાર્લ્સ લેમ્બે એક મિત્રને લખ્યું હતું કે કોલેરિજ મરણ પામ્યો છે અને તેણે માનસશાસ્ત્ર અને ઈશ્વર વિજ્ઞાન વિષે ૪૦ હજાર ઉપરાંત લેખ લખ્યા છે; પણ એકે પૂરો નથી.

દરેક મહાન્ પુરૂષ મહાન્ બન્યો છે, દરેક ફતેહમંદ માણસે ફતેહ મેળવી છે તે તે માણસે અમુક ખાસ દિશામાંજ પોતાની શકિતઓનો ઉપયોગ કર્યો છે તેથીજ.

હોગાર્થ પોતાનું ધ્યાન એક મુખમુદ્રા ઉપર ચોંટાડતો અને પોતાની યાદદાસ્ત ઉપર તેનું ચિત્ર પડી રહે અને પોતે ફરીથી ચાહે ત્યારે તે રજુ કરી શકે ત્યાં સુધી તેનો તે અભ્યાસ કરતો. અમુક વિષયનો અભ્યાસ કરવાને, તેની તપાસ કરવાને, ફરી તેને પ્રસંગજ નહિ મળે તેવી રીતે, તરસી આતુરતાથી તેનો અભ્યાસ તે કરતો, તે તપાસતો અને આ બારીક અવલોકનથી અદ્દ્ભુત વિગતો સાથે પોતાના કામની તે ખીલવણી કરી શકતો. જે સમયમાં તે રહેતો તે સમયની વિચારપદ્ધતિ તેના લેખોમાંથી મળી આવતી. તે બહુ કેળવણી અગર સંસ્કારવાળો માણસ નહોતો, પણ અવલોકનશકિતમાં રહેતી મહત્તા તેનામાં હતી.

એકાગ્ર અવલોકનશકિત કેવી કિંમતી છે તે કેદખાનામાં પુસ્તકો લખનાર મહાન્ પુરૂષોને વિદિત છે. નાનામાં નાની બાબત, કોઇ વિઝિટરનું દેખાવું, કેદખાનાની ઓરડીના બારણામાંથી ઑફિસર અગર કેદીનું જવું આવવું તે જાણે એક વર્ષ સુધી છેલ્લીજ જોવાની ચીજ હોય તેમ તેનો તે ઉપયોગ કરતો.

બ્રૉડવે ઉપર જ્યારે એક મોટું સરઘસ પસાર થતું હોય, મહોલ્લાઓ ઉપર લોકોની હારો દોરાઈ હોય અને બેન્ડ આવેશથી વાગતાં હોય ત્યારે હૉરેસ ગ્રીલિ ઍસ્ટોર હાઉસનાં પગથીયાં ઉપર બેસતો, પોતાની ટોપીનું મથાળું ટેબલ તરીકે વાપરતો અને "ન્યુયોર્ક ટ્રિબ્યુન" માટે અગ્ર લેખ લખતો. આ લેખનું અવતરણ ઠેરઠેર લેવામાં આવતું. એક કડવા લેખથી ગુસ્સે થઇ એક માણસ "ટ્રિબ્યુન" પત્રની ઑફિસમાં ગયો અને અધિપતિની તજવીજ કરી.

૭ ફીટ પહોળી અને ૯ ફીટ લાંબી ઓરડીમાં તેને લઇ જવામાં આવ્યો. અહીં ગ્રીલિ બેઠોબેઠો કાગળ તરફ માથું નીચું નમાવી ૨–૪૦ ની ઝડપથી લખતો હતો. તમે ગ્રીલિ છો ? એમ કહી તે ગુસ્સે થયેલા માણસે શરૂઆત કરી. પોતાના કાગળમાંથી નજર બહાર કાઢ્યા શિવાય મિ. ગ્રીલિએ ઝડપથી જવાબ દીધો. હાજી. તમારે શું કામ છે ? તે છેડાયેલા માણસે પછી સભ્યતા, ખાનદાની, બુદ્ધિ અને સઘળું કોરાણે મૂકી પોતાની જીભની લગામ છોડી દીધી. તે દર્મિયાન ગ્રીલિ લખ્યે જતો હતો. ઘણીજ આવેશભરી શૈલીમાં જરાપણ ચ્હેરો બદલાયા વગર અને પેલા ઉપર કાંઇ પણ ધ્યાન નહિ આપતાં પાનાં ઉપર પાનાં તેણે લખી કાઢયાં. અધિપતિની ઑફિસમાં કોઇ દિવસ ઠપકાનો વર્ષાદ નહિ વરસાવવામાં આવ્યો હોય તેવો આવેશયુક્ત વર્ષાદ ૨૦ મિનિટ સુધી વર્ષાવ્યા પછી તે ગુસ્સે થયેલા માણસને કંટાળો આવ્યો અને એકદમ તે ઓરડીમાંથી નીકળી જવા પાછો ફર્યો. પછી પહેલીજવાર ગ્રીલિએ ઉંચે જોયું. પોતાની ખુરશીમાંથી ઉભો થયો અને પેલા ગૃહસ્થનો ખભો ઠોકી કહેવા લાગ્યો, “મિત્ર જતા નહિ. બેસો, બેસો અને તમારૂં હૃદય ખાલી કરો, તેથી તમને લાભ થશે, તેથી તમને સારૂં લાગશે. વળી હું જે લખવાનો છું તેમાં તે મદદ રૂપ થઇ પડશે. જશો નહિ.”

એકજ દૃઢ લક્ષ્ય તે ફતેહમંદ મનુષ્યોનુ ખાસ લક્ષ્ય હોય છે.

એડવર્ડ સગડન, જેઓ પાછળથી લૉર્ડ સેંટ લિઓનાર્ડ થયા હતા. તે કહેતા કે જ્યારે મેં કાયદો વાંચવાની શરૂઆત કરી ત્યારે કાંઇપણ જ્ઞાન હું મેળવતો તે મારૂં કરી લેવાને તથા એક વાચન ખરી રીતે પરિપૂર્ણ ન થાય ત્યાં સુધી એજ બાબતનું બીજું વાચન નહિ કરવાને મેં ઠરાવ કર્યો. હું જેટલું એક અઠવાડિયામાં

વાંચતો તેટલું મારા હરીફો એક દિવસમાં વાંચતા, પણ ૧૨ માસને છેડે જે દિવસે હું વાંચું અને તે દિવસે મારૂં જ્ઞાન તાજું રહે તેટલું તે રહેતું, જ્યારે તેમનું જ્ઞાન તેમના સ્મરણમાં રહેતું નહિ.

ડૉ. સ્ટૉર્સ કહે છે કે જે કેસમાં રૂફસ ક્રોએટની અમુક દઢ માન્યતા હોય, જે કેસમાં લાગણી હોય તે કેસમાં તેને જૂઓ. પહેલેથીજ તે જોઈ લેતો કે બૉક્સમાંના પાંચ તો પોતાની તરફ સહાનુભૂતિ દર્શાવે છે. આગળ જતાં સાતની તેને ખાતરી થઇ. હવે આ સંખ્યા દસ ઉપર આવી છે. પણ હજુ એ એમ ધારે છે કે બે રહ્યા છે જેને તે સમજાવી શક્યો નથી. હવે તેમના ઉપર તે પોતાનું ધ્યાન લગાડે છે. વિગતો એકઠી કરી રજુ કરે છે. અમુક સિદ્ધાન્તો ફરી ફરી અને જોશથી તે રજુ કરે છે. પોતાની માનસિક અસર તેમના ઉપર થાય ત્યાં સૂધી તે કેસ વિષેનો પોતાનો વિચાર તેમના મન ઉપર તે ઠસાવે છે. હવે એકજ બાકી રહે છે. હવે, તે બાકી રહેલા માણસનું મન જ્યાં સૂધી શરણે ન આવે અને જે નિર્ણયપર પોતાની ચોંટ છે તે તે સ્વીકારે નહિ ત્યાં સૂધી તેનું સઘળું બળ, લોઢાના શળીયાના ચૂરેચૂરા ન થાય ત્યાં સૂધી તેના ઉપર ફરી ફરી પડતા હથોડાના ઘાની માફક, આ માણસના મન સાથે અથડાતું રહેવાનું. માણસો પછી કહે છે કે "તે **ઘણોજ આગળ વધી ગયો.**" એનું કારણ એ હતું કે તેનું લક્ષ્ય એકજ હોવાથી, એકતા, આવેશ અને સર્વોપરિ બળ તેના મનને મળતાં.

સિડનિ સ્મિથ કહેતા કે ડેનિયલ વેબસ્ટર જાણે પાટલુન પહેરેલું એન્જિન હોય એમ જણાતું.

એડેમ કહે છે તેમ કૅનિંગની માફક લૉર્ડ બ્રોહામમાં અનેક શક્તિઓ હતી, અને વકીલ તરીકેના તેના ધંધામાં તેને પહેલી

જોગા મળી હતી. તે ઈંગ્લાંડનો લૉર્ડ ચેન્સેલર થયો હતો અને વિજ્ઞાનની તેની શોધો માટે વિજ્ઞાન જાણનાર માણસોએ તેને સાબાશી આપી હતી. છતાં એકંદરે તેનું જીવન નિષ્ફળ હતું. તે થોડું થોડું બધું હતો પણ પૂરું એક પણ નહોતો. તેની ઘણી સરસ શક્તિઓ સાથે ઇતિહાસ અગર સાહિત્ય ઉપર તેની કાંઇપણ છાપ રહી નહિ અને પોતાની કીર્તિ ગયા પછી તે ઘણું જીવ્યો.

ડાગ્યુરો ટાઇપ પદ્ધતિ જ્યારે ચાલુ થઇ ત્યારે લૉર્ડ બ્રોહામ પોતાના કાનિસ્તા મહેલમાં હતા. એક કારીગરે જરૂખામાંના મેમાનોના સમુદાય સહિત મહેલનો દેખાવ લેવાને માથે લીધું. પાંચ સેકન્ડ સૂધી બરોબર સ્થિર રહેવાને તેણે લૉર્ડ બ્રોહામને કહ્યું. તેણે કહ્યું કે હું નહિ હાલું, પણ અફસોસ ! તે હાલ્યો. પરિણામ એ આવ્યું કે જ્યાં તેની આકૃતિ આવવી જોઇએ ત્યાંજ ડપકો પડ્યો. આજ સૂધી તે દેખાવ જોવામાં આવે છે.

મિસ માર્ટિનો કહે છે કે આ એક લાક્ષણિક દૃષ્ટાન્ત છે. ઇતિહાસમાં આબેહુબ લેવાયલા આ જમાનાના ચિત્રમાં આ માણસ અવશ્યોવશ્ય આવવો જોઇએ, પણ તેની દૃઢતાની ખામીને લીધે જ્યાં જ્યાં લૉર્ડ બ્રોહામ જોઇએ ત્યાં ડાઘોજ જોવામાં આવશે. હેતુની એકાગ્રતા અને દૃઢતાની ખામીને લીધે કેટલી બધી જીંદગી ડાઘા રૂપ નીવડે છે.

આનાથી તદ્દન ઉલટું દૃષ્ટાંત વિલિયમ પિટનું છે. તેના દૃઢ લક્ષ્યથી તે જણાઇ આવે છે. રાજદ્વારી સર્વોપરિપણા માટે તેનું જીવન હતું અને તે મૂઓ પણ તેમાંજ. જેના ઉચ્ચ આશય આગળ સઘળાનો પરાજય થતો. તે બીજી દરેક બાબતમાં બેદરકારી બતાવતો. પોતાના મિત્રોની તેમ ખર્ચની તે દરકાર રાખતો નહિ અને તે એટલે સૂધી કે ૧૦૦૦૦ પૌંડની આવક છતાં અને કુટું-

બમાં કાંઇ નહિ છતાં તે બહુ મોટું દેવું મૂકી ગયો. પોતાની મહત્વાકાંક્ષાની આડે આવનાર, પોતાના ગાઢ અને મૃદુ પ્રીતિપાત્રને પણ તેણે પોતાના હૃદયમાંથી સમૂળ ઉખેડી નાંખ્યું. પોતાના મૂઆ પછીની કીર્તિની તેને બિલકુલ દરકાર નહોતી. તેથી પોતાનું એક-પણ ભાષણ ભવિષ્યની પ્રજા માટે મૂકી જવાની તેણે દરકાર કરી નહિ. સત્તા મેળવવા માટે તેણે પોતાની સઘળી શકિતઓનો ઉપયોગ કર્યો અને ૨૫ વર્ષ સુધી ઇંગ્લાંડનો કારભાર ચલાવ્યો. ડાબું અગર જમણું તે જોતો નહિ. તે પોતાના લક્ષ્ય તરફ સીધોજ જતો. સ્વપ્નમાં રહેવું અગર તર્ક વિતર્ક કરવા એ એનામાં નહોતું. એકજ દષ્ટિ, એકજ હેતુ, આગળ અને આગળ અને ઉંચે ફતેહ તરફ જવું એજ એનું ખાસ લક્ષણ હતું.

સાધારણ સાધનથી, પણ અસાધારણ ઉદ્યોગ અને એકજ વખતે એકજ ચીજમાં પોતાનું સર્વ લક્ષ્ય રાખવાથી પોતાને ફતેહ મળી હતી એમ ફ્રોવેલ બકસ્ટન કહેતો. દઢતાથી એકજ વસ્તુને, એકજ આશયને વળગી રહેવાથી વિજય મળે છે. Non multa sed multum "ઘણી બાબતો નહિ પણ ઘણું" એ કોકનું સુત્ર હતું.

સોયની દેખાય નહિ તેવી અણી, અસ્તરા અગર કુહાડીની તીણી પાતળી ધાર એજ સોયના, અસ્તરાના તેમ કુહાડીના બાકીના મોટા ભાગ માટે જગા કરે છે. અણી અગર ધાર વગર બાકીનો મોટો ભાગ નિરર્થક થઇ પડે. એકજ કામ પસંદ કરનાર, તીણી ધારવાળો માણસજ વિઘ્નોમાંથી પોતાનો માર્ગ કરે છે અને ફતેહ મેળવે છે. એકજ વિચાર તરફ સંકુચિત વૃત્તિ રાખવી—એથી આપણી શકિતઓના સમાન વિકાસમાં વિક્ષેપ આવે છે અને એનો આપણે ત્યાગ કરવો જોઇએ—એવીજ રીતે, ડાબલ્યુ. એમ. પ્રૅડ કહે છે મનુષ્યનું અણાવધાનપણું પણ આપણે તજવું જોઇએઃ—

એક નદી જેમ ઝપાટાબંધ ફેરફાર સાથે ટેકરી ઉપરથી ગુલાબોમાં થઇ વહે છે તેવો તેની વાતનો પ્રવાહ છે.

રાજપ્રકરણમાંથી તે શબ્દ વિનોદમાં અને મહમદથી મોઝિઝમાં તે ઉતરી પડે છે.

ગ્રહોને તેના પ્રકાશમાન્ માર્ગમાં રાખનાર નિયમોથી તે શરૂઆત કરે છે અને માછલીની ચામડી ઉતારવાની અગર ઘોડાની નાળ જડવાની વાતથી તેનો અંત આણે છે.

ચાલતાં શીખતા કોઇ બાળકની નજર તમે કોઈ વસ્તુ ઉપર ઠેરવી શકો તો, સામાન્ય રીતે, પડયા વગર તે પોતાના મુકામે જશે. પણ તેનું ધ્યાન તોડશો કે તરત તે પડી જશે.

જેઓ પોતાના માર્ગમાં આમ તેમ અદઢ, અદઢ ચાલ્યા કરે છે તે પોતાની મુસાફરી પૂરી કરે તે પહેલાં ભૂલા પડી જાય છે. પવન ચક્રીની પેઠે ચાલનાર માણસો હમેશાં નિષ્ફળ જાય છે. જેનામાં દઢ અને નિશ્ચયાત્મક હેતુ અને પોતે પોતાનો આશય પરિપૂર્ણ કરશે એવી અચળ શ્રદ્ધા જેનામાં હોતી નથી તે ફતેહ પામી શકતો નથી. એક સીધા લક્ષ્યથી ઉંચે અગર નીચે એક ઝીણા વાળ જેટલું પણ આપણે જો ખસ્યા તો નિશ્ચય અધોગતિ થશે. કાર્ડિનલ રીશેલ્યુ કહેતો કે મેં એક વખત નિશ્ચય કર્યા પછી હું મારા લક્ષ્યબિંદુ તરફ સીધો જાઉં છું, બધાંને હું ઉથલાવી નાંખું છું, સર્વનો હું ઉચ્છેદ કરૂં છું.

આજે કોઇ યુવાન્ માણસ કોઈ જગા માગે છે તો તે કયી કોલેજમાંથી આવે છે અગર તેના બાપદાદા કોણ હતા એમ પૂછવામાં આવતું નથી પણ તમે શું કરી શકશો એ મોટો પ્રશ્ન પૂછવામાં આવે છે. એકજ લાઇનની, એકજ જાતની ખાસ તાલિમની જરૂર છે. મોટી મોટી પેઢીઓ અને મોટાં મોટાં સાહસમાં જેઓ

મુખ્ય મુખ્ય જગાઓ ઉપર હોય છે તેઓ ક્રમે ક્રમે નીચેથી ઉંચે વધ્યા હોય છે.

એક માણસ અમુક જીલ્લામાં જમીન ખરીદી લેવાનો હતો. તેને એક સુપ્રસિદ્ધ ફ્રેન્ચમેને કહ્યું કે તમે ત્યાં જમીન ખરીદ કરતાં સાવધ રહેજો. હું ત્યાંના માણસોને સારી રીતે જાણું છું. પારિસની અમારી ઢોરની દવાશાળામાં જે શિષ્યો ત્યાંથી આવે છે તેઓ નિશ્ચયવાળા, પરિશ્રમ કરનારા, શક્તિવાળા હોતા નથી અને તમે તે જમીનમાં જે થાપણ રોકશો તેનો સંતોષકારક બદલો તમને મળશે નહિ.

જનરલ ગ્રૅન્ટ પોતાની સાથેના જનરલો કરતાં એકાગ્રતાની આ કલાનો વધારે પ્રમાણમાં ઉપયોગ કરતો તેથીજ તે સિવિલ વૉરનો જલદીથી અંત આણી શક્યો. વૉશિંગટનના ચારિત્ર્યમાં આ લક્ષણ દૃઢ સ્થિતિ કરી રહ્યું હતું એમ જણાઇ આવ્યું હતું. બારીક અને ખરૂં અવલોકન, એકાગ્રતાની શક્તિ સંપાદન કરવાનો એક માર્ગ છે. ડાર્વિનની અદ્ભુત ફતેહનું મુખ્ય કારણ આ હતું.

વૉલ્ટર રેલેની ફતેહના ખુલાસામાં સેસિલ કહેતો કે તે સખ્ત પરિશ્રમ કરી શકે એવો છે એમ હું જાણું છું. નિયમ તરીકે હૃદયને જેની ઇચ્છા હોય છે તે મગજ અને હાથ મેળવી શકે છે. જ્ઞાન, દ્રવ્ય અને ફતેહના પ્રવાહ સમુદ્રની ભરતીની પેઠેજ નક્કી અને નિશ્ચિત છે. દરેક મોટી ફતેહમાં એક દૃઢ આશય ઉપર દરેક શકિત લગાડેલી, એકાગ્રતા કરેલી આપણે જોઇએ છીએ. દરેક પ્રકારની મુશ્કેલી છતાં, માથે લીધેલા કામમાં આગ્રહ અને સઘળા કસોટીના પ્રસંગમાં નિરાશા અને લાલચો વેઠી લેવાની શક્તિ આપનાર હિમ્મત આપણે જોઇએ છીએ.

રસાયન શાસ્ત્રીઓ કહે છે કે દુનિયાની સઘળી મિલો અને અને સ્ટીમથી ચાલતી ગાડીઓ ચલાવવાને જોઇએ તેટલી શકિત

એક એકર જમીનની ઘાસમાં રહેલી છે. આપણે તે સ્ટીમ એન્જિનના "પિસ્ટન રૉડ" ઉપર લગાડવી જોઈએ. પણ આ એકર જમીનની ઘાસ, તે શકિત, સુસ્ત છે અને તેથી વિજ્ઞાનની દૃષ્ટિએ તે પ્રમાણમાં કિમ્મત વગરની છે.

જૂદા જૂદા માણસો અને તેઓ જે પરિણામ મેળવે છે, જે ફતેહ અગર નિષ્ફળતા મેળવે છે તેમાં કેટલો તફાવત હોય છે. પોતાની શકિતનો અણુએ અણુ એકત્ર કરવાની શકિતનો આ તફાવત છે. આવી શકિત માર્ગ શોધી કાઢશે અગર માર્ગ કરશે. અષ્ટાવધાની, ઘણી બાબતો ઉપર લક્ષ્ય આપનાર માણસ ઉપર ચોટીયા જ્ઞાનવાળો હોય છે.

ડૉ. મેથ્યુ કહે છે કે જે માણસ પોતાની શકિત ઘણી બાબતમાં વિખેરી નાંખે છે તે પોતાની શકિત ગુમાવે છે. તેની શકિત સાથે તેનો ઉત્સાહ જાય છે અને ઉત્સાહ વગર ફતેહ શી રીતે પરિપૂર્ણ થઈ શકે?

ડૉ. જે. ડબલ્યુ એલક્ઝાંડર, પોતાના શિષ્યોને, પોતાના હાથ નીચેના નાના ધર્માધિકારીઓને કહેતો કે ઉપદેશ એ લક્ષ્યબિન્દુ રાખી, ઉપદેશ એજ તમારૂં જીવન છે એમ ગણી જીવન ગાળો. ઉપદેશ, ઉપદેશ, ઉપદેશ એજ ધુન લગાવો.

કોઇ પણ જોખમે જ્યુરીને પોતાના પક્ષમાં લેવાને રૂફસચોએટ યુવાન્ વકીલોને સલાહ આપતો. જ્યુરીને તમારા પક્ષમાં લેવાને સઘળો યત્ન કરો અને પછી કાયદાના સવાલ ઉપર જજો, જોડે જેટલી લડત ચલાવવી હોય તેટલી ચલાવો.

લેક ચેમ્પલેન ઉપર, પોતાના નાના નૌકા સૈન્ય ઉપર, અંગ્રેજ વહાણ તોપનો મારો ચલાવતાં હતાં તેની દરકાર કર્યા વગર કોમોડોર મેક્ડોનોએ ડાઉનીના મોટા વહાણ ઉપર પોતાનાં સઘળાં

વહાણનો મારો ચલાવ્યો. મોટા વહાણની તોપો એકદમ બંધ કરવામાં આવી અને પછી બાકીનાની સંભાળ સહેલાઇથી લઇ શકાઇ.

યુનાઇટેડ સ્ટેટસના એક મુખ્ય જજ વિષે વિલિયમ વર્ટે લખ્યું છે કે આ **જોન માર્શલ** જેનું મન ઉજ્જડ અને મોટી ખડકોવાળા પર્વત જેવું છે; તે એક અખુટ ખાણ જેવું છે. તેમાંથી તે પોતાની સામગ્રી મેળવી તેમાંથી ગામડી તેમજ ગૅાથિક ઇમારત બાંધે છે. પણ આ ઇમારતો એવી મજબુત હોય છે કે કોઇ પણ સમય અગર બળથી તે હડી શકશે નહિ. તે એવો માણસ છે કે તેને સ્વર્ગ પણ લલચાવે તો પણ તે પોતાની દલીલના ખરા માર્ગમાંથી એક પગલું પણ પાછો હઠે નહિ.

**વોટર્સ** કહે છે કે સટ્ટાની માફક અભ્યાસ ન કરો. આવો સઘળો અભ્યાસ ફોગટ છે. કાંઇક યોજના ઘડો; કાંઇક હેતુ રાખો અને પછી તેને માટે પ્રયાસ કરો. તેને માટે જેટલું શીખાય તેટલું શીખો. તમે જરૂર ફતેહ પામશો. સટ્ટાની રીતે અભ્યાસ કરવાનો અર્થ એ છે કે અમુક વસ્તુઓ કોઇ પણ વખતે ઉપયોગી થઇ પડશે એમ ધારી તેનો કાંઇપણ હેતુ વગર અભ્યાસ કરવો. એક લીલામમાં એક બાઇએ બારણે ચોઢવાનું "ટોમસન" નામનું પાટીયું કોઇક દિવસ પોતાને કામ આવશે એમ ધારી ખરીદ કર્યું.

સઘળી સાચી કલાનું લક્ષ્ય, અમુક નિશ્ચિત આશય છે. જે ચિત્રકાર એકજ કૅનવસ ઉપર વધારેમાં વધારે ખ્યાલો રજુ કરે છે, અને સઘળી આકૃતિઓને સમાન પ્રાધાન્ય આપે છે તે મહાન્‌માં મહાન્ ચિત્રકાર નથી. ભિન્નભિન્ન વસ્તુઓમાં જે વધારેમાં વધારે એકતા બતાવે છે, વચ્ચો વચ્ચની, મધ્યની મુખ્ય આકૃતિમાં અગ્ર વિચારનો જે વિકાસ કરે છે અને સઘળી ગૌણ આકૃતિઓ, પ્રકાશ અને છાયાની યોજના, આ મધ્યબાજુ તરફ રાખે છે, તેનું પ્રકટીકરણ ત્યાં કરે છે તે ખરેખરો કારીગર છે.

આ રીતે હરેક સુવ્યવસ્થિત જીવન પછી તે ગમે તેવું ગુણોવાળું હોય, તેને ગમે તેવા સારા સંસ્કાર મળ્યા હોય પણ તેને એક અમુક મુખ્ય મધ્યમાર્ગમાં રહેતો હેતુ હોય છે જેમાં આત્માની સઘળી ગૌણ શક્તિઓ કેન્દ્રમાં લાવવામાં આવે છે અને ત્યાં તેઓનું યોગ્ય પ્રકટીકરણ થાય છે. કુદરતમાં શક્તિઓનો લગાર પણ મિથ્યા વ્યય આપણે જોતા નથી; કાંઇ પણ પ્રારબ્ધ ઉપર છોડવામાં આવ્યું નથી. અવ્યવસ્થામાંથી પહેલીજવાર સૃષ્ટિનો કાંટલો ફેંકાયો ત્યારથી દરેક સોનેરી તાંતણા માટે એક ચોક્કસ યોજનાનુસાર એક અમુક માર્ગ નક્કી કરવામાં આવ્યો છે.

દરેક પાંદડું, દરેક ફૂલ, દરેક સ્ફાટિક, દરેક અણુનો પણ પોતાનો એક હેતુ નક્કી થયેલો હોય છે. સૃષ્ટિમાં સર્વોત્કૃષ્ટ રચના મનુષ્યની છે અને તેમાં પણ આવોજ હેતુ કાંઇપણ શક વગર જણાયછે.

ઉચું નિશાન રાખવાને યુવાન્ માણસોને કહેવામાં આવે છે, પણ જે નિશાન તાકી આપણે મારી શકીએ તેજ નિશાન આપણે રાખવું જોઇએ. નહિ ઘડાયેલા આરસમાં જે ફિરસ્તાની આકૃતિ જોઇ શકતો નથી તે તે મુદ્ગર અને ટાંકણાથી કદી કોરી શકતો નથી. એક સામાન્ય આશય પૂરતો નથી. મનુષ્યમાંથી છુટેલું બાણ પોતાના માર્ગમાં પોતે કોને મારી શકશે તે જોવાને તે આમ તેમ આથડતું નથી. પણ તે તો સીધું નિશાન તરફ જાય છે. પોતાને કયો પ્રકાશ પસંદ છે. તે જોવાને આકાશના બધા પ્રકાશ તરફ લોહચુમ્બકની સોય વળતી નથી. સૂર્ય આંજી નાંખે છે. ખરતા તારા પ્રકાશે છે, અન્ય તારાઓ ઝગમગે છે અને તેને પોતાના તરફ ખેંચવા પ્રયત્ન કરે છે; પરન્તુ તે સોય પોતાની પ્રેરણાને વળગી રહે છે અને તડકામાં તેમ તોફાનમાં તે કદી ભૂલ કરતી નથી. દૃઢતાથી ઉત્તર તરફના તારા તરફ વળે છે. કારણ કે જ્યારે સઘળા જમાનામાં

બીજા બધા તારા પોતાના મહાન્ મધ્યબિન્દુની આજુબાજુ અવિરત ગતિએ ચાલે છે ત્યારે એકલો આજ તારો જે કેટલો દૂર છે તે માણસ જાણતાં નથી તે પોતાના ૨૫૦૦૦ વર્ષના વર્તુલાકાર પ્રવાસમાં બાદશાહી ચાલે વ્યાવહારિક રીતે સ્થિર રહીને એક દિવસ નહિ પણ સૈકાં સુધી ચાલે છે. આ રીતે જીવનના માર્ગમાં બીજા તેજો રાશિ, આપણા વ્હાલા હેતુથી ? સત્ય અને કર્તવ્યના આપણા માર્ગથી આપણને દૂર લઇ જવા પ્રકાશશે, પણ જેનો પ્રકાશ માત્ર ઉછીનો છે, તેવો ચંદ્ર અગર જે પ્રકાશે છે, પણ માર્ગ બતાવતા નથી તેવા ખરતા તારા આપણી હેતુરૂપ સોયને તેની આશારૂપ–ઉત્તર તરફના તારાથી ખશેડે નહિ એ સંબંધમાં આપણે સાવધાન રહેવું જોઇએ.



# પ્રકરણ ૮ મું.



## સમય વિષે: ઝડપથી કામ કરવાના ગુણથી મળતી ફતેહ.

સમયના મહાન ઘડિયાળ ઉપર માત્ર એકજ શબ્દ—"હાલ," "વર્તમાન" એ છે.

એક પણ સેકન્ડ, કે સેકન્ડનો દસમો લાખ ભાગ ખોયા વગર, જોખમ ભરેલા માર્ગ ઉપર, જમાનાના જમાના સુધી, પૃથ્વી, પાછી, પાંચ અબજ માઇલના વર્તુલ ઉપર અયન તરફ નિર્ણીત સમયે દિવ્ય ચોકસાઇથી જાય છે તે જુઓ. **એડવર્ડ એવેરેટ.**

આપણા પ્રારબ્ધના તંતુ કઇ તરફ ઉડી રહ્યા છે તે ઘણીવાર આપણે જોઇ શકતા નથી. અનુકૂળ સમય, ઘણીવાર, એક ક્ષણ સુધીજ રજુ થાય છે. આપણે તે ગુમાવીએ તો મહિનાઓ અને વર્ષો આપણે ગુમાવીએ છીએ.

"**ધીરેધીરે**" ના માર્ગથી "**કદી નહિ**" ના મકાન ઉપર આપણે આવીએ છીએ. **સર્વેન્ટિસ.**

ક્યારે આપણે શરૂ કરવું તેનો વિચાર કરતાં ઘણીવાર એમ બને છે કે કામ કરવાની શરૂઆત કરવી તે પણ અશક્ય થઇ પડે છે. **કવીન્ટીલિયન.**

જ્યારે મૂર્ખ કાંઇ નિશ્ચય કરે છે ત્યારે બજાર અનુકૂળ હોતુ નથી. **સ્પેનિશ કહેવત.**

દોડવું નિરર્થક છે. વખતસર નીકળવું એજ મુખ્ય બાબત છે. **લાફોન્ટેન.**

ભટકીને આજનો દિવસ ખુઓ, કાલે પણ તેમજ થશે અને તે પછી વળી વધુ વિલંબ થશે.

વર્તમાનને તેના અગ્રભાગથી પકડો. **શેકસપિયર.**

ઇંગ્લાંડના રાજા આઠમા હેનરીના સમયમાં, સંદેશાઓ ઉપર ફાંસીએ લટકતા ખેપીયાના ચિત્ર સાથે, ઝડપ કરો, ઝડપ કરો, ઝડપ નહિ કરો તો મરશો એમ વારંવાર લખવામાં આવતું હતું. તે સમયમાં ટપાલ ઓફિસો નહોતી અને ઢીલ થાય તો ફાંસીએ લટકવાની ધાસ્તી સાથે સરકારી ખેપીઆઓ કાગળ લઇ જતા લાવતા. હાલ જે મુસાફરી આપણે થોડા કલાકમાં કરીએ છીએ તેને માટે ઘોડાગાડીથી ટપાલ લઇ જવાના જમાનામાં અકેકેક મહિનો થતો અને સાથે ભય રહેતો. તે વખતમાં પણ બિનજરૂરી ઢીલને એક ગુન્હો ગણવામાં આવતો. સુધારાનો મોટામાં મોટો લાભ એક એ છે કે વખતનું માપ બાંધી તેનો ઉપયોગ કરવામાં આવે છે. સો વર્ષ પહેલાં જે કાંઇ કામ ૨૦ વર્ષમાં થતું તે હાલ એક કલાકમાં આપણે કરી શકીએ છીએ અને એક થોડી મિનિટ ગુમાવવા માટે તે વખતે ફાંસી મળતી તો તેવાજ ગુન્હા માટે હાલ કેવી સજા થવી જોઇએ !

**સીઝર** જ્યારે રાજસભામાં જઇ પહોંચ્યો ત્યારે એક સંદેશો વાંચતાં ઢીલ થઇ અને તેનો પ્રાણ ગયો. ઢીલનું પરિણામ જોખમ ભર્યું આવે છે. વોશિંગ્ટન ડેલાવર ઓળંગે છે એવો કાગળ એક ખેપીઓ લાવ્યો ત્યારે ટ્રેન્ટનનો હેસિયન સરદાર કર્નલ રાહલ પત્તાં ખેલતો હતો. રમત પૂરી થતા સુધી તેણે તે કાગળ ગજવામાં વાંચ્યા વગર રાખી મૂકયો. રમત પૂરી થયા પછી તેણે પોતાનાં માણસો એકઠાં કર્યાં. તે માણસો માર્યા ગયાં અને તેનું લશ્કર શરણે ગયું. એક થોડી મિનિટની ઢીલથી તેણે માન, સ્વાતંત્ર્ય અને જીંદગી ગુમાવ્યાં.

ફતેહ, બે ઘણાં સાદાં માબાપ–સમયપાલન અને ચોકસાઇને પેટે જન્મ લે છે, દરેક ફતેહમંદ જીવનમાં બારીક પળો હોય છે. આ વખતે મન જો જરા ડગે, અગર જ્ઞાનતંતુ પાછો હઠે તો સઘળી

ખરાબી થાય છે. લેકિસંગ્ટનની લડાઇની ખબર જ્યારે જનરલ પુટનામને મળી ત્યારે પૂર્વ કનેક્ટિકટમાં તે પોતાના છોકરા સાથે હળ ખેડતો હતો. ડેનિયલે કહ્યું છે કે તે જરા પણ રસળ્યો નહિ પણ તેના ઘોડાની જોડ, હળના ચાસ ઉપરજ છોડવા અને થોડા દિવસ તેની પાછળ લડાઇની છાવણીમાં આવવા મને કહી તે ચાલ્યો ગયો. લશ્કરને જાગ્રત કરી, પોતાને મળવા હુકમ આપી તેણે આખી રાત, ઘોડા ઉપર મુસાફરી કરી અને હળ ખેડતાં તેણે જે અટાપટાવાળું બદન પહેર્યું હતું તે બદન સાથેજ બીજે દિવસ સૂર્યોદય થતાં તે કેમ્બ્રિજ જઇ પહોંચ્યો.

સન ૧૮૬૧ ના મેની ત્રીજી તારીખે મસાચુસેટસના ગવર્નર એન્ડ્રુએ પ્રેસિડંટ લિંકનને લખ્યું હતું કે તમારૂં જાહેરનામું મળતાંજ અમે લડાઇનું કામ શરૂ કરી દીધું છે અને દુનિયામાં અમલદારીની રૂઢિઓ બિલકૂલ ન હોય એમ ગણી અમેરિકન રાજવહીવટ ચાલે છે, અમેરિકન લોકો વર્તે છે તેમ, તેવાજ જુસ્સાથી, લડાઇ સંબંધનું અમારૂં કર્તવ્ય અમે કર્યું છે. તા. ૧૫ મી એપ્રિલે લશ્કર મોકલવા માટેનો સંદેશો વૉશિંગ્ટનથી તેને મળ્યો હતો. તે પછીના રવિવારે ૯ વાગે તેણે કહ્યું કે મસાચુસેટસથી માગેલી સઘળી ટૂકડીઓ કાંતો વૉશિંગ્ટન જઇ પહોંચી છે અગર રાજસભાના બચાવ માટે તે તરફના રસ્તે તે કુચ કરતી હોવી જોઇએ. તે કહેતો કે મારી આગળ એકજ સવાલ ઉપસ્થિત થાય છે તે "શું કરવું" એ છે અને જ્યારે તે સવાલનો ફડચો થાય, ત્યાર પછી "આગળ શું કરવું" એ રહે છે.

રસ્કિને કહ્યું છે કે યુવાવસ્થાનો સઘળો સમય મુખ્યત્વે કરીને રચના, જ્ઞાનવૃદ્ધિ અને શિક્ષણનો છે. એવો એકપણ કલાક નથી જેમાં પ્રકાશમાન્ ભાવિ રહેલું નથી. આ કલાકની દરેક મિનિટ એવી છે જે એક વખત પસાર થઇ તો ધારેલું કામ ફરી થઇ

શકેજ નહિ અને ભૂલી જવામાં આવેલો ઘા ઠંડા લોઢા ઉપરજ પડે.

લડાઇમાં એક સર્વોત્કૃષ્ટ સમય, એક અનુકૂળ વખત આવે છે જેનો લાભ લેવામાં આવે તો વિજય મળે છે અને તે વખતમાં ઢીલ કરવામાં આવે તો પરાભવ મળે છે. આ સર્વોત્કૃષ્ટ અનુકૂળ સમય ઉપર નેપોલિયન ઘણો ભાર મૂકતો. ઑસ્ટ્રિયનો પાંચ મિનિટની કિંમત સમજતા નહિ અને તેથીજ તે તેમનો પરાભવ કરી શકતો. એમ કહેવાય છે કે જૂજ બાબતો મળીને વૉટર્લુ આગળ નેપોલિયનની હાર થઇ તેમાં, આ લડાઇના નાશકારક પ્રભાતે, તેણે તથા ગ્રાઉચીએ થોડીક પળ ગુમાવી એ બાબત પણ હતી. બ્લુશર વખતસર હતો અને ગ્રાઉચી મોડો હતો. નેપોલિયનને સેંટ હેલિના મોકલવાને આટલુંજ બસ હતું. આ એક સ્વતઃસિદ્ધ સૂત્ર છે અને તે કહેવતની પંકિતએ આવ્યું છે કે ગમે તે વખતે જે થઇ શકે તે કોઇ પણ વખતે થશે નહિ.

રેવરંડ સિડનિ સ્મિથ કહે છે કે ખરી વાત એ છે કે આ દુનિયામાં કાંઇ કરવા લાયક જો કરવુંજ હોય તો ટાઢ અને ભયના ખ્યાલમાં કાંઠા ઉપર ધ્રુજતા આપણે ઉભા રહેવું નહિ પણ તેમાં કૂદી પડીને આગળ વધવું જોઇએ. જોખમની હમેશાં ગણતરી કર્યા કરવી અને સારા પ્રસંગ ગોઠવવા તેથા કાંઇ વળશે નહિ. આ બધું, જળપ્રલયના પહેલાંના સમય માટે (બ્રહ્માના સમયની ગણતરીને અનુસરી) ઠીક હોઈ શકે. એક માણસ એક છપાવવા ધારેલા લેખ માટે ૧૫૦ વર્ષ સુધી સલાહ લીધા કરે અને તેની ફતેહ જોવા માટે તે પછી છસેં સાતસેં વર્ષ જીવે એ તે વખતને અનુકૂળ હતું પણ આજે એક માણસ રાહ જૂએ, શંકામાં પડે, સંકોચ ધરે, પોતાના ભાઇને પૂછે, કાકાને પૂછે, કુટુમ્બને અને પોતાના અમુક મિત્રોને પૂછે અને પછી તેમાં સાઠ વર્ષનો થાય ત્યારે તેને એક દિવસ માલુમ પડે કે પોતાના ભાઇઓ અને મિત્રોની સલાહ લેવામાં તેનો

આટલો બધો વખત ગયો છે કે તેમની સલાહને અનુસરવાનો વખત હવે રહ્યો નથી.

લંડનની આફ્રિકન એસોસિએશનની ઇચ્છા લેડયાર્ડને આફ્રિકા મોકલવાની હતી "તમે ક્યારે નીકળશો?" એમ તેને પૂછવામાં આવ્યું. "**આવતી કાલે સવારે**" એવો જવાબ મળ્યો. **જોન** જર્વિસ જે પાછળથી અર્લ સેંટ વિન્સેન્ટ તરીકે જાણીતા થયા હતા તેમને પૂછવામાં આવ્યું કે તમે તમારા વહાણને ક્યારે જઇને મળશો? તેણે જવાબ આપ્યો કે **હમણાંજ.** કોલિન કેમ્પબેલને હિંદુસ્થાનના લશ્કરનો સેનાપતિ નીમવામાં આવ્યો ત્યારે તેને પૂછવામાં આવ્યું કે તમે ક્યારે નીકળશો? ત્યારે સંકોચ વિના તેણે જવાબ આપ્યો "**કાલે.**" **ને**પોલિયન કહેતો કે જે પળ ગુમાવવામાં આવે છે તેથી આપત્તિને તક મળે છે.

આજનું કર્તવ્ય કાલ સૂધી મુલતવી રાખવામાં જે શકિત ગુમાવવામાં આવે છે તેટલી શક્તિથી તો તે કામ થઇ શકે છે. જે કામ મુલતવી રાખવામાં આવ્યું હોય છે તે કરવું કેટલું બધું સખ્ત અને નાપસંદ થઇ પડે છે. જે કામ વખતસર કરવામાં આવે છે તે આનંદ અને ઉત્સાહ સાથે થાય છે. દિવસો અને અઠવાડિયાં સૂધી મુલતવી રાખ્યા પછી તે વેઠ જેવું થાય છે. કાગળ મળે કે તરત જેટલી સહેલાઇથી તેનો ઉત્તર લખાય છે, તેટલો પાછળથી લખાતો નથી. કેટલીક પેઢીઓનો એવો નિયમ હોય છે કે એક પણ કાગળ એક રાત્રી પણ ઉત્તર લખ્યા વગર કદી પણ રાખવો નહિ. કોઇ પણ કામ તરત કરવાથી તેમાંનું વેઠ જેવું તત્વ નીકળી જાય છે. મુલતવી રાખવાનો અર્થ મૂકી દેવા જેવો થાય છે અને હમણાં કરૂંછું એનો અર્થ થવાનું નથી એવો થાય છે. કામ કરવું એ બીજ વાવવા જેવું છે. જો બરોબર વખતે તે કરવામાં ન આવે

તો હમેશને માટે તે પછી કમોસમનું થઇ પડશે. ઢીલથી કરવામાં આવેલા કામનું ફળ પરિપકવ સ્થિતિમાં આણવા માટે અનંતતાની ઉષ્ણતા પણ પૂરી થઇ પડે નહિ. એક તારા અગર ગ્રહને એક સેકંડની પણ ઢીલ થાય તો તેથી આખા વિશ્વની એકતા તૂટી જાય.

મેરિયા એજવર્થે કહ્યું છે કે **વર્તમાન જેવો સમય નથી.** તેટલુંજ નહિ પણ એવી કોઇ પણ પળ નથી, એવું કોઇ તરતનું બળ કે શક્તિ નથી જે વર્તમાનમાં ન હોય. પોતાના નિશ્ચય તાજા હોય તેટલામાંજ પોતાના ઠરાવ જે અમલમાં મૂકતો નથી તે ભવિષ્યમાં તેમાંથી કાંઇ આશા જેવું મેળવતો નથી. જગતની ત્વરિત ગતિમાં આ ઠરાવ વ્યર્થ જશે, ગુમાવવામાં આવશે અગર આળસના કીચડમાં તે ડુબી જશે. કોબેટ કહેતો કે પોતાની સઘળી કુદરતી શક્તિઓ એકત્ર કરવાથી નહિ પણ પોતે હમેશાં તૈયાર રહેતો તેથી તેને ફતેહ મળતી*

હિરેકલીટસ કહેતો કે નદીના એકજ પ્રવાહમાં બે વાર તમે નાહી શકો નહિ.

સર વૉલ્ટર રેલેને એક માણસે પૂછ્યું કે આટલા ટૂંક સમયમાં આટલું બધું તમે શી રીતે કરી શકો છો? જવાબ મળ્યો કે જ્યારે મારે કાંઇ કરવાનું હોય છે ત્યારે હું કામ ઉપર જઇ તે કરી નાંખું છું. ઢીલ કરનારમાં વિવેકશક્તિ વધારે હોય તોપણ તે નિષ્ફળ જાય છે જ્યારે પ્રસંગોપાત ભૂલ થાય તોપણ જે માણસ ઝડપથી કામ કરે છે તેને ફતેહ મળે છે.

---

* કોબેટ કહે છે કે આ ગુણથીજ લશ્કરમાં મને અસાધારણ પ્રોમોશન મળ્યું હતું. દસ વાગે પહેરા ઉપર મારે જવું હોય તો હું નવ વાગે તૈયાર રહેતો. કોઇ પણ માણસ અગર ચીજને મારે માટે વાટ્ય જોવી પડતી નહિ.

એક ફ્રેન્ચ રાજદ્વારીને પૂછવામાં આવ્યું કે અનેક સાંસારિક કર્તવ્યો ઉપર તમારે ધ્યાન આપવાનું છતાં આટલું બધું કામ તમે શી રીતે કરી શકો છો? ત્યારે તેનો જવાબ મળ્યો કે જે આજ થઇ શકે તે કાલ કરવા ઉપર હું રાખતો નથી તેથીજ તે સઘળું હું કરી શકું છું. જાહેર જીવનમાં નિષ્ફળ ગયેલા એક માણસ વિષે એમ કહેવાય છે કે આ કહેવત ઉથલાવી તે કામ કરતો. કાલ બની શકે તે આજ કરશો નહિ એવી કહેવત તેણે ગોઠવી હતી. કેટલા બધા માણસો પોતાની ફતેહ ગુમાવી બેઠા છે અને પોતાના મિત્રો અને સગાંને એકી વખતે પાંચ મિનિટ સુધી તે લેવા દીધી છે. ઍમોસ લૉરેન્સનું સૂત્ર એ હતું કે પહેલું કામ અને પછી ભાઇબંધી.

કૉટને કહ્યું, તેં એમ કહ્યું કે કાલ? જા, હું તે સાંભળીશ નહિ. કાલ એવી ઢોંગી છે જે દરિદ્રતા મૂકી જાય છે અને સમૃદ્ધિ લઇ જાય છે, જે રોકડ લઇ જાય છે અને મૂર્ખનું નાણું—ઇચ્છાઓ, આશાઓ અને વચનો સિવાય બીજું કાંઇ પણ આપતી નથી. કાલ, એવી મુદત છે જે વખતનાં જૂનાં પૂરાણાં રજીસ્ટરોમાં કયાંય પણ મળતી નથી. કદાચ મૂર્ખ લોકોનાં પંચાંગમાં તે મળે છે. દીર્ઘદૃષ્ટિ "કાલ" શબ્દનો અનાદર કરે છે અને જેઓ તેનો આદર કરે છે તેની સંગતિ તે કરતી નથી કલ્પનાનું તે બાળક છે અને મૂર્ખતા તેની માતા છે. સ્વપ્ન અને કાલ એની બનાવટ સરખી છે અને સાંજની કલ્પિત મનઃ સૃષ્ટિ જેવી પાયા વગરની છે. ફતેહના માર્ગ ઉપર ખરાબ થયેલા કેટલા માણસોને એમ બોલતાં સાંભળવામાં આવ્યા છે કે "કાલ"ની પાછળ મેં મારી જીંદગી એવી ખાતરીથી, એવી આશાથી ગુમાવી છે કે કાલથી ભવિષ્યમાં મને કાંઇપણ મોટો લાભ થશે.

નોઆ સ્કીનરની વાતમાં ચાર્લ્સ રીડ કહે છે કે "પણ તેના નિશ્ચય દૃઢ રહ્યા હતા. ગફલત કરનાર કારકૂન વળતર આપ-

વાનું નક્કી કરી ઉંઘી ગયો. જબ્બર ઝોકાં ખાવાની સ્થિતિમાંથી ધીરે ધીરે જાગૃત થઇને તેણે તે રસીટોની સામે જાણે છેલ્લી નજર નાંખી હોય એમ તેણે કર્યું અને બોલ્યો "મારૂં માથું કેવું ભારે થયેલું લાગે છે? પણ પશ્ચાતાપથી ઉત્પન્ન થતા ઠરાવ સાથે તે જાગૃત થયો અને ભાગ્યાતૂટયા શબ્દોમાં તે ગણગણવા લાગ્યો કે "હું તે કાલે—કાલે પેમ્બ્રોક લઇ જઇશ. બીજે દિવસે સવારે તો તે બીજાને તેમ ડિટેક્ટિવોને મરણ પામેલો માલમ પડયો.

**આવતી કાલ એ સેતાનનું સૂત્ર છે.** અર્ધી પૂરી કરવામાં આવેલી યોજના અને અમલમાં નહિ મૂકેલા ઠરાવોને લીધે જાણીતા માણસો તેના ભોગ થઇ પડયાનાં અનેક દૃષ્ટાન્ત સર્વ ઇતિહાસમાં જોવામાં આવે છે. સુસ્તી અને નાલાયકીનો તે પ્રિય આશ્રય છે.

લોઢું ગરમ હોય ત્યારે ટીપો, સૂર્ય પ્રકાશતો હોય ત્યારે ઘાસ સૂકવો એ સૂત્ર સોનાનાં છે. શરૂઆત કરવા માટે અને પોતાને કામે વળગવાને આપણામાંનાં ઘણાને પ્રોત્સાહન જોઇએ છીએ. સુસ્તી કયારે આવે છે તે ઘણા માણસ જોઇ શકતા નથી. જમ્યા પછી કેટલાક ઉપર તેનો હુમલો થાય છે. દરેક જણના જીવનમાં હરરોજ એક કસોટીનો કલાક હોય છે. દિવસ બચાવવો હોય તો તે ગુમાવવાને બદલે તેનો સદુપયોગ થવો જોઇએ. ઘણા લોકો દિવસની ફતેહની કસોટી સવારે વહેલા કરે છે. ડેનિયલ વેબસ્ટર નાસ્તા પહેલાં ૨૦ થી ૩૦ કાગળના ઉત્તર લખતો.

એક માણસ હેનરીની હાજરીમાં મેનની હુશિયારી અને હિમ્મતનાં વખાણ કરતો હતો. હેનરીએ કહ્યું કે તમારી વાત ખરી છે. તે મોટો કપ્તાન છે પણ હું હમેશાં પાંચ કલાક તેની આગળ રહું છું. હેનરી સવારમાં ચાર વાગે ઉઠતો અને મેન દસ વાગે ઉઠતો. તેમની વચ્ચેનો તફાવત આજ હતો. અનિશ્ચિતપણું એ

પણ એક રોગ છે અને મુલતવી રાખવાનો દુર્ગુણ એ તેની શરૂઆત છે. અનિશ્ચિતપણાના ભોગ માટે ફકત એકજ ઉપાય છે અને તે "**તરત નિર્ણય ઉપર આવવું**" એ છે. નહિ તો તે રોગ, સઘળી ફતેહ અને પરિપૂર્ણતાનો નાશ કરશે. જે અદઢ રહેશે તેના બાર વાગી જશે.

એક પ્રખ્યાત લેખક કહે છે કે પથારી—એ અસત્ય આભાસનો વીંટો છે. આપણે કંટાળીને બિછાનામાં જઈએ છીએ છતાં તે દિલગીરી સાથે આપણે છોડીએ છીએ. વહેલા ઉઠવા માટે દરેક રાત્રે આપણે નિશ્ચય કરીએ છીએ પણ દર સવારે આપણાં શરીર પડી રહેવાનો નિશ્ચય બતાવે છે. છતાં જે લોકોએ નામ કાઢયાં છે તે બધા વહેલા ઉઠનાર હતાં. પીટર ધ ગ્રેટ હમેશાં અંધારામાં ઉઠતો. તે કહેતો કે મારે મારી જીંદગી જેમ બને તેમ લાંબી કરવી છે તેથી હું જેમ બને તેમ થોડી ઉંઘ લઉં છું. આલ્ફ્રેડ ધ ગ્રેટ પણ અંધારામાં ઉઠતો. કોલમ્બસે અમેરિકાના પ્રવાસની યોજના સવારમાં વહેલા કરી હતી. નેપોલિયન પોતાનાં મહાન્ યુદ્ધની યોજનાઓ સવારમાં કરતો. પ્રાચીન તેમ અર્વાચીન સમયના બધા ખગોળવેત્તા વહેલા ઉઠતા. કોપર્નિકસ પણ વહેલો ઉઠતો. બ્રાયન્ટ પાંચ વાગે ઉઠતો. બેન્ક્રોફ્ટ પ્રભાતે ઉઠતો. આપણા લગભગ સઘળા ગ્રંથકારો સવારમાં વહેલા ઉઠતા. વૉશિંગ્ટન, જેફર્સન વેબસ્ટર, કલે, કાલ્હુન સઘળા વહેલા ઉઠનાર હતા. આડમો હેનરી સાત વાગે નાસ્તો લેતો અને ૧૦ વાગે જમતો.

જૉન જેકબ ઍસ્ટર અને કોર્નેલિયસ વૅન્ડરબિલ્ટને દર સવારે નિશ્ચિત વખતે ઉઠવાની અને તેઓની સાથે ગમે તે હોય તોપણ નિશ્ચિત સમયે સૂવાની ટેવ હતી.

વૉલ્ટર સ્કૉટ સમયનું પાલન કરનાર મહાન્ હતો. તેની મહાન્ ફતેહોનું આ રહસ્ય છે. જે દિવસ કામકાજ મળે તે દહાડેજ તે

તેનો જવાબ લખી નાંખતો. તે પાંચ વાગે ઉઠતો. નાસ્તો કરતા કરતામાં તો તે દિવસના કામનો મોટો ભાગ કરી લેતો. એક યુવાન્ જેને જગા મળી હતી અને તેની સલાહ માગી હતી તેને તેણે નીચે મુજબ સલાહ આપી. તમારો વખત પૂરેપૂરો ન વપરાય તેના સબંધમાં જે લાલચ સ્હેજમાં તમને થાય છે તેથી એટલે વખત વ્યર્થ ગુમાવવાની ટેવથી, રસળવાની ટેવથી ઠોકર ખાઇ જતા નહિ. જે કાંઈ કરવાનું હોય તે તરત કરી નાંખો અને કામ કર્યા પછી વિશ્રાંતિના વખતનો ઉપયોગ કરો, તેના પહેલાં કદી તેવો ઉપયોગ કરો નહિ.

સવારે વહેલા ઉઠવાની કિંમતી ટેવ વિષે ઝાઝું કહેવું જરૂરનું નથી. કુટુમ્બની અવનતિની પહેલી એક નિશાની મોડા ઉઠવું તે છે. કોઈપણ માણસ માટે આઠ કલાકની ઉંઘ પૂરતી છે. ઘણી વાર સાત કલાક પણ પૂરતા થઇ પડે છે. જો માણસ સશક્ત હોય તો ઉંઘના આઠમા કલાક પછી તેણે ઉઠી તરત લુગડાં પહેરી કામ ઉપર ચઢવું જોઇએ.

હૅમિલ્ટન કહે છે કે એક વિચિત્ર આપત્તિ આપણા મિત્રો ઉપર આવી પડી છે. ઇશ્વરે જ્યારે તેમને જન્મ આપ્યો ત્યારે તેણે તેમને કામ કરવાનું આપ્યું અને તે માટે તેમને પૂરતો સમય આપ્યો અને એટલો બધો આપ્યો કે તેઓ ખરી વખતે શરૂઆત કરે અને પૂરતા બળથી કામ કરે તો તેઓનો સમય અને તેમનું કામ એકજ વખતે પૂરાં થાય. પણ ઘણાં વર્ષ પહેલાં તેમનાં ઉપર એક વિચિત્ર આપત્તિ આવી પડી. તેમને આપવામાં આવેલા સમયનો કેટલોક ભાગ તેમણે ગુમાવ્યો. તેનું શું થયું તે તેઓ જાણતા નથી પણ સમય ગયો એ વિષે શક નથી. કારણ કે, જેમ બે માપની લોટી સાથે સાથે આડી મૂકવામાં આવે અને એક બીજાથી એકાદ ઇંચ ટૂંકી હોય તેમ તેઓનું કામ અને તેમનો વખત સાથેને સાથે પસાર

થાય છે. પણ તેમનું કામ તેમના સમયથી દસ મિનિટ આગળ હોય છે એટલે તેમના કામમાં તેઓ હમેશાં દસ મિનિટ મોડા પડે છે. તેઓ અનિયમિત નથી પણ તેઓ મોડા જાગે છે. ટપાલ બંધ થયા પછી એક મિનિટે તેમની ટપાલ નાંખવામાં આવે છે. તેઓ ડક્કા ઉપર આવે છે તેટલામાં તો સ્ટીમર ઉપડી જાય છે, સ્ટેશન ઉપર આવે છે અને સ્ટેશનના ઝાંપા બંધ થાય છે. તેઓ કોઇ વાયદો ખોળતા નથી અગર કર્તવ્ય ભૂલતા નથી પણ તે હમેશાં કામ પર બહુ મોડા આવે છે અને હમેશાં ઉપર જણાવેલાજ નાશકારક સમય જેટલા તેઓ મોડા પડે છે.

કોઇકે એમ કહ્યું છે કે ઝડપથી કામ કરવાની ટેવ એ એક ચેપી પ્રેરણા જેવું છે. તે પ્રેરણા રૂપે હોય અગર તે પ્રાપ્ત કરવામાં આવી હોય પણ સુધારણા માટેના વ્યાવહારિક સદ્ગુણોમાંનો તે એક છે.

લગ્ન જેટલું પવિત્ર છે તેટલીજ પવિત્ર એક બીજી બાબત છે અને તે મળવાનો, કામ કરવાનો અમુક સમય એ છે. જે માણસ તે સમયે તે કામ કરવામાં, મળવામાં નિષ્ફળ જાય છે તેને કાંઇ સબળ કારણ ન હોય તો વ્યાવહારિક રીતે, ખરી રીતે, તે જુઠો ગણી શકાય, અને જગત્ તેને જુઠો ગણે છે.

ડૉ. ફ્રિચે કહ્યું છે કે પૂર્ણ વિચાર અને ગંભીર માન્યતા સાથે હું મારો અભિપ્રાય દર્શાવું છું કે જે માણસ નક્કી કરેલા સમયે, નક્કી કરેલ ઠેકાણે જવામાં ઢીલ કરે છે તે કદી સન્માન પામશે નહિ અગર ફતેહ પામશે નહિ. હૉરેસ ગ્રીલિએ કહ્યું છે કે જે કોઇ માણસને બીજા માણસના વખત માટે દરકાર ન હોય તો તેને તેમના દ્રવ્ય માટે શા માટે વિચાર હોવો જોઇએ. એક માણસનો એક કલાક લેવો અને તેના પાંચ ડૉલર લેવા એ બરોબર

છે. એવા ઘણા માણસ છે જેમને તેમના ધંધાના દિવસનો દરેક કલાક પાંચ ડૉલર કરતાં પણ વધારે કિંમતી છે.

પોરૂપીઆઇએ કહ્યું છે કે મારે જીવવું એ જરૂરનું નથી પણ અમુક કલાકે અમુક સ્થળે મારે હોવું એ જરૂરનું છે.

પ્રેસિડંટ વૉશિંગ્ટન જ્યારે ચાર વાગે જમતા હતા ત્યારે વ્હાઇટ હાઉસમાં જમવા બોલાવેલા કૉન્ગ્રેસના નવા સભાસદ કેટલીક વખત મોડા આવતા અને પ્રેસિડંટને જમતા જોઇ તેમને ક્ષોભ થતો. વૉશિંગ્ટન કહેતો કે જમનાર આવ્યા છે એમ મારો રસોઇયો કદી પૂછતો નથી. જમવાનો વખત થયો છે કે નહિ એજ મારો રસોઇયો પૂછે છે.

મારી ઘડિયાળ પાછળ છે, ધીમી છે એમ કહી મોડા આવવા માટે વૉશિંગ્ટનનો સેક્રેટરી જ્યારે બહાનું રજુ કરતો ત્યારે વૉશિંગ્ટન જવાબ આપતો કે "ત્યારે તારે નવું ઘડિયાળ લેવું જોઇએ અગર મારે બીજો સેક્રેટરી જોઇએ."

ફ્રેન્કલિનનો એક નોકર હમેશ મોડો થતો અને હમેશાં કાંઇક બહાનું બતાવવાને તે તૈયાર રહેતો. આ નોકરને ફ્રેન્કલિન કહેતો કે મને સાધારણ રીતે એમ માલુમ પડયું છે કે જે માણસ બહાનાં બતાવવામાં હુશિયાર હોય છે તે બીજા કશામાં હુશિયાર હોતાં નથી.

એક પ્રસિદ્ધ જળપ્રવાસ માટે વિદાય થવાની તૈયારી વખતે નેલ્સનના કોચમેને કહ્યું કે ગાડી બરાબર છ વાગે બારણાં આગળ આવશે. ઍડમિરલ નેલ્સને કહ્યું કે પા કલાક પહેલાં, વખતના પા કલાક અગાઉ હું દરેક કામમાં હમેશાં દાખલ થાઉં છું અને તેથીજ હું માણસ બન્યો છું. નેપોલિયને એક દિવસે પોતાના સરદારોને જમવા બોલાવ્યા પણ નક્કી કરેલે વખતે તેઓ નહિ આવવાથી તે

તેમના વગર જમવા લાગ્યો. તે જમીને ઉઠતો હતો તેવામાં તે આવ્યા. તેમને તેણે કહ્યું કે, ગૃહસ્થો હવે જમવાનો વખત થઇ ગયો છે અને હવે આપણે હાલને હાલ કામ ઉપર લાગીશું. બ્લુશર સૌથી ઝડપથી કામ કરનાર હતો. તે માર્શલ "ફૉરવર્ડ" કહેવાતો. જૉન કુયુ ઍડમ્સ કદીપણ વખતની પાછળ રહેતો નહિ અને તેને માટે તે જાણીતો હતો. મિ. એડમ્સને હાઉસ ઑફ્-રેપ્રેઝેન્ટેટિવ્ઝમાં આવતો જોઇ હાઉસને સાવધાન થવા કહેવાના વખતની સ્પીકરને ખબર પડતી. એક વખતે એક સભાસદે કહ્યું કે કામ ચલાવવાનો વખત થયો છે. એક બીજા સભાસદે કહ્યું, ના, મિ. ઍડમ્સ હજુ પોતાની જગાપર આવ્યા નથી. એમ માલમ પડયું કે ઘડિયાલ ત્રણ મિનિટ આગળ હતું અને મિનિટે મિનિટ મિ. ઍડમ્સ આવી પહોંચ્યા.

લૉર્ડ બ્રોહામ જે પોતાની હમેશની મહેનત ભરેલી ફરજો ઉપરાંત અમીરોની સભાના, કોર્ટ ઑફ ચેન્સરીના અને બીજી ડઝન સાહિત્યસભાઓના પ્રેસિડંટ હતા તેઓ નક્કી કરેલે વખતે પોતાની જગા ઉપર હાજર થતા. ઘડિયાલની માફકજ તેઓ વખતસર કામ કરનાર હતા.

સ્કૂલ અગર કૉલેજમાં વેબસ્ટર મુખપાઠ વખતે કદી પણ મોડો પડતો નહિ. કોર્ટમાં, કોન્ગ્રેસમાં તેમ જનસમાજમાં સમાન રીતે તે વખતસર હાજર રહેતો તથા કામ કરતો. અસાધારણ ઉદ્યોગી જીવનની ચિન્તાઓ અને ગભરાટમાં પણ હૉરેસ ગ્રીલિ પોતાના કામકાજમાં, મળવા વગેરેના કામમાં વખતસર રહેતો. ફુરસદવાળા અને મળવામાં વખત નહિ સાચવનાર માણસો માટે પોતે રાહ જોતો હોય તે સમયમાં તે "ટ્રિબ્યુન" માટેના ઘણા તીક્ષ્ણ લેખ લખી નાંખતો.

ધૂમકેતુ જે આપણા વાતાવરણની મુલાકાત દસ હજાર વર્ષે એક વખત લે છે તે એક મિનિટ પણ પાછળ હોતો નથી. પ્રહસનમાં "સંક્ષેપ" મહત્વનો હોય છે તેમ ધંધાની મહત્વની બાબત સમયાનુપાલન છે.

દરેક ધંધાદારી માણસ જાણે છે કે કેટલીક પળો એવી હોય છે કે જેના ઉપર વર્ષોના ભાવિનો આધાર રહે છે.

બેંકમાં તમે જરા મોડા પહોંચશો તો તમારા કાગળીયાં માટે વાંધો ઉઠશે અને તમારી શાખ નીકળી જશે. પોતાના વ્યાપારી જીવનમાંનાં પહેલાંસાત વર્ષમાં એક બિલ પણ ચૂકાવ્યા વગર એક પણ રવિવાર એમોસ લૉરેન્સ જવા દેતો નહિ. સમયાનુપાલન તે રાજાઓની સભ્યતા છે. પોતાના ધંધાના વખતને પહોંચી વળવા માટે કેટલાક માણસ હમેશાં દોડયા કરે છે. તેઓ હમેશાં ઉતાવળમાં હોય છે અને ટ્રેન ઉપર જવાને મોડા પડયા હોય એવો ખ્યાલ તમને આપે છે. તેઓમાં કામ કરવાની પદ્ધતિ હોતી નથી અને ભાગ્યેજ તેઓ ઘણું કામ કામ કરી શકે છે.

શાળા અને પાઠશાળાના જીવનની સારામાં સારી બાબત એક એ છે કે ઉઠવા માટે, મુખપાઠ માટે, ભાષણના સમય માટે જે ઘંટ વાગે છે તે ઝડપથી કામ કરવાની ટેવ શીખવે છે.

ખરામાં ખરો વખત આપનાર ઘડિયાળ દરેક જુવાન માણસ પાસે હોવી જોઇએ. જે ઘડિયાલ લગભગ બરાબર હોય છે તેથી ખોટી ટેવ પડે છે અને ગમે તેવી હલકી કિંમતની તે હોય પણ તેમાં રોકેલા પૈસા નકામા છે. જો તમારે જાળમાળ, ફાટેલાં લુગડાં પહેરવાંજ પડે તો પહેરો પણ ખોટો ટાઇમ આપનાર ઘડિયાળ રાખતા નહિ.

એચ. સી. બ્રાઉન કહે છે કે જે છોકરો વખતસર હોય છે તે મને ઘણો ગમે છે. કેટલી ઝડપથી તેના ઉપર વિશ્વાસ રાખવાની અને વધારે મહત્વની બાબતો વિશ્વાસથી તેને સોંપવાની તમને વૃત્તિ થાય છે. વખતસર કામ કરવાની જે છોકરાએ આબરૂ મેળવી છે તેણે ભવિષ્યમાં તેના કામકાજમાં ફતેહ આપનાર થાપણમાં પહેલો વધારો કર્યો છે.

ઝડપથી કામ કરવાથી વિશ્વાસ ઉત્પન્ન થાય છે અને શાખ બંધાય છે. આપણાં પોતાનાં કામ સુવ્યવસ્થિત છે તથા સારી રીતે ચાલે છે તેની તે સારામાં સારી સાબિતી છે અને આપણી શક્તિઓ વિષે બીજાને વિશ્વાસ બેસે છે. જે માણસ વખત આપ્યા પ્રમાણે કામ કરે છે તે એક નિયમ તરીકે પોતાનું વચન પણ પાળશે.

સરકારનાં વહાણ જેમ હમેશ વ્યવસ્થિત અને તરત લડવાને તૈયાર રહે છે તેમ તમારો ધંધો, ધંધાની દરેક બાબત રાખો.

કદી નહિ કરતાં મોડું પણ કામ કરવું, મોડા પડવું એ સારૂં એ કહેવત કદાજ મોડા નહિ તેનાથી અર્ધી પણ સારી નથી.

ડ્રાઇવરનું ઘડિઆળ પાછળ હોય તો રેલ્વે–અથડાઅથડીનો ભયંકર અકસ્માત્ બને છે. ભારે મિલ્કતવાળી એક પેઢી નાદાર બની જાય છે કારણ કે હુકમ પ્રમાણે, મોકલી શકાય એવાં નાણાં મોકલવામાં આડતીઓ વિલંબ બતાવે છે. માફી લઈ આવનાર કાસદ એક પાંચ મિનિટ મોડો આવે તો એક નિર્દોષ માણસ ફાંસીને લાકડે લટકી જાય છે. એક નજીવી વાત માટે એક માણસને પાંચ મિનિટ રોકવામાં આવે છે પણ એકજ મિનિટ માટે તે ટ્રેન અગર સ્ટીમર ચૂકી જાય છે.

સમટર શરણે આવવાની વાત સાંભળતાં ગ્રૅન્ટે ભરતી કરવાનો નિશ્ચય કર્યો. ફૉર્ટ ડૉનેલ્સન આગળ બકનરે જ્યારે સુલેહનો

વાવટો મોકલ્યો અને શરણે આવવાની શરતો વિષે વિચાર કરવા કમિશનરો નીમવાની માગણી કરી ત્યારે તેણે તરત જવાબ આપ્યો કે કોઈપણ શરત વગર અને ત્વરિત શરણે આવવાના કરાર શિવાય બીજા કોઈ કરાર સ્વીકારી શકાય એમ નથી. હું તમારાં બાંધકામ ઉપર હાલને હાલ હુમલો કરવા માગું છું. બકનરે જવાબ આપ્યો કે સંજોગો એવા છે કે તમે જે અનુદાર અને વીરોને ન છાજે તેવી શરત કરો છો તે હું ફરજીયાત કબૂલ રાખું છું.

નેપોલિયનની પેઠે જે માણસ સહુથી વધારે મહત્વની વાત તરત પકડી લે અને બીજીનો ત્યાગ કરે, તેનો ભોગ આપે તેની ખાતરીપૂર્વક ફતેહ થાય. કાંઈ પણ ભોગ આપ્યા પહેલાં માણસો અમુક બાબત ઉપર વિચાર કરવા માગે છે અને તેથી તેઓ વારંવાર નિષ્ફળ જાય છે. એકની પસંદગી અને બીજાનો ત્યાગ સાથે ને સાથે રહેવો જોઈએ.

જૉન ટૉડ કહે છે કે કુદરતથી તેમ ટેવ પડી જવાથી આપણે એટલા બધા સુસ્ત છીએ કે વખતથી જરાપણ સરકે નહિ તેવો સમયપાલનવાળો ખરો માણસ એ જાણે એક દુર્લભ બાબત હોય એમ આપણને લાગે છે. આવો માણસ મળે છે તો તે માણસ ઉપર આધાર રાખવાની આપણને ચાહના થાય છે અને ગમે તે કિંમતથી પણ તેવો ટેકો ખરીદવાની આપણને મરજી થાય છે. તે ઉપરથી એટલું તો જણાય છે કે તે માણસે પોતાના ઉપર જીત મેળવી છે.

ગુમાવેલી જીંદગીની ખરાબીની શરૂઆત ગુમાવેલી પાંચ મિનિટથી થાય છે. જે માણસો નિષ્ફળ ગયા છે તેમની કબર ઉપર "મોડા પડયા" એ ગુપ્ત શબ્દ વાંચી શકાય છે. વિજય અને પરાજય, ફતેહ અને નિષ્ફળતા વચ્ચેનો તફાવત ઘણીવાર એક થોડીક મિનિટમાં આવી રહે છે.

# પ્રકરણ ૯ મું.

## ખુશમિજાજ અને દીર્ઘાયુષ.

સંધિવા, દમ અને બીજા સાત દરદો મને થયેલાં છે પણ બીજી રીતે હું ઘણો સારો છું, **સિડનિ સ્મિથ.**

મને લાગણી થાય છે, ઉદ્વેગ થાય છે. પણ ઇશ્વરકૃપાથી કોઇ બાબત હું ચ્હીડીયાં કરતો નથી. **જૉન વેસ્લી**

ભાગ્યની કૃપા છતાં આ માણસ ધ્રૂજતો બેઠો છે, પોતાનો આનંદ તે મંદ, શંકાશીલ પદ્ધતિએ લે છે. આ બીજો ભૂખે મરે છે અને મૃત્યુ સામે ઉભેલું છતાં હસે છે. **આલિડ્ક.**

કોઈપણ કરાડ ઉપર, ચિંતા, ફતેહમંદી સાથે પૂલ કદી બાંધી શકી નથી. **રૂફિની**

દુનિયાના દરેક અનિષ્ટ માટે, ઉપાય હોય છે અગર હોતો નથી. જો ઉપાય હોય તો મહેનત કરીને ખોળી કાઢો અને ન હોય તો તેની દરકાર કરતા નહિ. **પોપ.**

આનંદ ઉત્પન્ન કરનાર સુખી રહો. **વિલિસ.**

હમેશ કોઇપણ ઠેકાણે પ્રભાત તો હોય છે અને જાગૃત થતા પ્રદેશોમાં એક કિનારેથી બીજા કિનારા સુધી કોઇ ઠેકાણે પક્ષીઓ ગાયા કરે છે. **લૉંગફેલો.**

આનંદી મનુષ્યો લાંબુ જીવન ભોગવે છે અને આપણો પ્રેમ પણ તેમના ઉપર લાંબા વખત સૂધી રહે છે. **બોવી.**

ખુશમિજાજમાં અદ્ભુત બળ રહેલું છે, તેની જીવનશક્તિ અખૂટ છે. કોઇપણ જાતના પ્રયાસ કાયમ રીતે ઉપયોગી કરવા હોય તો તે સમાન રીતે આનંદયુક્ત હોવા જોઇએ. તેમાં આનંદ, આનંદનું લાવણ્ય અને પ્રકાશનું સૌન્દર્ય હોવું જોઇએ. **કાર્લાઇલ.**

છોકરાઓ, સારો વખત આવે છે, સારો વખત આવે છે. આપણે દરેકે, સ્ત્રી પુરૂષે તેને પડખે રહેવું જોઇએ. **મૅકે.**

ગોલ્ડસ્મિથ કહે છે કે તેણે જોયેલા સુખીમાં સુખી માણસોમાં ફ્લૅન્ડર્સના કિલ્લામાંનો એક ગુલામ હતો. તેને એક પગ હતો. તે ખોડીલો હતો અને તે કેદ થયેલો હતો. તેને જીંદગી સુધીની ગુલામીની સજા થઇ હતી, અને પ્રભાતથી છેક અંધારૂં થાય ત્યાં સુધી તેને કામ કરવાનું હતું પણ હમેશાં તે દરેક ચીજની સારી બાજુજ જોતો એમ જણાતું. તે હસતો અને ગાતો અને કિલ્લામાં તે સર્વથી સુખી માણસ હોય એમ દેખાતું.

આવા ઉત્સાહી લોકોને મ્હોંએજ તમે સાંભળશો કે સઘળા દેશો સુંદર છે. સઘળાં ચિત્ર ઉત્કૃષ્ટ, સઘળા પર્વત ઉંચા અને સ્ત્રીઓ ખુબસુરત છે, એમ એક તેમનો પ્રશંસક કહે છે. પ્રભુ, તેમને સુખી કરો. જ્યારે આવો માણસ એક વર્ષની સખ્ત મહેનત પછી પોતાના દેશની મુસાફરીથી આવે છે ત્યારે તેને સગવડવાળી જગાઓ, સસ્તાં ઘર, સારા ઘરધણી, સુંદર દેખાવો અને સારામાં સારાં ખાણાં મળે છે. પણ બીજાઓના સ્થિતિ તેથી ઉલટી હોય છે. તે હમેશાં લૂંટાય છે. તે કશુંજ જોતો નથી. તેને લૂંટી ખાનાર ઘરધણી મળે છે, તેને ખરાબ બિછાનું મળે છે અને ખાવાનો ખોરાક તેને એટલો ચીકણો લાગે છે કે તેના દાંત તે કાપી શકતા નથી.

મિનિયાપોલિસના એક ગૃહસ્થને પોતાની માલિકીની કેટલીક દુકાનો હતી. આ દુકાનોનો આગથી તદ્દન નાશ થઇ ગયો. આ આપત્તિથી તેને એટલો ઉદ્વેગ થયો કે તેની માનસિક દશા બગડશે એમ જણાયું. તેને આનંદમાં લાવવા તેના મિત્રો મહેનત કરતા. તેનો ઉંડો, અભેદ્ય, ઉદ્વેગ કશાથી દૂર થાય એમ જણાયું નહિ. તે આપઘાત કરવાની તૈયારીમાં હતો. જ્યારે આ આફત આવી પડી ત્યારે તે ઘેર નહોતો અને તેની નાની સાત વર્ષની છોકરીનો તેના ઉપર નીચે મુજબ કાગળ આવ્યોઃ—

**વ્હાલા બાપાજી,**

બળી ગયેલી તમારી વખારો જોવા હું ગઈ હતી અને બરફથી ઢંકાયલી તે જગા ઘણી સુંદર લાગે છે. હું તમને ઘણા ચાહું છું. મારી ચૂમિ કબૂલ રાખશો. **લિલિયન.**

પિતાને આ પત્ર વાંચતાં સ્મિત થયું અને જે માણસ ટ્રેનમાંથી કૂદી પડી આપઘાત કરવા માગતો હતો તે મોટેથી હસવા માંડયો. તેના ઉપરનું દિલગીરીનું વાદળ આ પત્રના પ્રકાશથી તૂટી ગયું.

આનંદી માણસ વિશેષે કરીને ઉપયોગી માણસ છે. તે પોતાનું મન સંકડાવી નાંખતો નથી અને માણસો અને ચીજો વિષે તે અર્ધા, અધૂરા વિચાર બાંધતો નથી. તે જાણે છે કે દુઃખ ઘણું છે પણ દુઃખ એ જીંદગીનો નિયમ હોવો જોઇએ નહિ. તેને એમ માલમ પડે છે કે દરેક સ્થિતિમાં માણસ આનંદી હોઇ શકે. ઘેટાંના બચ્ચાં કૂદે છે, પક્ષીઓ ગીત ગાય છે અને આનંદથી ઉડે છે, કુરકુરીયાં રમે છે. બિલાડીનાં બચ્ચાં આનંદ કરે છે અને સઘળું વાતાવરણ દોડી રહેલાં આનંદયુક્ત જંતુઓથી ભરાયેલું રહે છે, દરેક ઠેકાણે ખરાબ કરતાં સારૂં આગળ પડતુ જણાય છે, અને દરેક અનિષ્ટમાં પણ કાંઇક બદલો મળે તેવી શાંતિજનક, સંતોષપ્રદ વસ્તુ હોય છે.

શીત્તેર વર્ષના એક ડોસાને પુછવામાં આવ્યું કે તમે ૭૦ વર્ષની "છાયા"વાળી બાજુએ છો એમ હું ધારૂં છું. તેનો જવાબ મળ્યો કે, ના. હું પ્રકાશવાળી બાજુમાં છું કારણ કે કીર્તિની લગભગમાં હું છું. **આઇસલેન્ડના** વતનીઓ જેઓ હમેશના શિયાળાની ઠંડી અને ઉજ્જડ પ્રદેશમાં રહે છે તેઓ મુસાફરોને કહે છે કે **આઇસ-લેન્ડ** જગતમાં સારામાં સારી જગા છે.

હેસિઓડના કહેવા મુજબ જે પેટીમાં દેવોએ સઘળાં માનવ દુઃખો ભર્યાં હતાં તે પેટીનું ઢાંકણું કુતૂહલથી જ્યારે પેન્ડોરાએ

ઉઘાડયું ત્યારે તે દુનિયા ઉપર પથરાઇ ગયાં પણ તે સઘળાના ઉપાય તરીકે આશા નીચે રહી. ડૉ. માર્શલ હૉલ પોતાના દરદીઓને આનંદી રહેવાને સલાહ આપતો અને તે કહેતો કે દાકતરને ત્યાં જે કાંઇ દવા મળે તેના કરતાં આનંદી રહેવું એ વધારે અસરકારક છે. આનંદી હ્રદય દવાના જેટલોજ ગુણ આપે છે. આરોગ્ય એ ડહાપણની સ્થિતિ છે અને આનંદીપણું એ તેનું ચિહ્‌ન છે. જે જે માણસોને આપણે મળીએ છીએ તેમાંના અર્ધો અર્ધ એમ ધારે છે કે તેમને કાંઇને કાંઇ એવું છે જેથી તેઓનું આખરે મોત થશે અને હમેશાં તેઓ મૃત્યુના ભયમાં રહે છે. તેથી પણ ખરાબ એ છે કે ખરાબ આરોગ્યનો અનુભવ બીજા લોકોને પણ થાય તેને માટે તેઓ આતુર હોય છે અને જરાક ખીજાતાં તેઓ તેમને તે કહેવાને તૈયાર હોય છે.

આનંદ તો તમારી પાસેજ તમારે રાખવો કારણ કે સ્વર્ગમાં પણ તમને તે મળશે નહિ. જે માણસ પોતાના આનંદ વધારવાને આનંદનો સંગ્રહ કરે છે તે કોના જેવો છે? “હું મારા દાણા ઉંદર અને પક્ષીઓને ખાવા દઇશ નહિ અને જમીન અગર ચક્કીને પણ હું આપીશ નહિ. જેઓ જગત્‌માં ખોબે ખોબા ભરી નાંખી દે છે તેઓ કેવા મૂર્ખ છે આમ કહેનારના જેવો તે છે.

એમર્સન કહે છે કે પીચ ને જોઇતા તડકાની ખોટ બીજી કોઇપણ બાબતથી પૂરી પડશે નહિ અને જ્ઞાનની કિંમત વધારવા માટે તમારામાં ડહાપણથી ઉત્પન્ન થતો આનંદ હોવો જોઇએ. આપણે લાલચો શી રીતે નિવારી શકીશું ? આ પ્રશ્નના ઉત્તરમાં એક પ્રસિદ્ધ લેખકે કહ્યું છે કે, આનંદી સ્વભાવ એજ વસ્તુ તેને માટે જરૂરની છે. ઉદ્યોગી જીવનનો ઉમરો ઓળંગનાર યુવાન્ સ્ત્રી અગર પુરૂષને આનંદી સ્વભાવ જેથી દેખીતી આફત પણ એક ખરા સુખ સમાન

થઇ પડે છે તે એક દોલત સમાન થઇ પડે છે. જે માણસને દરેક બાજુની ઉજળી અને સુખયુક્ત બાજુ જોવાની ટેવ પડી છે, જે ઘાસમાં કીર્તિ, ફૂલોમાં સૂર્યનો પ્રકાશ, પથ્થરમાં ઉપદેશ અને દરેક બાબતમાં સારૂં જૂએ છે તે પેલા હમ્મેશના અજીર્ણથી પીડાતા ઉદ્વેગી–જેને કોઇપણ બાબતમાં સારૂં માલમ પડતું નથી તેના કરતાં તે આગળ પડી જાય છે. તેની આ ટેવથી, તેના આનંદી વિચારથી તેના ચ્હેરા ઉપર હમેશાં સૌન્દર્ય છવાઈ રહે છે અને તેની રીતભાતમાં પણ સુન્દરતા આવે છે.

એસ. **સી.** ગુડરીચ કહે છે કે બધા સદ્‌ગુણોમાં આનંદી સ્વભાવ એ સૌથી વધારે લાભજનક છે. જ્યારે બીજા સદ્‌ગુણોનો બદલો મળતાં વાર લાગે છે ત્યારે આનંદી સ્વભાવનો બદલો તરત મળે છે. એ એક એવી સૌન્દર્યવર્ધક વસ્તુ છે જેથી ઘર શોભીતું અને મોહક બને છે, તેથી આરોગ્યની અભિવૃદ્ધિ થાય છે અને તેથી મનને આનંદ અને બળ મળે છે. વાદળાં અને ઉદ્વેગના અંધકારની જગાએ તે વડે હૃદય પ્રકાશમાન્ રહે છે.

જે મહાત્માએ હેમલેટ અગર લીયરનું પાત્ર ઉભુ કર્યું તે મહાત્મામાં “ ફૅાલસ્ટાફ ” કે “ મેરિ વાઇવ્ઝ ઑફ વીંડઝર ” ઉત્પન્ન કરનાર પ્રહસન ન હોત તો તે મહાત્માનો જુસ્સો ભાગી પડત. જગત્‌ના સૌથી વધારે પ્રખ્યાત વૈદ્યકીય પત્ર “ લેન્સેટ ”માં આનંદી સ્વભાવની કિંમતનું નીચે પ્રમાણે વૈજ્ઞાનિક પ્રમાણ આપવામાં આવ્યું છે.

“ બિમાર અને નબળાં માણસોને આનંદી રહેવાની આ શક્તિ ઘણી મહત્વની છે. પહેલાંને તે પુનર્જીવનની શક્તિ આપે છે. બીજાંને દરદ કરતાં વધારે અને દરદ છતાં જીવવાનો સંભવ પૂરો પાડે છે. આથી પરિસ્થિતિને અનુકૂલ, મનનું સર્વથી વધારે આનંદી

બંધારણ ખીલવવું એ સૌથી વધારે અગત્યની બાબત છે. જે શક્તિ માનસિક હીલચાલનું સ્વરૂપ લે છે તે શરીરના કામકાજ માટે જરૂરની છે. માનસિક અસરોની શરીરને અસર થાય છે અને આનંદી વૃત્તિ દુઃખનું નિવારણ કરે છે એટલુંજ નહિ પણ શરીરમાં જીવન, ચૈતન્ય વધારે છે.

ટૅલિરેન્ડ કહેતો કે ગમ્મત અસાધારણ તાજગી આપે છે. એમ મને માલમ પડયું છે. "હસો અને પુષ્ટ બનો" એ કહેવતમાં સારી ફિલસૂરી રહેલી છે. હસવામાં શરીરને મજબૂતી આપવાની અને જીંદગી લાંબી કરવાની શક્તિ રહેલી છે એમ દરેક જણ જાણતું હોત તો માણસોના મ્હોં ઉપર હાલ જે દિલગીરીની છાયા છવાઇ રહે છે તે ઘણે ભાગે નીકળી જાત અને હજારો વૈદ્યોનો ધંધો નીકળી જાત. આપણા જીવનવ્યવહારમાં એક ડહાપણ ભરેલા હેતુ તરીકે કામ આવે તે માટે હસવાની શક્તિ આપણને આપવામાં આવી છે. અંદરની ઇન્દ્રિયોને કસરત આપવા માટે તથા તે સાથે આપણને આનંદ આપવા માટે આ એક કુદરતની યુક્તિ છે. ફેફસામાં અને પેટના વચ્ચેના પડદામાં તેની શરૂઆત થાય છે. લિવર (યકૃત) પેટ, અને બીજા અંદરના અવયવોને તે એક ઝડપવાળા, આન્દોલનમાં મૂકે છે જે વડે, ઘોડા ઉપર સ્વારી કરવાથી જે આનંદજનક અસર થાય છે, કસરત મળે છે, એવી અસર અને કસરત થાય છે, હૃદય વધારે જલદી ચાલે છે, કૂદકા મારતું લોહી તેથી શરીરમાં ફરી વળે છે, શ્વાસોશ્વાસ વધે છે અને આખા શરીરને ગરમી અને પ્રકાશ મળે છે. હસવાથી આંખમાં પ્રકાશ આવે છે. પરશેવો વધે છે, છાતી પહોળી થાય છે, ઓછામાં ઓછા વપરાશવાળા ફેફસાંનાં છિન્દ્રમાંથી ઝેરી હવા નીકળી જાય છે અને શરીરના સઘળા ધર્મના એકતાયુક્ત આચારથી જે આરોગ્ય, આરોગ્યને લગતું સુંદર સમતોલપણું આવે છે તે તે આપે છે. આ

મૃદુ-નાજુક સમતોલપણું-જે એક ઉંઘ વિનાની રાત્રીથી, ખરાબ ખબરથી, ઉદ્વેગ અગર ચિંતાથી ખશી જાય છે, તે ઘણી વખત્ત એક સારા, અંતઃકરણના હસવાથી ઘણી વખત પૂરેપૂરૂં ફરી મળે છે. એક આનંદી દાકતર અગર વૈદ્ય તેની સઘળી ગોળીઓ કરતાં ઘણી વખત સારો થઇ પડે છે.

નાની મિસ ગુસ્સાબાજ ઘણા ક્રોધથી ચ્હીડાઇને કહે છે—

આ ગરમ હવાને હું ધિક્કારૂં છું.
"કાળા પડી જવું" એનો તે વિચાર આપે છે.
તેથી મારૂં નાક દાઝી, બળી જાય છે,
અને મારા અંગુઠાને બ્લીસ્ટર
લાગ્યું હોય એમ જણાય છે,
અને જ્યાં જ્યાં હું જાઉં છું ત્યાં ત્યાં,
મારે પંખો લઇ જવો પડે છે.
નાની મિસ હસમુખ કહે છે—
આ પ્રકાશમાન્ ઉનાળાના દિવસથી
મને જે આનંદ મળે છે તેનું અર્ધુંપણ
વર્ણન હું કરી શકતી નથી.
હું ગાએજ જાઉં છું.
હું સુન્દર ફુલ ચૂંટું છું,
અને મધુર સુગંધવાળા ઘાસ ઉપર
રાણીની માફક સ્વારી કરૂં છું"

ઉદ્વેગ અગર ગુસ્સા માટે માણસોને ઉત્પન્ન કરવામાં આવ્યા નથી એમ એક અર્વાચીન લખનાર કહે છે. પોતાથી બની શકે તે સઘળું સુખ અને આનંદ પોતાની બહારથી તેમ અંદરથી ખેંચવું એ દરેક જણની ફરજ છે અને સૌથી વધારે તો તેણે સઘળી વસ્તુ-

ઓની ઉજળી બાજુ તરફ જોવું જોઇએ. સૂર્યથી પ્રકાશિત દિશાઓને ધુમ્મસ, વાદળાં અને વરાળ વળગી રહે એ આશા જેમ નિરર્થક છે તેમ જ્યારે કોઇ આનંદી માણસ આવી, ખરા અંતઃકરણથી "ગુડ મૉર્નિંગ" કહે છતાં કોઇપણ ચ્હેરા ઉપર કલેશ, ઉદ્વેગ રહે એ અશકય છે. જે કોઇ તમને મળે તેની સાથે સ્મિત સહિત વાત કરવાને ચૂકતા નહિ. ઉદ્યોગી જીવન સુખીજ હોય. દોડતા પાણીમાં દેડકા બોલતા નથી.

સધી કહે છે કે સ્પૅનિયાર્ડો "ચેરિ"ફળ ખાવાના હોય છે, ત્યારે તે ફળ મોટાં અને મોહક લાગે તે માટે હમેશાં ચશ્માં પહેરે છે તેમની વાત મેં તમને કરી છે. તેવીજ રીતે મારા આનંદને હું મોટું સ્વરૂપ આપું છું. અને જો કે હું મારી અડચણો તરફ બેદરકારીથી જોતો નથી તોપણ હું તેમને જેમ બને તેમ ટૂંકામાં સમેટી બંધ કરૂં છું અને બીજાને તેથી દુઃખ થવા દેતો નથી. આનંદી સ્વભાવમાં દરેક ચીજ મોટી કરવાની શક્તિ હોય છે તે આપણે સર્વ જાણીએ છીએ.

બોસ્ટન સિટિ જેલમાં જ્યારે ગૅરિસનને પૂરી રાખવામાં આવ્યો હતો ત્યારે તેને બે આનંદજનક મિત્રો હતા. સારૂં અંતઃકરણ અને આનંદી મન. સિવિલ વૉરના ભયંકર બોજા નીચે પણ લિંકન ટટાર ઉભો રહી શકયો હતો તેનું કારણ તેનો આનંદી સ્વભાવ હતો. તેની મસ્કરીઓ અને પુરાણી વિચિત્ર વાતોથી પ્રજાના જોખમના અંધારામાંના અંધારા, ભયંકરમાં ભયંકર સમયનો ઉદ્વેગ ઓછો થઇ જતો.

બે બાબતમાં આપણે કદી આકળા કે ઉંચા નીચા ન થવું. એક તો જે બાબત આપણો ઉપાય ન હોય તે અને બીજી—જે બાબત વિષે આપણો ઉપાય હોય તે. તમારા પડોશીના દશ દોષ

ખોળવા કરતાં તમારો એક દોષ ખોળી કાઢો.

કૉલેજમાં હેનરી વૉર્ડ બીચર મોટામાં મોટો મશ્કરો હતો અને તે એટલો બધો મશ્કરો હતો કે તેથી ઘણા ધાર્મિક માણસોને ક્ષોભ થતો. તેની બ્હેન હેરિયટ બીચર કહે છે કે દેવળના, એક સારા ચકલાની માફક વડીલની પેઠે ફરવાને બદલે અગર વૃક્ષોમાં ઘુવડની પેઠે ગમ્ભીર ચિન્તવન કરવાને બદલે હેનરીની વક્રોક્તિ માટે, તેની નિર્લજ્જ "હાહાહીહી" માટે તપાસ ચાલવી જોઇએ. તે સમયમાં ગંભીરતાને, ક્રિશ્ચિયન ચારિત્ર્યના એક પ્રમાણ તરીકે ગણવામાં આવતી પણ ધર્મ એ જગત્‌માં સર્વથી સુન્દર વસ્તુ છે તે બતાવવાને આ આનંદી ઉપદેશકે ઘણું કર્યું છે.

હેલન હંટ કહે છે કે એક પાતક સર્વ ઠેકાણે જોવામાં આવે છે અને જેની દરેક જણ અવગણના કરે છે અને ચારિત્ર્યની કિંમત આંકવામાં તેની બહુ ઓછી દરકાર રાખવામાં આવે છે. તે પાતક ચ્હીડીયાપણાનું છે. હવા અને બોલવું જેમ સાધારણ બાબત છે તેમ તે પણ સાધારણ બાબત છે. તે એટલી સાધારણ બાબત છે કે તે તેની સામાન્ય સ્થિતિથી ઉંચે ન જાય તો તે દોષ આપણી નજરે પણ પડતો નથી. માણસોના કોઇપણ સાધારણ સમુદાયની તપાસ રાખ્યા કરો. થોડીજ મિનિટમાં તેમાંના એકનો મિજાજ જશે. જે બાબત કોઇ રૂમના, ગાડીના કે મહેલ્લા પરના ખુણામાં રહેલો દરેક માણસ ઘણું કરીને જાણે છે પણ જે વિષે કોઇનો ઉપાય નથી, તે વિષે તેની કાંઇની કાંઇ મોટી નાની ફરિયાદ હોય છે. તેવી બાબત વિષે શા માટે બોલવું ? અમુક ચીજ ઠંડી છે, અમુક ચીજ ગરમ છે, અમુક ભીની છે, અમુક સુકી છે, કોઇ વાયદા પ્રમાણે આવ્યું નથી, કોઇએ રસોઇ બગાડી છે; મૂર્ખતા અગર દ્રોહથી બેચેની ઉત્પન્ન થઇ છે. ચીડાવાને માટે ઘણી ચીજો છે.

કોઇપણ માણસ આવીજ બાબતો ઉપર તીક્ષ્ણ નજર રાખે તો સાદામાં સાદા જીવનમાં દરરોજ કેટલી હરકતો અને એચેની માલમ પડે ! કેટલાક માણસો સૌન્દર્ય, એકતા અને પ્રકાશને બદલે ખોડો, કુસંપ અને માત્ર છાયાઓની પાછળીજ મંડયા રહે છે. ગલ્લીઓ મુશ્કેલીઓ સાથે જેમ ઉંચે ઉડે છે તેમ કુદરતથીજ કેટલીક અડચણો આપણે વેઠવાની છે. પણ ઉંચે ભૂરૂં આકાશ હોય છે અને માર્ગમાં તેઓ જેમ ઓછો વખત ગુમાવશે તેમ તેઓ તરત ત્યાં પહોચશે. ચીડાવાથી માર્ગમાંજ સઘળો વખત ગુમાવી દેવામાં આવશે.

વર્ડસવર્થ બીજે બધે ગંભીર છતાં, પ્રૌઢ છતાં, તેણે લખેલા અલૌકિક, સુંદરમાં સુદર કાવ્યમાં તેને ઘાસમાં ચમત્કાર, અને ફૂલમાં મહિમા માલમ પડયાં હતાં અને "જળ તથા સ્થળ સૌ આનંદનિમગ્ન હતાં" એ તેની પંક્તિ સુપ્રસિદ્ધ છે. સૌથી વધારે ધ્યાનાત્મક કવિમાંનો એ એક હતો અને તેને લીધેજ તેને હમેશાં ધન્યવાદ મળે છે.

આપણે આનંદી અને સંતોષી હોઇએ તો સઘળી સૃષ્ટિ આપણી સાથે હસે છે, હવા વધારે સુખકર લાગે છે, આકાશ વધારે ચોખ્ખું લાગે છે, લીલી જમીનમાં કાંઇ જૂદોજ પ્રકાશ માલમ પડે છે, વૃક્ષના પલ્લવ વધારે સુંદર દેખાય છે, પુષ્પોમાં વધારે સુગંધ માલમ પડે છે, પક્ષીઓનું ગાન વધારે મધુર લાગે છે અને સૂર્ય, ચંદ્ર અને તારા સઘળું વધારે સુન્દર દેખાય છે.

એક ફ્રેન્ચમેને કહ્યું છે કે એક બે શબ્દથી કોઇ માણસ સુખી થતો હોય અને કોઇ એક બે શબ્દ એવા ન બોલે તો તે ખરેખર દુષ્ટ માણસ હોવાં જોઇએ. પોતાની બત્તીથી બીજાની બત્તી સળગાવવી એના જેવું આ છે. આમ કરવાથી બીજાનો પ્રકાશ થાય છે પણ તેથી પોતાનો નાશ પામતો નથી.

મારે એક પ્રમાણિક હસનાર જોઇએ છીએ એમ લખનાર **સર વૉલ્ટર સ્કૉટ** જગતના સુખીમાં સુખી માણસોમાંનો એક હતો. દરેક જણની જોડે તે માયાળુપણે અને મીઠાશથી બોલતો અને દરેકને જોઇને સામાને આનંદ થાય તેમ સ્મિત કરતો. એક દિવસ એક કૂતરા તરફ તેણે પત્થર ફેંક્યો અને તેનો પગ ભાગ્યો. ભાગેલો પગ ઘસડતો તે બિચારો કૂતરો પેટ ચાલતો તેની પાસે આવ્યો અને તેનો પગ ચાટવા લાગ્યો; તેથી તેનું હૃદય વિદીર્ણ થયું. તે કહેતો હતો કે તેની આખી જીંદગીમાં આ બનાવથી વધારેમાં વધારે ઉદ્વેગ તેને થયો હતો.

શાપ આપવો તેમ શપથ ખાવા એ જેમ ઠીક નથી તેમ ચ્હીડ કરવી એ પણ એ પણ ઠીક નથી એમ **જૉન વેસ્લિ** કહેતો.

હમેશાં ચ્હીડ કરનારાઓને દુઃખ વધારે નજરે આવે છે. તેમના પડોશીના જેટલા તે સુખી હોતા નથી. તેમને કદી હવા માફક આવતી નથી. હવા બહુ અગવડ ભરેલી છે, પવન ઘણો છે કે ઘણો થોડો છે, ઠંડી ઘણી વધારે છે અગર હવા ઘણી સૂકી છે, રસ્તા કાંતો કાદવવાળા છે અગર ધૂળવાળા છે એમ તેઓ કહ્યા કરે છે. એક શાણો લેખક લખે છે કે આનંદ એ ઇશ્વરી ઔષધ છે. દરેકે તેમાં સ્નાન કરવું જોઇએ. ભયંકર ચિન્તા, ઉદ્વેગ,—જીવનના આ સઘળા કાટને આનંદના તેલથી સાફ કરી નાંખવા જોઇએ. સાફ કરેવાના કાગળ કરતાં તે વધારે અસરકારક છે. દરેક માણસે તેનાથી સાફ થવું જોઇએ. કમાન વગરનું ગાડું રસ્તા ઉપરના દરેક પત્થરથી આંચકા ખાધાજ કરે છે તેના જેવો, આનંદ વગરનો માણસ છે. આનંદી માણસ કમાન વાળી ગાડી જેવો છે. અને તે તેવી ગાડીની પેઠે ખડબચડામાં ખડબચડા રસ્તા ઉપર જઇ શકે છે અને સુખકર ઝોલા જેવી ડીલચાલ વગર બીજું તેને ભાગ્યેજ લાગે છે.

આપણે જો આપણા ઉદ્વેગની પરંપરા તપાસીએ તો તે પહેલાં અજીર્ણથી અને તેનાથી પણ પહેલાં આપણા પ્યુરિટન પૂર્વજોથી આપણાં હાડકાંમાં ઉતરી આવી છે એમ નિઃસંશય માલમ પડશે આ પ્યુરીટન લોકો ઉપાસના કરતાં પણ ગણગણતા અને ઇશ્વરના મહિમાને ખાતર તેઓ વારંવાર પોતાનાં મ્હોં વાર જેટલાં લાંબા કરતા જેમ નોાળીઓ ધંડાં ગળે તેમ આ લોકો ગીતમાંથી પણ ઉદ્વેગ મેળવતા.

પણ, નવીન રીતે અને વધારે સારી રીતે ક્રાઇસ્ટનો ધર્મ આપણે સમજતા થયા છીએ. ગણગણાટથી ખરી રીતે આપણે ઇશ્વરનો મહિમા ગાતા નથી પણ ઉપકારથી ગાઇએ છીએ. સઘળા સારા વિચાર અને સારા કામને સ્વભાવિક રીતે આનંદી સ્વભાવ સાથે સબંધ હોય છે. ક્રાઇસ્ટે કહ્યું છે કે કાલે નહિ, કયામતને દિવસે નહિ, **આજેજ**, નરકમાં નહિ પણ સ્વર્ગમાં તું મારી સાથે સાથે આવીશ. દુષ્ટતા અને દુઃખના વિચાર મનુષ્યજાતિ કયાં સુધી રાખ્યા કરશે? આશા અને આનંદ વગરનું જગત્ જ્યાં પાપ અને મૃત્યુ કાયમ રહેશે એવા જગત્માં આપણે રહીએ છીએ એવો આગ્રહ આપણે કયાં સૂધી રાખ્યા કરીશું? પાપ અને મૃત્યુ આત્મઘાતક છે અને આખરે તેમનો નાશ તેઓથીજ થવાનો, કુસંપનો આખરે સંપમાં લોપ થવાનો, પ્રકાશમાં અંધકારનો લોપ થવાનો, સત્યમાં ભૂલનો, આરોગ્યમાં રોગનો અને આનંદમાં ઉદ્વેગનો લોપ થવાનો એ શું આપણે જોઇ શકતા નથી? કુરૂપતા, રોગ અને કુસંપ ઉપર હમેશાં વિચાર કરવાની ટેવ સામેની આપણી માન્યતા બતાવી, તેમ આપણે આપણા દાખલાથી તેઓની સામે શા માટે ન થવું?

લગભગ દરેક અમેરિકન ચ્હેરા ઉપર ચિન્તા અને અફસોસ

માલમ પડે છે અને તેથી આપણે ગંભીરતા ભર્યો સુધારો જણાઇ આવે છે. વાંકાં વળેલાં શરીર, વખત પહેલાં ધોળા થઇ ગયેલા વાળ, ભારે પગલાં અને તાવની નાડી જેવી ઉતાવળ—એથી અમેરિકન જીવનનું સ્વરૂપ જણાઇ આવે છે. આરામ વગરનું જીવન, ચાંચલ્ય અને અસંતોષ, હમેશના રોગ જેમાં થઈ પડયાં છે અને આપણા જમાનાનાં અને પ્રજાનાં લક્ષણરૂપ ગુણ થઈ પડયાં છે. હૃદયક્ષોભ, ઉદ્વેગ, નિરાશ થયેલી ઉમેદો, ઉંધી વળેલી આકાંક્ષા અને ઉમ્મર પહેલાં લાગેલા ક્ષયથી આપણાં હજારો માણસો દરવર્ષે મરણ પામે છે. પોતાનાજ કેન્દ્રમાં રહેતા, સ્વસ્થ, પોતાની દૈવી શક્તિઓમાં પૂર્ણ વિશ્વાસ ધરાવનાર મહાત્માઓમાં જે ઉદારતાયુક્ત, આનંદી સ્વભાવ માલમ પડે છે અને જે સ્વભાવ માનવ જાતિનાં સંકટનો અટકાવ કરનાર મહાન્ શક્તિ છે તે આનંદી સ્વભાવ ખીલવવાનું હજુ આપણે શીખ્યા નથી. ઉદ્વેગ, ચિન્તા અને ભય એ માનવ જીવનના મહાન્ દુશ્મન છે અને જેમ આપણે પ્લેગની સામે થઇએ છીએ તેમ તેમની સામા પણ થવું જોઈએ એ એક પ્રજા તરીકે આપણે હજુ શીખ્યા નથી. આનંદી સ્વભાવ વગર કોઇપણ શારીરિક, માનસિક અગર નૈતિક કાર્ય અગર ક્રિયા બની શકે નહિ કારણ કે આનંદ એ આપણા જીવનનું સામાન્ય આવરણ છે.

પણ સારા સ્વભાવનાં માણસ કાંઇ અજબ શસ્ત્ર, ચસ્માં પહેરે છે. ક્લૉડ લોરેન કાચ કરતાં પણ વધારે અદ્દભુત અને સુંદર ચસ્માં જેથી દરેક ચીજ ઉપર સૂર્યથી પ્રકાશિત દેખાવ આવી રહે છે, જૂજ વસ્તુઓથી જે વડે હૃદય ખુશ થાય છે અને દયાનાં નાનાં કામથી આપણામાં ઉપકારવૃત્તિ આવે છે એવાં ચસ્માં કયાંથી લાવવાં ? સાચા દિલવાળા આઇઝેક વૉલ્ટન પાસે આવાં ચસ્માં હતાં. માછલાં પકડવાના લી નદીના પ્રવાસ પછી તે નીચેની આ ભારની લાગણીયુક્ત વાત કહેવા લાગ્યો હતો. “આપણે છેલ્લા

મળ્યા પછી, શીતળ છાયામાં ઘેર આવતાં આવતાં જે વિચાર અને આનંદ મારા દિલમાં આવી રહ્યા છે તેનું કેટલુંક બ્યાન કરીએ; મારી પેઠેજ વિચાર કરશો તો માલમ પડશે કે જ્યારે આજ વખતે ઘણાં માણસો સંધિવા અગર દાંતના દરદથી પીડાય છે અને આપણે તેમાંથી મુકત છીએ તો ખરેખર આપણું વર્તમાન સુખ વધારે મોટું લાગે છે અને આપણે ઇશ્વરનો વધારે ઉપકાર માનતાં થઇએ છીએ. અને મારે તમને કહેવું જોઇએ કે જે દરેક દુઃખથી હું દૂર રહું છું તે એક નવા સુખસમાન છે." ચ્હીડાવું, કંટાળો ઉત્પન્ન થવો એ સ્થિતિ એ રોગ છે કોઇ કોઇ વખત તે ગુન્હાનું સ્વરૂપ લે છે. કેટલાંક રાજ્યમાં નિષ્ફળ ગયેલા આપઘાત કરનારને મનુષ્ય વધના ગુન્હા માટે પકડવામાં આવે છે. કુટુમ્બની શાંતિનો ભંગ કરવા માટે, સાર્વજનિક કલ્યાણમાં વિક્ષેપ નાંખવા માટે, અસહિષ્ણુ ચ્હીડીયાપણું અને છેડાઇ પડતા સ્વભાવ માટે કેટલાક લોકોને કેદખાનામાં ગોંધી રાખવા જોઇએ. આપણા આ બીજા પ્રજાકીય દુર્ગુણ—ખોટી ઝડપ માટે કાંઇપણ ઠપકાપાત્ર હોય તો તે આ અવિરત ફિકર, આ જડ ઘાલી બેઠેલી ચિન્તા છે. અલબત્ત આ બાબત તો દરેક જણ સ્વીકારશે કે ચ્હીડ, કંટાળો આ દુર્ગુણ માટે આપણે એક પ્રજા તરીકે આપણે જાણીતા છીએ. છેડાઇ પડવાનો રોગ હમણાં હમણાંનો છે.

ન્યુયોર્કમાં ગાડીમાં બેશીને જતી એક ફ્રેન્ચ બાઇએ કહ્યું હતું કે જે દરેક માણસને આપણે મળીએ છીએ તેને પુષ્કળ મુઝવણો છતાં તે બીજી ઉડીની લેવા જતો હોય એમ જણાય છે.

આપણે અમેરિકનો કેટલી ઝડપથી જીવનનો ક્ષય કરીએ છીએ. દમ ભરાઇ જાય એટલી ઝડપથી આપણે દરેક કામમાં મંડયા રહીએ છીએ. તમે જે દરેક માણસને મળો તે વાયદા કરતાં મોડો હોય અને

દોડતો હોય એમ માલૂમ પડે છે. અમેરિકન ચ્હેરાની કરચલી ઉપર હદ બ્હારની ઝડપની છાપ પડી રહેલી જણાય છે. આપણે ઉદ્યોગી માણસ છીએ, કામ કરનારા છીએ. આપણે કામ વગર મરીએ છીએ, એટલુંજ નહિ પણ જેમ વર્ષો જતાં જાય છે તેમ આપણે આપણી ઝડપ વધાર્યા કરીએ છીએ, આપણાં યંત્રને વધારેમાં વધારે ગતિ આપીએ છીએ, જીંદગીનો સોનેરી દોરો એટલો બધો તાણીએ છીએ કે તે તૂટી જાય છે. કુદરતી મોતે મરવાની આપણને ફૂરસદ પણ નથી. બોઇલર ફાટે ત્યાં સુધી આપણે દબાણ વધાર્યેજ જઇએ છીએ. શરીરના આપણા બદલાયલા બંધારણને અનુસરતા રોગની જાત પણ આપણે ખરેખર બદલી છે. આપણા બાપદાદાના ધીરેધીરે થતા મોતને બદલે આપણે પડી જઇએ છીએ અને હૃદયના રોગ અગર માથે લોહી ચઢી જવાથી આપણે મરણ પામીએ છીએ. આપણી આ ભયંકર ચાલનું મૃત્યુએ પણ અનુકરણ કર્યું છે.

બીચર કહે છે કે કામથી માણસ મરતાં નથી. કામના કંટાળાથી લોકો મરે છે. કામ તો આરોગ્ય આપનાર છે. માણસ સહન કરી શકે તે કરતાં વધરે બોજો ભાગ્યેજ તમે તેના ઉપર નાંખી શકો. ચપ્પુની ધાર ઉપરના કાટના જેવો કામનો હદ બહારનો થાક છે. યંત્રને તોડી નાંખનાર હીલચાલ નથી પણ ઘસારો છે.

પોતાના માર્ગમાં ઘણાં ઝેરી ફૂલો અને કાંટાવાળી ડાળીઓ છે, અને જે ફૂલમાંથી તે મીઠું મધ એકઠું કરે છે તેને, કંટાળો આપનાર અનેક જીવડાં બગાડે છે એવી ફરિયાદ કરવા ઉદ્યોગી મધમાખ રહેતી નથી પણ તેતો ગુંજ્યા કરે છે અને જ્યાં મધ મળે ત્યાંથી તે ચૂસે છે. જ્યાંથી તે ન મળે તેની પાસેથી તે ચાલી જાય છે.

જ્યૉર્જ મેકડોનેલ્ડ કહે છે કે આજની ચિન્તાથી નહિ પણ

કાલની ચિન્તાથી માણસ દબાઇ જાય છે. આજની જરૂરીઆતને પૂરતું બળ આપણને આપવામાં આવ્યું છે. જેફર્સન કહે છે કે જે દુઃખ આવ્યાં નથી તેથી આપણને કેટલું નુકશાન થયું છે!

ફ્રેન્કલિન કહે છે કે અડચણ અગર આફત ધારી લેતા નહિ અગર જે કદી બને પણ નહિ તેની ફિકર કરતા નહિ. હમેશાં આનંદમાં રહેવું.

પત્તાંની રમતમાં હમેશાં ગણગણ કરનાર એક રમનારને એક્કા થોડા આવતા તેની તે ફરિયાદ કર્યાં કરતો. એ વિષે ચાર્લ્સ લેમ્બ એક વાત કહે છે. કોઇ યુક્તિથી તેના સોબતીઓએ તેને તેરે તેર પાનાં આપ્યાં; એમ ધારીને કે તેથી તે કાંઇ સંતોષ બતાવશે પણ પોતાનો હાથ તપાસનાં તે પોતે વધારે દુઃખી હોય એમજ જણાયું. લૅમ્બે કહ્યું, વારૂ, ટૅામ આ વખતે તને જોઇએ તેટલા એક્કા મળ્યા નથી? ટૅામ ગણગણ્યો, "પણ મારી પાસે બીજા કાર્ડ નથી."

પાપની બીક અને કયામતના દિવસના ત્રાસથી પ્યુરિટનોનું જીવન દુઃખમાંજ પસાર થતું અને તેમના ઉદ્વેગની છાયા તેમના વંશજો ઉપર પણ છે. અજીર્ણના રોગથી પીડાતા લોકોની બનેલી આપણી પ્રજા છે. આપણે આપણો રોટલો કમાઇએ છીએ પણ તે પચાવી શકતા નથી. આપણે એમ માનીએ છીએ કે આપણા વાદ્યમાં આનંદને અનુસરતો તાર નથી પણ ખેદને અનુસરતો તાર છે. આપણે એમ માનીએ છીએ કે સારાની પાછળ નઠારૂં હમેશાં હોય છે અને સેતાનની પૂછડીનો ઝપાટો દરેક વસ્તુને લાગે છે. કેટલાક માણસની આખી જીંદગી ઉપર આંતર ઉદ્વેગની છાયા હોય છે, અને તેમાંથી મુક્ત થવું તે અશક્ય છે એમ તેઓ ધારે છે. સુંદર દિવસની મજાહ તેઓ કદી ભોગવી શકતા નથી. દુષ્ટ હવાને

જન્મ આપનાર તરીકે સઘળા દિવસ હોય એમ તેઓ હમેશાં માને છે. તેમના જીવન એક ગૌણ ચાવીને લાગેલાં છે અને તેઓ હમેશાં ઉદ્વેગ ભર્યા અવાજો સાંભળે છે. કમનસીબ ગ્રંથકારો જેઓ ક્રોધને કેટલીક વખત ભૂલથી પ્રેરણા ગણતા તેમના કમળાને અંગે થતા ક્રોધથી આપણા ધાર્મિક સંપ્રદાયો, આપણું તત્વજ્ઞાન અને આપણાં સ્તોત્ર રંગાયલાં છે.

ઘણા લેખકો એમ પ્રમાણિકપણે માને છે કે અમે કિંમતી ધાર્મિક સિદ્ધાન્ત દુનિયા આગળ રજુ કરીએ છીએ જ્યારે ખરી રીતે તેઓ પોતાના કમળા અને પોતાના અજીર્ણનોજ અહેવાલ લખે છે.

કાલ્વિનની પ્રમાણિકતા વિષે શક નથી પણ તેને અજીર્ણનો રોગ હતો અને તે એકજ વખત ખાતો. તેનાં લખાણોમાં તેના દરદની છાયા નહોતી એમ કોણ કહી શકશે? મઠોમાં અને અભ્યાસની જગામાં, ખુલ્લી હવાથી, સૂર્યના પ્રકાશથી, કુદરત અને મનુષ્ય જાતિના મહાન્ ધબકતા અને વેગવાળા હૃદયથી દૂર રહેતા માણસો પરિશ્રમ વેઠનાર, તંદુરસ્ત, મજબૂત અને વ્યાવહારિક જગત્ માટે આરોગ્ય પૂર્ણ અને મજબૂત ધાર્મિક સિદ્ધાંન્તો લખી શકે?

ગુન્હા કરવાની કોઇ લાલચની સામે આપણે થઇએ તેમ મનમાં ઉદ્વેગ કરે, મનને દબાવી દે એવી અસરની સામે આપણે લડત ચલાવવી જોઇએ. મનના ઉદ્વેગથી પેટના પડદાની સ્વતંત્ર હીલચાલ અને છાતી પહોળી થતી અટકે છે. શરીરના બળને તે અટકાવે છે, મગજ તરફના લોહીની પ્રચારમાં તે વિક્ષેપ નાંખે છે અને શરીરનાં સઘળાં કામકાજમાં ગેરવ્યવસ્થા ઉત્પન્ન કરે છે. લાંબા વખતના મનના ઉદ્વેગથી કંઠમાળ અને ક્ષય વારંવાર ઉત્પન્ન થાય છે. ક્ષયના પહેલા ક્રમમાં ફેફસાના ઉપરના ભાગમાં જે પ્રાણ-

ઘાતક રવ સંભળાય છે તે કોઇ મોટી આફત અગર ઉદ્વેગથી દબાઇ જતી મનોદશાના પરિણામમાં થાય છે.

આત્મઘાત કરનારાઓ, ખપી ગયેલી જીવન શક્તિ, જ્ઞાનતંતુની શક્તિની ખામી, અજીર્ણ, હદ બહારના કામથી થતો કંટાળો, ચિંતા, અડચણો અને ઉદ્વેગથી થતી ગ્લાનિમાંજ રહ્યા કરે છે.

મહાન્ જગત્‌ની લાલચોથી ઘણે દૂર, મહાન્ સદ્‌ગુરૂ ક્રાઇસ્ટ સાધુઓના સંગમાં ભરાઈ રહેતો નહિ. તેણે ક્રોધ અને ઉદ્વેગયુક્ત ઇશ્વરી જ્ઞાન આપ્યું નથી. આનંદ અને ખુશમિજાજનો સંદેશો તેણે આપ્યો છે. તેના સિદ્ધાન્તોમાં સૂર્યનો પ્રકાશ છે અને તેમાં ખેતરોનાં પુષ્પની સુગંધ છે. હવામાં ફરતાં પક્ષી, ખેતરમાંનાં ઢોર અને સુખી, કૂદતાં છોકરાં, તે સિદ્ધાન્તોમાં છે. ખરી પવિત્રતા દિવસના જેવી ખુશખુશાલીવાળી છે.

કુદરતના આખા, અશ્રાન્ત, શાન્ત પરિવર્તનમાં આનંદ એ મુખ્ય નિર્ઝર છે. સૃષ્ટિના મહાન્ ઘડિયાળમાં જે ચળકતાં ચક્રો ચાલે છે તેને ગતિમાં મૂકનાર આનંદ છે.



# પ્રકરણ ૧૦ મું.

## સારી રીતભાતમાં રહેલી સંપત્તિ.

કોઇ પણ છોકરાને સત્કારની રીત અને નિપુણતા શીખવો અને તે જ્યાં જશે ત્યાં મહેલો ઉપર અને દોલત ઉપર તેને પ્રભુતા મળશે. તેને તે કમાવાની અગર તેના માલિક હોવાની જરૂર રહેશે નહિ. તેમાં દાખલ થવાને અને તેના માલિક થવાને લોકો તેને માગણી કરે છે. **એમર્સન.**

હાથમાં ટોપી લઇને માણસ દુનિયામાં આગળ વધે છે. **જર્મન કહેવત.**

તારે જે કાંઇ મેળવવું હોય તે તલવારથી નહિપણ સ્મિતથી તું મેળવ.

**શેકસપિયર.**

સભ્યતા, હવાથી ભરેલા તકીયા જેવી છે. દેખીતી નજરે તેમાં કાંઇ જણાતું નથી. પણ આપણા આંચકાને અદ્‌ભુત રીતે તે નરમ લાગે છે.

**જ્યૉર્જ એલ. કેરી.**

કુળ, જન્મ એ સારી વાત છે પણ સારી રીતભાત એ વધારે સારી વાત છે, **સ્કૉચ કહેવત.**

એક હજાર પૌંડ કઢંગી રીતે આપો તેના કરતાં પડી ગયેલાં પંખો ઉપાડી સભ્યતાથી પાછો આપો તે વધારે સારૂ છે. કોઇપણ ચીજ ન આપવી તે સારી પણ કઢંગી રીતે આપવી નહિ. દરેક બાબતમાં રીતભાત ઘણી મહત્વની બાબત છે. રીતભાત માત્રથી તમે અન્યને ખુશી કરશો અને આગળ વધી શકશો. તમારા ગ્રીક ભાષાના અભ્યાસથી સેક્રેટરીમાંથી એલચી અને એલચીમાંથી વડા એલચી તમે થશો નહિ પણ તમારી સભ્યતા, તમારા દેખાવ, તમારી રીતભાત સારાં હશે તો તમે તેમ થઇ શકશો.

**ચેસ્ટરફિલ્ડ.**

જીવનનો ત્રણ ચતુર્થાંશ ભાગ વર્તનમાં આવી રહેલો છે.

**મેથ્યુ આર્નોલ્ડ.**

જેના પાયા તરીકે સારો સ્વભાવ નથી તેના સારા સંસ્કાર હોઈજ શકે નહિ એમ મેં જાણ્યું છે. **ખુલ્વર,**

સાધારણમાં સાધારણ માણસ જેનામાં કાંઇ સમજ અને લાગણી છે તે સુન્દર નાજુક સ્ત્રી અને કર્કશામાં ફેર જોઇ શકે છે. કુતરો પણ તેની સન્મુખ આ તફાવત જોઇ શકે છે. **જ્યોર્જ એલિયટ.**

પોતાનો એક મિત્ર સિપાહી જેને તેની જગા ઉપરથી ઉતારી પાડવામાં આવ્યો હતો તે તે જગાએ પાછો મૂકાવાને ઇચ્છતો હતો. તેને વિષે લંડનના એક સાર્જન્ટ મેજરે ગુસ્સે થઇને પ્રશ્ન કર્યો કે શા માટે તે મોં નીચું રાખે છે. હવે તો તે ઑફીસર થયો છે તો કેવી રીતભાત રાખવી તે તેણે જાણવું જોઇએ. જો તે પોતાના માણસો સામે હિમ્મતથી જોઈ શકે નહિ તો તેના ઑફિસર થવાનો ઉપયોગ શો? જો તે સિપાહી થવા માગતો હોય તો તેણે પોતાની હડપચી ઉંચી રાખવી જોઇએ. પોતાની લાકડી જરા આમ તેમ ફેરવવી જોઇએ અને મૂર્ખતા કરી જે તેની આજુબાજુ આવે તેના માથા ઉપર તે જરા લગાડવી જોઇએ. આમ ન થઈ શકે તો તેણે પછી પાદરી થવું. આ ઉપરથી જણાવી આવે છે કે ફતેહમાં સિપાહી થવા માટે પણ રીતભાતની જરૂર છે. જીંદગીના દરેક પ્રદેશમાં દેખાવ અને રીતભાત ઉપર વગસગ અને આબરૂનો ઘણો આધાર રહે છે.

પશ્ચિમના મૃદુ, મીઠા પવનને પૂર્વ તરફના પવને પૂછ્યું કે મારી સત્તા તમને મળે તો તે મેળવવાની તમને ઇચ્છા છે? જૂઓ જ્યારે હું નીકળું છું ત્યારે કિનારા ઉપર જ્યાં ત્યાં તોફાનનાં નિશાન ચઢાવી તેઓ મારો સત્કાર કરે છે. તમે ઝાંખરાને હલાવો તેટલામાં તો હું મોટાં મોટાં વહાણના શઢ હું તોડી પાડું છું. મારી પાંખના એક ઝપાટે મેં લૅબ્રેડોરથી કેપ હોર્ન સૂધીનો કિનારો, વહાણ તોડી પાડી તેનાં લાકડાંથી ભરી કાઢ્યો. ઍટલેન્ટિકને પણ હું

ઉખેડી નાંખું અને કેટલીકવાર મેં ઉખેડી નાંખ્યો છે. સઘળા માંદા માણસોનો હું ત્રાસ છું અને છેક હાડકાં અને પાંસળાંમાં મને જતો અટકાવવાને, તાપવા માટે માણસો જંગલ કાપે છે અને પોતાની ભઠ્ઠીઓને ખોરાક પૂરો પાડવા માટે સઘળા ખંડોમાં ખાણોની શોધ કરે છે. મારા શ્વાસ માત્રથી પ્રજાઓ કબરસ્થાનમાં સંતાઇ જાય છે. તમને મારી સત્તા હોય તો કેવું? એવી ઇચ્છા તમને થતી નથી?

પશ્ચિમ તરફના વાયુએ કાંઇ જવાબ આપ્યો નહિ અને આકાશના લતા મંડપમાંથી તે ચાલી નીકળ્યો. તેની સાથેજ, સઘળી નદીઓ અને તળાવો તથા સમુદ્રો, સઘળાં જંગલો અને ખેતરો, સઘળાં પશુ, પક્ષી અને માણસો તેના આવવાથી સ્મિત કરવા લાગ્યાં. બગીચાઓને પલ્લવ આવ્યા, બાગ પાકયા, ઘઉંનાં રૂપેરી ખેતરો સોનાનાં બન્યાં. ઉનના જેવાં વાદળાં ઉંચા આકાશમાં ચાલવા માંડયાં. પક્ષીઓની પાંખો અને વહાણોનાં શઢ ધીરે ધીરે આગળ વધવા માંડયાં અને દરેક ઠેકાણે આરોગ્ય અને સુખ જણાવા લાગ્યાં. પલ્લવ અને પુષ્પ, ફળ અને પાક, ગરમી, પ્રકાશ, આનંદ સૌન્દર્ય અને જીવન, એ મગરૂર અને દયા વગરના પૂર્વ તરફના પવનના ઉદ્ધત પ્રશ્નનો, સારામાં સારો ઉત્તર છે.

એવી વાત ચાલે છે કે યુરોપનાં એક રાણીએ કાંઇક અખ્ત્યારીથી પોતાના પતિને કાંઇ વાત કરી. પુરૂષમાં સ્વાભાવિક રીતે જે મરદાનગી ભરી સ્વમાનવૃત્તિ હોય છે તેવી પતિની સન્માનવૃત્તિને આથી ચચરાટ થવા લાગ્યો. તે પોતાના ઓરડામાં ભરાઇ પેઠો અને તાળું વાસ્યું. પાંચ મિનિટમાં તો કોઇકે બારણું ઠોકયું.

પ્રિન્સે પૂછ્યું. " તમે કોણ છો ? "

"હું છું * * * ની રાણી માટે બારણાં ઉઘાડો." એવો મગરૂરી ભર્યો જવાબ મળ્યો.

આનો કાંઇ જવાબ મળ્યો નહિ, લાંબી મુદ્દત પછી જરા ધીમે ધીમે બારણા ઉપર હાથ ખખડયો અને ધીરેથી નીચેના શબ્દ સંભળાવ્યાઃ—

"હું * * *—તમારી સ્ત્રી છું."

કહેવું જરૂરનું નથી કે બારણું ઉઘડયું અને તકરાર નીકળી ગઇ. એમ કહેવાય છે કે સ્ત્રીમાં જેમ સૌન્દર્ય છે તેમ પુરૂષને સભ્યતા છે. તેની અસર તેના લાભમાં તરત થાય છે.

પોપે બહિષ્કાર કરેલો તે દશામાં સાધુ બેઝલ મરણ પામ્યો અને નરકમાં તેને લાયક સ્થાન મળે તે માટે એક દેવદૂત સાથે મોકલવામાં આવ્યો. પણ તેના આનંદી સ્વભાવ અને વાતચિત કરવાની તેની મહાન્ શક્તિઓથી તે જ્યાં ગયો ત્યાં તેને મિત્ર મળ્યા. દુર્દશામાં પડેલા ફિરસ્તાઓએ પણ તેની રીતભાતનું અનુકરણ કર્યું અને સારા સારા દેવદૂત પણ તેને મળવા અને તેનો સમાગમ કરવાને ઘણે દૂર પણ ગયા. તેને છેલ્લામાં છેલ્લા નરકમાં નાંખવામાં આવ્યો. પણ તેનું પરિણામ તેજ આવ્યું. તેની સ્વાભાવિક સભ્યતા અને હૃદયના માયાળુપણા આગળ કાંઇ પણ ટકી શકે એમ નહોતું અને નરકને પણ તે સ્વર્ગ જેવું બનાવતો હોય એમ જણાયું. આખરે તે દેવદૂત સાધુ સાથે પાછો ફર્યો અને કહેવા લાગ્યો કે તેને સજા કરવા જેવી કાંઇ પણ જગા માલૂમ પડતી નથી. તે તો તે ને તે બેઝલ હતો. આથી તેની સજા પાછી ખેંચી લેવામાં આવી. તેને સ્વર્ગમાં મોકલવામાં આવ્યો અને તેને સાધુની પંક્તિમાં દાખલ કરવામાં આવ્યો.

લૉર્ડ પીટરબરો કહેતો કે બિશપ ફેનેલોન્ ઘણો મીઠો

માણસ છે. તે મને ક્રિશ્ચિયન બનાવે તે માટે મારે તેનાથી નાસવું પડયું.

ડયુક ઑફ માર્લબરો ખરાબ "ઇંગ્લિશ" લખતો અને જોડણીનો તેનાથી પણ ખરાબ કરતો પણ સામ્રાજ્યોના ભાવિ ઉપર તે હકુમત ચલાવતો,

તેની રીતભાતનો મોહ અનિવાર્ય હતો અને તેની આખા યુરોપ ઉપર અસર હતી. તેના મોહક સ્મિત અને આકર્ષક વાણીથી ઝનુનીમાં ઝનુની તિરસ્કાર દૂર થઇ જતો અને કટ્ટામાં કટ્ટા દુશ્મનનો તે મિત્ર થઇ જતો.

પોતાનો કટ્ટો દુશ્મન એએરોન બર જેને પોતે આગેવાન રાજદ્રોહી ગણતો હતો તેનું કામ ચાલતું હતું તે જોવાને એક સદ્ગૃહસ્થ પોતાની દશ વર્ષની દીકરીને સાથે લઇ રિચમંડ ગયો પણ બરની સારી રીતભાતથી તે છોકરી એટલી બધી મુગ્ધ બની કે તે બરના મિત્રો સાથે બેઠી. તેનો બાપ તેને કચેરીમાંથી લઈ ગયો. તેને પૂરી મૂકી પણ આરોપીની સારી રીતભાતની તેના ઉપર એટલી બધી અસર થઇ હતી કે તે નિર્દોષ છે એમ તે ધારતી અને તે છૂટે તે માટે પ્રાર્થના કરવા લાગી ૫૦ વર્ષ પછી તે કહેતી કે આજના દિવસ સુધી, તેના અદ્ભુત વર્તનના જાદુની અસર મને જણાય છે.

મેડમ રિકેમિયે એટલી બધી ખુબસુરત હતી, તેનામાં એવા મોહક ગુણ હતા કે પેરિસના સેંટ રોસ દેવળમાં જ્યારે તે સખાવતની પેટી ફેરવતી ત્યારે ૨૦૦૦૦ ફ્રેન્ક તેમાં ભરાતા. ઇટાલિથી પાછા ફરતાં નેપોલિયનને સત્કાર મળ્યો તે વખતે લોકોએ આ મોહક સ્ત્રીને જોઇ અને તેઓ આ મહાન્ વીરને જોવાનું લગભગ વીસરી ગયા.

ખાણા વખતે એક નોકરે મેડેમ ડ મેન્ટેનાંને કહ્યું કે "બાઇ સાહેબ, મહેરબાની કરી એક વાત વધારે કહો કારણ કે આજે સુંદર વાની નથી." તેની રીતભાત અને વાણી એટલાં મોહક હતાં કે તેના મેમાનો જીંદગીનાં જુજ જુજ દુઃખ પણ ભૂલી જતા.

સેંટ બવના કહેવા પ્રમાણે કોપેનું અધિકારી મંડળ સહેલગાહે જઇ આવી કેમ્બેરીથી એ ગાડીમાં આવ્યું. પહેલી ગાડીમાં આવનારને ઘણો કડવો અનુભવ મળ્યો હતો; ભયંકર ગર્જનાયુક્ત વર્ષાદનું તોફાન, ત્રાસજનક રસ્તા અને આખી મંડળીને ભય તથા ઉદ્વેગ. બીજી ગાડીનાં માણસોને આ વાત સાંભળી આશ્ચર્ય થયું. તોફાન, ઢોળાવ, કાદવ, ભય એ વિષે તેમને ખબર પણ પડી નહોતી. તેઓ તો દુનિયાને પણ ભૂલી ગયા હતા અને ચોખ્ખી હવા ખાતા હતા. મેડેમ ડ સ્ટેલ, મેડેમ રેકેમિયે, બેન્જામિન કોન્સ્ટન્ટ અને સ્કુલેગલની કેવી મજાની વાતો! વાતનો એટલે નિશો ચઢયો હતો કે ખરાબ ઋતુ કે ખરાબ રસ્તાની તેમને ખબરજ પડી નહોતી. મેડેમ ટેસ કહેતી કે હું જો રાણી હોઉં તો મેડેમ ડ સ્ટેલને મારી સાથે વાત કરવાને હમેશાં હું ફરમાવું.

લોંગફેલોએ જેમ ઇવેન્જીલાઇન" વિષે લખ્યું છે કે તે જ્યારે મરણ પામી ત્યારે કોઇ ઉત્કૃષ્ટ સંગીત બંધ પડયું હોય એમ લાગ્યું, તેવુંજ આના સબંધમાં હતું.

વિટિયર લખે છે કેઃ—

તેને લીધે આપણાં ગૃહોમાં આનંદ છે,
આપણાં આંગણાં પ્રકાશે છે,
તેના આવવાથી સાંસારિક વાતાવરણ
સુગન્ધમય બને છે.

ઍડેમ ડ નેકરે કહ્યું છે કે પુરૂષના હૃદયમાં વીરતા ઉત્પન્ન કરવા માટે સ્ત્રીમાં સભ્યતાના ખરેખરા સંસ્કાર પડવા જોઇએ.

હેઝલિટે કહ્યું છે કે ખુશ કરવાની કળા ખુશ કરવાની કળા ખુશ થવામાં રહેલી છે. સુશીલ, પ્રીતિપાત્ર થવા માટે માણસે પોતે પોતાથી તેમ અન્યથી સંતુષ્ટ રહેવું જોઇએ.

આર્થર એમ. કરવાના એમ. પી. જેને હાથ પગ નહોતા તેને ત્યાંનો એ એક અઠવાડિયાનો એક મહેમાન, કાવાના શી રીતે ખાતો તે જાણવાને, ઘણો આતુર હતો પણ કાવાનાની વાતચિત, અને રીતભાત એટલાં મોહક હતાં કે તે મહેમાન પોતાની ઉમેદ તૃપ્ત કરવાનું ભૂલી ગયો.

ડિકન્સને સારી રીતે ઓળખનાર એક જણ કહે છે કે જ્યારે ડિકન્સ કોઇ ઓરડામાં દાખલ થતો ત્યારે ઓરડામાં દેવતાનો જાણે એકદમ ભભૂકો થતો જેથી દરેકને ગરમી મળતી.

એમ કહેવામાં આવે છે કે ગટે જ્યારે કોઇ વિશ્રાંતિગૃહમાં દાખલ થતો ત્યારે લોકો તેને જોઇ રહેવામાં, તેનાં વખાણ કરવામાં છરીકાંટા પણ મૂકી દેતા.

ડેમોસ્થનિસના સુપ્રસિદ્ધ વકતૃત્વનો અહેવાલ સાંભળી ફિલિપ ઑફ મૅસિડોને કહ્યું હતું કે હું પોતે ત્યાં હોત તો મારી પોતાની સામેજ હથિયાર ઉચકવાને મને લાગણી થાત.

વેન્ડેલ ફિલિપ્સના તાલબંધ ચઢ ઉતરવાળા વકતૃત્વથી લોકસમૂહ છુટી શકતો નહિ. તેને તેમ તેના પક્ષને લોકો ધિક્કારતા છતાં કલાકના કલાક સુધી જાણે જાદુ લાગ્યું હોય તેમ તેઓ તેને સાંભળતા. જેનું અનુકરણ ન થઇ શકે તેવી તેની રીતભાત, વર્ણન ન થઇ શકે તેવી તેની મોહક શક્તિથી તેમનું ધ્યાન એકાગ્ર થતું. તેના આંજી નાંખે તેવા વકતૃત્વ આગળ કોઇપણ રીતે ટકી શકાય એમ નહોતું.

હેનરી કુલેની રીતભાત એટલી સુંદર અને અસરકારક હતી કે પેન્સિલવાનિયાના એક દુકાનદારે, જે ગાડીમાં તે મુસાફરી કરતો હતો તેમાંથી ઉતરી, પોતાની તેમ પોતાની સ્ત્રી આગળ ભાષણ કરવા તેને વિનંતિ કરી.

મહાન્ એડવોકેટ ક્રોએટ આગળ એક પછી એક પાંચ વાર ચૂકાદો આપનાર જ્યુરીનો એક ભોળો સભાસદ કહેતો કે ક્રોએટની લાંબી લાંબી વાતને હું મહત્વ આપતો નથી પણ હું તેને એક નશીબવાન વકીલ ગણું છું કારણ કે તે પાંચે કેસમાં તે સાચની તરફજ હતો. તેની રીતભાત અને તેનો તર્ક દુનિર્વાર હતાં.

યુરોપમાં પાંચ વર્ષ અભ્યાસ કર્યાં પછી એડવર્ડ એવરેટને જ્યારે પ્રોફેસરની જગા મળી ત્યારે વિદ્યાર્થીઓ લગભગ તેને પૂજતા. વીરલ સંસ્કૃતિવાળી સ્ત્રીઓ શિવાય, બીજે કોઈપણ સ્થળે માલમ નહિ પડતા ઉત્કૃષ્ટ સૌન્દર્યની છાંટ તેની રીતભાતને લાગી હોય એમ જણાતું. તેની આજુબાજુના જાદુઇ વાતાવરણમાં તેની પ્રિયતા રહી હતી. તેની દરેક જણને અસર થતી પણ તેનું કોઇ વર્ણન કરી શકતું નહિ. આ વાતાવરણ હમેશાં તેની આજુબાજુ રહેતું.

સ્ટીવન એ. ડાગ્લસને સેનેટમાં ગાળો પડયા પછી તે ઉભો થયો અને કહ્યું "જે કાંઇ કોઇ સદ્ગૃહસ્થે કહેવું ન જોઇએ તેનો કોઇ સદ્ગૃહસ્થે જવાબ વાળવો ન જોઇએ."

ફિલાડેલ્ફિયા જતી ટ્રેનના એક ડબ્બામાં ન્યુયૉર્ક જતી એક બાઇએ જગા લીધી; એવામાં તેની આગળ બેઠેલા જરાક પુષ્ટ માણસે સિગાર સળગાવી. તેને ઉધરસ આવવા માંડી અને તે બેચેનીથી હાલવા માંડી. આ સૂચનાની કાંઇ અસર થઇ નહિ, તેથી તેણે મશ્કરીમાં કહ્યું, તમે વિદેશી લોકો છો અને ટ્રેનની સાથે બીડી

પીવાનો ડબો છે તે તમે જાણતા નથી. બીડી પીવાની અહીં મનાઇ છે. તે માણસે કાંઇ જવાબ આપ્યો નહિ પણ બારીમાંથી પોતાની સિગાર ફેંકી દીધી. થોડીવારે જ્યારે ગાર્ડે તેને કહ્યું કે તે જનરલ ગ્રૅન્ટના ખાનગી ડબામાં દાખલ થઇ હતી ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે ગભરાઇને નીકળી ગઇ, પણ જે સુંદર સભ્યતાથી ગ્રૅન્ટે પોતાની સિગાર ફેંકી દીધી તેજ સભ્યતા તેણે ફરી બતાવી. તે દરવાજા સૂધી પહોંચી ત્યાં સૂધી આ મૂગી, સ્થિર આકૃતિ તરફ તે ભય સાથે જોઇ રહી હતી છતાં તેને દ્રષ્ટિ વડે પણ કાંઇ પૂછવાનું હતું તેમ તેણે તેને જણાવ્યું નહિ. તેને તેનો ખેદ થવા દીધો નહિ પણ તેને તેથી આનંદ થયો હતો તે પણ તેણે જણાવા દીધું નહિ.

"થાઉઝંડ આઇલૅન્ડસ"ની પ્રેસિડંટ આર્થરની માછલાં પકડવાની સહેલગાહનો અહેવાલનો તાર જુલિયન રાલ્ફે મૂકયા પછી તે સવારના બે વાગે તેની હૉટેલે આવ્યો ત્યારે સઘળાં બારણાં બંધ થઇ ગયાં હતાં. બે મિત્રો જે તેની સાથે હતા તેઓ સહિત તેણે ચાકરોને જગાડવા બાજુનાં બારણાં ઠોકયાં પણ યુનાઇટેડ સ્ટેટસના પ્રેસિડંટ મિ. આર્થરેજ જ્યારે બારણાં ઉઘાડયાં ત્યારે તેના ખેદનો પાર રહ્યો નહિ.

રાલ્ફે જ્યારે તેની માફી માગી ત્યારે મિ. આર્થરે કહ્યું કે જે થયું છે તે બરાબર થયું છે. જો હું ન આવ્યો હોત તો સવાર સૂધી પણ તમે અંદર આવી શકત નહિ. મારા શિવાય કોઈ જાગતું નથી. હું મારા કાળા નોકરને મોકલત પણ તે પણ ઉંઘતો હતો અને તેને જગાડવો એ મને ઠીક લાગ્યું નહિ.

પ્રિન્સ ઑફ વેલ્સ જેઓ યુરોપના પ્રથમ પંક્તિના ગૃહસ્થ ગણાતા તેઓએ એક નામીચા માણસને પોતાની સાથે જમવા

બોલાવ્યા. જ્યારે સહુને કૉફી આપવામાં આવી ત્યારે મેમાનને રકાબીમાંથી કૉફી પીતા જોઇ સહુને ગભરાટ છૂટયો. ખાણાના ટેબલ ઉપર ઉઘાડેછોક હાહાડીડી થઈ રહી. પ્રિન્સે પોતાની આંખ્યો ઉંચી કરી અને આ મશ્કરી સમયને યોગ્ય નહિ છતાં આનંદનું કારણ તરત સમજી તેણે પોતાનો પ્યાલો પણ રકાબીમાં ઠલવ્યો અને મેમાનની પેઠેજ તે પીવા લાગ્યો. રાજકુટુંબનાં બીજાં માણસ મૂગાં થઇ ગયાં, શરમાઇ ગયાં અને પોતાને તે ઠપકો મળ્યો જાણી પોતે પણ તેમ કરવા માંડયાં કાર્લાઇલ જે સ્કૉચ ગામડીઓ હતો તેને ઉમરાવપદ આપવાનું હોવાથી મહારાણી વિક્ટોરિયાએ તેને બોલાવ્યો. કાર્લાઇલને એમ હતું કે તે પોતાના હકની રૂઇએજ ઉમરાવ હતો એટલે તેણે તે લેવા ના પાડી. કોર્ટની રીતભાત તે એટલી થોડી સમજતો હતો કે જ્યારે તેને મહારાણી આગળ લાવવામાં આવ્યો ત્યારે તેણે થોડી વાત તેની સાથે કરી અને પછી તે થાકવાથી બોલ્યો, આપણે બેસીને વાત કરીએ. આથી દરબારીઓ તો જાણે મૂર્છામાં આવી ગયા હોય એમ જણાયું. પણ રાણીએ પોતાની મોટાઇ છોડી નહિ અને એવો ઇશારો કર્યો કે તેથી તેના બધાં દરબારી પૂતળાં એક ક્ષણમાં બેસી ગયાં.

શિષ્ટાચારના નિયમો રાણીએ સભ્યતાથી બંધ કર્યા અને તેથી તેને કેટલી લાગણી થઇ હતી તે કાર્લાઇલને જ્યારે તેનો એક ઓળખીતો પહેલીજ વાર મળ્યો ત્યારે તેણે કાર્લાઇલ વિષે જે કાંઇ કહ્યું તે ઉપરથી સારી રીતે સમજાય છે. કોઇ કારણ ન સમજાય તેવી તેની રીતથી તેની હાજરી કંટાળો આપતી એક વીરલ મનુષ્યને હું મળીશ એમ હું ધારતો હતો તેને બદલે મેં જાણે કાંઇ ખાટો પદાર્થ ખાધો હોય અગર તો જાણે સમુદ્રની બિમારીથી મને ઉલટી આવતી હોય એવી રીતે હું તેને છોડી જતો હતો.

કેટલાક માણુસ જેમ રાજદંડ ચલાવતા હોય અને બીજાઓ ખુશીથી તેમનું આજ્ઞાપાલન કરતા હોય એમ જણાય છે. આ જાદુઇ સત્તા તેઓ ક્યાંથી મેળવે છે? મેસ્મેરિઝમને મળતી આ સત્તા જે મેળવવાને આપણે ગમે તે ખર્ચ કરીએ તેનું રહસ્ય શું છે?

સભ્યતા કાંઈ ઉચી જગાઓમાં, ઉચ્ચ પદે હોય છે એવું કાંઇજ નથી. રાજદરબારમાં પણ ખરાબ રીતભાતના દાખલા માલમ પડે છે.

પ્રિન્સ અને પ્રિન્સેસ ઑફ વેલ્સે એક વખત મિજબાની આપી હતી. આમાં સમાજના ખાસ સભ્યોનેજ દાખલ કરવામાં આવ્યા હતા. પ્રિન્સેસ જે થોડા વખતથીજ પરણીને આવી હતી તેને આ મિજબાનીમાં જોવા એટલી ધકાધકી ચાલી, એટલી કોશિસો થઇ કે તે દિવાનખાનામાંથી પસાર થઇ તે વખત પ્રિન્સેસ રોયલનું એક બસ્ટ તેની બેઠકથી નીચે પડી ગયું અને તેને નુકશાન થયું. બસ્ટની બેઠક પણ ઉંધી પડી. પ્રિન્સેસને જોવાની આતુરતામાં સ્ત્રીઓ તેના ઉપરજ ઉભી.

જ્યારે રૂશિયાની કૅથેરાઇન રાણી તેના ઉમરાવોને મિજબાની આપતી ત્યારે તેમનાં કાર્ડ ઉપર સભ્યતાના નીચેના નિયમ તે મૂકતી. "મિજબાની પૂરી થાય તે પહેલાં મહેમાનોએ નિશો કરવો નહિ. મંડળીમાં ઉમરાવોએ પોતાની સ્ત્રીઓને મારવી નહિ. દરબારની સ્ત્રીઓએ પીવાના પ્યાલામાં પોતાનાં મ્હોં ધોવાં નહિ અગર રૂમાલથી પોતાનાં મ્હોં લ્હોવાં નહિ કે કાંટાથી દાંત ખોતરવા નહિ" પણ આજે રીતભાતમાં, શિષ્ટાચારમાં, રૂશિયાના ઉમરાવો કરતાં કોઇ ચઢિયાતા નથી.

એક કોથળીની અંદર શું છે તે બતાવવાને તેને જે ચિઠ્ઠી લગાડવામાં આવતી તે ચીઠ્ઠી એ એટિકેટનો મૂળ અર્થ થતો હતો.

કોઇ કોથળીને આ ટિકટ લગાડવામાં આવતી તો તેને તપાસવામાં આવતી નહિ. આ શબ્દનો પાછળથી, મેમાનોએ પાળવાના કેટલાક ચોક્કસ નિયમ જે કાર્ડ પર છાપવામાં આવતા હતા તે અર્થ થયો. આ નિયમોને લોકો ટિકેટ અગર એટિકેટ કહેતા.

સારા લોકોમાં કાર્ડ પ્રમાણે ચાલવું અગર બોલવું એ ખાસ નિયમ થઈ પડયો હતો.

ઇટલિના લશ્કરનો મુખ્ય સેનાપતિ નેપોલિયન થયો તે પહેલાં તે જોસેફાઇનને પરણ્યો હતો તે તેનું સદ્‌ભાગ્ય હતું. તેનું હિત આગળ વધારનાર તેના અનુયાયીઓ ઉભા કરવામાં ફ્રાન્સના એક ડઝન માણસની વફાદારી કામમાં આવે તેના કરતાં જોસેફાઇનની આકર્ષક રીતભાત અને લોકોને સમજાવવાની તેની અદ્‌ભુત શકિતઓ વધારે અસરકારક નીવડતી. રણક્ષેત્રમાં નેપોલિયન જેમ એક વિશિષ્ટ અગ્રેસર હતો તેમ દરબારમાં દિવાનખાનામાં જોસેફાઇન અગ્રેસર હતી.

તેના વ્યકિતત્વની છાપનું રહસ્ય જેથી તે ફ્રેન્ચમેનનાં હૃદય ઉપર રાજ્યકર્ત્રી રાણી થઇ પડી એટલુંજ નહિ પણ તેથી તે તેના પતિએ જીતેલા મુલકોની પ્રજાના હૃદય પર હકુમત ચલાવનાર રાણી થઇ પડી તે તેણે પોતેજ ઘણી સરસ રીતે કહ્યું છે. નિકટના એક મિત્રને તેણે એક પ્રસંગે કહ્યું હતું કે એકજ એવો પ્રસંગ છે જેમાં હું સ્વેચ્છાથી, "મારી ઇચ્છા છે" એવા શબ્દ વાપરીશ. મારી આજુબાજુ સઘળાં સુખી થાય એવી મારી ઇચ્છા છે. એવું કહેવું હશે ત્યારેજ હું તે શબ્દ વાપરીશ.

તે માર્ગે થઈ—પાસે થઇ—જતી
ત્યારે આનંદજનક પ્રભાત હોય એમ લાગતું
આખા દિવસ ઉપર પ્રભાતનો મહિમા
તે પાથરતી.

કુદરતની સઘળી ખામીઓની ખોટ સુંદર રીતભાત ઘણીજ સારી રીતે પૂરી પાડે છે. વધારેમાં વધારે આકર્ષક, મોહક મનુષ્ય સૌથી સરસ શારીરિક સુંદરતાવાળું નહિ પણ સૌથી વધારે આકર્ષક રીતભાતવાળું હોય છે. સૌન્દર્ય એ દેવની ખાસ કૃપાની નિશાની છે એમ ગ્રીક લોકો ધારતા અને જે સૌન્દર્યને કઠોર અને મગરૂર વૃત્તિના બાહ્ય આવિર્ભાવનું કલંક ન લાગ્યું હોય તેજ સૌન્દર્ય અલંકારને લાયક અને પ્રસાર કરવાને લાયક તેઓ ગણતા. તેઓની ભાવના પ્રમાણે અંદરના મોહક ગુણો જેવા કે આનંદીપણું, દયાળુપણું, સંતોષ, સખાવત અને પ્રેમ એનું પ્રદર્શન એનુંજ નામ સૌન્દર્ય.

મિરાબો ફ્રાન્સમાં સર્વથી સુશીલ સજ્જનમાંનો એક હતો. એમ કહેવાતું કે શીતળાના ડાઘાવાળા વાઘનું તેનું મ્હોં હતું પણ તેની રીતભાતનો મોહ અનિવાર્ય હતો.

મેડેમ ડ સ્ટેલ ખુબસુરત ન્હોતી પણ તેનામાં જેનું વર્ણન ન થઇ શકે એવું કાંઇક હતું. જે આગળ માત્ર શારીરિક સૌન્દર્ય દબાઇ જઇ સાધારણ જણાતું, શરમાઇ જતું, માણસોના મન ઉપરનો તેનો કાબુ અદ્દ્ભુત હતો. તેઓ તેની મરજી પ્રમાણે ચાલનારાં પૂતળાં હતાં અને તે જાણે સર્વશક્તિમાન્ હોય તેમ અન્ય જીવનને સ્વરૂપ આપતી. લોકો ઉપરની તેની સત્તાથી શહેનશાહ નેપોલિયન એટલું બ્હીતો કે તેણે તેનાં લખાણોનો નાશ કર્યો અને તેને ફ્રાન્સમાંથી દેશનિકાલ કરી.

કલાની માફક જીવન અને ચારિત્ર્યની સુન્દરતાને પણ કોઇ તીણા કોણ હોતા નથી. વર્તુલમાં વર્તુલ એટલી મૃદુતાથી મળે છે કે તેની લીટીઓ ચાલુને ચાલુ જણાય છે. અનેક આત્મા જે લગભગ સુન્દર હોય પણ સુન્દર ન જણાય તેનું કારણ આ બારીક કોણ

છે. સારૂં પણ કાંઇક એકદમ અસભ્ય, કવખતનું અગર જગાને અનુસરતું નહિ, તેવું હોય છે ત્યારે તે સારાની કિંમતમાં પણ કાંઇક ઘટાડો થાય છે. માયાભરી સભ્યતા અને સારી રીતભાતથી ઘણા પુરૂષ અને સ્ત્રીઓ પોતાની સત્તા અને ફતેહમાં બેવડો વધારો કરી શકે છે.

દંતકથા ઉપરથી માલમ પડે છે કે આખા ગ્રીસને મોહ પમાડનાર અદ્‌ભુત સૌન્દર્યદેવીનું ચિત્ર એપેલિસે ચિતર્યું તે પહેલાં, સઘળી સ્ત્રીઓમાં જે સારામાં સારૂં હોય તેનું મિશ્રણ પોતાના અનુપમ ચિત્રમાં આવી શકે તેટલા માટે તે વર્ષોનાં વર્ષો સુધી સુન્દર સ્ત્રીઓને જોવા નીકળ્યો. આ રીતે પોતે જે કોઇ શિષ્ટ જનોને મળે તેમનામાં જે કાંઇ સુંદરમાં સુન્દર અને અનુકરણ કરવા લાયક હોય તે સઘળાનો સારી રીતભાતવાળા અભ્યાસ કરે છે, અવલોકન કરે છે અને તેનો સ્વીકાર કરે છે.

કસ્તુરીનો માત્ર એકજ દાણો પોતાની ખરી કિંમતનો એક અંશ પણ ખોવાયો હોય એમ જણાયા વગર વર્ષનાં વર્ષ સુધી એક ઓરડાને સુગંધ આપે છે. આજ રીતે આપણી આજુબાજુ સર્વને જણાઇ આવે તેવી અને સારૂં અગર ખોટું કરવાની શક્તિવાળી રીતભાતની અસર આપણે ફેલાવતા રહીએ છીએ.

એક ચાલાક અવલોકનકારે કહ્યું છે કે કૂતરાને એક હાડકું નાંખો અને તે પોતાના મોંમાં લઇ પૂછડી હલાવ્યા વગર તે દોડશે. તે કૂતરાને તમે બોલાવશો, તેને માથે હાથ ફેરવશો, તમારા હાથમાંથી તેને હાડકું લેવા દેશો તો તેની પૂછડી આભારથી હાલશે. સારા કામ અને સારૂં કામ કરવાની સરસ રીતનો કૂતરો પિછાન કરે છે. જેઓ પોતાનાં સારા કામ માત્ર ફેંકે છે તેનો આભારયુક્ત સ્મિત સાથે સ્વીકાર થાય એવી તેમણે આશા રાખવી નહિ.

એડિનબરોવાળા ડૉ. ગથરીએ કહ્યું છે કે રોમમાં કોઇને તમે રસ્તો બતાવવાનું કહેશો તો તે તમને હમેશાં સભ્ય ઉત્તર આપશે. સ્કૉટલેન્ડમાં તેવો પ્રશ્ન તમે પૂછશો તો તમને જવાબ મળશે કે નાકની દાંડીએ ચાલ્યા જાઓ એટલે અમુક મકાનપર તમે જઇ શકશો. આમાં વાંક ઉચ્ચ વર્ગનો છે; અને આ પ્રદેશમાં નીચેના વર્ગના લોકો સભ્ય નથી. તેનું કારણ એ છે કે ઉચ્ચ વર્ગના લોકો સભ્ય નથી. પારિસમાં હું પહેલી વાર ગયો ત્યારે મને કેવું આશ્ચર્ય થયું હતું તે હું જાણું છું. પહેલી રાત્રી મેં એક નાણાવટી સાથે ગાળી. આ નાણાવટી મને એક વીશીમાં લઇ ગયો. જ્યારે અમે વીશીએ જઇ પહોંચ્યા ત્યારે એક નોકર-છોકરી દરવાજા આગળ આવી. તે નાણાવટીએ પોતાની ટોપી ઉતારી. છોકરીને તેણે નમન કર્યું અને તે ઉચ્ચ વર્ગની સ્ત્રી હોય એમ સંબોધી—એવા ઉપનામથી તેને બોલાવી. હવે, ત્યાંના નીચ વર્ગના લોકો પણ સભ્ય હોય છે તેનું કારણ એ છે કે ઉંચા વર્ગના લોકો તેમની તરફ સભ્યતાથી ચાલે છે.

ઉત્તમ શિષ્ટાચાર એ એક દોલત છે. સારી રીતભાતવાળાને પૈસા વગર ચાલે છે કારણ કે તેઓને જ્યાં ત્યાં જવાનો પાસ મળ્યો છે. સઘળાં બારણાં તેમને માટે ઉઘડી જાય છે અને તેઓ પૈસા અને કિંમત આપ્યા વગર તેમાં દાખલ થાય છે. કોઇપણ ચીજ ખરીદવા અગર તેના માલિક હોવા શિવાય પણ તે લગભગ દરેક ચીજ ભોગવે છે. જેમ સૂર્યપ્રકાશનો સત્કાર થાય છે તેમ દરેક ઘરમાં તેનો સત્કાર થાય છે અને શા માટે ન થાય? કારણ કે તેઓ પ્રકાશ, તડકો અને આનંદ એમને સાથે લઇ ફરે છે. તેઓ ઇર્ષ્યા અને અદેખાઇને નબળાં પાડી દે છે, કારણ કે તેઓ પોતે સર્વ પ્રત્યે શુભેચ્છા રાખે છે. જેને મધ લગાડેલું છે તેવા માણ-

સને મધમાખ ડંખતી નથી. ચેસ્ટરફિલ્ડ કહે છે કે માણસના પોતાના સારા સંસ્કાર બીજા લોકોની ખરાબ રીતભાત સામે સારામાં સારા રક્ષણ રૂપ છે. સારી રીતભાતમાં પ્રભુતા અને ગૌરવ રહે છે અને તેને ગમે તે ચ્હીડીગો માણસ સન્માન આપે છે. ખરાબ રીતભાત અને ખરાબ સંસ્કારવાળા માણસો બ્હીકણમાં બ્હીકણના સમાગમની ઇચ્છા રાખે છે અને તેના સમાગમનો સ્વીકાર કરે છે. ડ્યુક ઑફ માર્લબરોને કોઇ માણસે કદી તોછડો શબ્દ, ઉદ્ધત વચન કહ્યું નથી અને સર રોબર્ટ વૉલ્પોલને કોઇએ સભ્યતાયુક્ત વચન કહ્યું નથી.

બીજાની શત્રુતા થાય એવા ગુણ જેવા કે વૈર, તિરસ્કાર, ઇર્ષ્યા, અદેખાઇને ખરા સદ્‌ગૃહસ્થ આશ્રય આપતા નથી. કારણ કે, આધ્યાત્મિક જીવનનાં સાધન વિષમય થાય છે અને આત્માનો નવ-પલ્લવ ચીમળાઇ, કરમાઇ જાય છે. સારી રીતભાતવાળા માણસને હૃદયની ઉદારતા અને સર્વ પ્રત્યે આનંદયુક્ત શુભેચ્છાના સદ્‌ગુણની ખાસ જરૂર રહે છે. જૂઓ અમુક માણસ આડો, ચ્હીડીયો, કઠોર ઉદ્વેગી, મૂગો, ગુસ્સાબાજ, ડંખીલો અને પોતાના કુટુમ્બ અને નોકરો સાથે હલકું વર્તન કરનાર છે. કાંઇ જરૂરના પોશાક માટે જોઇતા પૈસા પોતાની સ્ત્રીને આપવા તે ના પાડે છે અને લખપતિને પણ ખરાબ કરે એવા ઉડાઉપણાનો તેના ઉપર આરોપ મૂકે છે. એકદમ બારણું ઠોકાય છે અને કેટલાક પાડોશીઓ તેના ઘરમાં આવે છે. કેવો ફેરફાર થઇ જાય છે. એક ક્ષણ પહેલાં જે ભૂત જેવો હતો તે એક ચેટા જેવો થઇ જાય છે. જાદુની માફક તેનામાં વાત ચિતનો ઉત્સાહ આવે છે. તે સભ્ય અને ઉદાર બની જાય છે. પડોશીઓના ગયા પછી તેની નાની છોકરી તેને તેની તે રીતભાત રાખવા, થોડીવારજ રાખવા કહે છે; પણ પાછો ગુસ્સાબાજ, ચ્હીડીયો સ્વભાવ બીજી વાર દર્શન દે છે અને તેની સભ્યતા જેવી આવી હતી

તેવીજ અદૃશ્ય થાય છે. તે તો પહેલાંના જેવોજ નાપસંદ, તિરસ્કારને યોગ્ય અને કડવો ઝેર જેવો રહે છે.

મહાન્ ડૉ. જોન્સનને એસ્કીમોની માફક ખાતો અને બીજા લોકો તેની સાથે સંમત ન થાય તે માટે તેમને જૂઠો કહેતો સાંભળી તેના કયા મિત્રને નાહક દુઃખ અને ઉદ્વેગ થયાં નહોતાં. તેને "મોટા રીંછ" ( Ursa major ) એટલે જંગલીનું ઉપનામ મળ્યું હતું. બેન્જામિન રશે કહ્યું છે કે લંડનની એક મિજબાનીમાં અમેરિકાના ઇંડિયન્સ વિષે ગોલ્ડસ્મિથે ડૉ. જોન્સનને પ્રશ્ન પૂછયો ત્યારે તે બોલી ઉઠયો કે આવો પ્રશ્ન પૂછે એવો નોર્થ અમેરિકામાં કોઇ ઇન્ડિયન નથી. ગોલ્ડસ્મિથે જવાબ આપ્યો કે કોઇ સદ્‌ગૃહસ્થની સાથે આવી વાત કરનાર આટલો બધો જંગલી કોઇ છેજ નહિ.

એમર્સને બરોબર કહ્યું છે કે, સભ્યતાને માટે હમેશાં પૂરતો સમય હોય છે, તેને માટે જીંદગી કાંઇ ટૂંકી નથી. આપણે આપણા નોકરો અને કુટુમ્બનાં માણસો તરફ જે વર્તન રાખીએ છીએ તેમાં આપણી રીતભાતની કસોટી રહેલી છે. રોથ્સચાઇલ્ડ, લોરેન્સ સુકસ અને બીજા બધા કરોડપતિઓ પોતાના ગ્રાહકોની માફકજ પોતાના નોકરો તરફ વર્તતા. બે હજાર વર્ષ પહેલાં ઍરિસ્ટોટલે ખરા સદ્‌ગૃહસ્થનું નીચે પ્રમાણે વર્ણન આપ્યું છે. સારી તેમ ખરાબ દશામાં ઉદારાત્મા, પરિમિતપણે વર્તશે, તે પોતે છકી જશે નહિ, તેમ હલકો પણ પડી જશે નહિ, ફતેહથી તે આનંદમાં આવી જશે નહિ તેમ નિષ્ફળતાથી તે ઉદ્વેગ પામશે નહિ. જોખમને તે પસંદ કરશે નહિ તેમ ખોળશે નહિ. તેને પોતાની કે બીજાની વાત કરવાની ટેવ નથી. તેની પોતાની પ્રશંસા થાય અગર બીજાની નિંદા થાય તેની તે દરકાર રાખતો નથી.

એક સજ્જન તે સજ્જનજ હોય છે. તેમાં કાંઇ પણ ઓછું વધતું હોતું નથી. પહેલાં જે હીરો ખડબચડો હતો તે હાલ પાસા

પાડેલો હીરો છે, એક સદ્‌ગૃહસ્થ નમ્ર, વિનીત, સભ્ય, પોતે એકદમ ખોટું ન લગાડે તેવો અને એકદમ બીજાને ખોટું ન લગાડે તેવો હોય છે, અનિષ્ટનું અનુમાન કરવામાં તે ધીરો હોય છે; કારણ કે તે તે વિષે વિચારજ લાવતો નથી. તે પોતાની રૂચિઓને અંકૂશમાં રાખે છે, પોતાની રૂચિઓને સંસ્કારી બનાવે છે. પોતાની લાગણીઓ દબાવે છે. પોતાની વાણી ઉપર અંકૂશ રાખે છે અને બીજા સર્વને પોતાનાં જેવાંજ ધારે છે.

ચીનાઇ વાસણની પેઠે સદ્‌ગૃહસ્થને પણ ગ્લેઝ થવા પહેલાં રંગ લાગવો જોઇએ. તેને તપાવ્યા પછી કાંઇ પણ ફેરફાર થઇ શકતો નથી અને તેને જે કાંઇ પાછળથી લગાડવામાં આવે છે તે ધોવાઇ જાય છે. જેણે પોતાનું સઘળું ખોયું છે પણ જે પોતાની હિમ્મત, આનંદી સ્વભાવ, આશા, સદ્‌ગુણ અને સ્વમાન રાખી રહે છે તે ખરેખરો સદ્‌ગૃહસ્થ છે તથા દોલતવાળો છે.

**મેરી–કવીન** ઑફ સ્કૉટ્સ જ્યારે ફાંસીને લાકડે ચઢી ત્યારે જેલરે તેને હાથ આપ્યો. તે તેણે લીધો અને કહ્યું, "હું તમારો ઉપકાર માનું છું આ છેલ્લામાં છેલ્લી તસ્દી તમને હું આપું છું." આપણા લોકપ્રિયમાં લોકપ્રિય પ્રધાન ડૉ. ફ્રૅન્કિલનને છુટો કરવા મિ. જેફર્સનને પારિસ મોકલવામાં આવ્યા. ત્યારે ફ્રેન્ચ પ્રધાન કાઉન્ટ ડ વર્જેનિસે કહ્યું હતું કે, "મિ. જેફર્સન, મેં સાંભળ્યું છે કે ડૉ. ફ્રેન્કલિનની જગા તમે પૂરવાના છો." યુરોપના સર્વથી વધારે સભ્ય દરબારમાં અત્યંત પ્રીતિ મેળવનાર મિ. જેફર્સને આબાદ જવાબ આપ્યો કે, "ડૉ. ફ્રેન્કલિનની જગા કોઇ પૂરી શકે એમ નથી. હું તેમની જગા ઉપર આવું છું."

**પોપ ચૌદમા કલેમંટને** તેની ચુંટણી માટે એલચીઓએ અભિનંદન આપતાં તેણે નમન કર્યું તે વખત રીતભાત પર દેખરેખ

રાખનારે કહ્યું કે તમારે સલામ પાછી ભરવાની જરૂર નહોતી. ક્લેમન્ટે જવાબ દીધો મને માફ કરજો, પોપ થવાને મને બહુ વખત નથી લાગ્યો કે શિષ્ટાચાર હું ભૂલી જાઉં.

કાઉપર કહે છે કે:—

"એક મર્યાદશીલ, સમજુ અને સારા સંસ્કાર પામેલો માણસ મારૂં અપમાન કરશે નહિ અને બીજો કોઇ કરી શકશેજ નહિ.

મોન્ટેસ્ક્યુ કહેતો કે હું કદી નિંદા સાંભળતો નથી કારણ કે તે જૂઠી હોય તો ઠગાવાનું મારે માથે જોખમ રહે છે અને જો તે સાચી હોય તો જેઓ વિચાર કરવા લાયક માણસો નથી એમનો તિરસ્કાર કરવાનું મને જોખમ રહે છે.

**એમર્સન** કહે છે કે રાજાના ડ્રેસ માટે "જાળી જેવું લૂગડું એવું બારીક વણવામાં આવ્યું હતું કે તે દેખી શકાતું નહોતું" આવી હાન્સ એન્ડર્સનની વાર્તાનો અર્થ સારી રીતભાત થાય છે. અમીરી સ્વભાવનું ખરેખરૂં આભરણ એજ છે.

સારી રીતભાત હોવી, સહાનુભૂતિની સાથે સમયસૂચકતા, વખતને અનુસરતો વિચાર કરવાની ટેવ હોવી તે જીંદગીમાં કેવી મહત્વની બાબત છે તેનો પૂરેપૂરો ખ્યાલ ઘણાને નથી. સારા સ્વભાવનું તે સુંદર ફળ છે અને સારામાં સારી મંડળીમાં તેને લીધે માર્ગ ઝટ ખુલ્લો થઇ જાય છે. જે હવા આપણે શ્વાસોશ્વાસમાં લઈએ છીએ તેની માફક રીતભાતની ચાલ, ઢબ, એક તરેહની, અજીત અસર વડે આપણું મન દુખાય છે, અગર સાન્ત્વન પામે છે, તેથી આપણે ઉન્નત થઇએ છીએ અગર અવનત થઇએ છીએ. તે આપણને જંગલી બનાવે છે અગર સુધારે છે. નરમાશ એ એક એવું તેલ છે જે આપણાં એક બીજાના સંબંધમાં સુંવાળાશ રાખે છે અને જે જનસમાજના યંત્રને ઘસારા વગર પોતાના ધર્મ બજા-

વવાને શક્તિમાન્ કરે છે. નરમાશમાં જે બળ છે તેનું અર્ધું બળ, બળમાં નથી.

કાંટા, જાળાં, જાંખરાં પર્વતનાં કેટલાંક ઘાસ, અડચણ કરતા •ઝાડવાં કાંઇપણ કેળવણી વગર ઉગે છે પણ બગીચાનું રાતું ગુલાબ જેનો સુન્દર પલ્લવ એક બીજા ઉપર સુન્દર સમુદાયમાં ચઢેલો હોય છે, જેની.વીરલ સુગન્ધવડે હવામાં મીઠી સુગન્ધ ફેલાય છે, તે કેળવાયલા પૂર્વજના વંશમાં જન્મ પામ્યું છે અને તેની ટુંકીપણ સુંદર જીંદગીમાં સંભાળપૂર્વક કેળવણી પામ્યું છે.

એમર્સન કહે છે કે પાનખર ઋતુની મોડી સવારે જંગલમાં તમે ક્ષુદ્ર ટોપ જોયા છે? એ વેલામાં કાંઇ નક્કરપણું હોતું નથી, મુરબ્બા જેવા તે નરમ હોંય છે છતાં તે પોતાના ચાલુ, સંપૂર્ણ અને જેનો ખ્યાલ ન આવી શકે તેવા વેગથી, ઝાકળવાળી જમીનમાંથી પણ તે બહાર નીકળે છે અને પોતાના માથા ઉપર એક કઠણ કકડો બરાબર ઉપાડે છે. માયાળુપણાની શક્તિની તે સંજ્ઞા છે.

મગુન કહે છે કે સભ્યતા જેવી અન્ય નીતિ નથી કારણ કે સારામાં સારી જીભથી જયાં કાંઇજ બનતું નથી, ત્યાં સારી રીત ભાત ઘણી વખતે ફતેહ પામે છે. ખુશ કરવાની કળા તે દુનિયામાં આગળ વધવાની કળા છે.

એમ કહેવામાં આવે છે કે દુનિયામાં સૌથી સભ્યમાં સભ્ય માણસો યાહુદીઓ છે. સઘળા જમાનામાં તેમના ઉપર જુલમ કરવામાં આવ્યો છે, તેમની અપકીર્તિ કરવામાં આવી છે, તેમના શહેરી તરીકેના અને સામાજિક હક લઇ લેવામાં આવ્યા છે, છતાં સર્વ ઠેકાણે તે સભ્ય, સુશીલ, આકર્ષક અને દયાળુ જોવામાં આવ્યા છે. તેઓ નાનો અગર મોટો કોઇપણ દોષારોપ કરતા નથી, તેઓ જૂના સોબતીઓને વળગી રહે છે. બીજા લોકો તેમના વિચાર

અને રીતરિવાજ પ્રત્યે માનની નજરથી જૂએ છે તેના કરતાં તેઓ બીજાના વિચાર અને રીતરિવાજ તરફ વધારે માનની નજરથી જૂએ છે. સંસાર ઉપર અન્ય લોકોની આસક્તિ હોય છે તેમના કરતાં તેમનામાં વધારે આસક્તિ હોતી નથી. અન્ય લોકોની સામાન્ય રીતે પૈસા ઉપર જે પ્રીતિ હોય છે તેના કરતાં તેમની પ્રીતિ વધારે હોતી નથી અને દરેક બાબતનો વિચાર કરતાં સભ્યતામાં, સુશીલતામાં અને ખામોશમાં તેઓ બીજી પ્રજા કરતાં ચઢી જાય છે.

ફૅાન્ટનોયની લડાઇ આગળ સામસામા આવવા છતાં, અંગ્રેજોને જેઓએ પહેલાં ગોળીબ્હાર ચલાવવાને કહ્યું હતું તેઓ ફ્રેન્ચમેનજ હતા.

ફ્રૅન્કો–પ્રુશિયન લડાઇની છેવટે સુલેહના કરાર કરતી વખતે બિસ્માર્કે ફ્રેન્ચોને છેલ્લો ગોળીબ્હાર કરવાનું માન આપ્યું હતું. જર્મન લશ્કરે છેવટની સલામી ફોડી હતી અને પછી ક્ષણવાર બન્ને લશ્કરમાં ચુપકીદી ચાલી હતી ત્યાર પછી ફ્રેન્ચોની એકજ તોપનો અવાજ સંભળાયો. આ પછી વર્સેલ્સીસના ઘડીયાલના બુરજ ઉપર ૧૨ વાગ્યા અને તે ઝનુની યુદ્ધનો અંત આવ્યો.

જોસેફાઇને જનરલ લોર્જિસ નામના એક યુવાન્ અને ખુબસુરત માણસને પોતાના સોફા ઉપર પોતાની પાસે બેસાડયો હતો એ વાત સાંભળીને નેપોલિયનને ઘણો ગુસ્સો લાગ્યો હતો. જોસેફાઇને આ બાબતનો ખુલાસો કર્યો કે તે જનરલ લોર્જિસ નહોતો પણ તેના લશ્કરનો એક બુઢ્ઢો સરદાર હતો. દરબારના રીતરિવાજનું તેને બિલકૂલ જ્ઞાન નહોતું. તે પ્રમાણિક, વૃદ્ધ સિપાહીની લાગણી દૂખવવાને તે નારાજ હતી અને તેણે પોતે તેને તેની જગાએ બેસી રહેવા દીધો હતો. તેની સભ્યતા માટે નેપોલીયને તેને ઘણી સાબાશી આપી હતી.

પ્રેસિડંટ જેફ્ર્સન એક દહાડો પોતાના પૌત્ર સાથે ઘોડે બેશીને જતો હતો. તેવામાં તેને એક ગુલામ મળ્યો. ગુલામે ટોપી ઉતારી તેને નમન કર્યું. પ્રેસિડેન્ટે તેને ટોપી ઉતારી વળતું નમન કર્યું પણ તેના પૌત્રે તે હબસીની સભ્યતાની અવગણના કરી. તેના દાદાએ કહ્યું. ટામસ, એક ગુલામને તું તારા કરતા સભ્યતામાં ચઢી જવા દઇશ ?

ફ્રેડ ડાગ્લાસે કહ્યું છે કે કોઇપણ મોટા માણસ જોડે પહેલીવાર મેં છુટથી વાત કરી હોય તો તે લિંકન છે. તેના અને મારા વચ્ચે ફેર છે, વર્ણનો ફેર છે એવું તેણે એક પણ બાબતમાં મને જાણવા દીધું નહોતું.

કોન્ફ્યુશિયસે કહ્યું છે કે રાજાના ટેબલ ઉપર બેશી ખાતા હો તેવીજ રીતે બેશી ખાઓ. માબાપ જો ઘર આગળ પોતાનાં છોકરાંની રીતભાત માટે બેદરકાર ન હોય તો કોઇ પ્રસંગે બહારની રીતભાતથી તેમને શરમાવા જેવું થાય નહિ.

જ્યારે વૉશિંગ્ટને ૧૭૯૦ માં મિલ્ફોર્ડ એન. એચ. ની મુલાકાત લીધી હતી ત્યારે કેટલાક અમલદારો સાથે તે શહેરમાં ફરતો હતો. તેવામાં એક કાળો સિપાહી જે તેની સરદારી નીચે લડ્યો હતો અને નોકરી કરતાં પોતાનો એક અવયવ ગુમાવ્યો હતો તેણે તેને સલામ કરી. વૉશિંગ્ટને તે સિપાહી સાથે હાથ મિલાવ્યો અને એક રૂપાનો ડોલર તેને આપ્યો- આવી હલકી સ્થિતિના માણસ પ્રત્યે યુનાઇટેડ સ્ટેટસના પ્રેસિડંટે આવી સભ્યતા બતાવી તે સામે તેમના એક ખિદમતગારે વાંધો ઉઠાવ્યો પણ વૉશિંગ્ટને તેને ઠપકો આપ્યો અને સભ્યતામાં આ કાળો માણસ તેના કરતાં વધી જાય એમ તે તેને કરવા દેશે કે એવો પ્રશ્ન કર્યો.

એન્ડ્રુ જેક્સન પોતાના ગોરા પડોશીઓ પ્રત્યે માયાળુ હતો, તેટલોજ માયાળુ, તેટલોજ સન્માન સાચવનારો અને દયાળુ તે

ગુલામો પ્રત્યે હતો. તેને કોઈનો ભય નહોતો અને તેને કોઇ છાની વાત હતી નહિ. તે બારણાંને કદી તાળું લગાડતો નહિ અગર કોઇ કાગળ છુપાવતો હતો નહિ.

જેમ્સ રસલ લોવલ જેટલો ઉમરાવ પ્રત્યે સભ્યતા બતાવતો તેટલીજ સભ્યતા તે ભિખારી તરફ બતાવતો. એક ઇટેલિયન વાદ્ય વગાડનાર જેને તે પોતાને બન્નેને પરિચિત તેવા ઇટલિના દેખાવોના સબંધમાં પ્રશ્ન પુછતો હતો તેની સાથે ઇટલિયનમાં લાંબો વખત વાત કરતાં તેને એક વખત જોવામાં આવ્યો હતો.

લંડનના એક વાંકા રસ્તાના ખુણેથી ઝડપથી વળતાં એક ચીંથરે હાલ ભિખારીના છોકરાની સાથે એક યુવાન્ બાઇ જોશથી અથડાઇ. જેટલી ઝડપથી ઉભા રહેવાય તેટલી ઝડપથી તે ઉભી રહી. તે પાછી વળી અને ઘણા માયાળુપણાથી કહ્યું, ભાઇ હું તારી માફી માગું છું, હું તારી સાથે અથડાઇ તેથી હું ઘણી દિલગીર છું. આશ્ચર્ય પામેલો તે છોકરો એક ક્ષણવાર તેની સામે જોઇ રહ્યો અને ટોપીનો ત્રણ ચતુર્થાંશ ભાગ ઉતારીને નીચું નમન કર્યું અને તેના મ્હોં ઉપર વિશાળ, ખુશકારક સ્મિત લાવી તેણે કહ્યું, બાઇ તમને હું માફ કરૂં છું. તમે મને સ્વાગત છો અને બીજી વખત તમે મારી સાથે અથડાઓ તો તમે મને ઠોકર મારી પાડી નાંખશો તોપણ એક શબ્દ હું બોલીશ નહિ. તે બાઇ જરા આગળ ગયા પછી, તેણે પોતાના એક સોબતીને કહ્યું, અલ્યા, જીપ કોઇએ મારી માફી માગી હોય તો તે આ પહેલીવારજ માગી છે અને તેથી મને ઘણો આનંદ થયો છે.

સેંટ હેલીનામાં એક મજુર તેના માથા ઉપરના ભારથી વાંકો વળી જતો હતો તેને રસ્તો આપતાં નેપોલિયનને, સાંકડા રસ્તા ઉપરથી જરાપણ નહિ ખસતી પોતાની એક મિત્રને તેણે કહ્યું કે, બોજાવાળાને પહેલો જવા દો.

વૉશિંગ્ટનનો એક રાજદ્વારી માર્શફિલ્ડ માસ. આગળ ડેનિયલ વેબસ્ટરને મળવા ગયો હતો. ઘર તરફનો ટૂંકો રસ્તો લેવા જતાં તે એક નાની નદી આગળ આવ્યો. તેને તે ઓળંગી શકે એમ નહોતું. તેણે એક ગામડી ખેડૂત છોકરાને નજીકમાંથી બોલાવ્યો અને પોતાને પેલે પાર લઇ જવા માટે તેને એક "ક્વાર્ટર" આપવા કહ્યું. થોડી મિનિટ પછી તેજ ગામડીઓ તેજ ઘરમાં તેની આગળ આવ્યો અને તેજ ડેનિયલ વેબસ્ટર હતો એમ જાણી તેને ઘણુંજ આશ્ચર્ય અને ઉદ્વેગ થયો.

ગરદીવાળી ઑમ્નીબસમાં બેસી પ્રેસિડંટ ક્વીંસિ એક દિવસ જતો હતો તે વખત એક કાળી બાઇ દાખલ થઈ. આ વખતે હબસીઓ જો કે માત્ર મિલ્કત તરીકે ગણાતા હતા છતાં હારવાર્ડ યુનિવર્સિટીના પ્રેસિડંટે ઉભા થઇ તેને પોતાની જગા આપી. મોર્ડને ફ્રેડ ડોગ્લાસના મુખથી સાંભળ્યું છે કે તેના કાળા વર્ણને લીધે બોસ્ટનના મહોલ્લાની એક ગાડીમાંથી તેને ધક્કા મારી બ્હાર કાઢવામાં આવ્યો હતો.

લોકોના જે ઝનુની ટોળાએ ગેરિસનની પીઠ ઉપરનાં લૂગડાં ફાંડી નાંખ્યાં અને ઘસડીને લઈ જતાં હોય તેમ તેને મહોલ્લામાંથી લઇ ગયા. તે ટોળા તરફ તેણે, રાજાની તરફ બતાવવામાં આવે તેવો વિનય બતાવ્યો હતો. ગંભીરમાં ગંભીર અને સાચામાં સાચા માણસમાંનો તે એક હતો. પોતાના દુઃખ દેનારાઓની સાથે પણ ક્રાઇસ્ટે વિનય બતાવ્યો હતો અને ક્રોસ ઉપર ભયંકર વેદના ભોગવતાં પણ તેણે કહ્યું હતું કે પિતા! (પ્રભુ!) તેમને માફ કરો; કારણ કે તેઓ શું કરે છે તેની તેમને માલૂમ નથી. ઍગ્રીપા આગળનું પૉલનું ભાષણ પ્રૌઢ સભ્યતાનો તેમ દિલમાં ઉતરી જાય તેવી વક્તૃતાનો નમૂનો છે. ભવિષ્યના માણસનો સારામાં સારો નમૂનો ખ્રિસ્તી સદ્વર્તનવાળો સદ્‌ગૃહસ્થ થશે.

યુવાન્ માણુસની સારી રીતભાત વારંવાર દોલત સમાન નીવડે છે. પ્રૉવિડન્સ આર. ધ. ના એક વ્યાપારી મિ. બટલરે પોતાની વખાર બંધ કરી હતી અને ઘેર જતો હતો તેવામાં તેને એક છોકરી મળી. તેને દોરાની એક ફીરકી જોઇતી હતી. તે પાછો ગયો, સ્ટોર ઉઘાડયો અને દોરો આપ્યો. આખા શહેરમાં આ બનાવની વાત થઇ અને તેથી તેના ગ્રાહકોમાં ઘણો વધારો થયો. તે મોટે ભાગે પોતાની સભ્યતાથી ઘણો પૈસાદાર થયો.

બાલ્ટિમોરના રૉસ વિનાસે એ વિદેશી તરફ જે સભ્યતા બતાવી હતી તેને લીધે તેને ફતેહ અને સંપત્તિ ઘણે ભાગે મળ્યાં હતાં. તેનું કારખાનું જો કે ચોથા વર્ગનું હતું છતાં તે પોતાને ત્યાં આવતા દરેકને બારીકમાં બારીક વિગતો સમજાવવાને લગતી તેની સભ્યતા, બીજાં મોટાં કારખાનામાં તે સંબંધમાં જે ધ્યાન આપવામાં આવતું હતું તેના પ્રમાણમાં એટલી ઉઘાડી પડતી કે તેથી તેને ઘણી પ્રિયતા અને માન મળતાં. ઉપર જણાવેલા વિદેશીઓની ભલામણથી રૂશિયામાં એન્જીનને લગતાં કારખાનાં ઉઘાડવા વિનાસને તરતજ બોલાવવામાં આવ્યો. તે ત્યાં ગયો અને તેની સભ્યતાનો તેનો નફો દરવર્ષે ૧૦૦૦૦૦ ડૉલર મળતો થયો.

જૂના પુરાણા, પહેરવેશવાળી એ પુખ્ત ઉમ્મરની કુમારિકાઓની હાંસી તથા મશ્કરી કરતાં જંગલી છોકરા અને માણસોના એક ટોળાને એક ગરીબ પાદરીએ જોયા. તે સ્ત્રીઓ ગભરાઇ અને દેવળમાં દાખલ થવાની તેમની હિમ્મત ચાલી નહિ, તે પાદરી ટોળામાં પેઠો. તે તેમને દેવળની મધ્ય બાજુએ લઇ ગયો અને લોકો મશ્કરી કરતા છતાં તેમને ખાસ સારી બેઠકે બેસાડી. આ બાઇઓ અજાણી છતાં તેમના મરણ વખતે તેઓ આ સભ્ય પાદરીને મોટી દોલત આપતી ગઈ. ઍમ્હર્સ્ટ કૉલેજવાળા પ્રેસિડંટ હંફ્રીને એક બાઇ મળી

હતી આ બાઇ હંફ્રીની સભ્યતાથી એટલી ખુશ થઇ કે તેણે તે કૉલેજને ઉદારતા ભરી મદદ કરી.

ન્યુયૉર્કથી નીકળ્યા પછી ત્રણે વર્ષે પાછાં આવતાં એક માણસે સવાલ કર્યો કે આપણો મિત્ર તેના ધંધામાં શા માટે ફતેહ પામતો નથી? તેની પાસે પૂરતા પૈસા છે, ધંધાનું તેને સંપૂર્ણ જ્ઞાન છે અને અપવાદ રૂપ ચાલાકી અને અક્કલ તેનામાં છે. તેનો એ જવાબ મળ્યો કે તે કડવો છે, આનંદી નથી. તેના નોકરો તેને છેતરે છે એવો વહેમ હમેશાં તેને થતો અને ગ્રાહકો પ્રત્યે તે અસભ્ય હતો. આથી તેને માટે કરવામાં આવતા કામમાં, કોઇ શુભેચ્છા અગર આગ્રહથી કામ કરતું નહિ અને આગળ, તેને ઉત્તેજન આપનારા તેના ગ્રાહકો જ્યાં પોતાના તરફ સભ્ય વર્તન થવાની ખાતરી મળે તે દુકાનોએ જતા.

કેટલાક માણસો ઘણી મહેનત કરે છે અને ફતેહ મળવાના તેમના આગ્રહી યત્ન માટે જીંદગીમાં કેટલાંક સુખસગવડની પણ તેઓ પરવા કરતા નથી, છતાં, તેમની આડાઇ અને અસભ્યતાને લીધે તેઓને ફતેહ મળી શકતી નથી.

તેમને મળતું ઉત્તેજન તેમને લીધેજ ખશી જાય છે અને જેઓ ઓછા લાયક પણ સોબત કરવા લાયક વધારે હોય છે તેઓને ત્યાં કામ જાય છે.

ખરાબ રીતભાતથી પ્રમાણિકતા, ઉદ્યોગ અને મોટામાં મોટી શક્તિઓ પણ બરબાદ જાય છે, જ્યારે સારી રીતભાત બીજી ખોડો છતાં ફતેહ પામે છે.

બીજી બધી બાબતમાં સરખા ગુણ હોય એવાં બે માણસનાં દ્રષ્ટાન્ત લો. એક સભ્ય, માયાળુ, ઉપકારક અને સમાધાનવૃત્તિવાળો છે. બીજો કૃતઘ્ન, જંગલી. કર્કશ અને ઉદ્ધત રીતભાતવાળો છે. પહેલો તવંગર થશે, બીજો ભૂખે મરશે.

ધંધાની દૃષ્ટિએ સારી રીતભાતની કિંમત જોવી હોય તો તેનો સરસ દાખલો પારિસના **બોં માર્કેનો** છે. આ મોટા ખાતામાં હજારો ક્લાર્ક રોકાયલા છે અને ત્યાં દરેક ચીજ વેચવા માટે રાખવામાં આવે છે. આ ખાતાંનાં જૂદાં પડી આવે એવાં ખાસ બે લક્ષણમાં એક, સઘળા માટે હલકી કિંમત અને અત્યંત સભ્યતા છે. માત્ર સભ્યતા પૂરતી નથી. ગ્રાહકોને ખુશ કરવાને, ગ્રાહકો જાણે પોતાના મકાનમાંજ હોય એવી તેમનામાં લાગણી ઉત્પન્ન કરવા માટે નોકરોએ દરેક કોશિસ કરવી જોઇએ. બીજા બધા સ્ટોર કરતાં આ સ્ટોરમાં કાંઇક વધારે થવું જોઇએ, જેથી દરેક માણસને બોં માર્કે આનંદ સાથે સાંભળ્યા કરે. આવી રીતે આ સ્ટોરનો ધંધો એટલો બધો ખીલવવામાં આવ્યો છે કે દુનિયામાં તે મોટામાં મોટો ગણાય છે. કોઇ પણ પ્રકારની જાહેરખબર આ રીતિઓ કરતાં વધારે અસરકારક નથી. ન્યુયોર્કના પોતાના છુટક ચીજો વેચવાના ખાતામાં એ. ટી સ્ટુઅર્ટે આ સ્ટોરનું અનુકરણ કર્યું છે.

ભિખારીની એક નાની છોકરી જે એક પેનીની છીંકણી ખરીદતી, તેને પણ લેડી કુટ કહેતી કે "બેન, તસ્દી માફ કરશો, ફરી પાછાં પધારજો." આવી રીતભાતથી તે લક્ષાધિપતિ થઇ હતી. અમુક કામ તો આપણાથી નહિ થાય એવા અવિશ્વાસને લીધે આપણે જેને ધિક્કારીએ છીએ અને જેથી આપણને પુષ્કળ ઉદ્વેગ અને મુઝવણ થાય છે તેવી ખરાબ રીતભાત આપણે ગ્રહણ કરીએ છીએ, બતાવીએ છીએ. હદબહારના શરમાળપણાથી સારી રીતભાતમાં વિક્ષેપ આવે છે માટે તે મૂકી દેવું જોઇએ. ઍંગ્લો સૅક્સન ટ્યુટન જાતિઓમાં આવું શરમાળપણું ખાસ હોય છે અને તે ઉંચામાં ઉંચી સંસ્કૃતિને વારંવાર વિક્ષેપકર્તા થઇ પડે છે. માનવજાતિની સારામાં સારી આદર્શ વ્યક્તિઓનો તે એક રોગ છે. સર આઇઝૅક

ન્યુટન તેના જમાનામાં શરમાળમાં શરમાળ માણસ હતો. પોતાના તરફ લોકોનું ધ્યાન ખેંચાશે એ ધાસ્તીથી તેણે પોતાની મહાન્ શોધ વર્ષો સૂધી પ્રસિદ્ધ કરી નહિ ચંદ્રની ગતિની તેની માન્યતાના સબંધમાં તેણે પોતાનું નામ બહાર પડવા ન દીધું એનું કારણ એ હતું કે રખેને, તેથી તેને ઓળખનાર અને મળનાર વધી પડે. જ્યોર્જ વૉશિંગ્ટનની રીતભાત, કઢંગી હતી. તે શરમાળ હતો અને ગામડીયા જેવો તે લાગતો. આર્કબિશપ વ્હેટલી એટલો શરમાળ હતો કે જ્યારે ત્યારે બનતા સૂધી તે બહાર પડતો નહિ, તે કોઇની નજરે પડતો નહિ. આખરે તેણે પોતાનું શરમાળપણું મૂકી દેવાના પ્રયાસ છોડી દીધા. તે બોલ્યો, શા માટે આખી જીંદગી આ વેદના મારે વેઠવી ? આથી, આમ કરવાથી તો તેનું શરમાળપણું તદ્દન જતું રહ્યું અને તેથી તેને આશ્ચર્ય થયું. એલિહુ બ્યુરિટ એવો શરમાળ હતો કે જ્યારે તેનાં માબાપ આવતાં ત્યારે તે ભોંયરામાં સંતાઇ જતો.

રંગભૂમિ ઉપર અગર ભાષણ કરવાની જગા ઉપર વારંવાર આવવાથી શરમાળપણું જતું નથી. મહાન્ ઍક્ટર ડેવિડ ગૅરિકને એક વખત કોર્ટમાં શાહેદી પૂરવા બોલાવવામાં આવ્યો અને જો કે તેણે ૩૦ વર્ષ સૂધી પોતાના સુપ્રસિદ્ધ સ્વાસ્થ્ય સાથે ઍક્ટિંગ કર્યું હતું છતાં તે એટલો ગુંચાયો તથા ગભરાયો કે જજજે તેને કાઢી મૂકયો. જૉન ગોફ કહેતો કે લોકોની નજરે ચઢવાની બાબતમાં હું મારો નાનપણનો અવિશ્વાસ અને આંચકો છોડી શકયો નહિ. તે કહેતો કે જ્યાર જ્યારે તે પ્લૅટફૉર્મ ઉપર ચઢતો ત્યારે તેને ધાસ્તી લાગતી, તે ધ્રૂજતો અને ઘણીવાર તો પરશેવાથી તે પલળી જતો.

એવાં ઘણાં લાયક માણસ છે જેઓ મહેલ્લામાં, મેદાનમાં

બહાદૂર હોય છે, જેઓ લડાઇમાં તોપને મ્હોંએ ચઢે છે, પણ તેઓ દિવાનખાનામાં બ્હીકણ, બાયલા હોય છે અને સાંસારિક મંડળોમાં પોતાનો અભિપ્રાય દર્શાવવાની હિમ્મત ધરી શકતા નથી

સમાજના ધારામાં કાંઇ સૂક્ષ્મ જૂલમ હોય એમ તેમને લાગે છે, અને તેથી તેમના હોઠ બંધ થાય છે, તેમની જીભે તાળાં વસાય છે. ઍડિસન ચોખ્ખામાં ચોખ્ખું અંગ્રેજી લખતો, કલમનો તે ઉસ્તાદ હતો પણ વાતચિતમાં એક ડઝન શબ્દ પણ ગભરાયા વગર તે બોલી શકતો નહિ. શેકસપિયર પણ ઘણો શરમાળ હતો. લંડનમાંથી તે ૪૦ વર્ષે રિટાયર થયો પણ પોતાનું એક પણ નાટક છપાવવાની કે સાચવી રાખવાની તેણે કોશિસ કરી નહિ. પોતાની જાત ઉપરના વિશ્વાસની ખામીથી તે બીજી કે ત્રીજી પંક્તિનો અભિનય લેતો. પોતાને મળવા આવનાર માણસોને ન મળવા માટે બાયરન કેટલીકવાર બારીમાંથી કૂદી પડતો. હૉથોર્ને પોતાની નોટબુકમાં લખ્યું છે કે જયારે હું ઇંગ્લાંડમાં હતો ત્યારે એક જાહેર ખાણા વખતે ભાષણ કરવા મને કહેવામાં આવ્યું. મેં મારૂં માથું વગાડી જોયું પણ તે પોલું વાગ્યું. પોતાના શરમાળપણાની વેદના તેને આખી જીંદગી થતી અને પોતાને મળવા આવનારથી નાશી છુટવા માટે કોન્કોર્ડ નદી ઉપર હોડીની સ્હેલગાહે તે ઉપડી જતો. પોતે ઓળખાય નહિ તે માટે તે પોતાનું મ્હોં સંતાડી પીઠ ફેરવતો. તે કહેતો કે પાપ માટે પરમેશ્વર માફી આપશે પણ કઢંગા પણા માટે દુનિયામાં કે સ્વર્ગમા માફી નથી.

પોતાને વિષેજ વિચાર કર્યા કરવા, પોતાના મયજ રહેવું એ સારી રીતભાતનો ભંગ કર્યા બરાબર છે અને એ વડે તેમ બીજા લોકો મારે વિષે શું ધારશે એવા આશ્ચર્યને લીધેજ સામાન્ય રીતે શરમાળપણું આવે છે.

સિડનિ સ્મિથે કહ્યું છે કે પહેલાં હું ઘણો શરમાળ હતો, પણ અલ્પ સમયમાં બે ઉપયોગી શોધો મેં કરી. પહેલી શોધ એ કે મને જોઈ રહેવામાં સઘળી દુનિયાનું સમગ્ર ધ્યાન નહોતું અને બીજી શોધ એ હતી કે ઢોંગ કરવો નકામો છે, દુનિયા ઘણી તીક્ષ્ણ અને સાફ દૃષ્ટિવાળી છે અને માણસની ખરી કિંમત જાણી તે તેની કિંમત આંકે છે. આથી હું સૂધરી ગયો.

પોતાના જાતિબન્ધુઓ માટે તમે માયાળુ, ખરા હૃદયની લાગણીથી ભરપૂર છતાં જાણે બરફમાં જામને રાખવામાં આવ્યા હોય તેમ જીવનનિર્ગમનં કરવું એ કેવું દુર્ભાગ્ય છે. તે એક જાતનો રોગ છે. તે બીકથી ઉત્પન્ન થાય છે અને બીક એ પણ રોગ છે. શરમાળ લોકોને પોતાની શક્તિઓનો કદી વિશ્વાસ હોતો નથી અને ખરી રીતે વસ્તુસ્થિતિ જૂદીજ હોય ત્યારે આ વિશ્વાસની ખામી તે શક્તિની ખામી છે, નિર્બળતા છે એમ તે જાણે છે. નાનપણમાં બાળકોને સામાજિક જીવનની કેટલીક કળાઓ જેવી કે બોકિસંગ, ઘોડેસ્વારી, નૃત્ય, વકતૃત્વ અને બીજી તેવી નિપુણતાનું શિક્ષણ આપવાથી આવું શરમાળપણું જતું રહે છે. શરમાળ લોકોએ સારો પોશાક પહેરવો જોઇએ. સારા પોશાકથી રીતભાતમાં સ્વાસ્થ્ય આવે છે અને જીભનાં તાળાં ઉઘડી જાય છે. ધર્મથી પણ રીતભાતમાં જે સુન્દરતા અને કુશળતા ન મળે તે સારો પોશાક પહેર્યો છે એવી લાગણીથી આવે છે, જ્યારે હલકા પોશાકથી ઘણીવાર આંચકો ઉત્પન્ન થાય છે. પોશાકની ખાસીયતો ખાતરીપૂર્વક ધ્યાન ખેંચે છે તો ચળકતા રંગ અને ઘણી ફૅશન દૂર રાખવી અને પોતાની શક્તિ મુજબ સાદાં, શરીરને અનુસરતાં લૂગડાં પહેરવાં સારાં છે.

બધા ગમે તેમ નિંદા કરે પણ પોશાકની સુન્દરતા એ સારી બાબત છે પણ તે હલકા પ્રકારની સુન્દરતા છે અને તેને માટે ઉચ્ચ પ્રકારની સુંદરતાનો ભોગ આપવો જોઇએ નહિ; હદ બહાર

તે ઉપર લક્ષ અપાવું જોઇએ નહિ. જેઓ સૌથી પહેલું લક્ષ પોશાક ઉપર આપે છે, તેને માટે પોતાનો સઘળો વખત ગાળે છે અગર સઘળો પૈસો વાપરે છે, જેઓ પોશાક માટે માનસિક અને હૃદયની સુધારણા અને સેવાનાં કામ કરવાનાં ભૂલે છે, જેઓ પોતાના ચારિત્ર્ય કરતાં પોતાના પોશાક માટે વધારે કાળજી રાખે છે, જેઓ એક ભૂલી જવાયલી ફરજ કરતાં, ફૅશન વગરના કપડાથી વધારે મૂઝાય છે તેઓ પોશાક ઉપર હદ બહાર પ્રીતી રાખે છે એમ કહી શકાય.

હારવાર્ડના આગેવાન વકીલ અને ગ્રેજ્યુએટ એઝેકીયલ વ્હીટમેનને મસાચ્યુસેટસની ધારાસભામાં સભાસદ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યો ત્યારે તે પોતાનો ગામડાનો પોશાક પહેરી બોસ્ટન આવ્યો અને એક હોટેલમાં ગયો. તે આગલા ઓરડામાં જઈ બેઠો. ત્યાં કેટલીક બાનુઓ અને સદ્‌ગૃહસ્થોને તેણે નીચે પ્રમાણે વાત કરતાં સાંભળ્યાંઃ—"જોયો, આ ઘરકુકડી ગામડીયો—અરે જૂઓ, જૂઓ, અહીં બરોબર જોવાનું અને હસવાનું છે." તેમણે તેને ઠઠ્ઠા મશ્કરીના અનેક પ્રકારના વિચિત્ર પ્રશ્ન પૂછ્યા. પછી વ્હીટમેને ઉભા થઇ ઉત્તર આપ્યો, બાનુઓ અને ગૃહસ્થો હું તમને આરોગ્ય અને સુખ તથા તમે જેમ મોટાં થાઓ, તેમ સારાં અને ડાહ્યાં થાઓ એમ, ઇચ્છું છું પણ તમારે યાદ રાખવું કે બહારના દેખાવથી આપણે ઠગાઇએ છીએ. મારા પોશાક ઉપરથી તમે મને ગામડાનો કોઇ ગમાર ધાર્યો હશે પણ તમારી તેમાં ભૂલ છે. તેજ ઉપલકીયાં કારણથી તમે પણ લાયક બાનુઓ અને ગૃહસ્થો હશો એમ હું ધારતો હતો. તમારી તેમ મારી સરખીજ ભૂલ થઇ છે. આ કહેતા કહેતામાં ગવર્નર કાલેબ સ્ટ્રૉન્ગ આવ્યો અને મિ. વ્હીટમેનની સાથે વાત કરવા લાગ્યો. બધું મંડળ ચકિત થઇ ગયું, ગભરાઇ ગયું. તે મંડળ તરફ ફરી તેણે તે સર્વને સલામ કરી.

પૈસાની પેઠે પોશાક એ પણ બળ છે પણ આપણે તેના ગુલામ થવું નહિ.

ગોલ્ડસ્મિથ કહે છે કે કોઇ શહેનશાહે રાતની ટોપી પહેરેલી હોય તે વખતે તેને, મૂગટ પહેરેલો હોય તે વખત જે માન મળે છે તે મળતું નથી.

જૉન્સન કહે છે કે સુધરેલા જનસમાજમાં બહારના આકર્ષણથી આપણને વધારે માન મળે છે. જે માણસે સારો કોટ પહેર્યો હોય છે તેને ખરાબ કોટ પહેરનાર કરતાં વધારે માન મળે છે. ઇશ્વર પણ સારા પોશાકને ચ્હાનાર છે એવી લાગણી થયા વગર રહેતી નથી. તેણે પોતાની સૃષ્ટિને સૌન્દર્ય અને કીર્તિના પોશાક પહેરાવ્યા છે. દરેક પુરૂષને કિંમતી પોશાક આપવામાં આવ્યો છે. દરેક ક્ષેત્ર સૌન્દર્યનાં પરિધાનથી શરમાતું હોય એમ જણાય છે. પ્રકાશ એ દરેક તારાનું આભરણ છે. સંપૂર્ણ અને અભિરૂચિયુક્ત પોશાક દરેક પક્ષીને તેણે આપ્યો છે.

છતાં, કેટલાક ગાંડા કહેશે કે સૌન્દર્ય એ પાપ છે અને કુદરતની સુન્દરતા તથા ભવ્યતા મનુષ્યનાં પાપનાં પરિણામ છે.

સંસ્કૃત રીતભાત એ એક જાતનો ઢોંગ છે એમ કેટલાક ધારે છે. તેઓ સાદા, સંગીન, લાંબા, પહોળા અને કઠોર ચરિત્રવાળાને વખાણે છે. એમ પણ કહીએ તો ચાલે કે પથ્થરના ચોરસ કડકામાંથી બનાવેલાં ચોરસ, સાદાં, અને અનલંકૃત ઘરોને તે ચાહે છે. સેંટ પીટરના દેવળમાં સુન્દર સ્તંભ અને તેની ભવ્ય કમાનો છે, અનુપમ રંગવાળા, સુન્દર કોતરણીવાળા, ઉપસેલા કામવાળા તેના આરસ છે, તેથી તે દેવળ ઓછું મજબુત અગર ઓછું સંગીન છે એમ નથી. આવા લોકો પોતાના હીરા વગર ઓપેલા કેમ પહેરતા નથી? કુદરત આપે છે, કુદરતે કર્યા હોય છે તેવા ને તેવા હીરા

તે કેમ રાખતા નથી. તેમની સાચી કિંમત તો તેની તે રહે છે પણ આપણે જાણીએ છીએ કે સઘળા માણસો પોતાના હીરાને ઓપ આપવાને, પાસાં પાડવાને ઈચ્છે છે.

આપણા ચારિત્ર્યની પેઠે આપણી રીતભાતની પણ હમેશાં તપાસ થતી રહે છે. દરેક વખત જ્યારે આપણે મંડળમાં જઈએ ત્યારે દરેક માણસના અભિપ્રાયના કાંટા ઉપર આપણે ચઢવું જોઈએ અને આપણા છેલ્લા વજનથી, વજન વધ્યું છે કે ઘટયું છે તે સંભાળપૂર્વક આપણે નોંધવું જોઈએ. દરેક જણ પ્રશ્ન કરે છે કે આ માણસ ઉંચો જાય છે કે નીચો જાય છે? દૃષ્ટાન્ત તરીકે યુવાન્ બ્રાઉન દિવાનખાનામાં દાખલ થાય છે. હાજર રહેલાં સર્વ તેમના વિચાર મુજબ તેની તુલના કરે છે અને સ્વગત કહે છે, આ માણસ આગળ વધે છે. તે વધારે સંભાળથી, વધારે વિચારથી, વધારે સભ્યતાથી, વધારે વિવેકથી, વધારે સત્ય સાથે, વધારે પ્રમાણિકતાથી, વધારે પરિશ્રમથી કામ કરે છે. તેની આગળ યુવાન્ જોન્સનો દાખલો છે. એ ઝડપથી પાછળ પડતો જાય છે. તે સંભાળ રાખતો નથી, તે બેદરકાર છે, અવિનીત છે, ધાર્મિક નથી, તમારી સામું તે જોઈ શકતો નથી, હલકો છે, કંજુસ છે, તે નોકરોને મારવા જાય છે; છતાં અજાણ્યાં માણસો તરફ હદ કરતાં વધારે સભ્યતા બતાવે છે. અને આજ રીત્યે જેઓ આપણને ઓળખે છે તે સઘળાની અદૃશ્ય ચીઠ્ઠીઓ આપણાં ઉપર ચોંટે છે અને આપણે જીંદગી પસાર કરીએ છીએ. પોતાના સોબતીઓ પોતાની કેવી કિંમત આંકે છે તે જો માણસ જાણે તો તે તેને ઘણું લાભકારક થઈ પડે એવો હું કોઈ વખતે વિચાર કરૂં છું. આપણે લાંબો વખત જગતને છેતરી શકતા નથી; કારણ કે આપણો આત્મસ્વરૂપ જે ન્યાયનાં ત્રાજવાં લઈ આપણી છાયામાંજ રહે છે તે, આપણને ખરૂં કહી દેનાર આપણો અંતર્યામી, આંખમાં અગર રીતભાતમાં જણાઈ

આવે છે અને આપણને ઉઘાડા પાડી દે છે.

પણ રીતભાત જો કે ગૃહસ્થનું આભરણ છે, છતાં, તેથી માણસનું ચારિત્ર્ય બનતું નથી. ચારિત્ર્ય નક્કી કરનાર, છેલ્લી એકજ બાબત તે નથી.

ઓકની છાલ જેમ ઓકના અંદરના ભાગની જગા લઇ શકે નહિ તેમ માત્ર સભ્યતા, નૈતિક ઉત્કૃષ્ઠતાની જગા લઈ શકે નહીં. તેની અંદર લાકડું કયા પ્રકારનું છે તે તે બતાવી શકે પણ તે લાકડું સંગીન છે કે કોહેલું છે તે તે બતાવી શકે નહિ. શિષ્ટાચાર સારી રીતભાતની માત્ર જગાજ લઇ શકે પણ તે બનાવટી ચીજ છે.

અંતઃકરણનું સાચાપણું એ સારી રીતભાતનો ઉંચામાં ઉંચો ગુણ છે. જેઓ ખરી સારી રીતભાત મેળવવા માગતા હોય તેમને નીચેની માત્રા બતાવવામાં આવે છે.

સ્વાર્થ ત્યાગઃ ૩ ડ્રામ
ખુશમિજાજનો અર્કઃ એક આઉંસ
દિલારામનું સત્વઃ ૩ ડ્રામ
શેરોનના રોઝનો અર્કઃ ૪ ઔંસ
સખાવતનું તેલ; ૩ ડ્રામ અને એક પણ સ્કુપલ (સંકોચ) નહીં.
સાદી સમજ અને કળાનો ઉકાળોઃ એક ઔંસ
પ્રેમનું મદ્યઃ ૨ ઔંસ

સ્વાર્થપરાયણતા, એકલપેટાપણું, અલગપણું, હલકાઇ અગર “હું તમારા કરતાં ઘણો સારો છું” એવાપણું પ્રકટ થાય ત્યારે આ મિશ્રણ લેવું.

“જગતનો સર્વથી પ્રથમ પંક્તિનો સજ્જન” જેણે લોકોને અમૂલ્ય સદ્બોધ આપ્યો છે તેનું અનુકરણ કરો.

# પ્રકરણ ૧૧ મું.

## ઉત્સાહની ફતેહ.

જે મહેનતથી આપણને આનંદ મળે છે તે વેદનાને ઔષધરૂપ થઇ પડે છે—વેદનાનું નિવારણ કરનાર થઇ પડે છે. **શેકસપિયર.**

માણસની સચ્ચાઇનું એકજ નિર્ણયાત્મક પ્રમાણ એ છે કે તે એક સિદ્ધાન્ત માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે. વચન, દ્રવ્ય અને બીજી બધી ચીજો આપી દેવી, પ્રમાણમાં સહેલી છે પણ જ્યારે માણસ પોતાના દૈનિક જીવન અને કામ ધંધાની ભેટ ધરે છે ત્યારે સ્પષ્ટ રીતે માલમ પડી આવે છે કે ગમે તે સત્યની ઘણી અસર તેના ઉપર થઇ છે. **લોવેલ.**

આપણે આપણો ઉત્સાહ ખોઇ દઇએ તેથી સાવધાન રહેવાનું છે. કોઇ પણ બાબત માટે આપણને સતત અભિમાન રહેવું જોઇએ. જે કાંઇ ઉન્નત કરે તેને ચ્હાવાને આપણે કોશિસ કરવી જોઇએ. આપણા જીવનને સંપત્તિમાન્ બનાવે, આપણા જીવનને સુંદર બનાવે તેમાં રસ લેવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ. **ફિલિપ બ્રુકસ.**

" તેના મનને જ્ઞાનથી તે એટલું સમૃદ્ધ કરે છે,
તેના ઉપર શાંતિ અને સૌન્દર્યની એવી છાપ પાડે છે,
અને એવા ઉચ્ચ વિચારોથી તેને તે પોષે છે કે
નિંદા, ઉતાવળા નિર્ણય, સ્વાર્થી મનુષ્ય તરફની
હાંસી, તિરસ્કાર, અગર તો જ્યાં માયાળુપણું ન હોય ત્યાં આપવામાં
આવતા અભિનન્દનની, તેમના ઉપર કાંઇપણ અસર થતી નથી;
અગર તેઓ જે કાંઇ જુએ છે તે સુખથી ભરેલું છે એવી તેમની
આનંદયુક્ત શ્રદ્ધાનો તેથી નાશ થતો નથી."

આધ્યાત્મિક વિચાર અને આધ્યાત્મિક મનુષ્યોનો પ્રદેશ જ્યાં યૌવન નિત્ય છે, જ્યાં પરમાનંદ એ કોઇ ક્ષણભંગુર વૃત્તિ નથી પણ એક નિત્ય સ્થિતિ છે અને જ્યાં ભવ્ય બળ જે સંકલ્પશકિતને અનંત જીવન આપે છે તે રહે છે. **ઈ. પી. વ્હીપલ.**

એક આદર્શને ઉત્સાહપૂર્વક વળગી રહેવામાં કેટલી બધી શક્તિ રહેલી છે ?

• આફતો, તિરસ્કાર, નિંદા, હાંસી, છેડણી, જુલમ, પરિશ્રમ, બિમારી, ઘડપણની નબળાઇ એ સઘળાં સર્વોપરિ હેતુથી ધડકતા આત્માને શું કરી શકે ?

પારિસની ગૅલરી ડ બો આર્ટસમાં શિલ્પીની કલ્પનાથી ઉત્પન થયેલું એક સુંદર પુતળું છે. આ શિલ્પી એટલો બધો ગરીબ હતો કે તે એક નાના કાતરીયામાં રહેતો અને કામ કરતો. માટીનો તેનો એક નમૂનો લગભગ પૂરો થયો તેવામાં શહેર ઉપર ભારે હીમ પડયું. તેણે જાણ્યું કે માટીની વચ્ચેની તડોનું પાણી ઠરી જશે તો સુન્દર રેખાઓ ચુંથાઇ જશે; તેથી તેણે પોતાનાં કપડાં માટીની પ્રતિમાની આજુબાજુ વીટયાં. સવારમાં તે મૂએલો માલમ પડયો; પણ તેનો વિચાર, ખ્યાલ, તેની કલ્પના બચી ગઇ અને બીજા મનુષ્યના હાથે આરસમાં તેને સ્થાયી સ્વરૂપ મળ્યું.

હેનરી કલે કહે છે કે કોઇ મહત્વના પ્રશ્ન વિષે બોલતાં બીજાઓને શું થાય છે તે હું જાણતો નથી પણ આવા પ્રસંગે બ્હારની દુનિયાનું મને ભાન ન હોય એમ જણાય છે. મારી આગળના વિષયમાં હું સંપૂર્ણ લીન થઇ જાઉં છું અને આત્મૈક્યનું, સમય વિષેનું અને આજુબાજુના વિષય વિષેનું સઘળું ભાન હું ખોઉં છું.

એક પ્રસિદ્ધ નાણાંશાસ્ત્રી કહે છે કે જ્યાં સુધી બૅન્ક વિષે રાત દહાડો વિચાર કરનાર પ્રમુખ ન મળે ત્યાં સુધી બેન્ક કદી ફતેહમંદ થતી નથી. મોન્ટેન કહે છે કે માણસ કોઇ બાબતમાં ઉશ્કેરાય નહિ ત્યાં સુધી તેઓનું મહત્વ જણાતું નથી. કદરૂપામાં કદરૂપી સ્ત્રી અગર પુરૂષને ચ્હાનાર યુવાન્ પુરૂષ અગર સ્ત્રીમાં સ્વર્ગીય રંગમાં ચિત્ર દોરવાની નવીન શક્તિ આવે છે, શક્તિ વધે છે, તેમ ઉત્સાહ,

શુષ્ક અને અરસિક વિષય અગર ધંધામાં નવીન રહસ્ય આણે છે. યુવાન્ ન્હાનારમાં જેમ વધારે બારીક લાગણી અને વધારે તીક્ષ્ણ દૃષ્ટિ હોય છે અને પોતાના પ્રીતિપાત્ર મનુષ્યમાં બીજા માણસને ન જણાય તેવા અનેક સદ્ગુણ અને સૌન્દર્યની બાબતો તેને જણાય છે તેમ જે માણસ ઉત્સાહથી પરિપૂર્ણ હોય છે, તેની જ્ઞાનશક્તિ વધે છે અને બીજાને ન માલમ પડે તે સૌન્દર્ય અને મોહક ગુણ તેને જણાય તેટલે દરજ્જે તેની દૃષ્ટિ વિશાળ થાય છે અને તેથી તેના પરિશ્રમ, તેની તંગી, તેનાં દુઃખ અને જુલમનો બદલો વળી જાય છે.

ડિકન્સ કહે છે કે તેની વાર્તાઓમાંની સંકલનાઓ અને પાત્રો હમેશાં તેનામાં આવી ભરાતાં અને તે તેમને કાગળ ઉપર ઉતારતો નહિ ત્યાં સુધી તેઓ તેને સુવા અગર જંપવા દેતાં નહિ. એક ચિત્ર માટે તે એક મહિનો ભરાઇ પેઠો અને જ્યારે તે બહાર નીકળ્યો ત્યારે તે ખુની જેવો મડામુખો જણાયો. તેનાં પાત્ર રાત્રી દિવસ તેની પાસે આવી ભરાતાં.

બીજા માણસો જેમ પોતાના ઓરડાઓમાં, છબીઓ લટકાવે છે તેમ જોન જેકબ એસ્ટર તેની પૈસા લેવાની રૂમમાં એક સુન્દર ફર લટકાવતો, ઉત્સાહથી તે તેના ઉપર હાથ ફેરવતો, તેની સુન્દરતાનાં વખાણ કરતો અને એમ ઉમેરતો કે કેન્ટનમાં તેની કિંમત પાંચસો ડોલર પડે છે.

૧૨ વર્ષનો એક છોકરો જે ઘણી હુશિયારીથી પિયાનો વગાડતો તેણે કહ્યું કે હેર કેપલ મિસ્ટર, મારે કાંઇક સંગીત બનાવવું છે. મારે તેની શરૂઆત શી રીતે કરવી? મોઝાર્ટે જવાબ દીધો, ઓહો! તારે હજુ વાર છે. તે છોકરાએ કહ્યું, તમે મારાથી નાના હતા ત્યારે શરૂઆત કરી હતી. તે મહાન્ રચનારે કહ્યું હા, મેં તેમ કર્યું હતું પણ હું તે બાબત કોઇને પૂછવા ગયો નહોતો. કોઇનામાં

જો રચવાનો જુસ્સો હોય છે તો તેને લખ્યા વગર ચાલતું નથી માટે તે લખે છે.

ગ્લૅડસ્ટન કહે છે કે જે બાબતની જરૂર છે તે એ છે કે છોકરાઓમાં જે જુસ્સો હોય તે જાગૃત કરવો. કોઇપણ રીતે, કોઇપણ અંશે, કાંઇ જાણવા જોગ અંશમાં, દરેક છોકરામાં, જગત્માં સારૂં કામ કરવા માટેની સામગ્રી હોય છે જેઓ ઘણા હુશિયાર હોય છે તેમાંજ નહિ, જેઓ ચપલ હોય છે તેમાંજ નહિ; પણ જેઓ મૂઢ અને મંદ હોય છે અગર જણાય છે તેઓમાં—દરેક છોકરાઓમાં આ સામગ્રી હોય છે. તેઓમાં જો માત્ર શુભેચ્છા હશે તો તેની અસરથી મંદતા ધીરે ધીરે સાફ થઇ જશે.

હંગરીની અપ્રસિદ્ધ રહીશ જર્સ્ટર ઓપેરામાં બહાર પડી તેને પહેલે દહાડેજ તેની કીર્તિ અને દોલત નક્કી થઇ ગઇ. તેના ઉત્સાહથી તેના શ્રોતાજનો લગભગ સ્તબ્ધ થઇ ગયા. એક અઠવાડિયા કરતાં ઓછા વખતમાં તે લોકપ્રિય અને સ્વતંત્ર થઇ. તેના આત્માને ઉન્નતિનો આવેશ લાગ્યો હતો અને હૃદયની તેમ માનસિક સઘળી શક્તિઓ સ્વસુધારણામાં તેણે લગાડી હતી.

ગાય મૅનરિંગમાં મેગ મેરિલિસનો પાર્ટ લેનાર કલાવિદ્ જ્યારે બિમાર પડી ત્યારે તેવે વખતે કામ આવનાર સ્ત્રી શાર્લોટ કુશ્મનને તેનો પાર્ટ લેવાને કહેવામાં આવ્યું. પોતાનું કામ દેખાડવાનો, પ્રકાશવાનો આ એક ચાન્સ છે, એમ તેના મનમાં એકદમ વિચાર સ્ફૂરી આવ્યો. તે રંગભૂમિ ઉપર આવી અને તેણે તે પ્રખ્યાત થઇ પડેલો અભિનય એવો સરસ રીતે કર્યો કે શ્રોતાજનો તેમ ઍકટરોને ઘણુંજ આશ્ચર્ય થયું.

લિવિંગ્સ્ટને કહ્યું છે કે બીજા લોકોના આત્મા બચાવવામાં વીશ વર્ષથી હું એટલો બધો મશગુલ રહ્યો છું કે હું જે ધર્મના

હિમાયત કરૂં છું તેની મારા પર અસર થાય છે કે કેમ તેત્રો એક જંગલી શ્રોતાએ મને પ્રશ્ન કર્યો ત્યાં સૂધી મારો પોતાનો પણ આત્મા છે એ વાત હું ભૂલી ગયો હતો.

આરસ અગર કૅનવસ ઉપર પોતાનો વિચાર મૂકાય નહિ ત્યાં સૂધી તેને આરામ ન મળે એવો સૌન્દર્ય અને રૂપના આવેશનો કારીગરને નિશો ચઢે છે ત્યારેજ કલાની મોટામાં મોટી કૃતિઓ ઉત્પન્ન થાય છે.

મૅલિબ્રાનના એક સૂરનાં એક વિવેચકે વખાણ કર્યાં ત્યારે તેણે જવાબ આપ્યો હતો કે મેં તેને માટે ઘણોજ પરિશ્રમ ઉઠાવ્યો છે. હું એક મહિનો તેની પાછળ પડી છું. દરેક ઠેકાણે, હું લુગડાં પહેરતી હઉં કે મારા બાલ સમા કરતી હોઉં ત્યારે હું તેની પાછળજ લાગેલી રહેતી.

એક ચિત્ર જેને માટે જોશ્યુઆ રેનલ્ડઝ સાબાશી આપવા માગતો હતો તે તપાસતાં તેણે કહ્યું કે ઘણુંજ સરસ કામ; ચિત્ર કામ, રંગ, હાથ, લાઇટ* અને શેડ× ઘણાંજ ઉત્કૃષ્ટ પણ તે મહાન્ કારીગર કાંઇક ગુસ્સાથી બોલ્યો પણ તેમાં “પેલુંજ” માત્ર નથી.

બુલ્વર કહે છે કે એમ કેમ, ઉત્સાહ જેવી ચેપી બીજી કોઇ પણ ચીજ નથી. ઑરફિયસની વાતમાં ખરૂં રૂપક તે છે. પથ્થરને તે હલાવે છે અને પશુને પણ તે વશ કરે છે. સાચા દિલની તે પ્રતિભા છે અને તેના વગર સત્યને પણ જય મળતો નથી.

એમર્સન કહે છે કે જગત્‌ના ઇતિહાસમાંની દરેક મહાન્ અને સર્વોપરિ ક્ષણુ કોઇ ઉત્સાહની ફતેહના પરિણામ રૂપ હોય છે. મહમદ પછીના આરબો જેઓએ થોડાં વર્ષમાં પોતાની જીતથી

* પ્રકાશ. × છાયા.

રોમથી પણ મોટું સામ્રાજ્ય સ્થાપ્યું તેનો ઇતિહાસ આનું દૃષ્ટાન્ત છે. તેઓ શું કરે છે તે તેઓ જાણતા નહોતા. એક વિચાર ઉપર સ્વાર થયેલી નમ્ર ડેરાર ઘોડેસ્વાર લશ્કરને પણ પૂરી પડી, સ્ત્રીઓ પુરૂષની પેઠે લડી અને રોમન પુરૂષો ઉપર જીત મેળવી. તેમનાં સાધનો જૂજ હતાં, તેઓની ખોરાકી પણ કંગાળ હતી. તેઓનું લશ્કર મિતાચારી હતું. તેમના પોષણ માટે માંસ અગર મદ્યની જરૂર પડતી નહિ. જવ ખાઇને તેઓએ એશિયા, આફ્રિકા અને સ્પેન જીત્યું. બીજાઓની તલવાર કરતાં કાલિફ ઓમારની ફરવા જવાની લાકડીથી જોનારને વધારે ત્રાસ લાગતો.

જે ચઢાઇનું કામ પૂરૂં કરવાને એક વર્ષ જોઇએ તે નેપોલિયન એ અઠવાડિયામાં કરી શકયો તેનું કારણ તેનો ઉત્સાહ હતો. ઑસ્ટ્રિયનો ગભરાટમાં કહેતા કે આ ફ્રેન્ચમેન માણસો નથી, તેઓ ઉડે છે. તેની પહેલી ઇટૅલિયન ચઢાઈમાં નેપોલિયને છ જીત મેળવી હતી, ૨૦ નિશાન લીધાં હતાં, ૫૫ તોપો અને ૫૦૦૦૦ કેદીઓ પકડ્યા હતા અને પીડમોં જીત્યું હતું. આ ધસારા પછી એક ક્ષુભિત ઑસ્ટ્રિયન સરદારે કહ્યું કે આ યુવાન્ સરદાર લડાઇની કલા વિષે કશું જાણતો નથી, તે તદ્દન અજાણ છે, તેનાથી કાંઈ બનવાનું નથી. પણ તેના સૈનિકો આ "નાના" સરદારને એટલા ઉત્સાહથી અનુસરતા કે પરાજય કે આફત શું તેનું નામ પણ તે જાણતા નહિ.

એ. એચ. કે. બૉયડ કહે છે કે કેટલાંક મહત્વનાં દૃષ્ટાન્ત છે જેમાં અર્ધું હૃદય અને પૂરૂં હૃદય પૂરી હાર અને ઘણીજ સરસ જીત વચ્ચેનો ભેદ બતાવી શકે છે.

એક મહત્વના બારીક પ્રસંગે નેલ્સને કહ્યું હતું કે હું આ મિનિટે મરી જાઉં તો **લશ્કરી વહાણની તંગી** એ શબ્દ મારા હૃદય ઉપર લખાયલા માલમ પડશે.

ઑર્લિયન્સની સરલ નિર્દોષ કુમારિકાએ પોતાની પવિત્ર તલવાર, પવિત્ર થયેલા વાવટા અને પોતાના મહાન્ કાર્ય વિષેની શ્રદ્ધાથી કોઇ રાજા અને રાજદ્વારી પણ જે ઉત્સાહ ઉત્પન્ન ન કરી શકે તે ઉત્સાહ તેણે આખા ફ્રેન્ચ લશ્કરમાં દાખલ કરી દીધો. તેના ઉત્સાહ આગળ બીજી બધી બાબત નરમ પડી જતી. જો આ જગતમાં દરેક માણસ પોતાની શક્તિ બરાબર જાણે તો તે દરેક કેવું મહાન્ કાર્ય કરી શકે. પણ ચોકડાવાળા ઘોડાની માફક માણસ જ્યાં સુધી પોતાને લઇને ન્હાસે નહિ ત્યાં સુધી તેને પોતાના બળનો ખ્યાલ આવતો નથી. ઉત્સાહ એક અનુપમ શક્તિ, એક દૈવી બક્ષિસ છે. જે વડે રાજપ્રકરણી પુરૂષો દુનિયા ઉપર દોર ચલાવે છે એમ ડિઝરાયલી ગણતો.

"આ નીચે આ દેવળ અને શહેરનો બાંધનાર ક્રિસ્ટોફર રેન છે. જેનું નેવું વર્ષનું જીવન પોતાને માટે નહિ પણ સાર્વજનિક કલ્યાણ માટે વ્યતીત થયું હતું. વાચક, તારે જો તેનો કીર્તિસ્તંભ જોવો હોય તો "આજુબાજુ નજર નાંખ." લંડનમાં તમે ગમે ત્યાં જશો ત્યાં એક માણસ જેણે કોઇ શિલ્પી પાસેથી કદી શિક્ષણ લીધું નહોતું તે માણસની પ્રતિભાના ઉચ્ચ સ્મરણસ્તંભ તમને માલમ પડશે. શહેરમાં તેણે ૫૦ દેવળ અને ૩૬ હૉલ બાંધ્યા હતા. લંડનના સેંટ પૉલ કેથિડ્રલના પુનરૂદ્ધાર માટે વિચાર મેળવવાને તે પારિસ ગયો, ત્યારે તેણે કહ્યું હતું કે લુવની શિલ્પશાસ્ત્રીની પ્લૅન માટે હું મારો દેહ પણ અર્પણ કરૂં. હૅમ્પ્ટન કોર્ટ અને કેન્સિગટનના મહેલોમાં, ટેમ્પલ બારમાં ડ્રુઅરીલેન થિએટરમાં, રોયલ એક્સચેન્જ અને મહાન્ કીર્તિસ્તંભમાં તેની વીરલ કારીગરી જોવામાં આવે છે. ગ્રીનીચ પેલેસનું તેણે ખલાસીઓનું વિશ્રામસ્થાન બનાવ્યું અને ઑક્સફર્ડમાં દેવળો અને કૉલેજો બાંધ્યાં મહાન્ આગ પછી લંડન

ફરી બાંધવાની યોજના પણ તેણે કરી હતી, પણ સત્તાવાળાઓએ તેની સરલ યોજનાનું અનુસરણ કર્યું નહિ. સેંટ પોલ કેથિડ્રલના પોતાના સર્વોપરિ કાર્ય પાછળ તેણે ૩૫ વર્ષ ગાળ્યાં. જો કે તે આટલું બધું જીવ્યો અને પાછલા જીવનમાં સારી રીતે તંદુરસ્ત હતો છતાં બાલ્યાવસ્થામાં તે એવો નાજુક હતો કે તેનાં માતાપિતાને તેના શરીર વિષે ઘણી ચિંતા રહેતી. તેના મહાન્ ઉત્સાહથી તેના શરીરમાં બળ આવતું હોય એમ જણાતું.

મુલાકાતે આવનાર બ્રિટિશ ઑફિસરે જ્યારે પાછા જવાનો પોતાનો ઈરાદો દર્શાવ્યો ત્યારે જનરલ મેરિયને કહ્યું; ના, એમને એમ જવાય નહિ. અમારો જમવાનો વખત થયો છે અને સાહેબ હું આશા રાખું છું કે જમતાં તમારા સમાગમનો અમને લાભ આપશો. જનરલે આજુબાજુ આશ્ચર્યની નજરે જોયું, કારણ કે વાસણ કે કડાઇ કે બીજા રસોઈના વાસણનું કાંઇપણ ચિહ્ન તેણે જોયું નહિ. પણ તે સવારે તેણે જે આશ્ચર્યજનક બાબતો જોઇ હતી તેમાંની આ પહેલી નહોતી. તેને પાટા બાંધી, સુલેહના વાવટા સાથે છાવણીમાં લાવવામાં આવ્યો હતો. દમામદાર સરદાર અને ખવિસોનું લશ્કર જોવાની તે આશા રાખતો હતો. કેરોલિનાસમાં "સ્વેમા ફૉક્સ" ની પ્રસિદ્ધ ટુકડી દરેક રાતા કોટ પહેરનારને ત્રાસ જેવી હતી. જ્યારે પાટો ખશેડવામાં આવ્યો ત્યારે તેને એક શામળા, ધુમાડા ખાધેલા, ચિથરેહાલ, ગામડી પોશાકમાં એક ઠીંગણા માણસ આગળ લાવવામાં આવ્યો હતો એમ માલમ પડયું અને ઉંચા તથા સુન્દર કપડાવાળા સૈનિકોને બદલે તેણે શામળા રંગના, પીળા પગવાળા લશ્કરીઓ જોયા.

તે સરદારે આમંત્રણ સ્વીકાર્યાં પછી મૅરિયને પોતાના માણસોમાંના એકને કહ્યું; 'વારૂ, ટૉમ, ખાણું લાવ.' દેવતા ઉપર બટાટા

શેકાતા હતા. તે તે સૈનિકે લાકડી વતી બહાર કાઢયા. જનરલ મૅરિયને બોલવાનું ચાલુ રાખ્યું 'મારા ધારવા પ્રમાણે અમારૂં આ ખાણું તમને મીઠું લાગશે નહિ પણ અમારી પાસે જેની સગવડ છે તેમાં તે સારામાં સારૂં છે.'

તે અમલદાર સભ્યતાને ખાતર તેમાંથી એક બટાટો ખાવા લાગ્યો પણ આ વિચિત્ર ખાણાથી તેને હસવું આવવા લાગ્યું. તે બોલ્યો; 'જનરલ, હું તમારી માફી માગું છું પણ તમે જાણો છો કે હમેશાં માણસ પોતાના ઉપર કાબુ રાખી શકે નહિ.' મૅરિયને જવાબ આપ્યો કે; 'હું ધારૂંછું કે આ ખાણું જીવન નિર્વાહની તમારી રીતિને અનુસરતું નહિ હોય.' બીજાએ કહ્યું; 'ખરેખર નથીજ અને હું માનુંછું કે આ તમારૂં અપવાસનું ખાણું છે. સામાન્ય રીતે તમારૂં જીવન ઘણું ઉંચું છે એમાં કોઈપણ પ્રકારનો શક નથી.' જનરલ મૅરિયને કહ્યું કે; 'ના, ના, તેના કરતાં પણ હલકું ખાણું અમે લઈએ છીએ, કારણ કે ઘણી વખતે આ ચીજ પણ પૂરી પાધરી અમને મળતી નથી.' તે અમલદારે અફસોસ બતાવ્યો અને કહ્યું કે; 'પણ ખોરાકમાં કંજુસાઈ રાખવામાં આવે છે તો તમને પગાર સારો મળતો હશે.' મૅરિયને જવાબ આપ્યો કે; 'એક દોકડો પણ નહિ.' તે અંગ્રેજ બોલી ઉઠયો; 'ભલા ભગવાન્, ત્યારે તમારી સ્થિતિ ખરાબ હોવી જોઈએ.' 'જનરલ. તમે આ બધું શી રીતે નભાવી શકો છો?' મૅરિયને જવાબ દીધો કે; 'કેમ નહિ. એતો એક લાગણીનો સવાલ છે. આમાં હૃદયનોજ સવાલ છે અને કોઈ બાબતમાં માણસને હૃદયનો ઘણો ઉત્સાહ હોય તો માણસ ધારે તે કરી શકે. ૧૪ વર્ષ સુધી ગુલામ થઈને રહેવું એ ઘણા જુવાનોને મુશ્કેલ લાગે અને તેજ જુવાનો વળી પ્રેમમાં હોય અને તે પણ કોઈ મધુરી, કોઈ સુંદરીના પ્રેમમાં હોય તો "**જુવાન જેકબ**"ની માફક

૧૪ વર્ષની ગુલામીની પૅણ પરવા કરે નહિ. મારી સ્થિતિ પણ તેવીજ છે. હું પણ પ્રેમમાં છું. મારી પ્રિયતમાનું નામ **સ્વતંત્રતા** છે અને મારી પ્રીતિમાં ખરેખર હું સુખી છું. **ઉંચામાં ઉંચા વૈભવો અને વિલાસોમાં રગદોળાઈ રહેવા કરતાં માત્ર કંદ-મૂળ ખાઇને, મારા દેશનું કલ્યાણ થાય, દેશ તરફનો મને આશીર્વાદ મળે તે માટે લડવાનું હું પસંદ કરૂં છું.** જે ભૂમિએ મને જન્મ આપ્યો છે તે જમીન ઉપર હું હાલ ચાલું છું અને હું તેને નાલાયક નથી એવા વિચારોથી પરમાનંદ માનું છું. મારી આજુબાજુ આ વિશાળ માનનીય વૃક્ષો હું જોઉં છું. મેં તેમની પ્રતિષ્ઠાની, તેમના ગૌરવની હાનિ કરી નથી, કરતો નથી એવી મને લાગણી થાય છે. **ભવિષ્યના જમાનાનાં બાળકો ભલેને મારૂં નામ ન જાણે; પણ હું તેમના સ્વાતંત્ર્ય માટે અને સ્વાતં-ત્ર્યથી મળતાં અન્ય અસંખ્ય સુખ માટે લડું છું તે વિચાર કરતાં મારા હૃદયને ઘણો આનંદ થાય છે.'**

જ્યારે તે બ્રિટિશ અમલદાર પાછો આવ્યો ત્યારે તેના કર્નલે પૂછ્યું, "તમે આવા ગંભીર કેમ લાગો છો?" તેણે ઉત્તર દીધો, "ગંભીર દેખાવાને કારણ છે." "જનરલ મૅરિયને સાંભળવા ના પાડી છે?" તે અમલદારે જવાબ આપ્યો, "ના" "ત્યારે શું વૃદ્ધ વૉશિંગ્ટને સર હેનરી ક્લીન્ટનને હરાવ્યો છે અને આપણા લશ્કરને છિન્નભિન્ન કર્યું છે?" "ના, ના, તેમ નથી પણ તેથી પણ વધારે ખરાબ ખબર છે." કર્નલે પૂછ્યું, "તેથી ખરાબ શું હોય?" અમલદારે જવાબ દીધો, "મેં તે અમેરિકન સરદારને અને તેના અમલદારોને પગાર વિનાના, લગભગ લૂગડાં વિનાના, કંદમૂળ અને પાણીથી ચલાવી લેતા અને સઘળાને સ્વાતંત્ર્ય માટે દૃઢ આગ્રહવાળા જોયા. આવા માણસો સામે વિજય મેળવવાને આપણને શી આશા છે?"

પહેલીજ તકે તે અમલદારે પોતાનું કમિશન ફેંકી દીધું અને નોકરીમાંથી ફારેગ થયો; કારણકે તેની ખાતરી થઇ હતી કે જે ઉત્સાહ વડે આવી મુશીબતો વેઠી શકાય, મુશીબતો ઉપર વિજય મેળવી શકાય તેના ઉપર જીત મેળવી શકાય નહિ.

બેદરકારીથી મહાન્ જીતો મેળવાતી નથી, લશ્કરની સરદારી લઇ શકાતી નથી, બેદરકારીથી જીવંત પૂતળાં ઘડાતાં નથી, બેદરકારીથી દૈવી સંગીત ગવાતું નથી, બેદરકારીથી કુદરતનાં બળ ઉપર કાબુ મેળવી શકાતો નથી, બેદરકારીથી આત્મા કવિત્વ વડે દ્રવતો નથી અને બેદરકારીથી વીરને છાજે તેવી સખાવતો કરવા દુનિયા પ્રેરિત થતી નથી. **ચાર્લ્સ બેલ હાથ** વિષે લખે છે તેમ ઉત્સાહથી મેમનનું પૂતળું થયું અને થીબ્સના કાંસાના ઝાંપા લટકાવી દેવામાં આવ્યા. તે ઉત્સાહથીજ ખલાસીનો કાંટો તેના ધરી ઉપર રહેતો, તે ઉત્સાહથીજ છાપખાનાનો ભારે સળીયો ઉંચકાતો, તેજ ઉત્સાહથી બ્હામા ટાપુના સવારના પવનમાં કોલંબસ ઉપર ફફડતા, ઉંચા સઢને પવનને અનુસરતો કરવામાં આવતો. **સ્વાતંત્ર્યની લડાઇઓ** જે સમશેરથી લડાઇ છે તે આજ ઉત્સાહથી પકડાઇ છે. સુધારા માટે માર્ગ કરનાર, બહાદૂર લાકડાં કાપનારની કુહાડીને સમતોલ રાખનાર આ ઉત્સાહજ છે. જે ગહન પાનાં ઉપર મિલ્ટન અને શેકસપિયરે પોતાના ઉત્સાહયુક્ત લેખ લખ્યા તેને હલાવનાર એ ઉત્સાહજ છે.

**હૉરેસ ગ્રીલિ** કહેતો કે મહેનતનું સારામાં સારૂં ફળ, પોતાના કામ માટે ઉત્સાહ ધરાવનાર ઉંચા દિલવાળો કામ કરનાર છે.

**સાલ્વિનીએ** કહ્યું છે કે કામ કરવાની સારામાં સારી રીત આગ્રહથી મળે છે. તમે જે કહો છો તેની તમને લાગણી છે એવી ખાતરી તમે લોકોને કરી આપશો તો તેઓ તમારી બીજી ઘણી

ખામીઓ માટે દરગુજર કરશે. પણ સર્વથી પહેલાં **અભ્યાસ કરો, અભ્યાસ કરો,** અભ્યાસ કરવો જરૂરનો છે. વિદ્યાર્થી બની તમે જો પરિશ્રમ નહિ કરો તો કોઇ પણ કળા અગર ધંધામાં, દુનિયાની ગમે તેવી પ્રતિભા તમારામાં હશે પણ તે કામમાં આવશે નહિ. એકજ કામ ઉપર કાબુ મેળવવામાં મારાં વર્ષનાં વર્ષ ગયાં છે.

પોતાની ભાવના અગર ધંધામાં એક પ્રકારની ગતિ, હોંશ, જુસ્સો, લગભગ અંધશ્રદ્ધા અમેરિકાના માનસિક બંધારણ અને જીવનમાં ખાસ જોવામાં આવે છે. આવી ભાવના ઉષ્ણ પ્રદેશમાં જોવામાં આવતી નથી. લંડન એક્સ્ચેન્જ ઉપર પણ તે સમયે તે જોવામાં આવતી નહોતી. અમેરિકા અગર ઑસ્ટ્રેલિયા જ્યાં **માણસે ફતેહ મેળવવી હોય ત્યાં તેણે પોતાના શરીરના અને મનના સઘળા ઉત્સાહથી કૂદી પડવું જોઇએ.** તેની અસરનો આખરે વિસ્તાર થયો છે અને તે એટલે દરજ્જે વધ્યો છે કે પહેલાં જે અસર, માત્ર થોડા મહાન્ બુદ્ધિમાન્ પુરૂષોનું ખાસ બળ ગણાતું હતું તે હાલ આગેવાન પ્રજામાં ખાસ લાક્ષણિક થઇ પડી છે. ઉત્સાહ-તે જાગ્રત જીવન છે. પોતાનું દિલ ચહાય તે કામ કરવાના પોતાના શરીરના દરેક તંતુનો તે ઝમઝમાટ છે, ચળવળાટ છે. આ ઉત્સાહથીજ વિક્ટર હ્યુગોએ "નોટ્ર ડામ" લખતાં પોતાનાં કપડાં પેટીમાં મૂકી દીધાં હતાં. પોતાનું કામ પૂરૂં ન થાય ત્યાં સુધી તે પોતાનું કામ છોડી શકે નહિ એ માટે તેણે તેમ કર્યું હતું.

શ્રોતાજનો ઉપરની પોતાની સત્તા વિષેના રહસ્ય વિષે, મહાન્ ઍક્ટર ગૅરિકને એક નિષ્ફળ ગયેલા ઉપદેશકે પ્રશ્ન કર્યો ત્યારે ઉત્સાહનો તેણે સારો દાખલો આપ્યો. તમે જેને નિત્ય સત્ય, તમે જેને સાચું જાણો છો તે વિષે તમે બોલો છો ત્યારે તમે જે કહેતા હો તેજ તમે પોતેજ ભાગ્યે માનતા હો એમ તમે બોલો છો,

જ્યારે જે ખરૂં ન હોય, સાચું ન હોય તે મારા ખરા દિલથી હું સાચું માનતો હઉં તેમ હું વાત કરૂં છું.

ગ્લૅડસ્ટનનો અત્યંત સત્યાગ્રહ, ઉત્સાહ તેના સોબતીઓને હમેશાં પ્રોત્સાહક, પ્રેરક થઇ પડયો હતો.

સર્વથી વધારે અનુકૂળ સોબતીનું નામ એક માણસે તેના બે સોબતી સહિત કાગળ ઉપર લખ્યું તે બાબતમાં તેની પસંદગીનું કારણ તેને પૂછવામાં આવ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે જ્યારે તે કોઇ ઠેકાણે આવે છે ત્યારે દરેકે જાણે "ટૉનિક" લીધું હોય, દરેક જણનો જાણે નવો જન્મ થયો હોય તેમ તેને લાગે છે. તે માણસ, આતુર, જાગૃત, આનંદ અને ઉત્સાહથી ભરપૂર રહે છે. તેની સહાનુભૂતિ વિજળીના ચમકારા જેવી છે. પોતાની પસંદગીના માણસની પ્રશંસા કરતાં બીજાએ કહ્યું કે, ગમે તે પ્રસંગમાં પણ તે પોતાના સઘળા દિલથી મંડી પડે છે.

પોતાના સર્વથી પ્રિય ઓળખીતા માણસ વિષે, બોલતાં ત્રીજાએ જણાવ્યું કે દરેક બાબતને તે સારામાં સારા સ્વરૂપમાં આણે છે.

આ ત્રણે ઇંગ્લાંડનાં મહાન્ પત્રના દેશવિદેશ ફરતા ખબરપત્રીઓ હતા. જગત્‌ના દરેક ભાગની તેમણે મુલાકાત લીધી હતી અને સર્વ પ્રકારના માણસો સાથે વાતચિત કરી હતી. તે સઘળાના કાગળ તપાસવામાં આવ્યા તો તે સર્વમાં ઑસ્ટ્રેલિયાના મેલબોર્નના એક આગેવાન વકીલનું નામ જોવામાં આવ્યું.

મૅડમ ડ સ્ટેલે મોંસ્ય મોલને કહ્યું હતું કે મનુષ્યજાતિના અભિપ્રાય માટે મને માન ન હોત તો પહેલીવાર પણ નેપલ્સનો અખાત જોવાને હું મારી બારી ઉઘાડવાની તસ્દી લેત નહિ પણ કોઇ પ્રતિભાશાળી મનુષ્ય જેને હું મળ્યો ન હોઉં તેની સાથે વાતચિત કરવાને હું પાંચસે લીગ દૂર જાઉં.

ઉત્સાહ એ નૈસર્ગિક મનુષ્યોની કૃતિઓ ઉપર કરનાર ગુપ્ત અને મીઠી વૃત્તિ છે. તે વડે અને તે વડેજ એક [illegible] વાંચનાર અગર પૂતળાનો જોનાર, કૃતિઓને ઉત્પન્ન કરનાર [illegible] સામીપ્યમાં આવે છે. કોઇ પણ મહાન્ કૃતિ તરફ આપણને સહાનુભૂતિ હોય તો તેના ઉચ્ચ ચિન્તનની સ્થિતિમાંજ આપણે ઉભીએ છીએ.

**બી**થોવનનું ચરિત્ર લખનાર લખે છે કે શિયાળાની એક અજવાળી રાત્રીએ બોનના સાંકડા રસ્તા ઉપર બંને અમે ચાલતા હતા. એક નાના, હલકા જણાતા મકાન આગળ એકદમ અટકી તે મહાન્ સંગીત રચનાર બોલ્યો, 'ચૂપ રહો, આ શેનો અવાજ છે.' એફ. માંની મારી સૉનેટામાંથી તે છે. સાંભળો, વાદ્ય સાથે તે કેવું સારૂં ગવાય છે?

અંતભાગની અધવચમાં આવતાં સંગીત અટક્યું અને ડુસકાં ખાતા અવાજ સાથે કોઇ બોલ્યું, હું હવે ગાઇ શકતી નથી. તે એટલું સુંદર છે! તેને અનુસરતું ગાવાની મારામાં બિલકુલ શક્તિ નથી. અફસોસ, કોલોનના કૉન્સર્ટમાં જવાને દરેક ખર્ચ કરવા હું તૈયાર છું. બીજું કોઇક બોલ્યું, ઉપાય ન હોય ત્યાં ઉદ્વેગ કરવાનું કારણ શું? આપણે આપણું ભાડું તો આપી શકતા નથી. પહેલા બોલનારે કહ્યું, તમારી વાત ખરી છે, છતાં જીંદગીમાં એકજ વાર કાંઇક ખરૂં અને સારૂં સંગીત સાંભળવાને મને મરજી થાય છે પણ તે નિરર્થક છે.

**બી**થોવને કહ્યું, ચાલો આપણે અંદર જઇએ. મેં તકરાર કરી, અંદર જઇએ! શા માટે આપણે અંદર જઇએ? ઉશ્કેરાયલા અવાજે મારા મિત્રે કહ્યું, હું તેની આગળ ગાઇ બજાવીશ. આનું નામ લાગણી, આનું નામ પ્રતિભા, આનું નામ સમજશક્તિ. હું ગાઇશ, બજાવીશ અને તે સમજશે. બારણું ઉઘાડતાં તે બોલ્યો.

માફ કરજો. એક ટેબલ નજીક એક યુવાન્ પુરૂષ જોડા દુરસ્ત કરતો હતો અને એક જૂની ફૅશનના પિયાના ઉપર દિલગીરી સાથે હાથ ટેકવીને એક યુવાન્ છોકરી બેઠી હતી. તે બોલ્યો, મેં સંગીત સાંભળ્યું અને અંદર આવવાની મને લાલચ થઇ. હું સંગીતશાસ્ત્રી છું. તમે જે વાત કરતાં હતાં તે મેં સાંભળી છે. તમારે પેલું સંગીત સાંભળવું છે? તે સાંભળવાનું તમને મન છે ખરૂં? હું તમને તે ગાઇ બતાવીશ.

તે મોચી બોલ્યો, હું તમારો ઉપકાર માનું છું; પણ અમારો પિયાનો ઘણો ખરાબ છે અને અમને સંગીત આવડતું નથી.

**બી**થોવને કહ્યું, સંગીત નથી આવડતું! ત્યારે આ યુવાન્ બાઇને-તે છોકરીને અંધ જોઇ-માફ કરજો એમ કહીને તે અટકી પડયો. મને માલૂમ નહોતું. ત્યારે તમે કાનને-શ્રવણને અનુસરી સંગીત ગાઓ છો? અને જ્યારે તમે કૉન્સર્ટમાં જતાં નથી તો સંગીત ક્યાંથી સાંભળો છો?

બ્રુહલમાં અમે બે વર્ષ રહ્યાં હતાં અને અમે ત્યાં હતાં ત્યારે અમારી નજીકમાં એક બાઇને અમે પિયાનો વગાડતાં સાંભળી હતી. ઉનાળાની રાત્રીએ બારીઓ સામાન્ય રીતે ઉઘાડી રહતી અને તેને સાંભળવા માટે હું આમતેમ બ્હાર આંટા મારતો.

**બી**થોવન પિયાનો વગાડવા બેઠો. તે આંધળી છોકરી અને તેના ભાઇ આગળ તેણે જે ગાયું બજાવ્યું તેવું તેની પાસેથી, તેની ઓળખાણનાં આટલાં બધાં વર્ષમાં મેં કદી સાંભળ્યું નહોતું. જૂના પુરાણા વાદ્યને પણ પ્રેરણા થઇ હોય એમ જણાતું હતું. જાદુઈ, મીઠારવ તાલબંધ ઉંચા સૂર સાથે હવામાં પ્રકટ થવા લાગ્યા અને તેથી તે યુવાન્ તથા સ્ત્રી જાણે મોહમૂર્છામાં પડયાં હોય એમ જણાયું. આવામાં બત્તીનો પ્રકાશ હાલવા લાગ્યો, ડૂબ્યો, ફડફડયો

અને ઓલવાઇ ગયો. બારીનાં શટર ઉઘાડવામાં આવ્યાં. ચંદ્રનો ઉજ્જવલ પ્રકાશ દાખલ થયો પણ ગાનાર વિચારમાં પડી ગયો હોય તેમ અટકયો.

તે જોડા બનાવનારે ધીરે અવાજે કહ્યું, અદ્ભુત મનુષ્ય, તમે કોણ છો અને શું કામ કરો છો?

તે ઉસ્તાદે કહ્યું, સાંભળો, તેણે એફ. માંની શરૂઆતની લીટીઓ ગાવા માંડી. તે યુવાન્ ભાઇ બ્હેન તેને ઓળખી ગયાં અને આનંદ સાથે બોલ્યાં, ત્યારે તમે બીધોવન છો? તેણે ચાલવા માંડયું, ત્યારે તેઓએ કહ્યું કે, ફરી એકવાર ગાઓ-ફરી એકજ વાર.

શિયાળાના નિરભ્ર આકાશના ઉંડાણમાંથી અત્યંત મૃદુતા સાથે પ્રકાશથી ગળતા તારા ઉપર વિચારપૂર્વક દૃષ્ટિ નાંખી તે બોલ્યો, ચંદ્રપ્રકાશના સંબંધમાં હું એક સંગીત રચી સંભળાવુંછું. પછી તેણે એક કરૂણ, અત્યંત મનોહર, ચલતી ગાઇ કે જે વાદ્ય ઉપર, પૃથ્વી ઉપર ચંદ્રનો પ્રકાશ જેમ શાન્તિથી સરે છે તેમ સરવા માંડી. આ પછી હરિયાળી ઉપર અપ્સરાઓ નાચતી હોય તેવો એક જાતનો વિલક્ષણ મધ્યરંગ-અનિયમિત, નિરંકુશ, પિશાચી, ત્રિતાલ ગાવામાં આવ્યો. પછી ત્વરિત, ક્ષુભિત અંત આવ્યો. આ અંતમાં ત્વરિત, કંપમાન્ આન્દોલન હતાં જેમાં ઉચ્ચ ગતિ, અનિશ્ચિતપણા અને આવેશમય ભયનું વર્ણન હતું. આ આન્દોલનની ફફડાટવાળી પાંખ ઉપર અમે ઉડતા હોઇએ એમ જણાયું. અમને બધાંને તેથી ભારે લાગણી થઇ અને આશ્ચર્યમાં અમે ગરકાવ થઇ ગયાં. તે ઉભો થયો અને બારણા તરફ વળતાં તેણે કહ્યું, સલામ! તે યુવાન્, યુવતીએ એકે શ્વાસે કહ્યું, તમે ફરી આવશોને? બીધોવને ઉતાવળથી કહ્યું, હા! હા! હું ફરીથી આવીશ અને તે યુવાન્ બાઇને હું કાંઇક શીખવીશ. સલામ! પછી તેણે મને કહ્યું, ચાલો આપણે

ઉતાવળાં પાછા જઇએ. મને સાંભરે છે તેટલામાં હું તે સંગીત લખી નાંખું. અમે ઉતાવળા ઉતાવળા પાછા ફર્યા અને પ્રભાત થતા થતામાં ચંદ્રપ્રકાશને લગતા પેલા સંગીતની પૂરી ૨૦ લીટીઓ લખી તે ટેબલ ઉપરથી ઉઠ્યો.

રેતી ઉપર દોરેલા એક સિદ્ધાંતમાં આર્કીમીડિસ એટલો લીન થઇ ગયો હતો કે રોમન લશ્કરે સાઇરેક્યુસ લીધું તેની તેને ખબર પડી નહિ. ખેંચેલી તલવાર સાથે રોમન સિપાહી તેના ઉપર ધસી આવ્યો ત્યારે તેણે તેને ઓળખ્યો નહિ અને રેતી ઉપરની આકૃતિઓ જોઇ તેણે કહ્યું, તારો હાથ ઉપાડવો જરા બંધ રાખ. હું આ સિદ્ધાંત કરી રહું ત્યાં સૂધી મારી જીંદગી બચાવ. પણ તે લશ્કરીએ એક પળના પણ ચેતવણી વગર તે સમયના મહાન્માં મહાન્ પુરૂષનું ડોકું ઉડાવી દીધું.

બાર વર્ષ સૂધી, લગભગ પોતાની તબીયત બગાડીને પણ માઇકલ એન્જેલોએ, શરીર છેદનશાસ્ત્રનો અભ્યાસ કર્યો પણ આ રીતથી, તેની પદ્ધતિ, કામ કરવાનો તેનો મહાવરો અને તેની કીર્તિ વધ્યાં. કાનસ, ટાંકણાં અને ચીપીયા જેવાં જે જે ઓજારો તે શિલ્પવિદ્યામાં વાપરતો તે તે પોતેજ બનાવતો. ચિત્રકામમા પણ તે પોતાના સઘળા રંગ બનાવતો અને નોકર અગર વિદ્યાર્થીઓને પણ તે મેળવવા દેતો નહિ.

રાફેલના ઉત્સાહથી ઇટાલિના દરેક કલાવિદ્‌ને પ્રેરણા મળતી. તેની મર્યાદશીલ, મોહક રીતભાતથી ઇર્ષ્યા અને અદેખાઇ દૂર થઇ જતાં. કોઇ નામીચા માણસનું જીવન, દુશ્મન અગર નિંદા કરનાર શિવાય ગયું હોય તો તે તેનું હતું.

ફરી ફરીને બિચારા બ્નનયનને સ્વાતંત્ર્ય મળત, પણ પોતાની બિચારી, આંધળી પુત્રીનો વિયોગ જે જાણે તેનાં હાડકાંમાંથી માંસ

છૂટું પાડવા જેવો હતો તેને ઇચ્છતો નહિ. પોતાની ઉપર આધાર રાખતું કુટુમ્બ તંગીમાં છતાં, સ્વાતંત્ર્યના પ્રેમને ખાતર અગર મહત્વાકાંક્ષાના પ્રોત્સાહન વડે પણ તેણે સાર્વજનિક જગાઓ ઉપર ઉપદેશ કરવાનું કામ મૂકી દીધું નહિ. પોતાની બાળપણની કેળવણી તે એટલે દરજ્જે વિસરી ગયો હતો કે તેને લખતાં વાંચતાં, તેની સ્ત્રીને ફરી શીખવવું પડ્યું હતું.

શ્રદ્ધાથી ઉત્પન્ન થયેલો તેનો ઉત્સાહ એટલો બધો હતો કે તે વડે, બેડફર્ડના આ ગરીબ, અજ્ઞાન અને તિરસ્કૃત કંસારાએ પોતાનું અમર રૂપક, તેમાં એટલો મોહ દાખલ કરી લખ્યું કે આખી દુનિયાએ તે વાંચ્યું છે. ચેતનમય શબ્દવાળાજ વિચારો બીજાના હૃદયમાં ઠરી ગયેલો અગ્નિ પ્રજ્વલિત કરે છે.

મર્હુમ ફ્રાન્સિસ પાર્કમેનના કામ ઉપરથી તેણે એક મહાન્ સાહસને પોતાનું જીવન અર્પણ કર્યાનો દાખલો મળી આવે છે. હારવર્ડમાં જ્યારે તે વિદ્યાર્થી હતો ત્યારે તેણે ઉત્તર અમેરિકામાંના ફ્રેન્ચ અને અંગ્રેજોનો ઇતિહાસ લખવાનો નિશ્ચય કર્યો. અપ્રતિમ દૃઢતા અને આગ્રહ સાથે પોતાનું જીવન, પોતાની સંપત્તિ, પોતાનું સર્વસ્વ તેણે આ એક કામને અર્પણ કર્યાં. પોતાના ઇતિહાસની સામગ્રી એકઠી કરવા માટે જ્યારે તે ડેકોટાના ઇંડિયન્સમાં રહેતો ત્યારે તેણે પોતાની તંદુરસ્તી ખરાબ કરી દીધી હતી પચાસ વર્ષ સુધી એકી સાથે, પાંચ મિનિટ કરતાં વધારે લાંબો વખત, તે પોતાની આંખ્યોનો ઉપયોગ કરી શકતો નહોતો છતાં તેણે પોતાની યુવાનીમાં જે મહાન્ હેતુ નિર્ણીત કર્યો હતો તેમાંથી એક તસુ માત્ર તે ખસ્યો નહોતો. આ વિષય ઉપર સારામાં સારો ઇતિહાસ તેણે રજુ કર્યો છે. વ્યાકરણ ઉછીનું લેવાને લિંકન એક વખત છ માઈલ પગે ચાલીને ગયો હતો. ત્યાંથી ઘેર આવ્યા પછી આ કિંમતી

પુસ્તકનો અભ્યાસ કરવા માટે તેણે બધાં છોડીયાં બાળી દીધાં.

અંગ્રેજ ધર્મશોધ ગિલબર્ટને બૅકેટને કેદ કરવામાં આવ્યો ત્યારે સૅરેસન રાજકુમારના મહેલમાં તેને ગુલામ તરીકે રાખવામાં આવ્યો હતો. અહીં તેણે પોતાના માલિકનો વિશ્વાસ મેળવ્યો એટલુંજ નહિ પણ તેના માલિકની ખુબસુરત છોકરીની પ્રીતિ પણ તેણે મેળવી. ધીરે ધીરે તે ત્યાંથી નાશી છૂટયો અને ઇંગ્લાંડ ગયો. તે પ્રેમાસક્ત બાળાએ તેની પાછળ જવાનો નિશ્ચય કર્યો. અંગ્રેજી ભાષાના તે બે શબ્દ જાણતી. લંડન અને ગિલ્બર્ટ. પહેલું નામ લેવાથી તેણે લંડન જતા એક વહાણમાં જગા મેળવી અને ત્યાં પહોંચ્યા પછી મ્હેલ્લે મ્હેલ્લે તે બીજું નામ "ગિલ્બર્ટ" લેતી ફરી. આખરે જે મહેલ્લામાં ગિલ્બર્ટ પૂર્ણ આબાદીમાં રહેતો હતો ત્યાં તે આવી. તેની આજુબાજુના અસાધારણ ટોળાને લીધે કુટુંબ બારીએ આવ્યું. ગિલ્બર્ટે તેને જોઇ ઓળખી તથા ગિલ્બર્ટ એ પ્રિય નામ જપતી આ દૂરથી આવેલી રાજકુમારિકાને તે પોતાના ઘરમાં લઇ ગયો.

યુવાવસ્થાનું સૌથી વધારે દુર્નિવાર આકર્ષણ યુવાવસ્થાનો ઉભરાતો ઉત્સાહ છે. સામે આવી રહેલો અંધકાર યુવાવસ્થા જોતી નથી. માર્ગ વગરની નેળ હોય એમ તેને માલમ પડતું નથી. જગતમાં નિષ્ફળતા જેવું કાંઇજ નથી એમ તે ધારે છે અને સત્ય, ઉદ્યોગ અને સૌંદર્યને બંધનમુક્ત કરે તેવા યુવાનો માટે માનવજાતિ આટલાં બધાં સૈકાંથી રાહ જોતી બેઠી છે.

હેન્ડેલને સંગીતને લગતા વાદ્યને નહિ અડકવા દેવાનું અને રખેને તે "સારીગમ" શીખી જશે એમ ધારી શાળામાં જતાં અટકાવવાનું શું ફળ આવ્યું? ગાયા વગર એક વાદ્ય મધ્યરાત્રીએ વગાડવાની છાની ગોઠવણ તેણે એક ગુપ્ત કાતરીયામાં કરી. માત્ર

જકથી બત્તી નહિ આપવાના કારણથી બાચ નામનો છોકરો ચંદ્રપ્રકાશથી પોતાના અભ્યાસની આખી ચોપડીઓની નકલ કરી લેતો. આ નકલો તેની પાસેથી લઇ લેવામાં આવી છતાં તે નિરાશ થયો નહિ. ચિત્રકાર વેસ્ટ જ્યારે નાનો હતો ત્યારે તેણે ચિતરવાની શરૂઆત એક કાતરીયામાં કરી હતી. પોતાની પીંછી કરવાને બિલાડી ઉપરથી તે રૂંવાટાં ઉતારી લેતો.

અવસ્થામાં જે કાંઇ કામ ન થઇ શકે તે યુવાવસ્થાના ઉત્સાહથી બની શકે છે. ચાર્લ્સ કિંગ્સ્લિ કહે છે કે યુવાવસ્થાના ઉત્સાહ તરફ લોકો સ્મિત કરે છે. આ જ ઉત્સાહ પોતાનામાં નથી તે માટે તેઓ ગુપ્ત રીતે નિશ્વાસ નાંખે છે અને તે તેમણે ઘણે ભાગે પોતાની ભૂલથીજ ખોયો છે એમ તેઓ જાણતા નથી.

ડેન્ટિના ઉત્સાહથી જગતે કેટલું બધું મેળવ્યું છે ?

ઇલિઝાબેથ બેરટ બ્રાઉનિંગ દશ વર્ષની ઉમ્મરે ગદ્યપદ્ય લખતી અને સત્તર વર્ષની વયે તેણે કવિતાનું એક પુસ્તક બહાર પાડયું હતું.

ટેનિસને પોતાનું પહેલું પુસ્તક ૧૮ વર્ષની વયે લખ્યું હતું અને ૧૯ મે વર્ષે કેમ્બ્રિજનો તેણે ચાંદ મેળવ્યો હતો.

રસ્કિન કહે છે કે સઘળી કળાનાં સર્વોત્કૃષ્ટ કામ યુવાવસ્થામાં થયાં છે. ડિઝરાયલી કહે છે કે જે કાંઇ મહાન્ છે તે સઘળું યુવાનોએ કર્યું છે. ડૉ. ટ્રમબુલ કહે છે કે જગત્નું કલ્યાણ, પ્રભુના રાજ્યમાં, યુવાનોના હાથમાં છે.

બાર પરિશ્રમ યુવાન્ હર્ક્યુલિસેજ કર્યાં હતા. ઉત્સાહી યુવાનો, સૂર્યની સામે, તેમની પાછળના પડછાયા અને બધાની સામે થાય છે. યુવાવસ્થામાં હૃદય રાજ્ય કરે છે. પુખ્ત ઉમ્મરમાં મગજનું રાજ્ય ચાલે છે. યુરોપિયન સુધારણાને તેની બાલ્યાવસ્થામાં ગુંગળાવી

નાંખવાનો ભય ઉત્પન્ન કરનાર એશિયાનાં ટોળેટોળાંને પાછાં હઠાવનાર **એલેકઝાંડર** માત્ર એક યુવાનજ હતો. ૨૫ વર્ષની વયે **નેપોલિયને** ઇટલિ જીતી લીધું હતું. હેનરિ કર્કવ્હાઇટ ૨૧ વર્ષની ઉમ્મરે મરી ગયો હતો પણ એક યુવાન્ તરીકે તે કેવું યાદગાર લખાણ મૂકી ગયો છે.

**બાયરન** અને રૅફેલ ૩૭ વર્ષની વયે મરણ પામ્યા હતા. ઘણાં પ્રતિભાશાળી નરનારી આ ઉમ્મરે મરણ પામ્યાં છે. **પો** આ ઉમ્મર કરતાં થોડા માસ વધારે જીવ્યો હતો. રોમ્યુલસે ૨૦ વર્ષની ઉમ્મરે રોમની સ્થાપના કરી હતી. પિટ અને બોલિંગબ્રોક પુખ્ત ઉમ્મરના નહોતા ને પ્રધાન થયા હતા. ગ્લૅડસ્ટન ખીલતી યુવાવસ્થામાં પાર્લમેન્ટમાં દાખલ થયો હતો. ન્યુટન ૨૫ વર્ષનો થયો તે પહેલાં તેણે પોતાની કેટલીક મોટામાં મોટી શોધો કરી હતી. કીટસ ૨૫ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો હતો. શેલી ૨૯ વર્ષની વયે મરણ પામ્યો હતો. ૨૫ વર્ષની વયે લ્યુથરે સુધારાનો ઝંડો ફતેહ સાથે ફરકાવ્યો હતો. ઇગ્નેશિયસ લોયોલાએ પોતાની યાત્રા ૩૦ વર્ષની ઉમ્મરે કરી હતી. એમ કહેવામાં આવે છે કે ચૅટરટન ૨૦ વર્ષની ઉમ્મરે જે કામ કરતો તે કોઇ પણ અંગ્રેજ કવિ કરી શક્યો નથી. મિલેન્કથોને વીટેમબર્ગની, ગ્રીક ભાષાના પ્રોફેસરની જગા ૨૧ વર્ષની ઉમ્મરે મેળવી હતી. વ્હીટફિલ્ડ અને વેસ્લિએ પોતાનું મહાન્ પુનરુદ્ધારનું કામ તેઓ ઑક્સફર્ડમાં વિદ્યાર્થીઓ હતા ત્યારથી શરૂ કર્યું હતું અને વ્હીટફિલ્ડ ૨૪ વર્ષનો થયો તે પહેલાં તો ઇંગ્લાંડમાં તેના કામની ઘણી અસર થઇ હતી.

વિક્ટર હ્યુગોએ કરુણારસને લગતી પોતાની એક કૃતિ ૧૫ વર્ષની ઉમ્મરે લખી હતી, એકેડેમીનાં ત્રણ ઇનામ તેણે મેળવ્યાં હતાં અને તે ૨૦ વર્ષનો થયો તે પહેલાં તેણે "**માસ્ટર**" નો ઇલકાબ મેળવ્યો હતો.

જગતનાં મહાન્માં મહાન્ પ્રતિભાશાળી નરનારીમાં ઘણાંની ઉમ્મર ૪૦ વર્ષ સુધી ગઇજ નથી. ઉત્સાહથી પ્રેરિત યુવાન્ને હાલ જે તકો છે તે પહેલાં કદી નહોતી. યુવાન્ પુરૂષો અને યુવાન્ સ્ત્રીઓનો આ જમાનો છે. તેઓનો ઉત્સાહ તે તેમનું તખ્ત છે. આ તખ્ત આગળ મંદ અને સુસ્તને નમવું પડે છે.

પણ જો ઉત્સાહ યુવાન્ અવસ્થામાં વિરૂદ્ધતાથી, વિઘ્નથી હડે નહિ તેવે હોય છે તો તે વૃદ્ધાવસ્થામાં પણ રાખવામાં આવે તો તે ફેર ઉપયોગી થઇ પડે. ૨૫ વર્ષની ઉમ્મરના યુવાનનું સમાન ભાવનાઓ સાથે જે વજન હોય, તેનામાં જે શક્તિઓ હોય, તેનાથી ૧૦ ઘણું વજન, દસ ઘણી સત્તા ૮૦ વર્ષની ઉમ્મરે ગ્લેડસ્ટનને હતી. ઘડપણનો મહિમા તે ઉત્સાહનો મહિમા છે અને ધોળા વાળને જે માન મળે છે, તે નબળા શરીરની ઠંડી અસર થવા છતાં ઉત્સાહી હૃદયને લીધે મળે છે. ઑડિસી એક વૃદ્ધ, અંધ અને ગરીબ મનુષ્યની કૃતિ હતી અને તે વૃદ્ધ માણસ હોમર હતો. મિલ્ટને કહ્યું છે કે હું વૃદ્ધ, અંધ અને ગરીબ છું તેથી ઇશ્વરની શક્તિ અગર ઇચ્છાને હું નિન્દતો નથી તે સાથે હું તલમાત્ર હિમ્મત અગર આશા છોડતો નથી. હું હિમ્મતથી સીધે માર્ગે ચસ્યો જાઉં છું. શ્રડનના પહેલા સુગલનો પ્રેમ જ્યારે તેણે ચીતર્યો, ત્યારે તેને ઘડપણ લાગેલું હતું. વૃદ્ધ સાધુ પીટરની સંસર્ગ જન્ય હોંશથી યુરોપના વીરો ઇસ્લામ ઉપર તૂટી પડયા.

વેનિસના ડોજ ડેન્ડોલોએ ૯૪ વર્ષની ઉમ્મરે કેટલીક લડાઇઓ જીતી હતી અને ૯૬ વર્ષની ઉમ્મરે તેને તખ્ત મળતું હતું તેને માટે તેણે ના પાડી હતી. ૮૦ વર્ષની ઉમ્મરે વેલિંગ્ટન કિલ્લાઓની યોજના ઘડતો હતો અને તે ઉપર દેખરેખ રાખતો હતો. બેકન અને હુમ્બોલ્ડ છેલ્લી ઘડી સુધી ઉત્સાહી વિદ્યાર્થીઓ હતા.

સુદ્ધાં વૃદ્ધ મોન્ટેનને સંધિવા અને ચૂંકનું દર્દ છતાં તેની વૃદ્ધાવસ્થાના ડહાપણ અને પ્રીતિમય જીવનમાં બિલકુલ મંદતા નહોતી.

ડૉ૦ જોન્સનનો સારામાં સારો ગ્રન્થ "લાઇવ્ઝ ઑફ ધ પોએટસ (કવિ ચરિત્ર)" તેની ૭૮ વર્ષની ઉમ્મરે લખાયો હતો. ડિફોએ રોબિન્સન ક્રુઝો પ્રકટ કર્યું ત્યારે તેની ઉમ્મર ૫૮ વર્ષની હતી. ૮૩ વર્ષની ઉમ્મરે ન્યુટને "પ્રિન્સિપિયા" ઉપરની નવી પ્રિફ લખી હતી. ૮૧ વર્ષની ઉમ્મરે લખતાં લખતાં પ્લેટો મરણ પામ્યો હતો. હિબ્રુના અભ્યાસની શરૂઆત ટૉમ સ્કૉટે ૮૬ વર્ષની વયે કરી હતી. ગેલિલીયોએ ગતિના નિયમો વિષે લેખ લખ્યા ત્યારે તેની ઉમ્મર લગભગ ૭૦ વર્ષની હતી. જેમ્સ વૉટ ૮૫ વર્ષની ઉમ્મરે જર્મન શીખ્યો હતો. હુંબોલ્ટે કોસ્મોસનો લેખ ૯૦ વર્ષની ઉમ્મરે પોતાના મૃત્યુથી એક વર્ષ પહેલાં પૂરો કર્યો હતો. બર્ક પાર્લામેન્ટમાં દાખલ થયો તે પહેલાં તેને ૩૫ વર્ષ થઇ ગયાં હતાં પણ તેણે પોતાના ચારિત્ર્યથી જગત્ ઉપર અસર કરી. ૪૦ વર્ષની ઉમ્મરે અપ્રસિદ્ધ છતાં, ૪૨ વર્ષની ઉમ્મરે ઇતિહાસના સર્વ પ્રસિદ્ધ સરદારોમાં ગ્રેન્ટે પદવી મેળવી. એલીવિટે કૉલેજ માટે તૈયારી કરવાનો નિશ્ચય કર્યો ત્યારે તે ૨૩ વર્ષનો હતો અને જ્યારે તે યેલમાંથી ગ્રેજ્યુએટ તરીકે બહાર પડ્યો ત્યારે તેની ઉમ્મર ૪૦ વર્ષની હતી; છતાં તેના કૉટન જીનથી ઉત્તર તરફનાં રાજ્યો માટે મહાન્ ઔદ્યોગિક ભાવિનો ઉદય થયો. ૮૦ વર્ષની ઉમ્મરે પણ બિસ્માર્કની કેટલી સત્તા હતી? પામરસ્ટન છેવટ સુધી વૃદ્ધ છોકરા જેવો રહ્યો હતો. ૭૫ વર્ષની ઉમ્મરે બીજીવાર તે ઇંગ્લાંડનો વડો પ્રધાન બન્યો હતો અને ૮૧ વર્ષની ઉમ્મરે તે મરણ પામ્યો ત્યારે પણ વડો પ્રધાનજ હતો. ૭૭ વર્ષની ઉમ્મરે, આંધળો અને શરીરે નબળો ગેલિલીયો ઘડીયાળના લોલકના સિદ્ધાન્તને અનુસરી દરરોજ કામ કરતો. જોનસને કહ્યું છે કે ગોલ્ડસ્મિથ જ્યારે યુવાન્ હતો

ત્યારે તેનામાં કાંઇ જાણવા જોગ હતું નહિ. કેટલા વેલા એવા હોય છે જેને મોડાં પુષ્પ આવે છે. ગોલ્ડસ્મિથને પણ તેમ હતું. જ્યોર્જ સ્ટીવન્સન પુખ્ત ઉમ્મરનો થયો ત્યાં સૂધી લખતાં વાંચતાં શીખ્યો નહોતો. ૧૮ વર્ષની ઉમ્મર થઇ ત્યાં સૂધી રિચર્ડ ઍક્રસ્ટરને એક અક્ષરનું જ્ઞાન નહોતું. લોંગફેલો, વ્હીટીયર અને ટેનિસનની, કેટલીક સારામાં સારી કૃતિઓ ૭૦ વર્ષની ઉમ્મર પછી લખાઇ હતી.

૬૩ વર્ષની ઉમ્મરે ડ્રાયડને ઇનિડનું ભાષાંતર કરવા માંડયું હતું. ડેનિયલ વેબ્સ્ટરનો સાળો જોન કોલ્બી, પોતે બાઇબલ વાંચી શકે તે માટે ૮૪ વર્ષની ઉમ્મરે વાંચતાં શીખ્યો. ડેન્ટીનાં પુસ્તક અસલ ઇટેલિયન ભાષામાં પોતે વાંચી શકે તે માટે ૬૦ વર્ષનો થયા પછી રોબર્ટ હૉલ ઇટેલિયન શીખ્યો. ૫૦ વર્ષનો થયા પછી નોઆહ વેબસ્ટરે ૧૭ ભાષાનો અભ્યાસ કર્યો. ૧૧૫ વર્ષની ઉમ્મરે લ્યુડોવિકોએ પોતાના સમયનો ઇતિહાસ લખ્યો. સીસરોએ બરોબર કહ્યું છે કે માણસો દ્રાક્ષરસ જેવાં છે. જે દ્રાક્ષરસ ખરાબ હોય છે તે વખત જતાં ખાટો થઇ જાય છે, બગડે છે પણ જે સારો હોય છે તે સમય જતાં સૂધરે છે. ઉત્તર યુરોપની કઠિનતાને, કર્કશતાને જેમ અખાતના પ્રવાહ નરમ પાડે છે તેવી રીતે ઉત્સાહ વડે, વાળ રૂપેરી થઇ જાય ત્યાં સૂધી જુસ્સાની જુવાની આપણે અટકાવી શકીએ. ઉમ્મર પ્રમાણે તમારૂં વલણ કઇ તરફ છે? જુવાની તરફ છે? તેમ ન હોય તો કામ માટેની તમારી લાયકી ઘટી શકે છે.

# પ્રકરણ ૧૨ મું.

## કામ કરવાની કલા અગર સાધારણ સમજ.

બ્રહ્માએ પૂછ્યું, તારા કરતાં બળવાન્ કોણ છે? અને બળે ઉત્તર આપ્યો—ચતુરાઈ. **વિકટર હ્યુગો.**

ચતુરાઇ તક ઉત્પન્ન કરી શકે છે. ચતુરાઇ ન હોય ત્યાં તક મળી આવે એ સ્થિતિ રહે છે. **બોવિ.**

તે સમયાનુસાર વર્તન કરશે, હસશે, સાંભળશે, શિખશે અગર શીખવશે. **એલિઝા કુક.**

જે માણસે દુનિયાનો અનુભવ લીધો છે, તે પોતે જે જાણે છે તેનો વધારેમાં વધારે લાભ લેશે; એટલુંજ નહિ પણ જે ધણી ચીજો તે જાણતો નથી તેનો પણ તે લાભ લેશે. પંડિત પોતાની અક્કલ અગર વિદ્વતા બતાવવાને કઢંગા પ્રયત્નથી જે કાંઇ મેળવશે તેના કરતાં, પોતાનું અજ્ઞાન છુપાવવાની કલાયુક્ત પ્રકૃતિથી વધારે આબરૂ તે મેળવશે. **કોલ્ટન.**

સામાન્ય શક્તિઓના લાભકારક ઉપયોગથી વખાણ થાય છે અને ખરી હુશિયારી કરતાં વધારે લાભ મેળવાય છે. **રોચફોકોલ્ડ.**

કલાથી ખરીદ થાય છે.

કલાથી સમુદ્રમાંથી બહાર પડાય છે.

વેબ્સ્ટર અને કલે સામા છતાં, કલાથી સેનેટમાં વોટ મળે છે. **હોલ્મ્સ.**

એક આખા પાકની આશા કરતાં એક તૈયાર રોટલો સારો છે.

કુક કાઉન્ટીનો એક એકર યુરોપિયાના આખા પ્રાંત કરતાં વધારે સારો છે.

જ્યારે એક કાળા સિપાહે કોન્ફીડરેટ અમલદારની પૂંઠ પકડી અને તેને પકડયો ત્યારે તે અમલદારે કહ્યું કે હું એ કાળા માણસને તાબે કદી થઇશ નહિ. તે કાળા આદમીએ તેની સામે રાઇફલ ધરીને કહ્યું, સાહેબ હું ઘણો દિલગીર છું, એમ હશે તો હું તમને મારી નાંખીશ. પાછા જઇને ગોરો માણસ મેળવવાનો વખત નથી. તે અમલદાર શરણે થયો.

મોન્ટેસ્કુએ કહ્યું છે કે જ્યારે ઇશ્વરે માણસોને મગજશક્તિ આપી ત્યારે તેને વિષે ખાતરી આપવાનો તેનો ઇરાદો નહોતો.

પગારના વધારા શિવાય જેઓ એડનો વધારો માગતા હતા તેમને માટે એક વૃદ્ધ ટંડેલે બોલતાં કહ્યું, પ્રેસિડંટ સાહેબ, હું તમારી આગળ આ બાબત રજુ કરીશ અને તમે તે સ્પષ્ટ જોઇ શકશો. જૂઓ હું બાપ છું. મારો છોકરો વહાણનો ઉપરી અધિકારી છે. તેની પદવી મારા કરતાં પણ મોટી છે. તમને તે માલુમ છે ? એ કાંઇ ઠીક નથી. તમને તેમ લાગતું નથી ?

પ્રેસિડંટે કહ્યું, ખરેખર, તેની નિમણુક કોણે કરી ? તે ટંડેલે ઉત્તર આપ્યો, આ સેક્રેટરીએ. હું તેની નીચે છું તે ઠીક નથી. તમે જૂઓ છોને ?

જો હું તેના વહાણ ઉપર જાઉં તો, જે છોકરાને મેં મારી દેખરેખ નીચે ઉછેર્યો છે તે તેના પિતા ઉપરજ હુકમ કરશે. એનો કાંઇક વિચાર કરો. મારા કરતાં તેને રહેવાનું સારૂં, ખાવાનું સારૂં, સરસામાન સારો, સુંદર સુંવાળા બિછાનામાં તે સૂઇ રહે છે. જૂઓ.

પ્રેસિડંટે કહ્યું, આ દુનિયામાં અસમાનતાએ ઘણી છે. તમારા જેવો બીજો કેસ હું જાણું છું. કેન્ટકીના એક નાના શહેરના એક બુઢ્ઢા પોસ્ટમાસ્તરને હું ઓળખું છું. એક નાના ઘરમાં તે ઘણી સાદાઇથી રહે છે. તે બુઢ્ઢો માણસ ઘણો સારો છે; પણ તેની પદવી

ઘણી મોટી નથી. તમારા છોકરાની પદવી તમારા કરતાં મોટી છે પણ એના છોકરાની પદવી એના બાપ કરતાં ઘણી મોટી છે. તેનો છોકરો વૉશિંગ્ટનમાં, મોટામાં મોટા ઘરમાં રહે છે, તેને સારામાં સારૂં ફર્નિચર છે અને પોતાની મરજી મુજબ ખાય છે, પીએ છે, તે ચાહે તો પોતાના પિતાને એક મિનિટમાં તેની જગાએથી ખસેડી શકે. તે વૃદ્ધ માણસનું નામ જેસિ ગ્રેન્ટ છે તે તમે જાણો છો. પદવીની અસમાનતાની તે દરકાર રાખતો નથી. તેનો છોકરો જગત્માં આગળ વધે છે એ જાણી તેને આનંદ થાય છે એમ હું ધારૂં છું.

બીજા ખલાસીઓ હસવા માંડયા. તેમણે તેને પીઠ ઉપર થાબડયો અને તેઓ ચાલ્યા ગયા.

સંગામન નદીના સુધારાના મુદ્દા ઉપર પહેલીજ વાર જ્યારે અબ્રહામ લિંકન ધારાસભામાં દાખલ થવા માગતો હતો ત્યારે ૩૦ માણસો જેઓ ખેતરમાં અનાજ વાઢતા હતા તેમના વોટ લેવા તે ગયો. તેઓએ અંદરના સુધારા વિષે કાંઇ પ્રશ્ન પૂછ્યા નહિ પણ ધારાસભામાં તેમના પ્રતિનિધિ થવા માટે પૂરતું સ્નાયુબળ તેનામાં છે કે નહિ તે વિષે તેમણે તેને પ્રશ્ન કર્યો. લિંકને એક ઓજાર લીધું અને સૌને મોખરે તે કાપવા માંડયો, ત્રીસે જણે તેને વોટ આપ્યો.

નેપોલિયને આશ્ચર્ય સાથે પોતાના રસોઇયાને કહ્યું કે આ બાબત શી રીતે બને છે તે હું જાણતો નથી; પણ હું જ્યારે માગું છું ત્યારે મારો નાસ્તો મને મળે છે અને તે સારી સ્થિતિમાં મળે છે. નાસ્તો લેવાનો મારો સમય નિયમિત નથી, કોઈ વખતે હું ૮ વાગે લઉં તો કોઇ વખત ૧૧ વાગે લઉં.

રસોઇયાએ કહ્યું, નામદાર એનું કારણ એ છે કે દર પા કલાકે હું તમારે માટે જોઇતી ચીજ તૈયાર કરતો રહું છું જેથી

આપ માગો ત્યારે તે ચીજ આપને ખાતરીબંધ અને સારી મળે છે.

આ જમાનામાં ચતુરાઇ જે કામ કરે તે બુદ્ધિ કરી શકતી નથી. બુદ્ધિની નિષ્ફળતા આપણે જ્યાં ત્યાં જોઇએ છીએ. ચતુરાઇ બુદ્ધિને એવી બનાવી શકે કે જીંદગીમાં ચતુરાઇ વગર દસ બુદ્ધિથી જે થઇ શકે તે આવી એક બુદ્ધિ વધારે ફળ ઉત્પન્ન કરી શકે. બુદ્ધિ બપોર સૂધી બિછાનામાં પડી રહે છે. ચતુરાઇ, ચાલાકી ૭ વાગે ઉઠે છે. બુદ્ધિ એ શક્તિ છે, ચાલાકી એ કારીગરી છે. શું કરવું તે બુદ્ધિ જાણે છે. કેવી રીતે કરવું તે ચાલાકીનું કામ છે. બુદ્ધિ વિચાર કરે છે, ચતુરાઇ કામ કરે છે. તત્વવેત્તાઓ ચર્ચા કરે છે, વ્યવહારકુશળ માણુસો કામ કરે છે.

માત્ર વિચાર કરનારા, એક બાજુ જોનારા, વ્યવહારકુશળ નહિ તેવા માણુસો જેઓ એકજ શક્તિ તરફ પોતાનો સઘળો ઉદ્યોગ વાળે છે, તેવા આ જગતમાં ઘણા માણસ છે. આથી પૂર્ણતાયુક્ત, બધી બાબતમાં સમાન શક્તિવાળો માણુસ ખીલતો નથી પણ એક ભયંકર બાબત ઉત્પન્ન થાય છે, જ્યારે બીજી શક્તિઓને ક્ષય લાગુ પડી તેમનો નાશ થાય છે. આવા એક બાજુને જોનાર માણુસોને આપણે ઘણીવાર પ્રતિભાશાળી કહીએ છીએ અને એક બાબત બીજાઓ કરે તેના કરતાં તેઓ વધારે સારી રીતે કરે છે એ કારણુથી જગત્ ઘણી બાબતમાં તેમની વ્યાવહારિક નહિ તેવી અને લગભગ મૂર્ખતા ભરેલી ચાલચલગતની દરગુજર કરે છે. પોતાના વ્યાપારમાં અમુક માણુસ જબરદસ્ત હોય છે પણ દિવાનખાનામાં જે કમઅક્કલ હોય તેની દરગુજર થાય છે.

"વેલ્થ ઑફ નેશન" નામના અર્થશાસ્ત્રને લગતા પુસ્તકથી ઍડમ સ્મિથે આખી દુનિયાને અર્થશાસ્ત્ર શીખવ્યું પણ પોતાના ઘરના આવકખર્ચનો વહીવટ તે કરી શકતો નહિ. ઘણા મહાન્

પુરૂષો, જીવનની સાધારણ બાબતોમાં વ્યવહાર કુશળ હોતા નથી. આઇઝૅક ન્યુટન સૃષ્ટિનાં રહસ્ય ઉકેલી શકતો પણ પોતાની બિલાડી અને તેનાં બચ્ચાં માટે બારણું ઉઘાડવા માટે ઘણી વાર ઉઠવું પડે તે કારણથી, બિલાડી અને તેનાં બચ્ચાં જ્યારે ચાહે ત્યારે દાખલ થઇ શકે તે માટે તેના બારણાના કાચમાં બિલાડી માટે એક મોટું અને બચ્ચાં માટે એક નાનું એમ બે બાકાં પાડયાં હતાં. બિથોવન મહાન્ સંગીતવેત્તા હતો. છ બદન અને એક અડધો ડઝન રૂમાલ માટે તેણે ત્રણસેં ફ્લોરિન મોકલ્યા હતા. કેટલીક વખત તેની સ્થિતિ એવી તંગ થઇ પડતી કે માત્ર એક બિસ્કીટ અને પાણીનો એક ગ્લાસ તેને મળતાં. છતાં તેણે પોતાના દરજીને ૩૮૦ ફ્લોરિન જેટલી રકમ અગાઉથી ધીરી હતી. જ્યારે પોતાને પૈસા જોઇએ અને કોઇ કાગળ વેચવો હોય તો બૅન્કમાંથી કુપન કાપી લેવા જેટલું પણ ધંધાનું જ્ઞાન તેને નહોતું. જૉન્સન વિષે એમ કહેવાતું કે એક પતંગીયાને ચગદી નાંખવાને અગર એક મચ્છરને મસળી નાંખવા માટે તે હર્ક્યુલીસનાં મગદળનો ઉપયોગ કરતો. જ્યારે પોતાનો વ્યવહાર કુશળ મિત્ર સ્ટેફર્ડ પૈસાદાર થયો ત્યારે ડિન સ્વીફ્ટ પોતાનાં ગામડાંમાં લગભગ ભૂખે મરતો હતો. નેપોલિયનનો એક સરદાર તેના પોતાના જેટલીજ લશ્કરી કળા જાણતો પણ તે માણસોને એટલી બધી સારી રીતે ઓળખી શકતો નહિ. તેનામાં નેપોલિયનની હુશિયારી કે કળા હતાં નહિ. નેપોલિયન કદાચ પડે તો પણ તે બિલાડીની માફક પગ ઉપર પડતો. ફ્લોરિડા કેસમાં તકરાર કરવા માટે ફી તરીકે મોટી રકમના બરફ કાગળના એક હજાર ડોલર ડેનિયલ વેબસ્ટરને આપવામાં આવ્યા હતા. વેબસ્ટર આ વખતે પોતાની લાઇબ્રેરીમાં વાંચતો હતો. બીજે દિવસે તેને તેમાંના કેટલાક પૈસાની જરૂર પડી પણ એક પણ ચેક

જડયો નહિ. કેટલાંય વર્ષ પછી ચોપડીઓનાં પાનાં ઉથલાવતાં ઉથલાવતાં બિલકૂલ સળ પડયા વગરનો એક ચેક તેને મળી આવ્યો. બીજું પાનું ફેરવતાં બીજો ચેક માલમ પડયો. વાંચતાં, વાંચતાં વિચાર વગર મૂકેલા ચેક આમ એક પછી એક માલમ પડતા ગયા. ત્રિજોરીમાં નવા સિક્કા પડયા છે એમ જાણી વેબસ્ટરે હજારેક ડોલરના સિક્કા• લાવવા પોતાના સેક્રેટરી લાનમેનને હુકમ કર્યો. બે દિવસ પછી એક કાગળ માટે પોતાના ગજવામાં તેણે હાથ ઘાલ્યો તો માલમ પડયું કે બધા કાગળ ચાલ્યા ગયા હતા. વેબસ્ટર પહેલાં તો મૂઝાયો પણ વિચાર કરતાં તેને સાંભર્યું કે તેના મિત્રો જેઓ ડોલરના આ નવા કાગળની સુન્દરતા ઉપર મોહી પડયા હતા તેમને તેણે એક પછી એક આપી દીધા હતા. ન્યુ ઈંગ્લેન્ડની કોલેજનો ગણિતનો એક પ્રોફેસર જે વાચનનો કીડો હતો તેને તેની સ્ત્રીએ ઘર માટે કૉફી લાવવા કહ્યું હતું. કૉફીના વ્યાપારીએ તેને પૂછયું કે તમારે કેટલી કોફી જોઇએ છીએ ? તેણે જવાબ દીધો, કેટલી કૉફી લાવવી તે મારી સ્ત્રીએ કહ્યું નથી પણ ધારું છું એક બુશલ બસ થઈ પડશે.

મહાન્ પુરૂષો કેટલીક વાર એટલા બધા હૈયાસૂના હોય છે કે તેમનામાં સામાન્ય સમજ પણ હોય એમ જણાતું નથી. આવા હૈયાસૂના પ્રોફેસર લેસિંગે એક દહાડો પોતાનેજ ઘેર આવી બારણું ઠોકયું. અંધારાને લીધે તેને નહિ ઓળખનાર તેના નોકરે બારીએ આવી કહ્યું, પ્રોફેસર ઘર આગળ નથી. લેસિંગે જવાબ દીધો, વારૂ ત્યારે કાંઇ ફિકર નહિ, હું બીજે વખતે આવીશ.

વેસ્ટ ઈંડિઝમાં આવેલા તાવના ઝપાટાથી એક ખલાસી મરતાં મરતાં બચ્યો હતો તેણે પોતાની નિમકહલાલ નર્સને સારાં ફળનો એક કંડિયો મોકલાવ્યો. આની આભારપૂર્વક પહોંચ •સ્વીકારનાર

એક પત્ર તરત તેને મળ્યો, પણ તેમાં પાછળથી એક તાજા કલમ કરવામાં આવી હતી જેમાં ઉમેરવામાં આવ્યું હતું કે જોકે ફળો સુન્દર દેખાત્તાં હતાં પણ કમનસીબે રસ્તામાં તે ખાટાં થઇ ગયાં હતાં અને તેથી નાંખી દેવાં પડયાં હતાં. ખલાસી બોલ્યો કે મીઠાશ કેમ મેળવવી તે આપણને આવડતું નથી તેથી કોઇપણ બાબતની મીઠાશ આપણને સમજાતી નથી.

લુઈ ફિલીપ કહેતો કે યુરોપમાં રાજ્ય ચલાવવાને લાયક રાજા તે એકલો હતો કારણકે તે પોતાના બૂટને બ્લૅકિંગ્ કરી શકતો હતો. દેખીતી રીતે ઘણી સારી અક્કલ વાળા અને ઉચ્ચ કેળવણી વાળા છતાં પોતાના નિભાવ જેટલું પણ કમાઇ ન શકે તેવાં સ્ત્રી પુરૂષોથી દુનિયા ભરપૂર છે.

થોડાજ વખત ઉપર ઑસ્ટ્રેલિયાના ઘેટાંને લગતા એક ફાર્મ ઉપર ત્રણ ગ્રેજ્યુએટ કામ કરતા જોવામાં આવ્યા હતા. એક ગ્રેજ્યુએટ ઑક્સફર્ડનો હતો, એક કેમબ્રિજનો હતો અને એક જર્મન યુનિવર્સિટીનો હતો. કોલેજની કેળવણી લીધેલા માણસો પશુઓ ઉછેરતા હતા. મનુષ્યોના નેતા થવાને તેમને શિક્ષણ મળ્યું હતું પણ તેઓ ઘેટાં ચારતા હતા. ફાર્મનો માલેક એક અજ્ઞાન, નિરક્ષર, બુઢ્ઢો, ઘેટાં ઉછેરનાર હતો. ચોપડીઓ અગર સિદ્ધાન્તો વિષે તે કશું જાણતો નહિ પણ તેને ઘેટાં વિષે જ્ઞાન હતું તેના ત્રણ ભાડૂતી ગ્રેજ્યુએટો વિદેશી ભાષાઓ બોલી શકતા હતા અને અર્થશાસ્ત્ર તથા તત્વજ્ઞાનના સિદ્ધાન્ત વિષે ચર્ચા ચલાવી શકતા પણ પૈસા તો તેજ પેદા કરી શકતો. ઘેટાં અને ફાર્મ શિવાય બીજી કોઇ બાબત તે વાત કરી શકતો નહિ, પણ તેણે તો સારા પૈસા એકઠા કર્યા હતા અને કોલેજવાળાઓને નિર્વાહનાં પૂરાં સાધન પણ મળતાં નહિ. યુનિવર્સિટી પણ સામાન્ય સમજ આપી શકતી નહિ. અર્વાચીન

સામે કેળવણી—સંસ્કૃતિ એ સ્થિતિ હતી—રૅન્ચની સામે કૉલેજ, અને રૅન્ચની* દરેક વખતે ફતેહ થતી.

પુસ્તકોના લાભની ઘણી આશા રાખતા નહિ. એકન કહેતો કે પુસ્તકોના અભ્યાસથી તેનો ઉપયોગ શીખાતો નથી. અવલોકનથી જે વ્યાવહારિક જ્ઞાન મળે છે તે તેનાથી મળતું નથી પુસ્તકોનો ઉપયોગ પુસ્તકોની બહાર જાણવામાં આવે છે. એક ફ્રેન્ચ વિદ્વાન્ વિષે કહેવામાં આવે છે કે તે પોતાની બુદ્ધિશક્તિમાં ડૂબી ગયો હતો. વ્યાવહારિક જ્ઞાન વગરની ઘણી કેળવણીથી માણસ નબળો પડી જાય છે અને ખરી જીંદગી માટે નાલાયક બને છે. એકલી ચોપડીઓની કેળવણીથી માણસ હદ ઉપરાંત ટીકાખોર, પોતાનામાંજ રહેનારો, બ્હીકણ, પોતાની શક્તિ વિષે હદ બહાર અવિશ્વાસ રાખનારો, વ્યાવહારિક જીવનના યાંત્રિક પરિશ્રમ માટે ઘણો નાજુક, હદ બહાર શિષ્ટ અને હમેશના કામ માટે લાયક નહિ તેવા નાજુક સંસ્કારોવાળો તે બને છે.

પુસ્તકો અને કૉલેજના શિક્ષણથી માણસ શિષ્ટ બને છે, સંસ્કારી બને છે, પણ આ શિક્ષણ માત્ર નૈતિક શિક્ષણ હોય છે: અને બળ અને જુસ્સાદાર, કડક બળનો ભોગ આપીને મેળવવામાં આવે છે. વ્યાવહારિક શક્તિઓને ઢીલી પાડનાર, તેનો નાશ કરનાર માત્ર ચોપડીઓની કેળવણી છે. ચોપડીઓમાં પડી રહેનાર પોતાનું વ્યક્તિત્વ ગુમાવે છે. તેનું મગજ સિદ્ધાન્તોથી અને બીજાઓના વિચારથી ભરપૂર રહે છે. ફાર્મથી તેની સાથે આવેલા મજબુત મનનું તેજ, બળ, કૉલેજમાં ઉડી જાય છે, અને જ્યારે તે ગ્રેજ્યુએટ થાય છે ત્યારે માણસો અને વસ્તુઓની સાથે બાથ ભીડવાની તેની શક્તિ ગઈ છે એમ જાણી તેને આશ્ચર્ય થાય છે અને જે છોકરાને

* જાનવરો ઉછેરવાની જગા—ફાર્મ.

આગળ વધવાનો કશો ચાન્સ નહોતો પણ જેણે જીંદગીની સખ્ત લડતમાં પૂરી સાદી સમજ અને વ્યાવહારિક જ્ઞાન મેળવ્યાં છે તે જીંદગીની શરતમાં તેનાથી આગળ વધી જાય છે. પોતાની "કાખની ઘોડી" એ પોતાનું બળ છે એમ કોલેજના ગ્રેજ્યુએટ વારંવાર ભૂલ કરે છે. એ એવા ભાવનામય જગત્‌માં વસે છે જ્યાં સાદી સમજ વસતી નથી. તેના સિદ્ધાંતો અગર તો વિવિધ જ્ઞાનસંગ્રહની, જગત ઘણી ઓછી દરકાર કરે છે. જમાનાના પુકાર વ્યાવહારિક માણસો માટે છે. **તમે શું જાણો છો અગર ક્યાંથી આવ્યા છો** તે ૧૯ મા સૈકામાં કોઇ પૂછતું નથી. **તમે શું કરી શકો એમ છો** તે તે પૂછે છે.

**સર** ટૉમસ બ્રાઉન કહે છે કે એવા માણસો પણ સારી રીતે રાજ્ય કરી શકે છે, હકુમત ચલાવી શકે છે કે જેઓ કદાચ લોકતંત્ર (Commonwealth) શું એ પણ જાણતા ન હોય

કોલમ્બસે "ઈન્ડિયન ચિફ્સ" ને કહ્યું હતું કે અમે કેટલાક વખતથી તમારે ત્યાં આવ્યા છીએ અને પહેલાં જો કે તમે અમને મિત્ર તરીકે ગણ્યા હતા પણ હવે તમે અમારી ઇર્ષ્યા કરો છો અને અમને હાંકી કાઢવા પ્રયત્ન કરો છો. દરેક સવારે તમે અમારે માટે પુષ્કળ ખોરાક લાવતા પણ હવે તમે ઘણો ઓછો લાવો છો અને તે પણ દિવસે દિવસે ઘટતો જાય છે. તમે અમને ખોરાકી આપવાને કહ્યું હતું તે મુજબ તમે લાવતા નથી તે માટે મહાન્ વનદેવતા તમારા ઉપર ગુસ્સે થયો છે. પોતાના ગુસ્સામાં તે સૂર્યને અંધારાથી ઢાંકી દેશે. સૂર્યનું ગ્રહણ થવાનું છે. તે તે જાણતો હતો અને તેથી કયે દિવસે અને કયે કલાકે તે થશે તે પણ તેણે કહ્યું, પણ ઇંડિયનોએ એ વાત માની નહિ. ખોરાકીનો જથો ઓછો ને ઓછો તેઓ કરવા લાગ્યા.

નક્કી બતાવેલા દિવસે એક પણ વાદળા સિવાય સૂર્યોદય થયો. ઇંડિયન્સ માથાં ધૂણાવવા લાગ્યા. સૂર્ય ઉપર કાંઇ પણ છાયા દેખાયા વગર કલાકે કલાક જવા માંડયા તેથી તેઓ વિરૂદ્ધતા બતાવવા લાગ્યા પણ આખરે એક કાળો ડાઘો સૂર્યની એક કિનારીએ જોવામાં આવ્યો અને જેમ જેમ તે છાયા વધારે જણાવા લાગી તેમ તેઓ વધારે વ્યાકુલ થવા લાગ્યા. તેઓ કોલંબસને પગે પડયા અને મદદ માટે કાલાવાલા કરવા લાગ્યા. તેણે તેમને બનતા પ્રયત્ને બચાવવાને કહ્યું અને તે પોતાના તંબુમાં ગયો. જ્યાં ગ્રહણ છૂટવાનો વખત થોડોજ બાકી રહ્યો ત્યારે તે બહાર આવ્યો અને કહ્યું કે વન-દેવતાએ તમને માફી આપી છે અને હમણાંજ સૂર્ય ઉપરથી તે અસુરને હાંકી કાઢશે. તમારે મને ફરી દુભાવવો નહિ. તેઓએ તરતજ તે બાબતમાં વચન આપ્યું અને જ્યારે સૂર્ય છાયામાંથી મુક્ત થયો કે તરત તેઓ કૂદવા માંડયા, નાચવા માંડયા અને આનંદ સાથે ગાવા લાગ્યા. એ પછી સ્પેનિયર્ડોને જે ખોરાક જોઇએ તે મળવા માંડયો.

વેન્ડેલ ફિલિપ્સે કહ્યું છે કે સાદી સમજ જે કાંઇ નક્કી છે તેને નમી જાય છે અને તેનો લાભ લે છે.

જેઓને પોતાનું નામ પણ લખતાં નહોતું આવડતું તેવા લોકોએ અંગ્રેજ સ્વાતંત્ર્યનો પાયો નાંખ્યો હતો. બુદ્ધિ એ કાંઇક છે જ્યારે કામ કરવાની કળા, ચતુરાઇ એ બધુંજ છે. એ છઠ્ઠી ઇંદ્રિય નથી પણ પાંચ ઇંદ્રિયોનું તે જીવન છે. ઉઘાડી આંખ, સરવો કાન, નિર્ણાયક સ્વાદ, તીક્ષ્ણ ગંધ અને જ્વલંત સ્પર્શ, સર્વમાં તે છે. સઘળી સમસ્યાઓની તે છોડવનાર, સઘળી મુશ્કેલીઓની તે તરનાર અને દૂર કરનાર છે.

બ્રિટનના કિનારા ઉપર ઉતરતાં જ્યારે સીઝરે ઠોકર ખાધી

ત્યારે તરતજ તેણે એક મૂઠી ભરીને રેતી લીધી. ફતેહની તે નિશાની છે એમ કહી તેણે તે ઉંચી કરી બતાવી અને તે રીતે પોતાની ભાવિ પડતીનો આ અપશુકન, પોતાના અનુયાયીઓથી હમેશને માટે છૂપાવ્યો.

પોતાની અને શેકસપિયરની વચ્ચે કરવામાં આવતા કેટલાક મુકાબલા વિષે ગેટેએ કહ્યું હતું કે શેકસપિયર હમેશાં સમયને ઓળખી લઇ તેને અનુસરતું ત્વરિત કામ કરે છે ત્યારે મારે, અનુકૂળ વખત કયો તેનો પહેલાં વિચાર કરવાને થોભવું પડે છે.

એમ કહેવામાં આવે છે કે નિશાને પ્રમાણે ફેંકી જાણનાર ડેવિડની ગોફણના એક ઝરામાંથી વીણી કાઢેલા થોડા કાંકરાં, ગોલીયથના બળવાળા, ગોલીયથના કઢંગી રીતે વાપરવામાં આવતા ભાલાનો કરતાં વધારે અસરકારક થઇ પડે છે.

ઘણાં વર્ષ પહેલાં ઓહીયોના મૂર કુટુંબની ઓરડી આગળ એક ઉશ્કેરાયલો ઘોડેસ્વાર દોડતો આવ્યો અને બોલી ઉઠયો, રાતી ચામડીવાળાઓ આવે છે માટે બચાવ સારૂ તૈયાર થઇ રહો. તેઓએ નદીના પ્રવાહ તરફ એક કુટુંબના પ્રાણ લીધા છે અને હવે પછી તેઓ ક્યાં આવશે તેની માલૂમ નથી. ફિક્કા પડેલા ચહેરા સહિત મિસિસ મૂરે કહ્યું, અમે શું કરીશું?

અમારી શિયાળાની ખોરાકી ખરીદ કરવા મિ. મૂર કાલે બહાર ગામ ગયા છે.

મિ. મૂર બહાર ગયા છે ત્યારે તો કમબખ્તી. વારૂ, જેમ બને તેમ બારણાં સખ્ત બંધ કરજો, તમારો દેવતા ઠારી નાંખજો અને આજ રાત્રે બત્તી સળગાવતાં નહિ. છોકરાઓ ઘોડો લાવ્યા હતા તે ઉપર પછી કુદકો મારી, બેશી, બીજા રહીશોને ચેતાવવા તેણે ઘોડો મારી મૂક્યો.

મિસિસ મૂર નાનાં છોકરાંને ઓરડીને માળીએ મૂકી આવી

અને ઓબેદ અને જોને તેમની આગ્રહપૂર્વક વિનંતિને અનુસરી જોખમની જગાએ નાખુશીથી ખબર રાખવા મૂક્યા. ઓબેદ જેણે સાંજના જરા વહેલા ખેતરમાં કેટલાક પડછાયા હાલતા ચાલતા જોયા તે ધીમેથી બોલ્યો, જો, તેઓ આવે છે. પેલી બારી આગળ કુહાડી લઈ તું ઉભો રહે. જ્યારે આ બારી આગળ રાઇફલ તાકી હું ઉભો છું. ગોળીઓની ખલેચી ઉઘાડી તેણે એક ગોળો કાઢયો: પણ તે તેની રાઇફલ કરતાં ઘણો મોટો છે એમ જોઇ તે એકદમ બેભાન થઇ ગયો. તેના બાપે ખોટી ખલેચી લીધી હતી. કબાટમાં કોઇ નાની ગોળીઓ છે કે કેમ તેને માટે તજવીજ કરવા જતાં ઓબેદ એક મોટા કોળા ઉપર અથડાઇ પડયો. જ્યારે પેલા માણસે તેમને ચેતાવ્યા ત્યારે ઓબેદ અને જો તેનો ભૂતાવળ માટે ઉપયોગ કરવાનું ધારતા હતા. ઓબેદે પોતાનો કોટ કાઢી નાંખી પેલા કોળાના ફાનસ ઉપર નાંખ્યો. આ કોળાને તેઓએ ઉઘાડી આંખ્યો, નાક, મ્હોં અને દાંતીયાં કરતી રાક્ષસી મુખાકૃતિ આપી હતી. કોળાના પોલાણમાં તેણે બત્તી મૂકી હતી તે દેવતાથી તેણે સળગાવી અને ધીમેથી બોલ્યો હું જો તેમને વખત આપીશ તો તેઓ લડાઇની બૂમ ઠોકશે. પછી આ આકૃતિ પેલી બારી ઉપર તેણે મૂકી. પછી તેણે કોટ તેના ઉપરથી પાછો ખેંચી લીધો અને કહ્યું ચાલો હવે. પેલો દાંતીયાં કરતો રાક્ષસ દેખાતાં એક અપાર્થિવ બૂમરાણ પડયું. ઈંડિયનો જંગલ તરફ ન્હાસવા માંડયા, જો, તાકીદ કર, બીજું સળગાવ તેઓ શાથી ભડકયા છે, બીધા છે તે તને માલમ પડી છે? બીજા દેવતાઇ ચ્હેરાના દેખાવથી તે જંગલીઓએ છેવટની ચીસ પાડી અને જંગલમાં નાશી ગયા. સવારમાં સૂર્યોદય થતાં મિ. મૂર આવ્યા પણ ઈન્ડિયનો પાછા આવ્યા નહિ.

ન્યુયોર્કના બંદરમાંના એક વહાણ ઉપરથી પોતાની પીર ઉપર ઑગ્ન્ડ સ્ટ્રીટ હોટેલે એક ટ્રંક લઇ જવા માટે પહેલીજ વાર થર્લો

**વીડ** એક શીલિંગ કમાયો. હલકામાં હલકી સ્થિતિના છોકરાને હાલ જે ચાન્સ મળે છે તેમાંના ઘણા થોડા ચાન્સ આ છોકરાને હતા: પણ તેનામાં નામ વગરની ચતુરાઇ અને સહજ જ્ઞાન હતાં. માણસો તે જાણે ઉઘાડી ચોપડી હોય તેમ તે વાંચતો. માણસોને તે તે રીતે ઓળખતો અને તેમની પોતાની મરજી પ્રમાણે તેમની ઘટના કરતો. તે આત્મત્યાગી હતો. તેની ચતુરાઇ અને અક્કલની મદદથી ત્રણ પ્રેસિડંટો ચૂંટી કાઢવામાં આવ્યા હતા અને તેને ઇંગ્લાંડમાં એલચીની જગા તેમ બીજી મહત્વની સંખ્યાબંધ જગાઓ આપવામાં આવી હતી તે દરેક માટે તેણે ના પાડી હતી.

ન્યુયોર્કના "**હેરલ્ડ**" પત્રનો યુરોપમાં ઘણો પ્રસાર હતો અને તે પરદેશમાં તેમ સ્વદેશમાં, **કોન્ફીડરસી** સાથે સહાનુભૂતિ ધરાવનાર લેખ લખી બહુ ભયંકર જાહેર જુસ્સો ઉત્પન્ન કરતું હતું. તેની સાથે સમાધાન કરવા **લિંકને** **વીડને** પસંદ કર્યો હતો. જો કે **વીડ** અને **બેનેટ** ૩૦ વર્ષ સુધી એક બીજા સાથે બોલ્યા નહોતા તોપણ તેમની મુલાકાતને બીજેજ દિવસે 'હેરલ્ડ' મજબૂત યુનિયન પેપર થયું. આ પછી યુનિયનમાંથી બીજાને છૂટાં પાડવાની મહેનત કરનાર એજંટોની નુકશાનકારક અસરની સામે થવા માટે **વીડને** યુરોપ મોકલવામા આવ્યો. ફ્રાન્સનો શહેનશાહ દક્ષિણના પક્ષમાં હતો. ચાર્લ્સટન હાર્બરને ઘેરો નંખાવાથી રૂનો મોટો જથો ફ્રેન્ચ કારીગરોને મળતો નહિ તેથી તે બહુ ગુસ્સે થયો હતો પણ **વીડની** વિરલ ચાલાકીથી શહેનશાહના વિચારો બદલાયા અને નૅશનલ એસેમ્બ્લિ માટે તેણે જે વિરોધી ભાષણ તૈયાર કર્યું હતું તેનું સ્વરૂપ બદલી મિત્રતાનું તેણે કરી નાંખ્યું **વીડ** જ્યારે આ કામ માટે બહાર પડયો ત્યારે ઇંગ્લાંડ રાત્રીદિવસ લડાઇ માટે તૈયારીઓ કરતું હતું અને તરતજ તેણે જાહેર લાગણીના પ્રવાહમાં ઘણો ફેરફાર કરી નાંખ્યો. અમેરિકા પાછા ફરતાં ન્યુયોર્ક શહેરે તેની

અનુપમ સેવા માટે જાહેર રીતે આભાર માન્યો. તેના ધંધામાં પણ તે તેટલોજ ફતેહમંદ થયો અને દસ લાખ ડોલરની દોલત મેળવી.

નેપોલિયનના લશ્કરને એક પૂલ વગરની નદી ઓળંગવાની હતી. તે નદી પાસે જ્યારે નેપોલિયન આવ્યો ત્યારે તેણે તેના મુખ્ય એન્જીનિયરને કહ્યું, આ નદીની પહોળાઇ માપી લ્યો. નામદાર શહેનશાહ, મારાથી તે બનશે નહિ. મારાં વૈજ્ઞાનિક ઓજારો લશ્કર સાથે છે અને આપણે તેનાથી દસ માઇલ આગળ છીએ.

"એકદમ આ નદીની પહોળાઈ માપી આપો." "નેક નામદાર, મારી મુશ્કેલી વિષે વિચાર લાવો." "એકદમ આ નદીની પહોળાઇ નક્કી કરો અગર તમારી જગા લઇ લેવામાં આવશે."

એન્જીનિયરે પોતાના ટોપનો આગલો ભાગ જ્યાંસુધી તેની કિનારી પોતાની આંખ અને સામા કાંઠાના વચ્ચેની એક સીધી લીટીમાં આવે ત્યાં સુધી નીચે આણ્યો. પછી સંભાળપૂર્વક ટટાર થઇને, જે કાંઠા ઉપર તે ઉભો હતો તેને કિનારી ક્યાં અડે છે તે તેણે પગની એડી ઉપર ફરી જઇ જોયું. કિનારી અને કાંઠાની લેવલ એક સરખી હતી. પહેલાં બતાવેલી જગા સુધીનું અંતર પગલાંથી તેણે માપ્યું અને કહ્યું, આ નદીની આશરે પહોળાઇ આટલી છે. તેને પ્રોમોશન મળ્યું.

એમ માલુમ પડ્યું કે પશ્ચિમ તરફના એક નગરમાં ગાઢ સંબંધ કરવા ન બની શકવાથી મિ. વેબસ્ટર પ્રવાસથી થાકેલા છતાં તેમને એક કલાક થોભવું પડશે. આથી શહેરના મેયરે મિ. વેબસ્ટરને કહ્યું:–આ મિ. જેમ્સ, તેઓ અમારા સૌથી વધારે નામાંકિત નાગરિક છે. ઓછામાં ઓછાં હજાર માણસ તેની સાથે હાથ મિલાવવાને રાહ જોતાં ઉભેલાં જોઇ મિ. વેબસ્ટરે એક યંત્રની માફક કહ્યું, મિ. જેમ્સ કેમ છો ? મિ. જેમ્સે શોકાતુર અવાજે કહ્યું, મિ. વેબસ્ટર ખરી વાત તો એ છે કે મારી તબીયત ઘણી સારી નથી.

દેવ જેવા. ડેનિયલે ચિન્તાતુર અવાજ સાથે પણ મોટેથી કહ્યું, હું આશા રાખું છું કે કાંઈ ગંભીર જેવું નથી. મિ. વેબસ્ટર, તે હું કાંઈ જાણતો નથી. હું ધારૂં છું કે મને સંધિવાનું દરદ છે પણ મારી પત્ની–અહીં મેયરે વચ્ચે પડી કહ્યું, મિ. વેબસ્ટર. આ ગૃહસ્થ મિ. સ્મિથ છે. મેયરે બિચારા મિ. જેમ્સને કાંઈ પણ સહાનુભૂતિ વગરના લોકો ટોળાના એકાંતમાં તેની ખરાબ તબીયતને ભોગવતોજ છોડી દીધો. ચાલાકીની, કળાની, તેની તદ્દન ખામીથી, તે હાંસી પાત્ર થયો હતો.

એક શાહેદી જે મીયાંજ ઓરેને જાણે છાની વાત કરતો હોય તેમ પોતાની શાહેદી આપવામાં આગ્રહ બતાવી રહ્યો હતો તેને જજજે કહ્યું, ભાઈ, તમે જ્યુરીને કહો. તે માણસ સમજ્યો નહિ અને આગળની પેઠેજ ચલાવ્યું. તમારી પાછળ ઉંચી બેન્ચો ઉપર જે બેઠા છે તે જ્યુરીના માણસોને કહો. પાછા વળી, તે શાહેદીએ માહાશથી પણ કઢંગું, નીચેથી નમન કર્યું અને કહ્યું, ગૃહસ્થો, સલામ.

એક નવી તોપ તપાસવાને કોન્ગ્રેસની કમિટીના રિપોર્ટના કાગળનો એક ઢગલો લિંકન આગળ મૂકવામાં આવ્યો ત્યારે તેણે કહ્યું કે, "કોઈ માણસને હું મારે માટે ઘોડો તપાસવાને મોકલું તો તેના મુદ્દા હું માગું. તેની પૂંછડી ઉપર કેટલા વાળ છે તે હું પૂછું નહિ. મારા આયુષ્યમાં વધારો થાય તોજ આ બધું વાંચવાનું બને."

એક દેવળનાં બાર રૂપાનાં પૂતળાં તરફ, આંગળી કરી, નેપોલિયને પૂછ્યું, આ શું છે? જવાબ મળ્યો કે બાર દેવદૂત. નેપોલિયને કહ્યું કે તે લઈ લો, તેને ઓગાળો, તેના પૈસા પાડો, અને એ દેવદૂતના માલિકે, પ્રભુએ જેમ કર્યું હતું તેમ ભલું કરવામાં તેનો ઉપયોગ થવા દો.

બ્રાઉન યુનિવર્સિટીના એક વિદ્યાર્થીએ એક વખત કહ્યું કે સોલોમનની કહેવતોમાં બહુ મોટું ડહાપણ હોય એમ હું ધારતો

નથી. હું પણ તેવી કહેવતો તો કરી શકું. પ્રેસિડંટ વેલેન્ડે કહ્યું, વારૂ ત્યારે આવતી કાલે એ કરી લાવજો. તે કરી લાવ્યો નહિ.

એક એડીરોન્ડેક વળાવાએ કહ્યું, જીમ લોવેલ પુસ્તકો લખે છે અને ઇંગ્લાંડમાં તેણે જાદુ કર્યું હોય એમ જણાય છે; પણ તે અજ્ઞાન માણસ છે કારણ કે જ્યારે અમે પ્રવાહમાં ગમ્મત કરતા હતા ત્યારે તેણે પ્રવાહની સામી બાજુ હોડી લઇ જવાને મને કહ્યું. એનો ઇરાદો કાંઠાની છાયામાં જવાનો હતો પણ અમે આગળ વધી શક્યા નહિ. જે માણસને પ્રવાહની સાથે રહેતાં નથી આવડતું તેને હું ડપકાપાત્ર અજ્ઞાન માણસ ગણું.

પશ્ચિમની એક યંગ મેન્સ ક્રિશ્ચિયન એસોસિએશન તરફથી યુવાન હેનરી વોર્ડ બીચરને તાર મળ્યો કે અમારી આગળ ભાષણ આપશો તો તમારી કીર્તિમાં વધારો થશે. તે ચાલાક યુવાન ઉપદેશકે ઉત્તર આપ્યો. હા, એફ. એ. એમ. ઇ. પચાસ અને મારૂં ખર્ચ.

મોન્ટેન એક રાજાની વાત કહે છે. આ રાજાનો એકનો એક છોકરો અચાનક મરી જતાં તેણે ઇશ્વર સામે ક્રોધ કર્યો અને એક પખવાડીયા સુધી ખ્રિસ્તિ ધર્મ રદ કર્યો.

બુદ્ધિ અને પ્રતિભા ઉપર ચાલાકી અને સાદી સમજને મળેલી જીતો દરેક ઠેકાણે જોવામાં આવે છે. વોલપોલ અજ્ઞાન માણસ હતો પણ ઇંગ્લાંડ ઉપર તેણે ૨૫ વર્ષ સુધી હકુમત ચલાવી. પોતાનું લખેલું પોતે ઉકેલે તેટલું પણ શાર્લમેન લખી જાણતો નહિ. પણ આ મહાન પુરૂષો માણસો અને વસ્તુઓને ઓળખતા અને દુનિયાને હમેશાં હલાવનાર, પ્રગતિમાન કરનાર વ્યાવહારિક ડહાપણ અને ચાલાકી તેમનામાં હતાં.

નહિ છૂટે તેવી ગાંઠોને ચતુરાઇ, એલેકઝાંડરની પેઠે છેદે છે અને તેનાં બાળોને કીર્તિમાન ફતેહ તરફ દોરી લઇ જાય છે. બાવ-

હારિક માણસ માત્ર તક જોતો નથી પણ તકનો લાભ લે છે. મુશ્કેલીથી જેનું વર્ણન કરી શકાય એવો પ્રકૃતિનો એક ચોક્કસ ગુણ છે અને તે ગુણથીજ દુનિયાનાં મોટાં મોટાં ઈનામ મોટે ભાગે જીતાય છે. લડાઇની કળામાં, બંદૂકનો દારૂ સૂદ્ધાં, દરેક ચીજ પોતાને હાથે નેપોલિયન બનાવી શકતો. પૉલ કેટલાકને બચાવી શકે તે માટે દરેક માણસની દરેક અનુકૂળતા પૂરી પાડતો. તાડ કઠણમાં કઠણ અને ઓછામાં ઓછું ફળદાયી વૃક્ષ છે છતાં દક્ષિણ અમેરિકાના ગાઢ જંગલમાં ચૈતન્ય-અર્પણ કરતાં સૂર્યનાં કિરણોથી નિર્ભાગી રહેવા કરતાં તે વેલાનું રૂપ પણ લે છે અને અજવાળામાંના કોઇ પણ થડ ઉપર વીંટળાય છે. સ્પર્ધાના જમાનામાં જેણે આગળ પડવું હોય તેણે ધામધુમીયા ઉદ્યોગી જગત્‌ના સમાગમમાં રહેવું જોઇએ. વસ્તુઓના સ્વરૂપની બરાબરજ તેણે પોતાનું મન રાખવું જોઇએ. જેઓ નિરવધિની શોધ કરે છે અને અનંતને પકડે છે પણ રોકડા પૈસા કદી આપતા નથી તે વર્ગમાં તેણે રહેવું જોઇએ નહિ.

વૉશિંગ્ટનની પેટંટ ઑફિસમાં બુદ્ધિના ચમત્કારવાળી હજારો યાંત્રિક યોજનાઓ છે જેમાંની સોમાંની એકનો પણ પ્રયોગ કરવામાં આવ્યો નથી. પ્રદર્શન માટે જે ઓરડામાં આ ચીજો રાખવામાં આવી હતી તે શિવાય બીજે કોઇ ઠેકાણે આ ચીજો જોવામાં આવશે નહિ. જેઓ પોતાની શોધક શક્તિઓથી પોતાના જાતિબંધુઓને કિંમતી મદદ કરવાને શક્તિમાન્ થવા જોઇએ, તેવા માણસોની દિવસ, મહિના અને વર્ષોની મહેનતના પરિણામ રૂપ આ ચીજો છે પણ આ ચીજોનું વ્યાવહારિક મહત્વ વધે તેવા જરૂરી ગુણો, આવશ્યક અંશે તેમાં નહિ હોવાથી, જેને માટે લોકોએ કશી દરકાર કરી નથી, અગર જે કાંઇ બીજાં ઘણાંજ સાદાં અને વધારે સારાં સાધનથી થઇ શકે તેવાં સાંચા કામની શોધ અને બનાવટમાં તે શક્તિઓનો મિથ્યા વ્યય થાય છે.

જ્યોર્જ સ્ટીવન્સન જે કાંઇ જાણતો, તેના કરતાં પણ ઘણું વધારે જાણનાર એન્જીનિયરો છે પણ આ જ્ઞાનને કેવી રીતે ઉપયોગમાં આણવું, તેને અમલમાં મૂકવું તે તે જાણતો. એક ખેડૂત જે પોતાનું ભરણપોષણ કરી શકતો નહોતો તેણે પોતાના ફાર્મનો અર્ધો ભાગ એક યુવાન્ માણસને વેચ્યો. આ યુવાન્ માણસે તેમાંથી તેની કિંમત જેટલા તેમ બાકીનો અર્ધો ભાગ ખરીદવા જેટલા પૈસા તેણે મેળવ્યા. તે ઘરડા માણસે પૂછ્યું કે હું ફતેહ પામતો નથી અને તમે કેવી રીતે ફતેહ પામ્યા તેનું કારણ શું? તેના ઉત્તરમાં જવાબ મળ્યો કે કામ કરવાની ચતુરાઇ.

એક જૂના રિવાજ મુજબ કેપ કૉડના એક પાદરીને એપ્રિલ મહિનામાં એક જમીનના ટૂકડા ઉપર પ્રાર્થના કરવાને કહેવામાં આવ્યું. જ્યારે તેને જમીન બતાવવામાં આવી ત્યારે તેણે કહ્યું, ના. હું તેમ નહિ કરૂં. આ જમીનને પ્રાર્થનાની જરૂર નથી, ખાતરની જરૂર છે.

માણસને જેવા હોય તેવા જોવા માટે તમે તેને કાટખૂણે આણો નહિ, ત્યાં સૂધી તેને ઉથલાવ્યેજ જવો જોઇએ. છબીને તમે જેમ સારા પ્રકાશમાં મૂકો છો તેમ તેને પણ મૂકો. જો તમે કાટખૂણો તથા અનુકૂળ પ્રકાશ મેળવશો તો તેની ઉત્કૃષ્ટતા તેમ ખોડો જણાઈ આવશે. ખરા જીવનમાં, જૂદી જૂદી પંક્તિએ ગોઠવાવામાં, શાળાઓના આપણા સોબતીઓની સ્થિતિમાં કેટલો ફેરફાર થયો છે! જે છોકરો કલાસનો આગેવાન હતો અને જેની સઘળા અદેખાઇ કરતા તેને, જે ધીરો અને બેવકૂફ ગણાતો છતાં જેનામાં દુનિયામાં આગળ વધવાની શક્તિ આપનાર એક પણ બળ હતું તે કંગાળ જણાતા મૂર્ખે, પાછળ મૂકી દીધો. કલાસના આગેવાનને માત્ર વિચારોનું જ્ઞાન હતું પણ જમાનાની કઠોર અને વાસ્તવિક

વસ્તુસ્થિતિની સામે થવાની તેનામાં શક્તિ નહોતી. પ્રતિભાશાળી પુરૂષ ગમે તેટલો ઉંચે અને ગમે તેટલી ત્વરાથી જનારો હોય તેણે પણ એકપણ જરૂરી બાબત બાકી રાખવી નહિ અને ઘોડાની માફક કામ કરવાને તૈયાર રહેવું જોઇએ.

શેકસપિયરમાં અદ્ભુત કુશળતા હતી. પોતાના નાટકમાં તે દરેક ચીજ બરોબર ઉતારતો. રાજા અને તેના માંડલિક, મૂર્ખ અને ફક્કડ, રાજકુમાર અને ગામડીયો, કાળા અને ગોરા, પવિત્ર અને અપવિત્ર, સાદો અને ગંભીર, આવેશો અને પાત્રો, આબરૂ અને ગેરઆબરૂ, પોતાની દૃષ્ટિ મર્યાદામાંની દરેક ચીજને ચુંટતો અને પોતાના મહાન્ ચિત્રપટ ઉપર ઉતારતો.

ધ્યાનમાં નહિ લેવા જેવા ગમેતેવા નાના જુજ અપમાન માટે, ગુસ્સો બતાવવાથી કેટલાક લોકોની કળવકળની ખામી જણાઇ આવે છે. બીજાઓ ડૉન ક્વીક્ઝોટની પેઠે પવન ચક્કીની સાથે લડવાની ભૂલ કરે છે અને જાહેર વક્તા અને અધિપતિઓ જેઓને હમેશાં છેલ્લામાં છેલ્લું જે કહેવું હોય તે કહેવાની અનુકૂળતા છે, તેમની સાથે તકરારમાં તેઓ ઉતરે છે. વૉશિંગટનના ચારિત્ર્યબળના મહાન્માં મહાન્ અંશમાંનો એક એ હતો કે જ્યારે તેના ઉપર ગેરવ્યાજબી હુમલો થતો, તેની ગેરવ્યાજબી હાંસી થતી ત્યારે તે ખામોશ રાખતો.

આર્ટેમસ વૉર્ડ આ ઉભરાનું, આ પરપોટાનું વર્ણન સુંદર તીક્ષ્ણ ધારવાળી કલમથી કરે છે.

વર્જિનિયાં, જે પ્રમુખો અને બીજી ઘણી ચીજો ઉત્પન્ન થવાની જગા છે ત્યાંના એક ગામમાં માણસના આકારની એક અધિપતિની ગાળો ખાવાનો વખત મારે આવ્યો હતો. તેણે મને પહેલાં તો છાપરે ચઢાવ્યો. તમે નમ્ર, સજ્જન મૅનેજર છો એમ તેણે કહ્યું;

પણ મારે તો સઘળા સરખાએ વિચારથી જ્યારે હું મારાં હેન્ડબિલ છપાવવા બીજી ઑફીસે ગયો ત્યારે આ અધિપતિનું રૂપ બદલાઇ ગયું અને એન્જીન જેમ ધૂમાડો ફેંકે તેમ તેણે મારા ઉપર ગાળોની વૃષ્ટિ ફેંકી. તેણે કહ્યું, તમારાં મીણનાં કારખાનાનાં પોગળ હું જાણું છું. ભુચ્ચા, ભટકતા, મૂર્ખ એવા શબ્દોથી તેણે મને ગાળો દીધી. પહેલાં તો મેં એને શિક્ષા કરવાનો વિચાર કર્યો પણ તે મને તેના પેપરમાં તેથી પણ વધારે સખ્ત કરશે એમ ધારી તે વિચાર મેં મૂકી દીધો.

લોકોએ જ્યારે આ કંગાળપત્રોની સામે અથડામણમાં આવવું પડે ત્યારે તેના ઉપર લક્ષ આપવું નહિ. વળી એટલું તો ખાસ ધ્યાનમાં રાખવું કે આવા કોઇ અધિપતિ ઉપર હુમલો કરવો નહિ: તેથી તેને પ્રસિદ્ધિ મળે છે. તેને તો તેટલુંજ જોઇએજ છે. કાદવના કોઇ ખાબોચીયામાં કૂદી પડવાથી ફાયદો થાય તેવો ફાયદો તમને તેથી થશે. અધિપતિઓ સામાન્ય રીતે સારા માણસ, સજ્જન હોય છે; પણ ગામ હોય ત્યાં ઢેડવાડો હોય છે.

જૉન જેકબ ઍસ્ટરમાં વ્યાવહારિક બુદ્ધિ ઘણા સારા પ્રમાણમાં હતી અમેરિકાના એક પ્રવાસમાં દરિયાના તોફાનમાં બીજા ઉતારૂઓ તુતકની આજુબાજુ નિરાશામાં દોડતા અને હમણાં ડૂબી જઇશું એમ ધારતા હતા. ઍસ્ટોર નીચે ગયો અને શાન્તિથી પોતાનો સારામાં સારો પોશાક પહેરી લીધો, અને એમ બોલ્યો કે જો વહાણ ડૂબે અને તે પોતે બચી જાય તો પોતાનાં સારામાં સારાં લુગડાં પણ બચે.

એક મુસાફરે એક યાહુદીને કહ્યું કે તેમની વ્યાપારીશક્તિથી યાહુદી લોકો ~~અમેરિકામાં તેમ યુરોપમાં~~ આગળ પડતા જાય છે અને વ્યાપારની કેટલીક બાબતોમાં તો તેમને એટલી બધી ઉત્કૃષ્ટતા

મળી છે કે કોઈ પણ રીતે તેમને તેમાંથી પાછા હડાવી શકાશે નહિ.

તેના સોબતીએ જવાબ દીધો, તેઓ આગળ વધતા જાય છે એ વાત ખરી છે પણ તમે તેમની વ્યાપારીશક્તિ વિષે વારંવાર શા માટે બોલો છો ?

ત્યારે શું તમે તેને શક્તિ તરીકે ગણતા નથી ?

શક્તિ, ના તે તો પ્રતિભા છે. વ્યાપારમાં બુદ્ધિશક્તિ અને પ્રતિભામાં શો ફેર છે તે હું તમને કહીશ. જ્યારે એક માણસ બીજાની વખારમાં જાય છે અને તેને જેની જરૂર છે તે તેને વેચે છે તે બુદ્ધિશક્તિનું કામ છે પણ બીજો માણસ તે માણસના સ્ટોરમાં જઈ અને જે ન જોઈએ તે પણ વેચે છે તે પ્રતિભા કહેવાય છે અને તે પ્રતિભા મારી યાહુદી જાતમાં છે.

ચાતુર્ય એ એક પ્રજાકીય લક્ષણ છે. અન્ય પ્રજાઓ કરતાં સૈકાઓ પહેલાં **ચી**નાઓ છાપવાની કલા જાણતા. તેઓની પાસે લોહચુંબકની સોય અને દારૂગોળો પણ હતો છતાં તેનો પોતાને લાભ થાય તેવી રીતે વાપરવાની તેમનામાં વ્યાવહારિક બુદ્ધિ નહોતી. પણ **અં**ગ્રેજ અને બીજી યુરોપિયન પ્રજાઓએ તે વડે સુધરેલી દુનિયાના સ્વરૂપમાં ફેરફાર કરી દીધો.

જરૂરીયાતથી ચાલાકી જન્મ પામે છે. ઘણી ગરમીવાળો પ્રદેશ જ્યાં વસ્ત્રની બહુ ઓછી જરૂર પડે છે અને જ્યાં ખારેક, નાળિયર અને કેળાં જેવો તૈયાર ખોરાક મળે છે ત્યાંના લોકોમાં ચાલાકી કે ચાતુર્ય જોવામાં આવતાં નથી. જ્યાં પોતાના નિભાવ માટે માણસને વધારેમાં વધારે ફાંફાં મારવાં પડે છે ત્યાં તેનો વધારેમાં વધારે વિકાસ થાય છે.

# પ્રકરણ ૧૩ મું.

## સ્વમાન અને સ્વવિશ્વાસ.

તમે તમારા મિત્ર થાઓ અને બીજાઓ થશે. **કહેવત.**

અમીર માથું ધૂણાવે એ મૂર્ખને માટે મિજબાની જેવું છે. **ફ્રેન્કલિન.**

જે માણસ કાંઇપણ કરી શકે તે રાજા છે. **કાર્લાઈલ.**

સ્વમાનની લાગણી ધર્મથીજ માત્ર બીજી પંક્તિની લાગણી છે. સઘળી જાતના દુર્ગુણ માટે તે અંકુશ સમાન છે. **બેકન.**

સત્ય અને સાચા અંતઃકરણથી સ્વમાન અને સ્વપ્રશંસાની જે આંતર લાગણી થાય છે તે માણસને થતા પવિત્રમાં પવિત્ર આનંદમાંનો એક છે. **સી. સાઈમન્સ.**

સ્વમાન, આત્મજ્ઞાન અને આત્મનિગ્રહ આ ત્રણ સદ્‌ગુણોથી માણસનું જીવન સર્વોપરિ સત્તા મેળવી શકે છે. **ટેનિસન.**

સઘળા સદ્‌ગુણોની ચાવી સ્વમાન છે. **જોન હર્શલ.**

સૌથી પહેલાં તમારી જાતનું સન્માન રાખો. **પિથાગોરાસ.**

આપણી જાતને બેઆબરૂ કરનાર આપણેજ છીએ. **જે. જી. હોલેન્ડ.**

મારા શિવાય મારી જાતને નુકશાન કરનાર કોઇજ નથી, હું જે નુકશાન ભોગવું છું તે હું મારી સાથે લઇને ફરૂં છું અને મારી પોતાની ભૂલથીજ હું ખરી રીતે દુઃખ ભોગવું છું. **સેંટ બર્નાર્ડ.**

પોતાની જાતનો અવિશ્વાસ તે આપણી ઘણીખરી નિષ્ફળતાનું કારણ છે. બળની ખાતરીમાં બળ રહેલું છે અને જેઓનામાં પોતાની જાતમાં અગર પોતાની શક્તિઓમાં વિશ્વાસ નથી તે ગમે તેવા બળવાન છતાં નબળામાં નબળા છે. **બોવી.**

પવિત્ર અને વાજબી સ્વમાનવૃત્તિથી દરેક વખાણવા યોગ્ય અને લાયક સાહસ ઉદ્‌ભવે છે. **મિલ્ટન.**

એક ગરીબ સ્કૉચ વણકર હમેશાં પ્રાર્થના કરંતો હતો કે તેને પોતાને પોતાના વિષે સારો અભિપ્રાય થાય. શા માટે નહિ? જ્યારે હું પોતાને પોતાના સંબંધમાં દાખલો ન બેસાડું તો બીજાને મારે વિષે ઉંચો વિચાર બાંધતાં શી રીતે કહી શકું?

જે માણસને પોતાને માટે માન હોતું નથી તેને માન આપવામાં ફળ નથી એમ ચીનાઓ કહે છે. મને મારી જાત માટે માન નથી! એમ દુનિયા જૂએ તો મને ઢોંગી તરીકે ધક્કી કાઢવાને દુનિયાને હક્ક છે; કારણ કે મને પોતાને મારે માટે સારો અભિપ્રાય ન હોય તોપણ બીજાના સારા અભિપ્રાય માટે હું હક્ક કરૂં છું. બીજા માટેના માનનો આધાર જે સિદ્ધાન્તો ઉપર છે તે ઉપરજ સ્વમાનનો પણ આધાર રહે છે. ન્યાયની તુલા દરેક હૃદયમાં રહે છે. જે જજ્જ ખૂનીને સજા કરે છે તેને પણ ખૂની માન આપે છે; કારણ કે તેનો અંદરનો ધીરો પડેલો પણ અંતરનો અવાજ પોતે કહે છે કે તે ખરૂં છે. કાંટાથી વજન કરતાં કાંટા ઉપર કોણ છે તે જોવાની દરકાર જજ્જ કરતો નથી. તેને મન તો રાજા તેમ ભિખારી સમાન છે.

લિંકને કહ્યું છે કે **તમે બધાં માણસને થોડાક વખત છેતરી શકો, થોડાક લોકોને સઘળો વખત છેતરી શકો પણ બધાજ લોકોને સઘળો વખત છેતરી શકો નહિ.** આપણે આપણી જાતને કોઈ પણ વખતે છેતરી શકીએ નહિ. આપણે સ્વમાન મેળવવાનો તેમ ભોગવવાનો રસ્તો એકજ છે અને તે માનને લાયક થવું એ છે. જે માણસ પોતાના તરફ બેદરકારી બતાવે અને પોતાના પડછાયા તરફ બહુ માનની નજરે જૂએ તેને માટે શો વિચાર બાંધવો? મારી પોતાની ગણના કરવા માટે મારી પોતાની તરફ જોવાનો જગતને હક્ક છે. આપણી પોતાની કિંમત આપણા પોતાના ઉપર આપણે પોતેજ લગાવીએ છીએ અને તેના

કરતાં આપણે વધારે કિંમત બતાવી શકીએ નહિ. જ્યારે તમે કોઇ મંડળમાં દાખલ થાઓ છો ત્યારે લોકો તમારા મોં અને આંખો સામું જૂએ છે અને તમારો તમારે વિષે શો અભિપ્રાય છે, તમે તમારી શી કિંમત આંકો છો તે જાણવા તેઓ ઇચ્છા રાખે છે. તેઓ જો તેમાં કાંઇ હલકાપણું જૂએ તો તમે તમારી કિંમત ઘણી હલકી આંકી છે કે નહિ તે તપાસવાની તેઓ શા માટે તસ્દી લે? તેઓ જાણે છે કે તમને તમારી જાતનો લાંબો પરિચય છે અને તેઓ તમારી કિંમત જાણે તેના કરતાં તમે વધારે સારી રીતે જાણો છો.

જનરલ વુલ્ફ જ્યારે કેનેડા ઉપડયો તે પહેલાં તેણે સ્વાભિમાનથી જે શેખી કરેલી તે કંટાળા સાથે સાંભળ્યા પછી પિટે લૉર્ડ ટેમ્પલને કહ્યું કે, હે ભગવાન ! દેશનું અને દેશના કારોબારનું ભવિષ્ય આવા માણસને મેં ક્યાં સોંપ્યું? તે યુવાન્ સિપાઇએ તલવાર ખેંચી હતી, તે તેણે ટેબલ ઉપર પછાડી હતી, ઓરડામાં આજુબાજુ ફેરવી હતી અને પોતે મહાન્ કાર્યો કરશે એમ કહ્યું હતું.

વડા પ્રધાનને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આ અહંકારી યુવાન્ માણસ તાવની બિમારીમાં પથારી ઉપરથી ઉઠશે અને અબ્રહામની ટેકરીઓ ઉપર પોતાનું લશ્કર લઇ જઈ વિજય મેળવશે. આ દેખીતો અહંકાર, જીત મેળવવાની તેની શક્તિની ભવિષ્યવાણી જેવો હતો.

સ્વમાનનો એક કલાક, હજાર મૂર્ખ જોનાર અને મોટા પોકારનાં વર્ષનાં વર્ષ કરતાં પણ વધી જાય છે અને દેશનિકાલ થયેલો માર્સેલસ, જેના પગ આગળ સેનેટ છે એવા સીઝર કરતાં ઘણો અને વાસ્તવિક આનંદ ભોગવી શકે છે.

ફ્રોલોનાના સ્ટીવનને તેના પકડનારાઓએ તિરસ્કારથી પૂછ્યું, હવે તમારો કિલ્લો ક્યાં છે?

તેણે પોતાના હૃદય ઉપર હાથ મૂકયો અને કહ્યું કે 'આ રહ્યો.'

શરીરછેદનવિદ્યા જાણનાર વૃદ્ધ જૉનહંટરને તેના છેદન કાર્ય માટેના ટેબલ આગળ કામ કરતો જોઇ એક તબીબે કહ્યું, 'હજુ તમે આટલી બધી સખ્ત મહેનત કરો છો?' 'હા, ડૉકટર, જ્યારે હું મરી જઇશ ત્યારે બીજો જૉન હંટર ખોળી કાઢવો તમને મુશ્કેલ પડશે.'

એક શહેનશાહતના પુનરૂદ્ધાર માટે, એક મહાન્ પ્રતિભાયુક્ત વ્યક્તિની ઘટના કરવા માટે ઇશ્વર એક સૈકું લેછે અને પછી એક સૈકું આરામ લેછે એમ પોતાના દેશનો ૫૦ વર્ષ સુધી ફતેહમંદી સાથે કારોબાર ચલાવનાર કોનિટસ બોલ્યો હતો. આથી મારા મરણ પછી ઑસ્ટ્રિયન રાજસભાનું શુ થશે એમ વિચાર કરતાં મને ધ્રુજારી છૂટે છે.

૧૭૫૭ માં વિલિયમ પિટે ડયુક ઑફ ડેવનશાયરને કહ્યું, મારા વ્હાલા ઉમરાવ, મને ખાતરી છે કે હુંજ મારા દેશને બચાવી શકીશ અને બીજું કોઇ પણ તે બચાવી શકશે નહિ અને તેણે પોતાના દેશને બચાવ્યો.

એક મિત્રને ભોળે ભાવે જેની લીન્ડે કહ્યું, હું આવું ગાઇ શકું છું તે શું ઠીક નથી?

ચૌદમા લુઇએ પોતાના પાદરીઓને કહ્યું કે હા, એ બધી વાત ખરી—તમે કહો છો તો નિઃસંશય હું પાપી છું પણ આવા એક મહાન્ રાજકર્તાનો તિરસ્કાર કરતાં પણ દયાળુ પ્રભુ ઘણો વિચાર કરશે.

વૉશિંગટન ઇરર્વિંગ કહેતો કે સારી પરિપકવ થયેલી અને સારી શાસનયુક્ત બુદ્ધિશક્તિની દરેક ઠેકાણે કિંમત અંકાય છે પણ તેની માગણી થાય તે માટે તેણે ઘેર સંતાઇ રહેવું જોઇએ નહિ.

આગળ પડતા અને ઉદ્ધત માણસો ફતેહ પામે છે જ્યારે પાછળ રહેતા લાયકીવાળા માણસના હક્ક બેદરકારીથી ભૂલાઈ જાય છે એવી હલકી વાત આપણે સાંભળીએ છીએ પણ એમ વારંવાર બને છે કે આ આગળ પડતા માણસોમાં તરત કામ કરવાનો અને ચંચળાઈનો ગુણ હોય છે. આ ગુણ શિવાય લાયકાત એ એક કામ નહિ કરી શકે એવી અસ્કયામત છે. ઉંઘતા સિંહ કરતાં એક ભસતો કૂતરો ઘણીવાર ઉપયોગી થઈ પડે છે.

**જૉન સી. ફ્રેમોં** જેને તેનાં વૈજ્ઞાનિક જ્ઞાન અને ફતેહથી હુંબોલ્ટના મરણને લીધે યુરોપિયન વિદ્યાલયોની ખાલી પડેલી જગા મળી હતી, જેના અદ્દભુત સાહસથી કૅલિફોર્નિયા યુનિયનને મળ્યું હતું, જેનું પદ રાજદ્વારી જગત્માં એક વખત ઉંચામાં ઉંચામાંનું એક હતું તેણે પોતાની છેવટની કારકીર્દી લગભગ અપ્રસિદ્ધિમાં પૂરી કરી હતી. તેના એક વિરોધીએ કહ્યું હતું કે તેનામાં પોતાનું પોતાપણું બતાવવાનો બિલકૂલ ગુણ નથી, તેનામાં પોતાને આગળ નહિ લાવવાની વૃત્તિ છે અને તેથી તેના તરફ ધ્યાન આપવામાં આવતું નથી.

યલ કોલેજનો **જોન. સી. કાલ-હુન** પોતાના અભ્યાસમાં મચ્યો રહેતો હતો. તેની સાથેના એક વિદ્યાર્થીએ તેની તે માટે જ્યારે હાંસી કરી ત્યારે તેણે જવાબ દીધો, ભાઈ, જ્યારે હું કોન્ગ્રેસમાં દાખલ થાઉં ત્યારે બરોબર કામ કરી શકું તે માટે હું વખતનો બરોબર ઉપયોગ કરૂં છું. આથી પેલાને ઘણું હસવું આવ્યું. તેણે પૂછ્યું, તમને આ બાબતમાં શક છે? હું તમને ખાતરી આપું છું કે હવે પછીનાં ત્રણ વર્ષમાં એક પ્રતિનિધિ તરીકે પ્રજાકીય પાયતખ્તમાં જવાની મારી શક્તિની મને ખાતરી ન હોત તો કોલેજ પણ આ ઘડી છોડી દેવાને હું તૈયાર છું.

અહંકારી લૉર્ડ અર્સ્કિનનો સવાલ કરને ફરીથી પૂછતાં કહ્યું. ગ્રેટન પોતાને વિષે શું ધારે છે? ગ્રેટન પોતાને માટે બોલે! ગ્રેટન મહાન્ પુરૂષ છે. ગ્રેટનને તમે કનડશો તોપણ આત્મપ્રશંસાનો એક શબ્દ તે બોલશે નહિ. ઘોડાની એક જોડીના બળથી પણ તેનો પોતાના વિષેનો અભિપ્રાય ખેંચી શકાશે નહિ—બહાર પાડી શકાશે નહિ. સઘળા મહાન્ પુરૂષોની પેઠે તે પોતાની પ્રતિષ્ઠાનું જોમ જાણે છે અને પૂતળાંના તમાશામાં બ્યુગલ વગાડનારની માફક તે પોતાની પ્રતિષ્ઠાની અભિવૃદ્ધિ જાહેર કરશે નહિ. તે તો દેશની વેદિ ઉપર ઉભો રહેલો છે. અગ્નિ અને ધુપ કર્યા કરવાં એ હલકાં માણસોનું કામ છે. હલકો પડી, આમાંનું એક પણ કાર્ય કરતો ગ્રેટનને કદી પણ તમે જોશો નહિ.

બીજાઓમાં આપણને જે નાપસંદ અહમહમિકા જેવું લાગે છે તે ઘણી વખત તે માણસોની કાંઈ પણ ચીજ સંપાદન કરવાની શક્તિ વિષેનો તેમનો વિશ્વાસ મજબુત રીતે બતાવી આપે છે. મહાન્ પુરૂષોને હમેશાં પોતાને વિષે ઘણો વિશ્વાસ હોય છે. ઇંગ્લાંડના ઇતિહાસમાંના પોતાના પદ વિષે વડર્ઝવર્થને ખાતરી હતી અને તેમ તે કહેતો પણ ખરો. ડેન્ટિએ પોતાની કીર્તિ વિષે ભવિષ્ય ભાખ્યું હતું. કેપ્લર કહેતો કે તેના સમકાલિન તેનાં પુસ્તક વાંચે કે ન વાંચે તેની તેને દરકાર નહોતી. જ્યારે ઇશ્વરે મારા જેવા અવલોકનકાર માટે ૬૦૦૦ વર્ષ વાટ જોઇ છે તો એક વાંચનાર માટે હું સેંકો રાહ જોઇશ તો ફિકર નથી. એક તોફાનમાં જુલિયસ સીઝરે પોતાના નાવિકને કહ્યું હતું કે બ્હીશ નહિ, તું જુલિયસ સીઝરને અને તેના સદ્ભાગ્યને સાથે લઇ જાય છે.

ઉચ્ચ પદવાળા મનુષ્યોમાં સામાન્ય રીતે જે અહમહમિકા જોવામાં આવે છે તેની જરૂર પણ પડે. કુદરત તેની આગળ જે

ઉચ્ચ લક્ષ્ય રજુ કરે છે ત્યાં પહોંચતાં તે લથડી ન પડે તે માટે કુદરત માણસને મોટી આશા આપે છે. તે કારણથી માણસ પોતાના માર્ગમાં આગળ વધવા માટે આગ્રહ રાખે તેવી પોતાને ખાતરી રહે તે સારૂ, ઠીક ન જણાય તેટલા પ્રમાણમાં પણ કુદરતે માણસને અહમહમિકા વૃત્તિ આપી છે.

સ્વવિશ્વાસ અનામત બળ બતાવે છે. કોઇપણ કાર્યપ્રસંગને પોતે પહોંચી વળવાને શક્તિમાન્ છે એમ કોઇપણ માણસને જણાવી આપનાર સ્વવિશ્વાસ છે.

નૈતિક દૃષ્ટિએ વિચાર કરતાં જેઓ પોતાની જાત ઉપર વિશ્વાસ રાખે છે તેમના ઉપર વિશ્વાસ રાખવો એ સાધારણ રીતે સહીસલામત છે પણ જ્યારે માણસને પોતાની સાચવટ વિષેજ શક હોય ત્યારે તેને વિષે બીજાઓને શક લાવવાનો વખત આવે એમ કહી શકાય. નૈતિક અવનતિ હમેશ ઘેરથી અગર જાતથી શરૂ થાય છે.

નેપોલિયન બોનાપાર્ટ જ્યારે એક ક્ષુદ્ર સબ લેફ્ટેનંટ હતો ત્યારે તે માનતો હતો કે જગતને પણ ધ્રુજાવે તેવી તેનામાં શક્તિ હતી.

આ ઉદ્યોગી જગત્માં પાછળ રહેતા લાયક માણસોની અપ્રસિદ્ધ ખૂણાઓમાં ખોળ કરવાનો વખત હવે માણસોને મળતો નથી. જ્યાં સૂધી એક માણસ નાલાયક જણાઇ આવે ત્યાં સૂધી તેની પોતાની ગણતરી મુજબ તેની કિંમત તે આંકે છે. દુનિયા હિમ્મત અને મર્દાઇને વખાણે છે અને જે જુવાન્ માણસ દુનિયામાં હોવું એ એક નહિ માફ થઇ શકે તેવું પાપ છે એવા હમેશાં માફીના દેખાવ સાથે ફર્યા કરે છે તેને જગત્ ધિક્કારે છે.

સ્કેલિંગે કહ્યું છે કે પોતે શું છે તેની માહિતી માણસમાં હશે તો પોતે શું હોવું જોઇએ તે તે તરત જાણી જશે. તે૯

પોતાને માટે, વિચારમાં સન્માન હશે તો વ્યાવહારિક સન્માન તરત થશે. કોઈ પણ માણસને એવી દૃઢ સમજ હોય કે તેની પાસે અમુક સાધન છે અગર ઉભાં કરી શકશે તો તેની પાસે તે છેજ એમ સમજવું. ડાસથે કહ્યું છે કે નમ્રતા એ ડહાપણનો અંશ છે અને માણસની એક શોભા છે પણ તેથી કોઈએ સ્વાશ્રય ધિક્કારવો નહિ. બીજા બધા ગુણોમાં સ્વાશ્રય ખરી મર્દાનગીનો મોટામાં મોટો ગુણ છે. ફ્રાઉડે લખ્યું છે કે એક ઝાડને ફ્લ અગર ફળ આવે તે પહેલાં જમીનમાં તેનાં મૂળ દૃઢ બાઝવાં જોઈએ. પોતાના માનને ખાતર, અન્યની સખાવતથી અગર અકસ્માત્‌માં સ્વતંત્ર રહેવા માટે માણસે પોતાના ઉપર આધાર રાખતાં, ટગાર રહેતાં શીખવું જોઇએ. આજ પાયા ઉપર ઇચ્છવા લાયક, માનસિક વિકાસની ઇમારત બાંધી શકાય.

જે સ્વસન્માન વડે, માણસ હલકાઈથી દૂર રહે છે અને અપમાન તથા ધિક્કારથી મુક્ત રહે છે તેવી સ્વસન્માનની વૃત્તિ દરેક યુવકે રાખવી જોઈએ.

જાડાની પાછળ પડતા નહિ. તેને જેમને તેમ રહેવા દો અને એની મેળે એનો અંત આવશે. લાયમન બીચર કહે છે કે હું ઉચ્ચ ચરિત્રનો ઉપયોગ વધારે કરી શકું. ઉચ્ચ ચરિત્ર ઉપરનો મારો વિશ્વાસ ઠગાઈથી કોઈ ઉડાવી શકે એમ નથી.

લા રોશફોકોલ્ડ કહે છે કે એક જાતનો આંતર ઉત્કર્ષ એવો છે, જેનો દોલત ઉપર આધાર નથી. તે એક જાતનો એવો દેખાવ છે જેથી આપણે એક બીજાથી જૂદા પડી જઇએ છીએ અને તેથી મહાન્ બાબતો માટે આપણે નિર્માણ થતા હોઈએ એમ જણાય છે. વળી, તેથી આપણી પોતાની કિંમત આપણે પોતેજ અણધારી રીતે આંકીએ છીએ આ ગુણથી બીજાઓ તરફથી આપ-

ણુને સન્માન મળે છે અને તે વડે સામાન્ય રીતે જન્મ, ગૌરવ અગર લાયકાત કરતાં પણ વધારે ઉચ્ચપદ ઉપર આપણે મૂકાઇએ છીએ.

વેબસ્ટર કહે છે કે છીછરા મનના ઢોંગીઓજ નામાંકિત કુળને અંગત લાયકાત તરીકે ગણે છે અને અપ્રસિદ્ધ કુળને અંગત નિંદાનું કારણ ગણે છે. જે માણસને પોતાની જાતથી શરમાવા જેવું નથી તેને પોતાની આગલી સ્થિતિથી શરમાવા જેવું નથી. ઘણાં વર્ષ પહેલાં જ્યારે ન્યુહેમ્પશાયરની ઢંગધડા વગરની ચિમનીમાં પહેલો ધૂમાડો નીકળતો હતો અને બરફવાળી ટેકરીઓ ઉપર ફેલાય જતો હતો, જ્યારે તેની અને કેનેડાની નદીઓ ઉપરનાં સંસ્થાનો વચ્ચે ગોરાં માણસના રહેઠાણનું આવું કાંઇપણ પ્રમાણ નહોતું તેવે સમયે ન્યુહેમ્પશાયરના બરફના ઢગલા ઉપર ઉભી કરેલી ઓરડીમાં જન્મ્યાનો મને વિચાર આવ્યો.

તેનું ખંડેર હજુ પણ છે. હું દર વર્ષે ત્યાં જાઉં છું. હું મારાં છોકરાંને ત્યાં લઇ જાઉં છું અને તેમના પૂર્વજોને કેટલાં સંકટ પડયાં હતાં તે શીખવું છું. આ જૂના, અસલના કુટુંબનિવાસ વિષે જે સઘળું હું જાણું છું તેની સાથે જે મૃદુસ્મરણ, એક સંબંધની ગાંઠ, બાળપણના પ્રેમ અને વૃત્તાંતો તથા બનાવો જોડાયલા છે તેનો વિચાર કરતાં મને આનંદ થાય છે. તે વખતે જેઓ ત્યાં વસતા હતા તેમાંનું કોઇ પણ હાલ જીવતું નથી તેનો વિચાર કરતાં મને રડવું આવે છે જેણે તે રહેઠાણ ઉભું કર્યું, જંગલી લોકોના અત્યાચાર અને વિનાશક વૃત્તિથી જેણે બચાવી લીધું, જેણે આ મકાનમાં ઘરનાં સઘળાં સુખ સગવડ માટે કાળજી રાખી અને રાજવિપ્લવ–ઉથલપાથલની સાત વર્ષની લડાઇની ખાનાખરાબીમાં જેણે કોઇપણ શ્રમ, કોઇપણ ત્યાગની પોતાના દેશનીસેવા માટે કે

પોતાનાં કરતાં પોતાનાં બાળકની સ્થિતિ વધારે ઉન્નત કરવા માટે, કચાશ રાખી નહિ તેને માટે પ્રીતિયુક્ત સન્માન દર્શાવવામાં હું નિષ્ફળ જાઉં તો મારૂં અને મારા વંશનું નામ માનવજાતિમાંથી ભલે ભૂસાઇ જાઓ.

તકરાર કરતાં કુરેને કહ્યું, મેં મારી સઘળી કાયદાની ચોપડીઓનો અભ્યાસ કર્યો છે અને સામા પક્ષનો વકીલ જે સિદ્ધાંત માટે તકરાર કરે છે તેવો સિદ્ધાંત કોઇ ઠેકાણે નિર્ણીત થયો હોય તેવો એક પણ કેસ મને માલૂમ પડયો નથી.

જજ રૉબિન્સન જે તેનાં કેટલાંક ખરાબ રીતે લખાયલાં ખુશામત અને આક્ષેપોથી ભરપૂર ચોપાનીયાં વડે આ જગા સુધી ચઢી ગયો હતો તે વચ્ચે બોલી ઉઠયો કે, મિ. કુરેન મને વહેમ છે કે કાયદાની તમારી લાઇબ્રેરી સંકુચિત છે. તે વકીલે શાંતિથી અને જજની સામે દૃઢતાથી નજર કરી કહ્યું, સાહેબ હું ગરીબ છું એ વાત ખરી છે અને તેથી મારે મારી લાઇબ્રેરી સંકુચિત કરવી પડી છે. મારે ઘણી ચોપડીઓ નથી પણ પસંદ કરેલી છે અને યોગ્ય ક્રમ અને વ્યવસ્થાથી મેં તે વાંચી છે એમ હું ધારૂંછું. ઘણી પણ ખરાબ ચોપડીઓ લખવાને બદલે થોડી સારી ચોપડીઓનો અભ્યાસ કરી મેં આ ઉચા ધંધા માટે તૈયારી કરી છે. હું ગરીબીથી શરમાતો નથી પણ પૈસા મેળવવા માટે દાસત્વ અને લાંચ જેવા હલકાં કામ હું કરૂં અને મને પૈસા મળે તો હું તે પૈસા મેળવીને પણ શરમાઉં. હું જો કોઇ પદવી ઉપર નહિ ચડું તો પણ હું પ્રમાણિક તો રહીશ અને કદાચ હું પ્રમાણિક નહિ રહું તો ઘણાએ દાખલા ઉપરથી મને માલમ છે કે ખરાબ રીતોથી થયેલી ચઢતીથી હું કદાચ બહુ જાહેરમાં આવીશ પણ બધા તરફથી જાહેર રીતે તેજ કારણથી હું તિરસ્કારને પાત્ર થઇશ.

માઇકલ રેનલ્ડ્સ કહે છે સ્વાશ્રય એ ચારિત્ર્યનો ઘણોજ સરસ ઉત્કૃષ્ટ અંશ છે. મોટી મોટી ફતેહ તે વડે મળે છે. દુનિયાના સ્મરણમાં રહેવાનો દિવ્ય હક્ક જેમણે મેળવ્યો છે તેવા માણસો સાથે સંબંધ જોડાવાના પ્રસંગ સ્વાશ્રયથીજ પ્રાપ્ત થાય છે.

સ્વવિશ્વાસ અને સ્વમાનથી શક્તિનું જે ભાન થાય છે તે બીજા કશાથી થતું નથી. પોતાના ઉપર આધાર રાખનારમાં જે ઉચ્ચ સ્વાભિમાન પ્રકાશે છે તે

નબળાં, બીજા ઉપર ટેકો રાખતાં. અદઢ અને નિશ્ચય વગરનાં
જાણતાં નથી અને જાણી શકે પણ નહિ.
તેને રાજપદ મળ્યું છે તેનો તેને આનંદ નથી
પણ રાજપદ મેળવવાની પોતાનામાં શકિત છે
તેનો તેને આનંદ છે.
સૌથી પહેલી મહત્વની બાબત એ છે કે
તને સાચું લાગે તે કરવું,
જાત ઉપર વિશ્વાસ રાખવો
અને જેમ રાત્રી પછી દિવસ આવે છે તેની ખાતરીથી
તું કોઇપણ મનુષ્યનો દ્રોહ કરીશ નહિ,
તું કોઇપણ મનુષ્ય આગળ જૂઠો પડીશ નહિ.



# પ્રકરણ ૧૪ મું.

## પૈસા કરતાં પણ મોટું કાંઇક છે.

તેઓ તને ધનવાન કહે છે, હું તને ગરીબ કહું છું; કારણ કે તું જો તારા ધનના સંચયનો ઉપયોગ કરી શકે નહિ અને ફક્ત તારા વારસોને માટેજ બચાવી રાખે તો તે સંચય ત્હારો નથી પણ તેમનો છે. **કાઉપર.**

પૈસાનીજ કિંમત છે એમ ગણી જીંદગી બરબાદ કરવામાં આવે તો પછી બરબાદ ગયેલી જીંદગીને પૈસાની કિંમત રહેતી નથી. **જાપાનિઝ કહેવત.**

"પ્રીતિ વગરની સ્વાર્થમય જીંદગી ગાળ્યા પછી ભલેને એક મોટો રોજો બાંધવામાં આવે પણ તેના કરતાં ઉપયોગી આત્મત્યાગપૂર્ણ જીવન પછી, સસ્તું, હલકું કફન અને સાદી મૃત્યુક્રિયા થાય એ વધારે સારૂં છે."

પૈસો સુખ આપી શકે છે? તપાસ કરો. આનંદમાં, વૈભવમાં અને ભભકામાં પણ કેટલું દુઃખ રહેલું હોય છે? **યંગ.**

જરૂરીયાતો થોડી હોય અને તેનો આધાર પણ પોતાના ઉપરજ હોય તો એના જેવું સુંદર શું? **એમર્સન.**

જેમ આપણી જરૂરીયાતો ઓછી તેમ આપણને અને દેવોને સામ્ય વધારે રહે છે. **સોક્રેટિસ.**

ઉદાર, ઉમરાવ દિલના બનવું—આથી જે મોટાપણું બીજા માણસોમાં મૃત અવસ્થામાં નહિ પણ સુષુપ્તિમાં રહેલું છે તે તમામ સાથે જાગ્રત થશે અને તમારા મોટાપણાનો આદર કરશે. **લોવેલ.**

---

ફ્રાન્સના પ્રથમ રાજવિપ્લવના સમયમાં ચિત્રકાર ગ્રુઝ દરેક સવારે પોતાની છોકરીને પૂછતો, હાલ રાજા કોણ છે? પછી તે પોતેજ ઉમેરતો કે આ ક્ષણિક રાજાઓ કરતાં હોમર અને રેફેલના નામ વધારે ટકશે.

એક અમીરે સીસરોને કહ્યું, તમે તો સામાન્ય લોકસમૂહમાંના છો. મહાન્ રોમન વક્તાએ કહ્યું, હા, હું સામાન્ય લોક સમૂહમાંનો છું. મારા કુટુમ્બની કુલીનતાની શરૂઆત મારાથીજ થાય છે. તમારી કુલીનતાનો તમારી સાથેજ અંત આવશે. જેનું જીવન નિષ્ફળ ગયું છે તે માન અગર પ્રતિષ્ઠા મેળવવાને લાયક નથી અને જે માત્ર ખાનપાન મેળવવાને માટે, પૈસા મેળવવાને માટે જીવે છે તે ફતેહ મેળવી શકતો નથી. તેના જીવનથી જગત્માં કોઇ સારો ફેરફાર થતો નથી. તેણે કોઈ ખિન્ન મુખમુદ્રા ઉપરથી કદી આંસુ લોહ્યું નથી. ઠંડી પડી ગયેલી લાગણીમાં તેણે કદી અગ્નિ ચેતાવ્યો નથી. તેના હૃદયમાં માંસ નથી, મૃદુતા નથી. પૈસા સિવાય બીજા કોઇ દેવને તે પૂજતો નથી. ધારો કે એડમ ચાર હજાર વર્ષ પહેલાં થઇ ગયો હતો અને તે આજે જીવતો હોત તથા તે પોતાના જીવનમાં દરરોજ બેન્કમાં વ્યાજ વગર ૫૦ ડોલર જમા કરતો ગયો હોય તો પણ જે ગુલ્ડ પોતાના મરણ સમયે જે પૈસા મૂકી ગયો હતો તેના કરતાં તેની પાસે ઓછા પૈસા હોત છતાં ગુલ્ડની જીંદગી ફતેહમંદ નહોતી. તેની કારકીર્દી યુવાન્ વર્ગ આગળ આદર્શ તરીકે મૂકાય તેવી નહોતી.

એક જૂના તત્વવેત્તાએ પોતાના શિષ્યોને પૂછ્યું હતું કે આપણી પાસે રાખવા લાયક વધારે સારામાં સારી ચીજ કયી છે? એકે કહ્યું, મીઠી નજર કરતાં કશું સારૂ નથી. આ અલંકારિક ઉત્તરનો અર્થ કરીએ તો, ઉદાર અને સંતોષી વૃત્તિ કરતાં વધારે સારૂં કશું નથી એ થાય. બીજાએ કહ્યું કે સારા સોબતી જેવી જગત્માં કોઇ ચીજ નથી. ત્રીજાએ સારા પડોસીની અને ચોથાએ શાણા મિત્રની પસંદગી બતાવી પણ ઇલિયાઝરે કહ્યું એ સઘળા કરતાં "**સારૂં હૃદય**" ઉત્તમ છે. ગુરૂ બોલ્યા ખરી વાત, બીજા-

એએ જે કહ્યું તેનો તેં બે શબ્દમાં સમાવેશ કર્યો છે; કારણ કે જે સંતોષી રહેશે તેજ સારો સોબતી, સારો પડોશી થઇ શકશે અને પોતાને શું કરવું યોગ્ય છે એ તેજ જોઇ શકશે.

ડેન્માર્કની રાણી કેરોલાઇન મૅટિલ્ડાએ પોતાની હીરાની વીંટીથી પોતાના કેદખાનાની બારી ઉપર લખ્યું હતું કે, હે પરમેશ્વર, મને પોતાને નિર્દોષ રાખજે. બીજાંને ભલે મહાન્ બનાવજે.

પીયર નામના ફ્રેન્ચ છોકરાએ એક માણસને પીળા અક્ષર વાળી એક જાહેર ખબર શોધતાં જોયો. મેડમ મૅલિબ્રાન આજ રાત્રે સંગીત રજુ કરશે એમ તેમાં જણાવવામાં આવ્યું હતું. તેના મનમાં થયું કે તે સાંભળવા મારાથી જઇ શકાય તો કેવું સારૂં? પણ ઘરમાં ખાવા માટે રોટલીનો એક ટુકડો પણ નહોતો અને આખા દિવસમાં તેણે જરા પણ ખાધું નહોતું. તેની ગરીબ બિમાર માતાને એક નારંગી લાવીને આપવાથી તેને કેવું સારૂ લાગશે, કેવું સુખ થશે. એક નાની પેટીમાંથી તેણે ડાઘાવાળો કાગળનો એક કકડો લીધો. પોતાની ઉંઘતી માતા તરફ તેણે નજર કરી અને લંડનના મહેલ્લામાં તે ચાલી નીકળ્યો.

મૅલિબ્રાને પોતાના નોકરને પ્રશ્ન કર્યો, મારે માટે કોણ રાહ જૂએ છે એમ તેણે કહ્યું? મને હવે લોકોને મળવાનો કંટાળો આવે છે. નોકરે જવાબ દીધો, તમને મળવા આવનાર પીળાં ઝુલફાંવાળો એક નાનો છોકરો છે. તે કહે છે કે તે તમને થોડું મળવા ધારે છે. તે વળી કહે છે કે તેને મળવાથી તમને દિલગીર થવું પડશે નહિ. તમારે તેની સાથે વધારે રોકાવું પડશે નહિ તે મહાન્ ગાનારે સ્મિત કરી કહ્યું, વારૂં, ત્યારે તેને આવવા દે. છોકરાંને હું ના કહી શકું નહિ.

પીયરે બોલવાનું શરૂ કર્યું. "મારી માતા ઘણી બિમાર છે

તેથી હું તમને મળવા આવ્યો છું. ખોરાક અને દવા પણ મેળવવાની અમારી શક્તિ નથી. મને એમ વિચાર આવ્યો કે તમે મારૂં રચેલું એક સંગીત તમારા કોઈ મહાન્ જલસામાં ગાઓ તો કોઈ પ્રકાશક તે થોડાક પૈસા માટે ખરીદી લે અને તેથી મારી માતાને ખોરાક અને ઔષધ મળી શકે " મૅલિબ્રાને તે રાગ મનમાં ગાઈ જોયો. તેણે તે છોકરા સામે ધ્યાન સાથે નજર કરીને પૂછ્યું, "તેં, એક છોકરાએ આ સંગીત રચ્યું છે? આ શબ્દો હારા છે? મારા જલસામાં તું આવીશ?" "હા, હું આવું તો ખરો પણ મારી માતાને મૂકીને મારાથી અવાય એમ નથી." "આજની સાંજ તારી માતાની સંભાળ માટે કોઈકને હું મોકલીશ લે આ એક ક્રાઉન, તેમાંથી તું ખોરાક અને દવા લાવજે. જલસાની આ એક ટિકેટ પણ લે. આજ રાત્રે આવજે. આ ટિકેટથી મારી નજીકમાં તને જગ્યા મળશે."

પીયર પોતાની માતા માટે કેટલીક નારંગી અને બીજી કેટલીક મીઠી ચીજો ખરીદી લાવ્યો અને તે રાત્રીએ તે કોન્સર્ટમાં ગયો. બેન્ડે ઉદ્વેગદર્શક એક નાનો રાગ ઉપાડયો અને મેડેમ મૅલિબ્રાને પોતાની મીઠી અને હૃદયદ્રાવક જબાન છોડી દીધી. પીયરને ઘણોજ હર્ષ થઇ આવ્યો; પણ તે વિશાળ શ્રોતામંડળમાં ઘણાની તેજોમય આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. બીજે દિવસે તેના સાધારણ મકાનનાં બારણાં ઉઘડયાં. મૅડેમ મૅલિબ્રાને તેનાં પીળાં ઝુલફાં ઉપર હાથ રાખી તેની માતાને કહ્યું, "સન્નારી, તમારા આ નાના બાળકે તો સારા પૈસા પેદા કર્યા છે. લંડનના સારામાં સારા પ્રસિદ્ધકર્તાએ તેના નાના સંગીત માટે ૩૦૦ પૌંડ આપવા માગણી કરી છે અને વેચાણમાંથી અમુક રકમ મેળવ્યા પછી પીયર તેના નફાનો ભાગીદાર થશે. ઇશ્વરનો આભાર માનો કે ઇશ્વરે તમારા

બાળકને એક ઉત્તમ બક્ષિસ આપી છે." તે છોકરો ઘુંટણીએ પડયો અને જે માયાળુ હૃદયે ગરીબો માટે આટલી બધી લાગણી બતાવી હતી તેને અનુગ્રહ કરવા ઇશ્વરને તેણે પ્રાર્થના કરી અને જ્યારે થોડા વર્ષ પછી મૅલિબ્રાન મરણ પામી ત્યારે તેના તકીયા આગળ રહી તેની છેલ્લી ક્ષણોમાં આનંદ આપનાર તે વખતે ધનવાન થયેલો સંગીત રચનાર પીયરજ હતો. જ્યારે કોઇ માણસ મરી જાય છે ત્યારે લોકો પૂછે છે કે તેણે તેની પોતાની પાછળ શી મિલ્કત મૂકી છે? પણ ઇશ્વરના પાર્ષદ તેમને મળતાં પૂછે છે કે તારા અહીં આવવા પહેલાં કેટલાં સારાં કામ તેં કર્યાં છે?

એડિનબરોમાં એક દિવસ કકડતી ટાઢ પડી હતી. તે દિવસે કંગાળ, સૂકાયલા ચ્હેરાવાળા, ઉઘાડા રાતા પગ અને ચીંથરેહાલ એક છોકરાએ એક સદ્ગૃહસ્થને કહ્યું, 'સાહેબ, થોડીક દીવાસળી ખરીદશો?' તે ગૃહસ્થે જવાબ દીધો, "ના મારે તેની જરૂર નથી" પણ તે નાના છોકરાએ કહ્યું કે 'એક પેટીની કિંમત માત્ર પેનિજ છે.' 'પણ મારે તે જોઇતી નથી.' પછી તે છોકરાએ કહ્યું, 'ત્યારે એક પેનિની બે પેટી લ્યો.'

એક અંગ્રેજી પત્રમાં આ વાત કહેનાર સદ્ગૃહસ્થ કહે છે કે તેને દૂર કરવા માટે મેં એક પેટી ખરીદી પણ તેને પૈસા આપવા માટે મેં તપાસ કરી તો માલૂમ પડયું કે મારી પાસે પરચુરણ હતું નહિ; તેથી મેં કહ્યું કે હું કાલે પેટી લઇશ.

તે છોકરો વળી કહેવા લાગ્યો. અરે, આજેજ લ્યો. હું હાલ તમને પરચુરણ લાવી આપું છું, કારણ કે હું ઘણો ભુખ્યો છું. આથી મેં તેને એક શીલિંગ આપ્યો એટલે તે પરચુરણ લેવા દોડયો. મેં તે છોકરાની ઘણી રાહ જોઇ પણ તે આવ્યો નહિ. પણ તે છોકરાના ચ્હેરા ઉપર કાંઇક એવી છાપ હતી કે જેથી

મને તેના ઉપર વિશ્વાસ હતો, આથી મને તેને વિષે કાંઇ ખોટો વિચાર આવ્યો નહિ.

સાંજે મોડા, એક નોકર આવ્યો અને મને કહ્યું કે એક છોકરો તમને મળવા ધારે છે. જ્યારે તે છોકરાને લાવવામાં આવ્યો ત્યારે મને માલમ પડયું કે શીલિંગ લેનાર છોકરાનો તે નાનો ભાઇ હતો. તે તેના કરતાં પણ વધારે ચીંથરેહાલ, પાતળો અને કંગાળ હતો. તે તેના ચીથરાંમાં કાંઇક ખોળવા લાગ્યો, અને પછી બોલ્યો સૅન્ડિ પાસેથી તમે દીવાસળી લીધી હતી? લ્યો, ત્યારે તમારા શીલિંગમાંના ચાર પેન્સ. સૅન્ડિથી અવાય તેમ નથી. તેને ઠીક નથી. એક ગાડું તેના ઉપર ફરી વળ્યું છે. તેણે તેની ટોપી, દીવાસળીની પેટીઓ અને તમારા ૧૧ પેન્સ ગુમાવ્યા છે. તેના બન્ને પગ ભાગી ગયા છે. તેને જરા પણ ઠીક નથી. દાકતર કહે છે કે તે બચશે નહિ. આટલુંજ મારાથી અપાય તેમ છે. તે છોકરો ડસકે ડસકે રડવા લાગ્યો. મેં તે છોકરાને ખાવાનું આપ્યું અને તેની સાથે સૅન્ડિને જોવા ગયો.

મને માલમ પડયું કે આ નાના છોકરાં એક કંગાળ નિશો કરનાર ઓરમાન માની સાથે રહેતાં. તેમનાં પોતાનાં માતપિતા મરણ પામ્યાં હતાં.

છોડીયાંના એક ઢગલા ઉપર બિચારા નાના સૅન્ડિને મેં પડેલો જોયો. હું જેવો અંદર ગયો એટલે તરત તેણે મને ઓળખ્યો અને બોલ્યો સાહેબ, મને પરચુરણ મળ્યા પછી હું પાછો આવતો હતો. પછી ઘોડાએ મને લાત મારી. મારા બન્ને પગ ભાગી ગયા. રૂબી, નાના રૂબી, મને ખાતરી છે કે હવે હું બચીશ નહિ; અને હું જઇશ એટલે તારી સંભાળ કોણ લેશે? રૂબી તું શું કરીશ?

મેં તે દુઃખી થતા બાળકનો હાથ લીધો અને તેને કહ્યું, હું, રૂબીની હમેશાં સંભાળ લઇશ. તે મારી વાત સમજ્યો અને મારો આભાર માનતો હોય એમ જણાયો. તેની ભૂરી આંખમાંનું તેજ લુપ્ત થઇ ગયું અને એક પળમાં

માતાની છાતીપર સૂતેલા બાળકની પેઠે
પ્રભુના પ્રકાશમય વાતાવરણમાં દાખલ થયો:
અહીં દુષ્ટો તરફનાં કોઈ વિઘ્ન નથી
અને થાકેલાઓને વિશ્રાંતિ મળે છે.

જખમી થયેલા અને મરણ પામતા દીવાસળી વેચનાર આ નાના છોકરામાં પરમેશ્વરે એક ઉત્તમ ભાવના મૂકી હતી. તે ક્યાં જવાનો હતો તેની તેને ઓછી ખબર હતી પણ પોતાની ગાડીઓ આગળથી તેને ધૂનકારી કાઢનારમાંના ઘણાં કરતાં, જે સદ્‌ગુણોનું સ્વર્ગ બનેલું છે તેવા સદ્‌ગુણ–પ્રમાણિકતા, સત્ય, મનનું મોટાપણું, સચ્ચાઇ, ખરાપણું એ વિષે તેને વધારે જ્ઞાન હતું.

પૂરથી ભરપૂર આડિજ નદીએ વેરોનાનો પૂલ ફેંકી દીધો હતો. માત્ર એકજ કમાન રહી હતી તે વખતે કાઉન્ટ સ્પોલવે લેરીનીએ કહ્યું હતું કે: પેલાં કમનસીબ લોકોને બચાવવાને હિમ્મત ધરશે તેને હું સો ફ્રેન્ચ લુઇ આપીશ. આ વિભાગમાં એક ઘર હતું. ઘરના પાયા ધસમસી રહ્યા હતા. બારીઓમાંથી તેમાંના લોકો મદદની માગણી કરતા હતા. એક યુવાન્ ગામડીયાએ એક હોડી લીધી અને રેલમાં ઝૂકાવી. ઘરની કમાનને ટકાવી રાખનાર થાંભલા આગળ તે ગયો. પોતાની નાની હોડીમાં આખા કુટુમ્બને તેણે લઇ લીધું અને જમીન ઉપર સહીસલામત ઉતાર્યું. કાઉન્ટે કહ્યું, બહાદૂર યુવાન્ ઘણા આનંદ સાથે હું તને આ પૈસા આપું છું. તે યુવાને કહ્યું, હું પૈસા નહિ લઉં. હું મારી જીંદગી વેચતો નથી. આ

ગરીબ કુટુંબને પૈસાની જરૂર છે, તેને તે પૈસા આપો.

વિજેતા વિલિયમના મોટા છોકરા રોબર્ટ ડયુક ઑફ નોર્મન્ડિને એક ઝેરી તીર લાગ્યું હતું. કોઇ માણસ તેના ઘામાંનું વિષ ચૂસી લે તોજ તે બચે એમ તેના તબીબોએ જણાવ્યું હતું. આવી મદદ રૉબર્ટને મેળવવી નહોતી, પણ ડયુક સૂઇ રહ્યો હતો તે સમયમાં સિબિલાએ ઘા ચૂસી લીધો અને પોતાના ધણીને બચાવવા માટે પોતાના પ્રાણનો તેણે પરિત્યાગ કર્યો.

સાવાનાના પીળા તાવની મહામારીમાં દવાની એક આગેવાન વખારમાંનાં સઘળાં માણસ નાઠાં. એક યુવાન્ કારકૂનેજ પોતાની જગા ઉપરથી ખસવા ના પાડી. તેના મિત્રોએ ઘણું કહ્યું પણ માન્યું નહિ અને માલિકે બારણાં બંધ કરવાનો હુકમ કર્યો ત્યાં સૂધી તે રહ્યો. તરતજ તે બીજા સ્ટોરમાં ગયો. ત્યાં તે રાત દહાડો કામ કરવા લાગ્યો. સૂવા માટે તે પોતાનાં કપડાં પણ ઉતારતો નહિ અને જમવામાં પણ ઘણો થોડો સમય લેતો. આ દુકાનના માલિકને તાવ લાગુ પડયો અને તેના મરતાં સૂધી આ છોકરાએ તેની ચાકરી કરી. તે પછી રસોઇ કરનારને તાવ આવ્યો. તેણે તેની ચાકરી કરી અને તેને બચાવી. આ વખતે પોતાના અંતરના મિત્રને બિમારી લાગી કારકૂન પોતાનું કર્તવ્ય ચૂકયો નહિ અને તેને સાજો કર્યો. આ વખતે તેને પણ દુષ્ટ પ્લેગ લાગુ પડયું.

તેની ચાકરીથી જે યુવાન્ સાજો થયો હતો તેણે પોતાની આભારવૃત્તિ દર્શાવી. રાતદહાડો તેણે તેની ચાકરી કરી. તેની શક્તિના પ્રમાણમાં આ ચાકરીનું કામ મુશ્કેલ હતું. તેના જે મિત્રો તેની નજીકમાં આવતા નહિ તેને મોકલેલા સંદેશામાંનો છેલ્લો એ હતો કે "હું છેવટ સૂધી તેની ચાકરી કરીશ. આજ રાત્રે હું ઉંઘીશ નહિ." તે રાત્રે બન્ને મરણ પામ્યા.

મેમ્ફિસની તેવીજ મહામારીમાં સંકટ નિવારણ કમિટીના સભાસદોને ઘણી મહેનતે પણ માંદાની ચાકરી કરનાર માણસ મળતા નહિ આવા વખતમાં ખડબચડા ચહેરાવાળો, ટુંકડીયા વાળ અને રગસીયા ચાલવાળો એક માણસ તબીબ પાસે ગયો અને કહ્યું કે હું નર્સ તરીકે કામ કરવા ખુશી છું.

દાક્તરે તેની સામે બારીકીથી જોયું. તે કામ કરવાને તે કોઇ પણ રીતે લાયક નથી એમ તેણે અનુમાન બાંધ્યું. તેણે તેને કહ્યું, તમારી જરૂર નથી. તે અજાણ્યા માણસે આગ્રહ કર્યો. 'હું ચાકરી કરવા માગું છું. એક અઠવાડીયા સુધી મારી અજમાયશ લો. મારૂં કામ તમને પસંદ ન પડે તો તમે મને રજા આપજો. કામ પસંદ પડે તો તમે મને પૈસા આપજો.'

ડૉકટરે કહ્યું, 'ઘણું સારૂં, હું તમને કામ ઉપર ચઢાવીશ પણ ખરૂં પૂછો તો તેમ કરતાં મને સંકોચ થાય છે.' તેણે સ્વગત વિચાર કર્યો, હું તેના ઉપર નજર રાખીશ.

પણ તે માણસને કોઇની પણ નજરની જરૂર નહોતી એ તેણે તરતજ સાબિત કરી આપ્યું. આ બહાદૂર મંડળમાં સારામાં સારી કિંમતી ચાકરી કરનાર તેજ હતો તે તેણે બતાવી આપ્યું. કામ કરતાં તે થાકતો નહિ. તેનામાં આત્મત્યાગનો મહાન્ સદ્ગુણ હતો જયાં મરકીનું જોર સખ્તમાં સખ્ત હતું ત્યાં તે વધારેમાં વધારે સખ્ત કામ કરતો. રોગથી દુઃખી થતા અને મરણની અણી ઉપર આવેલા તેને પૂજતા. જેની કોઇ દરકાર કરતું નહિ, જેને સર્વ ભૂલી જતા તેમને તેનો ખડબચડો ચહેરો પણ દેવદૂત જેવો લાગતો.

વળી પગારને દિવસે તે એવું વિચિત્ર વર્તન બતાવતો કે બીજે રસ્તે લોકો તેની પાછળ જતા. તેમને માલમ પડયું કે તે એક અપ્રસિદ્ધ જગાએ જતો. પીળા તાવની બિમારીમાં સપડાયલા

લોકોના લાભ માટેની સંકટનિવારણ પેટીમાં અઠવાડિયાની પોતાની સઘળી કમાણી તે મૂકતો. થોડા વખત પછી તે માંદો પડયો અને પ્લેગથી મરણ પામ્યો. તે કોણ હતો તે તેણે જણાવ્યું નહોતું અને જ્યારે તેનું શરીર તેની નામ વગરની કબર માટે તૈયાર કરવામાં આવ્યું ત્યારે તેના શરીર ઉપર એક ભૂરૂં, આસમાની ચિહ્ન જોવામાં આવ્યું. 'આથી માલમ પડયું કે જોનને દેહાંતદંડને પાત્ર ગુન્હેગાર તરીકે કામ દેવામાં આવ્યો હતો.

૧૬૭૬ માં પ્લેગ લંડનથી ડર્બિશાયરના, ટેકરીઓમાં લપાયલા એક સુન્દર ગામ એયમ સૂધી ફેલાયું હતું. લોકો નાશી જવાને તૈયાર થયા હતા. તેવામાં ત્યાંના પાદરી રેવરંડ વિલિયમ મોંપ્સને ત્યાંજ રહેવાનો નિશ્ચય બતાવ્યો અને પોતાની મુજબજ ચાલવાને બધાંને સલાહ આપી. તેણે કહ્યું કે પ્લેગ આપણામાં દાખલ થઇ ગયું છે અને જ્યાં જઇશું ત્યાં આપણે ચેપ સાથે લઇ જઇશું એવો સંભવ છે, બીજી જગાઓના લોકોમાં જઇ ભરાવું અને ત્યાં જોખમ દાખલ કરવું એ એક સ્વાર્થમય નિર્દયતાનું કામ છે. પોતાની રાજી ખુશીથી સર્વેએ તેની સલાહ સ્વીકારી, અને સાત મહિના સૂધી મોંતની સામાં, ત્રાસજનક મહામારીના સામાં ઉભાં રહ્યાં. પાંચમાંથી ચાર માણસોનો નાશ થયો હતો. નર્સ અને પાદરીનાં સઘળાં કામ, પોતાના સઘળા બળ અને પરિશ્રમ સાથે, મોંપ્સન કરતો. તેને પોતાને કાંઇ ઇજા થઇ નહિ પણ તેની પતિભક્તિમાન્ સ્ત્રી, જે તેના કામમાં ઘણી સારી મદદ કરતી તેના મોંતની ધાર્મિક ક્રિયા કરવાનો તેને વખત આવ્યો. અર્લ ઓફ ડર્બિશાયરની મારફત, દૂરથી ખોરાકની ચીજો લાવવામાં આવતી અને એયમની ટેકરીઓ ઉપર મૂકવામાં આવતી. લોકો તેજ જગાએ પૈસા પણ મૂકી જતા. આ તેમના આત્મસમર્પણને લીધે આજુબાજુના કોઇપણ ગામડામાં પ્લેગનો એક પણ કેસ બન્યો નહિ.

અમુક માણસો કેવો ધંધો કરે છે અગર તે માણસમાં ખરી રીતે શું છે તે જોવાને બદલે તે શું ખરીદી શકે છે તે જોઇ માણસની કિંમત આંકવાનું ધોરણ હલકું છે. લક્ષાધિપતિની ઇંટો ઉપાડવાથી લથડીયાં ખાતો માણસ લક્ષાધિપતિ કરતાં લાખ દરજ્જે ઉચ્ચ હોઇ શકે. મજૂરની ઉચ્ચ પ્રકારની વાત અને ઉચ્ચ રહેણી કરણીથી જે વાતાવરણમાં રહે છે તે માલમ પડી આવે છે તથા તેના આ જીવન તથા તેના માલિકના જીવનમાં આસમાન જમીનનો ફેર હોઇ શકે. જગતમાં મળતી મોટામાં મોટી ફતેહ પારલૌકિક દ્રષ્ટિએ મોટામાં મોટી નિષ્ફળતા હોઇ શકે.

રિચમંડ શરણે આવ્યા પછી, પ્રેસિડંટ લિંકને જ્યારે પોતાની ટોપી ઉતારી અને ભૂતપૂર્વ કાળા ગુલામને તેણે મૌન નમન કર્યું ત્યારે અમીરી જગતને કેટલો આંચકો લાગ્યો હતો ! સ્વાતંત્ર્યનું જાહેરનામું બહાર પડયા પછી અનેક અજ્ઞાન હબસીનાં મ્હોંમાંથી ઉત્સાહપૂર્વક ઉદ્‌ગાર નીકળ્યા: માસા લિંકન, પ્રભુ તમારૂં ભલું કરશે.

એ એક જાણવા જેવી બાબત છે કે પૈસા મેળવવાના આ જમાનામાં સમાજમાં એક ગરીબ ગ્રંથકર્તા, એક ચીંથરેહાલ કલાવિદ્ અગર કોટની ચોળાયલી બાંહ્યવાળા, કોલેજના પ્રેસીડંટની પદવી વધારે ઉંચી હોય છે અને ઘણા લક્ષાધિપતિઓ કરતાં પત્રોમાં તેમને માટે વધારે લેખ પ્રકટ થાય છે. આનું કારણ પૈસા મેળવવાની ખરાબ અસર અને શુદ્ધ માનસિક ઉદ્યોગની ઉપકારક અસર એજ છે. એક નિયમ તરીકે ધનના જગતમાં, આર્થિક જગતમાં દરેક મોટી ફતેહનો અર્થ, સેંકડો વિરોધીઓની ખરાબી અને દુ:ખ એજ હોય છે. બુદ્ધિ અને ચારિત્ર્યના જગતમાં દરેક ફતેહ સમાજને મદદગાર અને લાભજનક થઇ પડે છે. ચારિત્ર્યની છાપ કોઇને કોઈ ચીજ ઉપર હોય છે અને આ નહિ ભૂસાય તેવી છાપથી સઘળાં

માણસ અને તેમના સઘળા કામની જે ખરી કિંમત માત્ર હોય છે તેજ અંકાય છે.

ડૉ. હુંટર કહેતા કે જે માણસ મોટા માણસ થવા માગે છે, તે મોટો માણસ હોતો નથી. પોતાની જાત અને પોતાનાં લક્ષણ પોતાના કામમાં ઉતાર્યાં વગર કારીગરોને ચાલેજ નહિ. હલકો કારીગર સદ્‌ગુણનું ચિત્ર ચીતરીજ શકે નહિ. હલકાં, ઠાઠમાઠવાળાં, કાસકુસીયાં, અત્યંત લાગણીવાળાં, નાજુક, સઘળાં તેના ચિત્રમાં આવે છે અને તે તેની પોતાની જીંદગીનો ખ્યાલ આપે છે.

એક વૃત્તિ જે પોતાનામાં નહોતી તે વિષે લખતાં બાયરન જણાવે છે કેઃ—

સુવર્ણની લાલસા જે ભિક્ષુકનો દુર્ગુણ છે;
જે હલકામાં હલકાં માણસોનેજ માત્ર મુઝાવી શકે છે.

હલકામાં હલકાં માણસને બદલે સારામાં સારાં માણસ એમ તેણે લખ્યું હોત તો તે બંધબેસતું થઈ પડત. ટેનિસ અગર ડૅન્સિંગ (નૃત્ય)માં કાંઇ પાપ રહેલું છે એના કરતાં પૈસામાં વધારે પાપ છે, એમ કોઈ ધારતું હોય એમ માનવું ભૂલ ભરેલું છે, પણ ક્રાઇસ્ટ જેણે પોતાના શિષ્યોને કહ્યું હતું કે 'હું તમને ખરેખાત કહું છું કે પૈસાદાર માણસ ભાગ્યેજ સ્વર્ગમાં દાખલ થઇ શકશે.' તે ધન મેળવવાનાં ફાંફાંમાં જે નૈતિક અધોગતિ નક્કી રહેલી છે તે સારી રીતે સમજતો હતો. સામા સારા દાખલા મળી આવે છે પણ, હજાર અને લાખ મેળવવાના પ્રયત્નોથી ચારિત્ર્યની ઉત્તમતા નષ્ટ પામે છે અને પ્રતિષ્ઠિત આત્માને કલંક લાગે છે.

મન નિસ્તેજ બને, આધ્યાત્મિક જીવનનાં સાધન ખૂટી જાય, સૌન્દર્યની લાગણી નષ્ટ થાય કુદરત અને કલાના ચમત્કાર તરફ માણસ બેદરકાર બને, નૈતિક વૃત્તિ બુઠ્ઠી બની જાય, ન્યાય અને

અન્યાય, સદ્દગુણુ અને દુર્ગુણુ પારખવાની શક્તિ ઢીલી પડી જાય, ધાર્મિક આવેશ નાશ પામે, આત્માના ઇશ્વર વિષેના સઘળા વિચાર હૃદયમાંથી નષ્ટ થઇ જાય, તેવા પૈસા મેળવવાના પ્રયત્નને વાસ્તવિક રીતે બિગાડ કરનાર કહી શકાય.

માણસના સઘળા વિચાર જ્યારે પૈસામાં રહે, માણુસ પૈસા માટે જ્યારે હલકાઇ અને કઢંગાપણામાં પોતાનું જીવન ગાળે, વધારે લાભ મેળવવા માટે પુસ્તકો, ચિત્રો, સંગીત, પ્રવાસ વગર પણ ચલાવી લે, પેટીમાં પૈસાના ઢગલા વધતાજ જાય છે, બેંકોમાં તેને ખાતે નાણાં વધતાંજ જાય છે, તેની પાસે બોન્ડના થોકડે થોકડા, સાનખત અને શેરના ઢગલે ઢગલા થતા જાય છે એવા જ્ઞાનમાં પોતાનો ઉંડામાં ઉંડો સંતોષ આપનાર આનંદ રહેલો છે અને તે આનંદ પોતાના હૃદય અને મનને સંસ્કારી બનાવવામાં અગર પોતાનું કે પારકાનું ખરૂં ભલું કરવામાં રહેલો નથી એમ માણસને માલમ પડે ત્યારે એવો પૈસો મેળવવો બિગાડ કરનારજ છે એમ સમજવુંજ જોઇએ.

એક આરબ રણમાં ભૂલો પડયો હતો. તે પોતે સદ્ભાગ્યે કેવી રીતે બચી ગયો તે વિષે કહેતાં જણાવે છે કે ખોરાક મેળવવાની મારી સઘળી આશા મેં છોડી દીધી હતી; તેવામાં મને મોતીની ભરેલી એક કોથળી મળી આવી. તે ધઉંની કોથળી હશે મ ધારી મને મોંમાં જે સ્વાદ છુટયો અને મને જે આનંદ થયો તે તેમજ કોથળીમાં ધઉં નહિ પણ મોતી છે એમ માલમ પડતાં મને જે દુ:ખ અને ઉદ્વેગ થયાં તે હું ભૂલી જઇશ નહિ.

એક કંજુસે ગુપ્ત સ્થળે પોતાનું ધન દાટયું હતું, અને તે જોઇ જોઇને, તેના વિચારમાં ને વિચારમાં તે હર્ષ પામતો હતો. એક વખતે જયારે તેના ધનનો સંચય લૂંટાઇ ગયો ત્યારે તેના

એક શાણા મિત્રે તેજ જગાએ ધનને બદલે ઘંડાંનાં છોડાં દાટવાને અને તે જગાએ વારંવાર જઈ હરરોજ તે પોતાનાં છે એમ જાણી મલકાવાને સલાહ આપી.

એક બુઢ્ઢા કંજુસ પાસે એક પાળેલો કાગડો હતો એવી એક વાત છે. આ કાગડો પૈસા ચોરતો અને એક દરમાં છૂપાવતો. બિલાડી તેને ઠપકો આપતી કે પૈસા તારા કામમાં નહિ આવે. કાગડાએ જવાબ દીધો, શેઠની પાસે પૈસાની આખી પેટી ભરેલી છે અને મારા કરતાં તે વધારે ઉપયોગ કરતો નથી.

એક પૌરાણિક કથા એવી છે કે રાજા મિડાસે માગણી કરી કે તે જેને અડે તે સોનું થઇ જાય; કારણ કે તેનો ખ્યાલ એવો હતો કે એમ થાય તો પછી તેના સુખનો પાર રહે નહિ. તેની માગણી કબૂલ કરવામાં આવી, પણ જ્યારે તેનાં વસ્ત્ર, તેનો ખોરાક, તેનું પાણી, તેણે ચૂંટેલાં ફૂલ અને જેને તે અત્યંત વ્હાલથી ચૂમિ-કરતો તે તેની છોકરી સઘળું સોનું બની ગયાં; ત્યારે એકદમ કંટાળી તેણે ફરી એવી માગણી કરી કે મારે આ શક્તિ જોઇતી નથી. આ પછી તેને ખબર પડી કે વાસ્તવિક રીતે પૃથ્વીમાંથી જે કાંઇ સોનું ખોદી કાઢવામાં આવે તે સઘળાં કરતાં જગત્‌માં બીજી ઘણી ચીજો કિંમતી છે.

સોક્રેટિસ પૈસા મેળવવા માટે શિક્ષણ આપતો નહિ પણ જ્ઞાનનો પ્રચાર કરવા માટે શિક્ષણ આપતો. તે કહેતો કે મારે લેવાનો મોટો આનંદ મારા પરિશ્રમથી માણસજાતને લાભ થાય એમાં રહેલો છે.

પાંચસે ડોલર લઇને શિક્ષણ આપવા આગાસિઝે ના પાડી કારણ કે પૈસા મેળવવા જેટલો વખત તેને નહોતો. ચાર્લ્સ સમ-નર જ્યારે સેનેટર હતો ત્યારે વધારેમાં વધારે પૈસા લઇને પણ

ભાષણો આપવા તેણે ના પાડી. તેણે કહ્યું કે તેનો પોતાનો સમય તેણે મસાચ્યુસેટસ અને પ્રજાને અર્પણ કર્યો હતો. એક રાત્રીના એક હજાર ડૉલર એવી પચાસ રાત્રી ભાષણ કરવા માટે સ્પર્જને ના પાડી કારણ કે તેને તેના કરતાં વધારે સારૂં કામ કરવાનું હતું. લંડનમાં રહી ૫૦ આત્માનો ઉદ્ધાર કરવાની તેને કોશિસ કરવાની હતી. જીંદગીના દરેક વિભાગમાં, મુકાબલે જે થોડા માણસો જમાનાની મજબૂત અને જડ વૃત્તિઓની વચ્ચે, દ્રવ્ય અગર લોકોની વાહવાહના બદલા કરતાં કોઇ વધારે સારા બદલાની આશાથી પ્રેરિત થઇ બોલે છે અને ચાલે છે તેમને સર્વ રીતે ધન્યવાદ ઘટે છે. પોતાનો સમય તેઓ ઉંચી બાબતમાં રોકે છે, તે કારણથી તેઓ પોતાના સામાન્ય ઉદ્યોગમાં ઓછા ઉત્સાહથી કામ કરે છે એમ બનતું નથી.

મ્હેસુર જીત્યા પછી વેલિંગટનને ઇસ્ટ ઇંડિયા કંપનીએ પાંચ લાખ ડૉલર આપવા માંડયા હતા પણ તેણે તેને હાથ અડકાવવા ના પાડી હતી.

ચાર્લ્સ નેપિયરને એક રાજાએ એક લાખ ડોલરની લાંચ આપવા માંડી હતી પણ તેણે તે લીધી નહોતી.

પોતાનું ચિત્ર ખરીદવા ઇચ્છા રાખનાર માણસને બ્રુસેલ્સવાળા વર્ટ્ઝે કહ્યું હતું કે તારા પૈસા તારી પાસે રાખ્ય. પૈસો કલાનું જીવન નષ્ટ કરે છે. એમ કહેવામાં આવ્યું છે કે જ્યાં સોનું અને રૂપું એ વસ્તુ ઝાંખી દેખાય છે ત્યાંજ માણસની બુદ્ધિને વધારેમાં વધારે ચળકાટ મળે છે.

શંકાસ્પદ રીતાથી મોટી કીર્તિ મેળવવી તેના કરતાં પ્રમાણિકપણે અપ્રસિદ્ધિમાં રહેવું વધારે સારૂં છે.

લ્યુથરના વિલમાં જણાવવામાં આવ્યું હતું કે તેણે કોઇપણ

પ્રકારના પૈસા અગર ખજાના પાછળ મૂકયા નથી છતાં પ્રતિષ્ઠાના તખ્ત ઉપર જે સલામતીથી હ્યુથર બેઠો હતો તેટલી સલામતીથી કોઇ રાજા પોતાના તખ્ત ઉપર બેઠો નહિ હોય.

**મેથ્યુ હેનરી કહે છે કે પૈસા મેળવવામાં** ચિંતાનો બોજો, તેને **સાચવવામાં** ધાસ્તી, તેને **વાપરવામાં** લાલચો, તેનો **દુરૂપ-યોગ કરવામાં** ગુન્હો, **ખોવામાં** ઉદ્વેગ અને છેવટે તેનો હિસાબ આપવાનો જવાબ દેવાનો બોજો રહેલો છે.

પોતાનાં રત્ન જોવા માગનાર કેમ્પેનિયન બાઇને કોર્નેલિયસે જવાબ દીધો કે મારાં રત્ન તો આ છેઃ—એમ કહેવાની સાથે નિશાળેથી આવતા પોતાના છોકરાઓ તરફ તેણે મગરૂરીથી આંગળી કરી. સિપિયો ઍફ્રિકેનસની છોકરી અને ટાઇબીરીયસ ગ્રેકસની પત્ની મ્હોંએથી આવોજ લાયક ઉત્તર મળી શકે. કોઇપણ દેશની કિંમતીમાં કિંમતી પેદાશ તેનો માણસો છે.

જે માણસ પોતાના દેશને વધારેમાં વધારે દોલતમંદ કરે છે, જેને જોઇ લોકો પોતાને વધારે દોલતમંદ માને છે, વધારે મગરૂર થાય છે, જે સત્કાર્ય માટે પોતાને તેમ પોતાના પૈસાને અર્પણ કરે છે, જે પોતાની આજુબાજુનાં માણસોને આગળ વધવાની તકોના દરવાજા ખુલ્લા કરી આપે છે, જે બહેરાને કાન સમાન, આંધળાને આંખ સમાન અને લુલાને પગ સમાન થઇ પડે છે; તેજ દોલતમંદમાં દોલતમંદ માણસ છે. આવો માણસ પ્રજાની એકરે એકર જમીનની કિંમત વધારે છે અને જેઓ તેની નજીકમાં રહે છે તેને વધારે ધનવાન્ બનાવે છે. તેથી ઉલટું, ઘણા લખપતિઓ, પોતે જે ગામમાં રહેતા હોય એને નિર્ધન બનાવે છે. ગામની જમીનના દરેક ફૂટની કિંમત ઘટાડે છે.

જે લોકોએ મનુષ્યજાતિની મોટી સેવા ઉઠાવી છે તે શિવાય

બીજા કોઇને મોટા માણસ તરીકે હું ઓળખતો નથી એમ વોલ્ટેરે કહ્યું છે.

દરદીની પાસેથી દાકતર જે રીતસરની ફી લે છે તે તેને દયાની–મનુષ્યત્વની ફૂલવાડીમાંથી પૈસાના બજારમાં પાછો ફેંકે છે, સમાન મિત્રતાના સમૂહમાંથી તેને ધકેલી કાઢે છે અને તેને કહે છે કે એ ખરી વાત છે કે તમે દરદીને આરોગ્ય અને જીવન અર્પણ કર્યું છે પણ તમને તેના પૈસા આપવામાં આવ્યા છે. સલામ! આવી લાગણી કોઇપણ વખત ન થઇ હોય એવો કોઇ દાકતર છે? એમ બુલ્વર પ્રશ્ન કરે છે.

બોસ્ટન શહેર ઉપર તોપનો મારો ચલાવવાની યોગ્યતાના સંબંધમાં વોશિંગ્ટનનો એક કાગળ કોંગ્રેસમાં વાંચવામાં આવ્યો ત્યારે ગંભીર પ્રકારની ચુપકીદી ચાલી રહી; કારણ કે સઘળા સભાસદો જાણતા હતા કે તેમના પ્રમુખ જોન હેન્કોકની ઘણી મિલ્કત આ શહેરમાં હતી. તેને પોતાના વિચાર જણાવવાની તક મળે તે માટે સભાની એક કમિટી નીમવામાં આવી જેમાં મિ. હેન્કોકે જણાવ્યું કે જગતની મારી લગભગ સઘળી મિલ્કત બોસ્ટન શહેરનાં મારાં ઘરો અને બીજી સંગીન મિલ્કતમાં આવી રહેલી છે પણ બ્રિટિશ લશ્કરને તેમાંથી હાંકી કાઢવા માટે અગર દેશના સ્વાતંત્ર્યને ખાતર તેનો ધુમાડો કરવાની જરૂર પડે તો ખુશીથી તાકીદે તે માટે વિના સંકોચે હુકમ બહાર પાડવા.

પોતાના શિષ્ય આઇઝેક ન્યુટન માટે જગા કરવા સારૂ કેમ્બ્રિજ વાળા બેરોએ પોતાની પ્રોફેસરની જગાનું રાજીનામું આપ્યું હતું.

સોના ઉપર આપણે કામ કરીશું તો તે નષ્ટ થશે, પીતળ ઉપર આપણે કામ કરીશું તો સમય જતાં તે ઘસાઇ જશે, આપણે દેવળો ઉભાં કરીશું તો તે કોઇક દહાડો જમીનદોસ્ત થશે, પણ

આપણે અમર આત્માઓ ઉપર કામ કરીશું, તેમને ઉચ્ચ સિદ્ધાન્તોથી, ઇશ્વરના ડરથી, મર્દાનગી તરફના સન્માનથી વિભૂષિત કરીશું તો આપણે એવું કોતર કામ કરીશું કે અનંતકાલ સુધી તે વધારે ને વધારે પ્રકાશથી ઝગઝગ્યા કરશે. મસાચુસેટસમાં ડાનવર્સમાં થયેલા શતવાર્ષિક ઉત્સવ વખતે ઉઘાડવામાં આવેલા સીલવાળા કવરમાં, કેળવણી એ હાલના જમાનાએ ભવિષ્યના જમાનાનું કરજ અદા કરવાનું છે એવો વિચાર દર્શાવવામાં આવ્યો હતો. આજ કવરમાં શહેરમાં એક લાઇબ્રેરી અને એક બીજી સંસ્થા ખોલવા માટે ૨૦૦૦૦ ડોલરનો એક ચેક મુકવામાં આવ્યો હતો.

એક ગરીબ છોકરાની સ્થિતિમાંથી લખપતિ નાણાવટીની સ્થિતિ ઉપર આવનાર પોતાના જમાનાના એક નામાંકિત માણસ જ્યોર્જ પીબોડીએ આ કવર મોકલી આપ્યું હતું. કેટલાંક વર્ષ પછી તેના માનમાં અપાયલી એક બીજી મિજબાની વખતે તેજ સંસ્થાને તેણે ૨૫૦૦૦૦ ડોલર આપ્યા. તે કહેતો કે મજબૂત અને નિશ્ચલ, સત્યશીલ વર્તન, નિર્ભય અને સીધેસીધી પ્રમાણિકતા, એક પણ નાલાયક શબ્દ અગર કામથી કલંકિત નહિ થયેલી એવી પ્રતિષ્ઠા જેને હોય તે જગતની કહેવાતી આબાદી કરતાં વધારે વધારે મહાન્ બની શકે છે. ખરી મહત્તા આ સદ્ગુણોમાંજ રહેલી છે.

માણસનાં સાધન અગર તેની લાયકાતની કિંમત તેની પાસેના પૈસાથી અંકાતી નથી, જો તેની કોથળી ભારે હોય પણ તેનું હૃદય હલકું હોય, તેની મિલ્કત વિશાળ પણ તેની સમજશક્તિ સંકુચિત હોય તો તેનાં સાધનોથી તેનું શું વળવાનું હતું? તેની તેની લાયકાતથી તેને શો લાભ થવાનો હતો? એક વૃદ્ધ માણસ જેણે પોતાની આખી જીંદગી આગળ વધવા કરતાં ધન મેળવવામાં કાઢી હોય તે દેખાવ કરતાં બીજો કયો દેખાવ વધારે દિલગીરી ભરેલો

હોઇ શકે ? તેણે પોતાના ધનવડે પુસ્તકો, પૂતળાં અને ચિત્રોનો ઢગલો એકઠો કર્યો છે પણ તેમાં શું છે એ તે જાણતો નથી. તેનો આત્મા હરહમેશ ટૂંકો થતાં થતાં કંજૂસ થઇ ગયો છે અને તેની ઉત્તમ ખાશીયતો નષ્ટ થઇ ગઇ છે.

એ. ટી. સ્ટુઅર્ટે પોતાની પ્રમાણિકતાથી મોટી આબરૂ મેળવી હતી. એક યુવાન્ શિક્ષક તરીકે ન્યુયોર્કમાં દિવસના એક ડોલરથી ઓછે પગારે તેણે નોકરીની શરૂઆત કરી હતી પણ પાછળથી તેણે લગભગ ૪ કરોડ ડોલર પેદા કર્યા હતા, અને તેમાં એક પણ ડોલર તેણે કોઈની મહેરબાની અગર ઢોંગથી પેદા કર્યો નહોતો.

બુલ ડૉગ જેવા ચ્હેરાવાળો એક માણસ જેણે હમેશાં લઇ લઇને અને કદી કોઇને કાંઇ આપ્યા વગર પોતાનું ધન એકઠું કર્યું છે અને જે તેના ચ્હેરા ઉપરથીજ જણાઇ આવે છે તેવા માણસને તમે ફતેહમંદ માણસ કહો છો ? લોકોને દબડાવી મારતા તે ચહેરામાં, વિધવાઓ અને અનાથ બાળકોને તેના તરફથી મળેલો કરૂણાજનક અનુભવ તમે જોઇ શકતા નથી ? પોતે આગળ વધવા માટે જેણે બીજાને પાછળ પાડયા છે. જે પોતાની ઇમારત ઉભી કરવા માટે બીજાની પાડી નાંખે છે, તેને તમે સ્વાશ્રયી અને મહાન્ પુરૂષ ધારો છો ? જે માણસ બીજાને ગરીબ બનાવે તે ખરી રીતે ધનવાન્ હોઇ શકે ? એક વરૂના મ્હોં ઉપર "ખાઉં ખાઉં" એવી વૃત્તિ જણાય છે તેમ તેની દરેક મુખરેખા ઉપર દઢ થયેલા લોભની લાગણી ખુલ્લેખુલ્લી જણાય છે. આવો માણસ સુખી હોઇ શકે? જગત્ જેને ફતેહ કહે છે એવી ફતેહ જેઓએ મેળવી છે તેમનાં કોઇકનાંજ મ્હોં મીઠાશ ભરેલાં, વિમળ અને ખુબસુરત દેખાય છે.

અફીણના પરવાના કાઢવા માટે જ્યારે ચીનના મૂર્તિપૂજક શહેનશાહને અરજ કરવામાં આવી ત્યારે તેણે કહ્યું કે મારી પ્રજાના

દુર્ગુણ અને દુઃખમાંથી પૈસા ઉભા કરવાને હું લલચાઇશ નહિ. છતાં ખ્રિસ્તી ઇંગ્લાંડ અને અમેરિકા દારૂના પરવાનામાંથી લાખ્ખો રૂપિયાની આવક કરે છે. જે રાજવ્યવસ્થાએ ખુની થવાને બદલે પિતા થવું જોઇએ તે રાજ્ય, દયા, પરોપકાર અને ઉદારતાના જુના, પુરાણા સદ્ગુણોથી રહિત એવી તેમ, સોનાનું દર્શન થતાં તે મેળવવાને એક બીજાનો ઉચ્છેદ કરનાર અધોગત પ્રજા ઉત્પન્ન કરે એમાં કાંઇ પછી આશ્ચર્ય રહેતું નથી.

ગુલામોનો ધંધો બંધ કરવાના દિવસોમાં, બંધ કરનારના વિરોધીઓની યુનિયન સેવિંગ કમિટીએ ન્યુયોર્ક કેસલ ગાર્ડનમાં મળી ઠરાવ કર્યો કે, જે વેપારીઓ, આ ગાંડાઓની, આ આંધળાઓની વિરૂદ્ધ ન થાય તેમનાં નામ લિસ્ટ ( Black list ) ઉપર ચઢાવવાં અને પૈસા ટકાની બાબતમાં તેમને ચગદી નાંખવા આમ છતાં મેશર્સ બોએન અને મૅકનામીએ તેમની જાહેર ખબરમાં જણાવ્યું કે અમને અમારૂં રેશમ વેચવાની હિંમત છે. અમે અમારા સિદ્ધાંત વેચીશું નહિ. તેમના સ્વતંત્ર આચાર વિચારથી આખા દેશમાં ખળભળાટ ઉત્પન્ન થયો. જે માણસ પોતાના વિચાર વેચવા માગતા નહોતા તેમની પાસેથીજ લોકોએ માલ ખરીદવાનો વિચાર કર્યો.

મિલ્કત ઉચાપત કરવાનો આરોપ જ્યારે સિપિઓ ઍફ્રિકેનસ ઉપર મૂકવામાં આવ્યો ત્યારે તેના હાથમાં હિસાબના કાગળનો વિંટો છતાં તે કેસમાં બચાવ કરી કામમાં વિલંબ નાંખવાની નામોશી લેવા તેણે ના પાડી. તેણે તરતજ તે કાગળીયાં કોર્ટ આગળ ફાડી નાંખ્યાં.

ઇ. સ. ૧૮૪૮ ની ૪ થી તારીખે જ્યારે વૉશિંગટનના કીર્તિસ્તંભનો પાયો નાંખવામાં આવ્યો ત્યારે મિ. વિન્થ્રોપે જણાવ્યું હતું કે તે સ્તંભને આકાશ જેટલો ઉંચો બાંધો, પણ વૉશિંગટનના

ઉચ્ચ સિદ્ધાન્તોને તે પહોંચી શકશે નહિ. વજનદાર અને ઘણા લાંબા વખતથી બંધાયલા ખડક ઉપર તેને ઉભો કરો પણ તેની કીર્તિ કરતાં તે વધારે લાંબો વખત ટકી શકશે નહિ. શુદ્ધમાં શુદ્ધ આરસનો તે બનાવો પણ તે તેના જીવન કરતાં વધારે શુદ્ધ બની શકશે નહિ. વેબસ્ટરે કહ્યું છે કે અમેરિકાએ જગતને વૉશિંગ્ટનનું ચારિત્ર્ય આપ્યું છે. અમેરિકાની આપણી સંસ્થાઓએ બીજું કાંઇજ ના કર્યું હોય તો તેટલાથીજ માનવજાતિનું સન્માન મેળવવાને તે લાયક છે.

બાયરને પ્રશ્ન કર્યો છે કે

મહાન્ પુરૂષો તરફ નજર કરતાં,
જેઓમાં ગુન્હો અને મહત્તા એકઠાં નથી,
જેઓમાં તિરસ્કારપાત્ર લક્ષણ નથી,
એવા કયા પુરૂષ ઉપર થાકેલી
આંખ વિરામ પામશે ?

હા, એકજ એવો છે, સૌથી પહેલો, સૌથી છેલ્લો છતાં સૌથી સરસ:

અદેખાઇ જેનો તિરસ્કાર કરી શકે એમ નથી,
એવા પશ્ચિમના સિનસિનેટસે,
વૉશિંગ્ટનનું નામ આપ્યું છે.

તે એકજ થઇ ગયો છે તેથી મનુષ્યજાતિ શરમાય છે.

લૉર્ડ અર્સ્કિને વૉશિંગ્ટનને લખ્યું હતું કે કોઇને માટે મને અત્યંત સન્માન હોય તો તમે એકલાજ છો.

આ પ્રખ્યાત માણસ વિષે બોલતાં આમની સભામાં ચાર્લ્સ જેમ્સ ફોકસે જણાવ્યું હતું કે તેની આગળ સઘળી ઉછીની લીધેલી મહત્તા ક્ષુદ્ર જણાય છે.

લોર્ડ બ્રોહામે કહ્યું છે કે આપણી પ્રજાએ ડહાપણ અને સદ્દગુણમાં પ્રગતિ કરી છે તેની કસોટી, અનંતકાળ સુધી, વૉશિંગ્ટનના અમર નામને આપણે કેટલું સન્માન આપીએ છીએ તે ઉપરથી નીકળતી રહેશે.

ઇતિહાસમાં વૉશિંગ્ટન પવિત્રમાં પવિત્ર વ્યક્તિ છે એમ ગ્લેડસ્ટન કહેતા અને ઉમેરતા કે અસાધારણ મોટાઇ અને પવિત્રતાવાળા જાહેર સજ્જન માટે ઇતિહાસે ઉભી કરેલી બેઠકોમાં સૌથી ઉંચી બેઠક મેં જોઇ હોય અને તેને માટે વધારેમાં વધારે લાયક કોણ છે એમ એકજ ક્ષણમાં નામ દેવાને મને કહેવામાં આવે તો હું ધારૂં છું કે મારી પસંદગી ગયાં ૪૫ વર્ષમાં અને હાલ પણ વૉશિંગ્ટન ઉપર ઉતરે.

ફિશર એમિએ એમ લખ્યું છે કે રાજકીય મહત્તા વિષેના મનુષ્યજાતિના વિચાર તેણે ફેરવી નાંખ્યા છે.

લાફાયટે પોતાના મિત્ર વિષે લખતાં જણાવ્યું છે કે આવો ઉત્તમ માણસ મેં જોયો નથી.

એક પ્રખ્યાત વિચારકે લખ્યું છે કે એલેકઝાંડર, સીઝર, ક્રોમવેલ, ફ્રેડરિક અને નેપોલિયન જેવી વિલક્ષણ પ્રકૃતિઓ તરફ આશ્ચર્યની નજરથી આપણે જોઇએ છીએ; પણ જ્યારે વૉશિંગ્ટનનો ચ્હેરો આપણી નજર આગળ આવે છે ત્યારે મનુષ્યજાતિ આંતર પ્રેરણાથીજ બોલી ઉઠે છે કે પ્રજાના વિશ્વાસ અને સન્માનને લાયક તથા રાજકર્તાઓના અનુકરણને પાત્ર આજ પુરૂષ છે.

વૉશિંગ્ટનની ઉંડી રાજકીય ખબરદારી સત્યશીલ ભાષણમાં અને સીધેસીધું લક્ષ આપવાની પૂરી ચાલાકીમાં રહેલી હતી.

લિંકન હમેશાં ચારિત્ર્યના ગોળ આખાપણા માટે, અખંડ, સંપૂર્ણ ચારિત્ર્ય માટે તૃષ્ણા રાખતો. તેની સામેના સામા પક્ષના

ધારાશાસ્ત્રીઓ કહેતા કે તે પ્રમાણિક છે પણ તેના પ્રમાણિકપણામાં આકરાઇ છે. કોઇ પણ લાલચથી કોઇ કેસની ખોટી બાજુ તે લેતો નહિ અગર કેસ ગેરવાજબી છે કે તેમાં ફતેહ મળે એમ નથી એમ તેને માલમ પડતું તો તે તે બાજુ ઉપર કોઇ પણ લાલચથી રહેતો નહિ. એક કેસમાં ઘણો વખત કામ કર્યા પછી અગાઉથી લીધેલા બાસો ડોલર તે કેસવાળી બાઇને તેણે પાછા આપ્યા અને કહ્યું કે તમારો કેસ નભી શકે એવો એક પણ મુદ્દો એમાં નથી. તે બાઇએ કહ્યું કે પણ તે પૈસા તો તમારી મહેનતના છે. લિંકને જવાબ આપ્યો; નહિ, નહિ, તે ઠીક કહેવાય નહિ. મારી ફરજ બજાવવા માટે મારે જે કરવું જોઇએ તે કરવા માટે મારે પૈસા લેવા જોઇએ નહિ.

વૉટર્સ કહે છે કે મહાન્‌માં મહાન્ ગ્રંથોથી તેના લેખકોને થોડામાં થોડો લાભ મળ્યો છે. કદર થાય તે પહેલાં કદરની હદ બહાર તે ગયા હતા. મનુષ્યજાતિના ભલું કરનારે પૈસાને કદી નમ્યું આપ્યું નથી. સોક્રેટિસ અગર સેંટપોલ, માર્ટિન લ્યુથર, જૉન વેસ્લિ, જૉન હેમ્પડન અગર જ્યોર્જ વૉશિંગટન પૈસા માટે પ્રપંચો કરી રહ્યા હતા એવો ખ્યાલ કોણ આણી શકે?

પોતાના ધંધા અગર પોતાની ફતેહો કરતાં વધારે મહાન, દ્રવ્ય કરતાં અગર સંપત્તિ કરતાં વધારે ભવ્ય, બુદ્ધિની પ્રતિભા કરતાં વિશેષ ઉચ્ચ, કીર્તિ કરતાં વધારે ચિરસ્થાયી, મનુષ્યના જીવનમાં કાંઇક હોવું જોઇએ. મનુષ્યો અને પ્રજાઓ, કેળવણી ઉપર, સુધરેલા જીવનની સંસ્કૃતિયુક્ત અને ઉત્કર્ષક અસરો ઉપર શ્રદ્ધા રાખે છે પણ આ એકલાથી કોઇપણ પ્રજાની ઉન્નતિ થઇ શકે નહિ, કોઇપણ પ્રજા બચી શકે નહિ. કલા, મોજશોખ અને અવનતિ સેંકડો વર્ષથી પ્રજાનાં મિત્ર થઇ પડયાં છે.

પારથેનનમાં ફિડિયાસ ગ્રીસની કલાને સુંદરતાની છેલ્લી પીંછી ફેરવતો હતો તે સમયેજ એથન્સની મહતા વિદાય થઇ હતી. કળા

તેની પૂર ચઢતીમાં હતી તેવામાં રોમમાં યુદ્ધ, મોજમજાહ અને શૃંગાર દાખલ થયાં અને રોમની પડતી થઇ. ચારિત્ર્યનો ભોગ આપીને જ્યારે પૈસો પેદા કરવામાં આવે છે ત્યારે દ્રવ્ય, ઉત્કર્ષકને બદલે અકર્ષક બને છે. કોઇ પણ મનુષ્ય અગર પ્રજા પાસે જેમ વધારે પૈસો થાય તેમ પૈસાની અપકર્ષક અસરથી બચી જવા માટે વધારેમાં વધારે નૈતિક બળની જરૂર રહે છે.

એક માણુસ લખ્ખો રૂપિઆ મેળવે છતાં તેનું જીવન નિષ્ફળ હોય. પૈસો મેળવવો એજ મોટામાં મોટી ફતેહ નથી. એક જાણીતા કરોડપતિની જીંદગી ખરેખર ફતેહમંદ નહોતી. તેને માત્ર એકજ લોભ હતો. તેના આત્માના પણ તેણે સિક્કા ઘડયા હતા. સર્વશક્તિમાન્ પૈસો એજ તેનો સૂર્ય હતો અને તેની છબી હમેશાં તેના હૃદયમાં રહેતી. બીજી સઘળી લાગણીઓને, બીજી ઉત્તમ મહત્વાકાંક્ષાઓને તે દબાવી દેતો. મોતનો ફટકો લાગવા સુધી તે પોતાના પૈસા મજબૂત પકડી રાખતો—છોડતો નહિ. મોત વખતે એક આંખના પલકારામાં દુનિયાના એક પૈસાદારમાં પૈસાદાર માણસની સ્થિતિમાંથી, દુનિયામાંથી પસાર થનાર નિર્ધનમાં નિર્ધન માણસની સ્થિતિમાં તે આવી ગયો.

એમર્સન કહે છે કે સુધારાની ખરામાં ખરી કસોટી, વસ્તીપત્રક કે શહેરોની લંબાઇ પહોળાઇ કે પાક નથી, પણ દેશમાં કેવા પ્રકારનાં માણુસો નીવડે છે તે છે.

## ચારિત્ર્ય એજ ફતેહ છે અને બીજું કાંઇજ નથી.

પૈસો મેળવવા માટેના આવેશથી સઘળી ઉમદા આકાંક્ષાઓનો નાશ થાય છે. પૈસાની વેદિ ઉપર એક કરમાયલો, ખવાઇ ગયેલો આત્મા મૂકનાર, પૈસાના ચુસ્તમાં ચુસ્ત પૂજક તરીકે રોથસ્ચાઇલ્ડ ગણાય છે. સોનાના મુકુટવાળા પણ અંતઃકરણમાં મલિનતાવાળા માણુસોની પાછળ દરેક જણને દોડતાં, સલામો કરતાં અને ઘુસતાં

આપણો યુવકવર્ગ જુએ છે; ત્યારથીજ જીંદગીના મહાન્ હેતુના ખોટા ખ્યાલથી તેઓ જીંદગીની શરૂઆત કરે છે અને એમાં કાંઇ આશ્ચર્ય નથી. જ્યારે એક સ્ત્રી પરણે છે ત્યારે લોકો પ્રશ્ન કરે છે કે તેનું લગ્ન ઠીક રીતે થયું છે? તે સારે ઠેકાણે પડી છે? એનો અર્થ એવો કે તે પૈસાને પરણી છે? તે પ્રમાણિક, પવિત્ર અને સીધા પુરૂષને પરણી છે કે કેમ એવો પ્રશ્ન થતો નથી. નાણાંની ભારે કોથળી અને હલકો આત્મા, મોટું ઘર અને હલકું ચારિત્ર્ય એના કરતાં વધારે દયાજનક શું હોઇ શકે? ૧૪ મા લુઇ રાજાનો ઇતિહાસ તૈયાર કરતાં વૉલ્ટેરે કહેલું કે રાજાના જમાના વિષે મેં તમારી પાસે વાતો માગી છે; તેમાં રાજાના પોતાના વિષે મારે થોડીજ હકીકત જોઇએ છીએ તે રાજ્યમાં કળાની અભિવૃદ્ધિ કેટલી થઇ હતી તે ઉપર મેં વધારે ભાર મૂકયો છે. સ્ટેનકર્કની લડાઇ કરતાં રેસિન અને બોઇલો, સલિ. મોલિયર, લબ્રુન, બુસેટ, પુસીન, ડેસકાર્ટિસ અને બીજા વિષે મને વધારે હકીકત મળે એવી મારી મરજી છે. જેઓએ લશ્કરી ટૂકડીઓ અને કાફલાની સરદારીઓ ભોગવી છે તેમનાં નામ શિવાય કાંઇ રહેતું નથી. સો લડાઇ જીતવાથી મનુષ્યજાતિને કાંઈ લાભ થતો નથી પણ જે મહાન્ પુરૂષો વિષે મેં ઇસારો કર્યો છે તેઓએ ભાવિ પ્રજાઓને માટે પવિત્ર અને નિત્ય આનંદની વસ્તુઓ તૈયાર કરી છે. બે સમુદ્ર વચ્ચેની નહેર, પુસીનું એક ચિત્ર, એક સુન્દર કરૂણાજનક કથા, શોધી કાઢવામાં આવેલું એક સત્ય, દરબારોના સઘળાં વૃત્તાંતો કરતાં, લડાઇનાં સઘળાં વર્ણન કરતાં હજાર ઘણાં વધારે કિમતી છે. તમે જાણો છો કે હું મહાન્ પુરૂષોને પહેલી અને વીરનરોને છેલ્લી જગા આપું છું. જેઓએ ઉપયોગી અને અનુકૂળ બાબતોમાં ઉત્કૃષ્ટતા મેળવી હોય તેમને હું મહાન્ કહું છું. પ્રાંતોની પાયમાલી કરનારાઓ માત્ર વીર પુરૂષોજ કહી શકાય.

૪૦૦૦ વર્ષ પહેલાં મૂર્તિપૂજાના જમાનામાં રહેનાર એક ઇજીપ્શીયન રાજકર્તાના મૃત્યુલેખમાં જણાવવામાં આવ્યું હતું કે; એક બાળકને પણ મેં ઇજા કરી નથી, એક વિધવાને પણ મેં દુઃખ દીધું નથી, ગાયો રાખનાર ગોવાળને મેં પીડા કરી નથી. મારા વખતમાં કોઈ ભિખારી નહોતા અને જ્યારે દુષ્કાળનાં વર્ષ આવ્યાં હતાં ત્યારે પ્રાન્તના ઉત્તરથી દક્ષિણ છેડા સુધી, મારા પ્રાન્તની સઘળી જમીન હું ખેડાવતો, પ્રજાને હું ખવડાવતો અને ભવિષ્યને માટે હું તેમને અનાજનાં સાધન કરી આપતો. પ્રાન્તમાં કોઇ ભૂખે મરતું માણસ હતું નહિ અને વિધવાને પોતાના ધણીના મરણથી જે દુઃખ પડે તે. દુઃખ હું પડવા દેતો નહિ. હાલના સુધારાના સમયમાં કયો રાજકર્તા આવી ગોઠવણ કરવાનું કહી શકે એમ છે?

ઇન્ગરસોલ કહે છે કે જ્યારે સત્યશીલ અને ડાહ્યા માણસો વડે ખરો ઇતિહાસ લખાશે ત્યારે પ્રારબ્ધ અને પ્રપંચના દેરાસર આગળ નમન કરનારા અને એક વખત દેવ તરીકે પૂજાતા ક્ષુદ્ર મનુષ્યો તિરસ્કારને પાત્ર થશે; જ્યારે જેઓએ હાર ખમી છે, જેઓ સ્વસન્માન મેળવી શકયા છે અને જાળવી રહ્યા છે, જેઓ માણસો અગર સત્તાને કદી નમ્યા નથી તેઓજ વિજયમાળાને પાત્ર થશે.

એમર્સને બરોબર કહ્યું છે કે પૈસાનો ખરો લાભ જેણે તે મેળવ્યો છે તેનેજ રહે છે, તેના વારસને રહેતો નથી. તે કહે છે કે જ્યારે હું મારી વાડીમાં કોદાળી લઇને જાઉં છું અને એક ક્યારી હું ખોદું છું ત્યારે મને એવો આનંદ, એવો ઉલ્લાસ, તંદુરસ્તીની એવી લાગણી થાય છે કે જે કામ મારે પોતેજ મારા હાથથીજ કરવું જોઇએ તે બીજાઓને હું કરવા દઉં તો હું પોતેજ ઠગાઉં છું એમ મને માલુમ પડે છે. આમાં માત્ર આરોગ્ય નહિ પણ કેળવણીની બાબત પણ રહેલી છે. જોન સ્મિથ એન્ડ કોના લાભમાં એક

ચેક લખી હું મારે માટે કાંઇ હદ વગર ખાંડ, કાંજી, રૂ, ડોલો, ચીનાઇ વાસણ, લખવાના કાગળ, વગેરે મેળવું છું પણ મારાં સુખ સગવડ માટે દૂર દૂરથી આવેલી આ ચીજો બનાવવામાં જે કામ મારે કરવું જોઇએ એવો કુદરતનો હેતુ હતો તે કામ કરીને મારી શક્તિઓને કસવાનો પ્રસંગ મને મળે છે?

બૉસ્વર્થ ફિલ્ડની લડાઇ વખતની મુઝવણ વખતે ઇંગ્લાંડના ત્રીજા રિચર્ડરાજાએ કહ્યું હતું કે; "એક ઘોડો, એક ઘોડો–ઘોડા માટે મારૂં રાજ્ય જાય છે." રાણી ઇલિઝાબેથે મૃત્યુ શય્યા ઉપર કહ્યું હતું કે એક ક્ષણ અને મારૂં રાજ્ય એ બરાબર છે. બીજાં લાખો માણસો પણ જ્યારે તેમના હાથમાંથી જમીન, પૈસો અને સત્તા સરકી જતાં માલમ પડે છે ત્યારેં તેઓએ બતાવી આપ્યું છે કે જીવનના સુખમય પ્રકાશ, અહો અને કુસુમો, મિત્રોનો સમાગમ અને આ બધા કરતાં પણ આ જગતની વૃદ્ધિ અને વિકાસના પ્રસંગ અને ભાવિજીવન માટેની તૈયારીઓ–એ સાથે મુકાબલો કરતાં તેમના હૃદયના ઊંડાણમાં તેમને આ ચીજોની કશી કિંમત લાગતી નથી.

ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે એવો સમય હમેશાં આવે છે જ્યારે પૈસા કરતાં વેદના અને ભૂખ વધી પડે છે અને પૈસાને દબાવી દે છે. ફ્રેન્ચ રેવોલ્યુશન તેનું ઉદાહરણ છે. ફિલાડેલ્ફિયાનો જયોર્જ ડબલ્યુ. ચાઇલ્ડઝ પૈસાદાર હતો એ કારણથીજ તેને ધમકી આપે તેવો હલકો એનાર્કિસ્ટ કોણ હતો? એનાર્કિસ્ટ બીજાને ઉડાવી દેશે પણ મિ. ચાઇલ્ડસને ઉડાવી દેશે નહિ. એનું કારણ એજ હતું કે તે પ્રખ્યાત અધિપતિના ચારિત્ર્યમાં પૈસા કરતાં કાંઇક વધારે એવું મહાન્ તત્ત્વ હતું જેથી બિલકુલ વિરૂદ્ધતા વગર સામા માણસનો દ્વેષ નરમ પડી જતો. આ તેના સદ્ગુણથી ભૂખે મરતા માણસને તેની પાસે જઇ રોટલી મેળવવાનું, નિરક્ષરને કેળવણી મેળવવાનું અને ઘર વગરનાંને આશ્રય મેળવવાનું મન થતું.

આ જરૂરીયાતો પૂરી પાડવી એજ તેનું આ દુનિયાનું કામ હતું. માનવજાતિનો પ્રેમ અને સર્વ પ્રકારની તંગી અને દુઃખ તરફ સહાનુભૂતિ એ આ જગત્માં સર્વથી મહાન્ બાબતો હોય એમ એ ધારતો. તે કહેતો કે બીજાનું ભલું કરવું તે જીંદગીનો મોટામાં મોટો આનંદ હોય એમ તે ધારતો. બાઇબલ શીખવે છે અને ઇતિહાસ સપ્રમાણ બતાવે છે કે જગત્માં પ્રેમ એ સર્વથી મહાન્ બાબત છે. સાધુજીવન ગાળનાર મિ. ચાર્લ્સ ક્રિન્ટનડનની જીંદગીમાંથી એક સુન્દર ઉદાહરણ આપણને મળે છે. પોતાની ધારણા મુજબ તે ધનવાન્ થયો ત્યારે તેણે ન્યુયોર્કના પોતાના જથાબંધ માલના ખાતાના પાંચે વિભાગના ઉપરીઓને પોતાના ભાગીદાર કર્યા. પૈસાની મમતાના આ જમાનામાં પોતાના નોકરો પાસેથી એક પાઇ પણ લીધા વગર સારી સંપત્તિવાળો એક માણસ પોતાની મિલ્કત અને હક બીજાના નામે ચઢાવી આપે એ અપ્રતિમ છે.

મિ. ક્રિન્ટનડન પોતાનો સઘળો સમય ઉપદેશને લગતા કાર્યમાં ગાળે છે. તેણે પોતાની સઘળી દોલત, અણસમજથી આડે માર્ગે જતી છોકરીઓને બચાવવા માટેની ફ્લોરેન્સ ક્રિન્ટનડન એ નામની ધાર્મિક સંસ્થાને અર્પણ કરી છે. આ સંસ્થાઓની સ્થાપનાની વાત ખરેખર હૃદયદ્રાવક છે અને કોઇની પણ આંખ્યમાંથી આંસુ ટપકાવે છે. થોડાં વર્ષ અગાઉ તેની ચાર વર્ષની નાની છોકરી ફ્લોરેન્સે મૃત્યુશય્યા ઉપર તેના પિતાને વિનંતિ કરી "પેલું મીઠું ગીત (સ્વીટ બાય એન્ડ બાય) ગાઓ." ગુંગળાતા અવાજે અને તૂટી જતા વિદીર્ણ હૃદય સાથે તેના પિતાએ તે સુન્દર ગીત ગાયું અને તેનો પ્રીતિપૂર્ણ આત્મા, તે સંગીતની પાંખ ઉપર સ્વર્ગ તરફ ચાલી નીકળ્યો.

મિ. ક્રિન્ટનડન દરિદ્રતા અને દુરાચારના સ્થાનમાં જતો અને અવનત થયેલાં લોકોને મદદ આપતો. એક રાત્રીએ એક ગરીબ

ફસાયલી છોકરી સાથે તેની શરમ ભરેલી જીંદગી છોડાવવાને માટે તે વાત કરતો હતો. તેણે ક્રાઇસ્ટના શબ્દોમાં કહ્યું, "હું તને વખોડી કાઢતો નથી, હલકી ગણુતો નથી. જા હવે પાપ કરીશ નહિ." આંખ્યમાં આંસુ સાથે તેણે કહ્યું, "હું કયાં જાઉં ?"

વીજળીના ચમકારા પેઠે, તેને પણ વિચાર આવ્યો, તે કયાં જાય? પાપ શિવાય બીજો કોઇપણ માર્ગ તેને માટે ખુલ્લો નથી. ત્યાંને ત્યાંજ, પોતાની નાની ફ્લોરેન્સના સ્મારક તરીકે, શરમના વમળમાં ડૂબતી બીજી નાની છોકરીઓ બચે અને સદ્‌ગુણયુક્ત જીવન ગાળે એ માટે તેણે એક આશ્રમ સ્થાપવાનો નિશ્ચય કર્યો. આ રીતે ન્યુયોર્કના બ્લીકર સ્ટ્રીટ રસ્તા ઉપર થોડા વર્ષ ઉપર બેવડા ચાર માળના એક મકાનમાં ફ્લોરેન્સ ક્રિન્ટન્ડન મિશનની પહેલ વહેલી સ્થાપના તેણે કરી. આ આશ્રમમાં ખોરાક, આશ્રય અને વસ્ત્ર મફત આપવામાં આવે છે અને વ્યવસ્થાપક-સન્નારીની અસરથી સેંકડો સ્ત્રીયો પવિત્ર બને છે.

મિ. ક્રિન્ટન્ડને વળી ન્યુબ્રન્સ્વીક, સાનજોસે, સેક્રામેન્ટો, લોસ એન્જીલિસ અને કેલિફોર્નિયાના સાનફ્રાન્સિસ્કોમાં આવીજ સંસ્થાઓ ઉઘાડી છે.

યુરોપ અને અમેરિકાના દરેક મોટા શહેરમાં આવી ફ્લોરેન્સ ક્રિન્ટન્ડન સંસ્થા સ્થાપવી એ તેના જીવનની મહેચ્છા છે અને મિસ ફ્રાન્સિસ ઇ. વિલાર્ડ અને લોર્ડ હેનરી સોમરસેટની આગેવાની નીચેના વુમન્સ ક્રિશ્ચિયન ટેમ્પરન્સ એસોસિએશન સાથે તે મતલબની યોજનાઓ ઘડવામાં આવે છે.

ઇશ્વરનો આપણે આભાર માનવો જોઇએ કે જેને વગસગ અડે નહિ એવી અને પત્થરનું બાવલું ઉભું કરવાની ગાંડાઇ કરતાં વધારે સારી એવી ચીજો છે. સદ્‌ગુણ સાથે સોનું સ્પર્ધામાં ઉતરી

શકેજ નહિ અને અમુક સામાજિક પદથી મર્દપણું–માણસપણું ઉત્પન્ન થતું નથી. મોટાં મોટાં વ્યાપારી ટ્રસ્ટ ઉભાં કરવાં, ઇજારા રાખવા તેથી માત્ર જીંદગીની હલકી બાબતો ઉપરજ અંકુશ રહે છે.

એવા કેટલાક માણસ છે જેઓ પ્રમાણિકતાને પોતાના આત્માના મિત્ર તરીકે પસંદ કરે છે. તેમનો જીવનનિર્વાહ તેની અંદર, તેને વડે અને તેની પાસેજ થાય છે. તેઓ તેને પોતાના કામકાજ અને જીંદગીમાં દાખલ કરે છે. તેમના શબ્દમાં તે જણાઇ આવે છે. તેના હાથ તેને વળગી રહે છે, તેના પગ પ્રમાણિકતાના માર્ગ ઉપરજ ચાલે છે. તેઓ તેમાંજ રચ્યા પચ્યા રહે છે. તેઓ તેને ચાહે છે. તેઓ તેને એક દેવી માફક ગણે છે. સોનું, રાજ્ય-મુકુટ અગર કીર્તિની લાલચથી, લાંચ વડે તેઓ પ્રમાણિકતા છોડતા નથી. તે વડે તેઓ ખુબસુરત, મર્દ, ઉમરાવ, મહાન્, બહાદૂર સત્યશીલ માણસો બને છે. પોતાનું જીવન પોતાની જાતિને અર્પણ થયેલું છે, ઇશ્વર જે કાંઇ પોતાને આપે છે, તે મનુષ્યજાતિને માટે આપે છે તેવી કાંઇપણ લાગણી જેને થઇ નથી તેવો માણસ સાચી મોટાઇ મેળવી શક્યો નથી.

પદવી એતો ગીનિનો સિક્કો માત્ર છે.

માત્ર પદવીવાળા માણસની કિંમત સિક્કાથી અંકાય છે;

**જેમના હાથ પરિશ્રમથી મેલા અને ખડબચડા બની ગયા છે, જેઓ કુળથી મગરૂર થતા નથી, લાકડાં કાપે છે અને જમીન ખેડે છે, જેઓ આ રીતે રાજા અગર યોદ્ધાની કીર્તિ કરતાં વધારે અભિમાનયુક્ત નામ મેળવે છે; તેઓજ આ જગતમાં રહેનાર મનુષ્યોમાં ઉંચામાં ઉંચા છે.**

# પ્રકરણ ૧૫ મું.

## ફતેહની કિંમત, ફતેહ શી રીતે મળે ?

દેવો દરેક ચીજ દરેક જણને વાજબી કિંમતે વેચે છે. **એમર્સન.**

ખરેખર રંગ દેવામાં જીવન સર્વસ્વ ખપી જાય છે. આ કામ સસ્તું અગર વગર કિંમતે થઇ શકે નહિ. **રસ્કિન.**

પ્રારબ્ધ જેવું કાંઇ નથી. વિચાર અને ફતેહની વચ્ચે ઇશ્વર એકલોજ એજંટ છે. **બુલ્વર.**

"આપણે જે કરીએ તેજ આપણું છે.
દરેક સારી ચીજ કુદરતે પથ્થર જેવી સખ્ત મૂઠમાં મૂકેલી છે.
માત્ર મહેનતથીજ તે છૂટી થઇ શકે."
"હથોડા વડે અને હાથથી દરેક કળા ઉભી થાય છે."

સ્વાશ્રય રાખવો, પોતાના સાધન ઉપરથીજ પોતાનો નિભાવ કરવો, એ લક્ષ્મીના ખોળામાં રમવા જેવું છે. **ફ્રૅન્કિલન.**

જે માણસ કદી કામમાં જોડાશે નહિ તેને ઇશ્વર મદદ કરશે નહિ. **સૉફોકિલસ.**

જે કાંઇ તમે સારી રીતે કરી શકો તે કરવામાં અને તમે જે કરો તે કીર્તિના વિચાર વગર સારી રીતે કરવામાં ફતેહની ચાવી રહેલી છે. **લૉન્ગફેલો.**

સ્પષ્ટ અને નિશ્ચય હેતુ શિવાય ફતેહનો કોઇ માર્ગ નથી; ચારિત્ર્ય, શિષ્ટતા, પદવી અગર કોઇપણ વસ્તુની પ્રાપ્તિમાં હેતુ રહેલો હોય છે. **ટી. ટી. મંગર.**

માનવજાતિ ફતેહની પૂજા કરે છે પણ જે સાધનથી ફતેહ મળે છે તેનો, તે માટે રાત દહાડો કેટલો ઉજાગરો, કેટલો પરિશ્રમ વેઠવો પડે છે. વર્ષ

પછી વર્ષ ચાલ્યાં જાય છે છતાં ફતેહ દૂર ને દૂર જતી હોય છે એનો થોડાજ વિચાર કરે છે. વળી પરિણામ વિજયમાં ન આવે તો પરિશ્રમની કાંઇ કીંમત ગણાતી નથી. **એચ. એમ. ફિલ્ડ.**

---

બુલ્વરના "કનેમ ચિલીંગ્લી" માં મિસ સિબિલ બાળકના સામું જોઇ કહે છે કે "કેવો દૈવી, શોકમય ચ્હેરો ?"

પાદરીએ કહ્યું, બ્હેન સિબિલ તેં ઠીક કહ્યું, પણ બાળકે હિમ્મત ધારણ કરવાની જરૂર છે. જો તેણે પાછા દેવભૂમિમાં જવું હોય તો ભલા અંતઃકરણ સાથે મર્ત્યલોકમાં પોતાનો માર્ગ તેણે કરવો જોઇએ.

જૂજ જૂજ કામ કરવામાં પણ આજ સિદ્ધાન્ત ખપમાં આવે છે.

હિમેટસ સુધી ઉડવાની મહેનતમાંથી પોતાની મધમાખોને બચાવવાને એક જૂના ગ્રીકે વિચાર કર્યો હતો. તેણે તેમની પાંખો કાતરી નાંખી અને કામ કરવા માટે ઘર આગળ ફૂલ એકઠાં કરી મૂકયાં પણ તેઓ મધ બનાવી શકી નહિ.

એક ઘણીજ સુન્દર તસ્વીર તરફ આંગળી કરી એક ઉત્સાહી યુવાન્ કલાવિદ્દ બોલ્યો કે આ રીતે મારી કલ્પના ચિત્રમાં રજુ કરી શકું તો ? ઉસ્તાદે ગુસ્સામાં કહ્યું, ચિત્રમાંની કલ્પના રજુ કરવાના કામ માટે, તમારી કલ્પનામાં જે છે તે ચિત્રમાં આણવા માટે ૧૦૦૦૦ વાર પીંછી ફેરવશો ત્યારે તમે તે શીખી શકશો.

ખુલ્લાં બારણાં આગળ સોયમાં દોરો પરોવતી એક વૃદ્ધ બાઇનો ઝુંપડીનો દેખાવ ચીતરવા માટે કેટલો વખત ગયો તે વિષે જ્યારે એક મહાન્ કારીગરને પૂછવામાં આવ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે તે કામ કરવાને માટે બહુ વખત જતો નથી પણ તે બાઇની અમુક ઉભા રહેવાની સ્થિતિ ગોઠવવામાં અને બારણામાં થઇને આવતો સૂર્યપ્રકાશ બરોબર બતાવવામાં મને ૨૦ વર્ષ ગયાં.

વેનિસના એક અમીરે એક શિલ્પીને કહ્યું કે જે બસ્ટ, જે પૂતળું બનાવતાં ૧૦ દિવસ ગયા છે તેને માટે તમે મારી પાસેથી ૫૦ સિકવીન લો છો! તે કારીગરે જવાબ દીધો, ૧૦ દિવસમાં આ પૂતળું બનાવવામાં મારાં ૩૦ વર્ષ ગયાં છે તે તમે ભૂલી જાઓ છો.

વૉટર્સ કહે છે કે મિલ્ટને પોતાની કલ્પનાથી અમુક દેખાવો રજુ કર્યા પણ જે અમર પંક્તિઓમાં તે દેખાવો તેણે રજુ કર્યા છે તે તેની ભારે, પૂરી મહેનતથીજ થઇ શકે ન્યુટન પોતાની માનસિક શક્તિથી કુદરતનાં રહસ્યને પહોંચી શકે પણ તેની પ્રતિભા તે કામ મહેનત વગર કરી શકે નહિ. બેકનના ગ્રંથ ઉન્હાળાના સ્વપ્ન તરંગ નથી પણ પરવાળાના દ્વીપોની પેઠે તેઓ સત્યના ઉંડાણમાં ઉદ્ભવ પામ્યાં છે અને આગ્રહપૂર્વક પરિશ્રમ ઉપર પરિશ્રમ કર્યાથીજ સપાટી ઉપર તે આવી શકયા છે. માઇકલ એન્જેલોએ પોતાની કલ્પનાઓને, ઉદ્યોગથી નિત્યતા આપી ન હોત તો રાત્રીના તરંગની માફક તે નષ્ટ થઇ જાત. ઉત્કૃષ્ટતા સંપાદન કરવાનો એકજ માર્ગ છે અને તે સખ્ત પરિશ્રમનો છે.

મહાન્ પુરૂષોનાં સૂત્રો ઉપરથી, તેમના ચારિત્ર્ય અને તેમને મળેલી ફતેહનું રહસ્ય વારંવાર જણાઇ આવે છે. કામ કરો, કામ કરો એ સર જોસ્યુઆ રેનોલ્ડઝ ડેવિડ વિલ્કી, અને બીજાઓ જેમણે જગત્ ઉપર પોતાની છાપ મૂકી છે એમનું સૂત્ર હતું. વોલ્ટેરનું સૂત્ર હમેશાં કામ કરવું (Tojours au travail; Always at work.) એ હતું. સ્કૅાટનું સૂત્ર એ હતું કે કોઇ દહાડો નવરા પડશો નહિ. માઇકલ એન્જેલો એક અદ્ભુત કામ કરનાર હતો. પોતે જાગે કે તરત કામ ઉપર ચઢી શકે તે માટે તે પોતાનાં કપડાં પહેરીનેજ સૂઇ રહેતો. તે પોતાના સૂવાના ઓરડામાં એક આરસનો કકડો રાખતો જેથી રાત્રે તેને ઉંઘ ન આવે ત્યારે તે કામ કરી શકે.

એક ઠેલણ ગાડીમાં વૃદ્ધ માણસ, તેના ઉપર વખત બતાવનાર શીશી અને તેના ઉપર "હજુ હું શીખું છું" એ લેખ એ તેનું પ્રિય ચિત્ર હતું. તે આંધળો થયો તે પછી પણ પોતાના હાથથી તે પૂતળાં તપાસી શકે તે માટે પોતાને બેલ્વેડરમાં લઇ જવાને કહેતો. કોલ્મન કહેતો કે એક પણ પળ નવરો પડયા સિવાય, હું એક ઘોડાની માફક કામ કરૂં છું. એમ કહેવામાં આવે છે કે સંગીતશાસ્ત્રી હેન્ડલ બાર માણસનું કામ એકલો કરતો કશાથી તે પાછો હઠતો નહિ, તે હાંસી અગર પરાજયથી બ્હીતો નહિ. પોતાની વૃદ્ધ વયે પણ લૉર્ડ પામર્સ્ટન એક ગુલામની માફક કામ કરતો, માણસની કયી ઉમ્મર પુખ્ત કહેવાય, એ સબંધમાં તેને પૂછવામાં આવતાં પોતાની તે વખતની ૭૦ વર્ષની ઉમ્મર તેણે બતાવી જગતના મહાન્ ઉદ્યોગીમાં ઉદ્યોગી પુરૂષોમાંનો હુંબોલ્ટ એક હતો. ત્રીસ વર્ષ સુધી ઉનાળામાં દરરોજ સવારે તે ચાર વાગે ઉઠતો. તે કહેતો કે ખોરાક અને ઉંઘ જેટલાં જરૂરનાં છે, તેટલોજ ઉદ્યોગ પણ જરૂરનો છે. સર-વૉલ્ટર સ્કોટ એક અદ્ભુત કામ કરનાર હતો. દર વર્ષનાં ૧૨ પુસ્તક એ પ્રમાણે તેણે "વેવર્લિ" નવલકથાઓ લખી હતી. પોતાની આખી ઉદ્યોગી જીંદગીમાં તેણે લખેલાં પુસ્તકની સરેરાશ દર બે મહિનાના એકની આવી હતી. અંતઃકરણથી કામ કરનાર કેટલું કરી શકે તેનું આજના યુવાનોને આ કેવું સુન્દર ઉદાહરણ છે! મહાન્‌માં મહાન્ ઉદ્યોગી પુરૂષોમાંનો એડમન્ડ બર્ક પણ એક હતો.

ડેનિયલ વેબસ્ટર કહેતો કે પચાસ વર્ષ સુધી દિવસના બાર કલાક કરતાં વધારે કામ મેં કર્યું છે. ચાર્લ્સ જેમ્સ ફૉક્સ એક મહાન્ વક્તા થયો પણ સર્વથી આ મહાન્ કલામાં પરિપૂર્ણ થવા માટે તેણે કેટલી મહેનત કરી હતી તે તેના અંગત મિત્રો સિવાય ભાગ્યેજ બીજું કોઇ જાણતું. બોલવા માટેની અગર સ્વસુધારણાની

એક પણ તક સુધાર્યા વગર તે રહેતો નહિ. વર્જિનિયાના કોઇ એકાદ જૂના ખળામાં ઢોરો પોતાના શ્રોતાજન હોય તેમ વર્ષો સુધી દરરોજ હેનરિ કુલે બોલતો તમને માલમ પડે. તે કહેતો કે તમારી વકતૃત્વશકિતનો ઉપયોગ કર્યા શિવાય એક પણ દિવસ પસાર થવા દેતા નહિ. લોકોને બ્હીવડાવી સીઝર માણસો ઉપર અંકુશ રાખતો. લોકોની પ્રીતિ સંપાદન કરી તેમના આવેશ ઉપર સત્તા મેળવી સિસરો તેમના ઉપર સત્તા મેળવતો. સીઝરની અસર તેની મૃત્યુ સાથે મૃત્યુ પામી. સિસરોની અસર આજના દિવસ સુધી છે. બીચરે બોલવાનો મહાવરો જંગલોમાં અને ગોચરમાં વર્ષો સૂધી કર્યો હતો.

કામ કરો અગર ભૂખે મરો એ કુદરતનું સૂત્ર છે. આકાશમાંના તારા અને પૃથ્વીના ઠેફા એ બંને ઉપર તે સમાન રીતે લખાયલું છે. કામ નહિ કરો તો મનથી, નીતિથી અને શરીરથી ભૂખે મરો. કુદરતનો એક કઠણ કાયદો છે કે જે વપરાતું નથી તે નાશ પામે છે, મરણ પામે છે. કાંઇ કામ નહિ તો બદલો પણ કાંઇ નહિ એ તેનું સૂત્ર છે. આપણે પોતાની રાજીખુશીથી સુસ્ત રહીએ, પ્રમાદી રહીએ તો જરૂર આપણે હિમ્મત અને શક્તિ વિનાના રહીશું.

આપણા પ્રયત્નથી, આપણું-આપણા જીવનનું એકંદર થાય છે. આપણે જે શરત દોડીએ છીએ તેમાં તેનો બદલો રહેલો છે. તેના ફળમાં કે ઇનામમાં તેનો બદલો રહેલો નથી.

જૉન સેબાસ્ટીયન બાએ કહ્યું છે કે મારામાં જે કાંઇ બુદ્ધિ શક્તિ છે તે મેં સખ્ત ઉદ્યોગથી મેળવી છે અને જેવી રીતે મને ફતેહ મળી છે તેવીજ રીતે તેટલીજ સખ્ત મહેનત કરનારને મારી પેઠેજ ફતેહ મળશે.

કૉર્નેલિયસ વેન્ડરબિલ્ટને એક મિત્રે પૂછ્યું, વ્યાપારધંધામાં ફતેહનું રહસ્ય શું છે? વહાણોના આ માલિકે જવાબ દીધો, રહસ્ય, એમાં કાંઇ પણ રહસ્ય નથી. તમારે જે કરવાનું છે તે તમારા કામ ઉપર ચઢી જઇ આગળ વધવાનું છે. વેન્ડરબિલ્ટની પદ્ધતિ તમે ગ્રહણ કરવા માગતા હો તો તમારા ધંધાનું તમે જ્ઞાન મેળવો, તેના ઉપર લક્ષ આપો અને ધંધાના જોખમમાંથી તમારી મિલ્કત, તમારી દોલત મુકત રહે, તેટલે દરજ્જે, તમે તમારાં ખર્ચ ઉપર અંકુશ રાખો.

એન્ડોવરના દક્ષિણ તરફના એક વિદ્યાર્થિએ કેટલુંક લાકડું ખરીદ્યું અને તે કોણ વહેરશે એમ જાણવા માટે તે પ્રોફેસર સ્ટુઅર્ટ આગળ ગયો. મિ. સ્ટુઅર્ટે જવાબ દીધો, મારે હાલ તેવું કાંઈ કામ કરવાનું છે નહિ, હું પોતેજ તે વહેરીશ. તમારી જીંદગીના ધંધા અગર ઉદ્યોગમાંથી તમે કેટલા પૈસા પેદા કરશો તેટલા એકજ કારણથી તમારો ધંધો તમે પસંદ કરતા નહિ. અમુક ધંધો જીવનનિર્વાહ કરવા માટેજ છે એમ ગણવું એ તે ધંધાની તિરસ્કાર પાત્ર કિંમત આંકવા જેવું છે. ઇશ્વરે આપણને રોટલી બનાવીનેજ આપી હોત, આપણને તેણે હમેશાં એક સુંદર બગીચામાંજ રાખ્યા હોત, પણ જ્યારે તેણે મનુષ્યને ઉત્પન્ન કર્યો ત્યારે માત્ર પાશવ ઇચ્છાઓ અને આવેશ તૃપ્ત કરવા કરતાં વધારે ભવ્ય અને ઉત્કૃષ્ટ હેતુ તેણે રાખ્યો હતો. માણસમાં એવી દિવ્યતા રહેલી હતી કે બગીચાના વૈભવથી તે કદી વિકાસ પામે નહિ. જે શાપથી એને આ બગીચામાંથી હાંકી કાઢવામાં આવ્યો અને પોતાના પરસેવાથી પોતાનો રોટલો પેદા કરવાને હમેશને માટે તેના ઉપર ફરજ નાંખવામાં આવી તે શાપમાં પણ અમૂલ્ય આશીર્વાદ રહેલો હતો. આપણું ઉંચામાં ઉંચું સુખ અને વધારેમાં વધારે કલ્યાણ ભારેમાં ભારે મુસ્કેલીઓ નીચે પ્રભુએ સંતાડયું હતું અને નિર્વાહ માટે કોશિસ

કરવી એ શરતેજ તે મળી શકે એવી તેણે શરત રાખી હતી એમાં પણ કાંઇક મહત્વ રહેલું છે. આપણામાં જે નથી તેમાંજ આપણી પ્રોત્સાહક શક્તિ રહેલી હોય છે. તમારા ધંધાથી તમે ઉંચા છો એવી લાગણી રાખતા નહિ. કાયદેસરના, વાજબી સઘળા ધંધા સન્માનપાત્ર છે. એક ખેડૂત સિનસિનેટસ હોય, વૉશિંગ્ટન હોય અગર જેને તે ઉથલાવે છે તે જમીનના ઢેફાનો તે ભાઇ હોય. વિપ્લવની લડાઇમાં એક સ્થળે સિપાહો જમીન ઉપરથી બહુ મહેનતથી ઉઠાવી શકાય તેવું સાગનું એક ભારે લાકડું ઉચકવાને પ્રયત્ન કરતા હતા. એક યુવાન કૉરપોરલ પાસે ઉભો હતો અને ઉચકવાને જબ્બર ટેકો આપવા આગ્રહ કરતો હતો, અને " ઉઠાવો, ભાઇઓ," એમ બોલતો હતો. એવામાં એક ઉંચી પદવીનો અમલદાર, ઘોડા ઉપર બેસી આવ્યો, ઘોડેથી ઉતર્યો અને તે કૉરપોરલને કહ્યું, તું કેમ મદદ કરતો નથી ? તેણે જવાબ દીધો—" હું કોરપોરલ છું." તે અમલદારે કહ્યું કે હું જ્યોર્જ વૉશિંગ્ટન છું. તમારા સેનાપતિના હેડક્વાર્ટરે તમે મને મળશો.

જે યુવાન્ પુરૂષ અગર સ્ત્રી શારીરિક મહેનતને હલકી ગણે છે તેનામાં હમેશાં કાંઇ દોષ હોય છે, એવું ખાતરીથી માનજો. ગુલામગિરીનો પ્રથા ચાલુ થયો ત્યાં સૂધી શારીરિક મહેનતને કદી હલકી ગણવામાં આવતી નહિ.

એમ્પરર સેવેરસ મરવા પડયો અને તેના સિપાહો તેની આજુ બાજુ એકઠા થઇ ગયા ત્યારે " આપણે મહેનત કરવી જોઇએ " એ તેના છેલ્લામાં છેલ્લા શબ્દ હતા. મહેનત ત્યાં ફતેહ એ મહાન્ રોમન સૂત્ર હતું અને રોમે જગત ઉપર વિજય મેળવ્યો તેનું રહસ્ય પણ તેજ હતું. વિજય મેળવીને પાછા આવેલા સરદારો હળ લઇને કામ કરતા. ખેતીનું તે વખતે સન્માન હતું અને કોઇ રોમનને

મહાન ખેડૂત કહેવો તે ઉંચામાં ઉંચું–માન ભરેલું ગણાતું. તેમનાં કુટુમ્બનાં ઘણાં નામ ખેતીવાડીને લગતા શબ્દો ઉપરથી પડેલાં હોય છે. ઉદાહરણ તરીકે **સીસર** એટલે એક જાતનો વટાણો એ ઉપ-રથી **સીસરો**; અને ફેબા એટલે **શિંગ** ઉપરથી ફેબિયસ. જ્યારે રોમન લોકોમાં ઉદ્યોગ એ મુખ્ય બાબત હતી ત્યારે તેઓ એક મહાન્ પ્રજા હતી પણ જ્યારે તેણે પૈસા અને ગુલામો ઉપર જીત મેળવી ત્યારે તેના શહેરીઓને મહેનત કરવાની જરૂર પડી નહિ અને ત્યારથીજ તેની કીર્તિ ઝાંખી પડવા લાગી. સુસ્તીથી ઉત્પન્ન થતા દુરાચાર અને બિગાડાથી આ મગરૂર શહેરને ઇતિ-હાસમાં હલકું નામ મળ્યું. રોમના મહાન્ વક્તા અને રાજપ્રકરણી પુરૂષ **સિસરોએ** કહ્યું હતું કે સઘળા કારીગરો નામોશી ભરેલા ધંધામાં પડેલા છે અને ખ્રિસ્તિ તત્વજ્ઞાનથી અજાણ ઍરિસ્ટોટલે કહ્યું છે કે; " સારામાં સારા ધોરણે ચાલતાં શહેરો પણ એક કારી-ગરને નાગરિક થવાનો હક આપશે નહિ, કારણ કે જે કારીગરનું જીવન ગાળે છે અગર તો જે ભાડુતી નોકર છે તે પવિત્ર જીંદગી ગાળી શકે નહિ." કેટલાકનો જન્મ ગુલામ થવા માટેજ હોય છે, પણ સદ્‌ભાગ્યે રોમ, **સીસરો** અગર ઍરિસ્ટોટલનાં કરતાં પણ વધારે બળવાન પુરૂષ ઉત્પન્ન થયો, જેના ભવ્ય જીવન અને દ્રષ્ટા-ન્તથી મહેનતને લગતી શરમ હમ્મેશને માટે નીકળી ગઇ. મહેનતને તે ખાસ મહત્વ આપે છે અને નોકરના હલકામાં હલકા કામને તે મહત્વનું ગણે છે. ક્રાઇસ્ટે એમ નહોતું કહ્યું કે, જ્યાં ત્યાં આનંદ શોધનારાઓ મારી સમીપ આવો; પણ જેઓ મહેનત કરો છો અને જેમના ઉપર ભારે બોજો છે તેઓ મારી પાસે આવો. એક ઉમદા પુરૂષ અગર સ્ત્રી કોઇપણ વાજબી ધંધાને સન્માનપાત્ર કરી શકશે.

કુદરત પૈસા અગર કીર્તિ માટે ઇચ્છા રાખતી નથી, મર-દાનગી માટે ઇચ્છા રાખે છે. એક ખરા મરદ માટે તે ગમે તે

કિંમત પણ આપશે. આવો માણસ ઉત્પન્ન થવા માટે અગર તેનું અસ્તિત્વ શક્ય બનાવવા માટે જમાનાના જમાના તેના હિસાબમાં નથી. જગત્ માણસનો બાલોદ્યાન (Kindergarten) છે, અને દરેક સૃષ્ટ વસ્તુ નહિ દેખાતી દુનિયાનો પદાર્થપાઠ છે. પોતાની ભવ્ય સૃષ્ટિનો સંપૂર્ણ નમૂનો ખીલવવા માટે કુદરત સેંકડો સાધનોનો આશ્રય લે છે. આમ કરવા સારૂ પોતાનો રોટલો મેળવવાની લડત જાતે લડવા માટે કુદરતે મનુષ્યને લલચાવવો જોઇએ. કાંઇપણ મેળવવાની કોશિસ વડે મનુષ્યનો વિકાસ થાય છે. તે બાબત એક ક્ષણભર પણ કુદરત મનુષ્યને ભૂલી જવા દેતી નથી.

જે કાંઈ દૂરથી સુંદર દેખાય છે અને જે મેળવવા માટે આપણે ઘણી સખ્ત મહેનત કરીએ છીએ તે ઉપર આપણે આપણો હાથ મૂકીએ છીએ કે તરતજ કુદરત તેના કરતાં પણ વધારે આકર્ષક ચીજ આપણી આગળ રજુ કરી તેનો મોહ ઉતારી નાંખે છે. બાળક જે રમકડું મૂકી દે નહિ તે જયારે નારંગી જૂએ છે ત્યારે તે તરત મૂકી દે છે. આજ રીતે એક ચીજ મેળવવા માટે બીજીનો આપણે ત્યાગ કરીએ છીએ, પણ તે ચીજ મેળવવામાં ખીલેલા અને વધેલા બળ સાથે આપણે કોશિષ કરીએ છીએ.

કુદરતે માણસને આ નહિ ટકી શકે તેવી સમતોલ સ્થિતિમાં મૂકયો છે એમ ધારીને કે રખેને જે ચીજ મેળવવાને તેણે સખ્ત મહેનત કરી હતી તે મળવાના સંતોષને લીધે નવી નવી ચીજો મેળવવાની તેની આકાંક્ષા જતી રહે. કાંઇ પણ મેળવવાને મચ્યાં રહેવું તે મનુષ્યજાતિનો કસરતનો અખાડો છે. જે કાંઇ મેળવવાને હૃદયને ઇચ્છા થાય છે તે મેળવવાના તેના પ્રયાસમાં કુદરત આનંદ મૂકે છે; પણ અમુક ધારેલી ચીજને આપણો હાથ અડકે છે કે તરતજ તે ચીજનો મોહ જતો રહે છે, તેની ઉપયોગિતા જતી

રહે છે. તેનાથી પછી ચારિત્ર્ય, ચૈતન્ય અગર મર્દાનગીની ખીલવણી થઈ શકતી નથી.

જે ચીજ દૂરથી પ્રકાશમાન્ અને ભવ્ય લાગતી તે હાથમાં આવતાં રાખોડી જેવી જણાય છે.

**આગળ અને આગળ--પ્રયત્નમાંજ સદ્‌ગુણ, મોટાઇ** રહેલી છે, ચીજ મેળવવામાં રહેલી નથી.

મહેનત એ મનુષ્યજાતિનો મહાન્ શિક્ષક છે. જીંદગીના લશ્કરની તે ભવ્ય કવાયત છે. આ કવાયત વગર જ્યારે જીવનના યુદ્ધમાં આપણે ઉતરવું પડે છે ત્યારે આપણે ગુંચવાઇ જઈએ છીએ. પુસ્તકો અને વિચારો જેવા સાંકેતિક ઉપદેશકોથી તે આપણને દૂર રાખી, જગતના મહાન્ વિદ્યાલય-મનુષ્યો અને વસ્તુઓના સામીપ્યમાં–આપણને આણે છે. એક મનનો બીજા મન ઉપર કાયમ ઘસારો લાગતાં અવ્યાવહારિક જીવનની ખડબચડી ધારો ઘસાઈ જાય છે અને તેથી ચારિત્ર્યને સફાઇ મળે છે. તે વડે ધૈર્ય, આગ્રહ ખામોશ અને ઉદ્યોગનું શિક્ષણ મળે છે. દરરોજ અને દર કલાકે જેટલો બની શકે તેટલો યત્ન એકત્ર કરવાની આપણને તેથી ફરજ પડે છે અને તે વડે આપણે પદ્ધતિ અને ધોરણથી કામ કરતાં શીખીએ છીએ. તરત નિર્ણય કરવાની શક્તિની ઉદ્યોગમાં હરહમેશ જરૂર પડયા કરે છે, કામ કરવાને તૈયાર–એવા વ્યાવહારિક માણસો તેથી બને છે.

ઘેર નહિ આવવાનું કારણ બતાવતાં લૉર્ડ કેમ્પબેલે પોતાના પિતાને લખ્યું હતું કે, "ફતેહની કાંઇ પણ આશા મારે રાખવી હોય તો બીજા માણસો કરતાં મારે વધારે દૃઢ રહેવું જોઇએ. તેઓ જ્યારે થિએટર (નાટકશાળા) માં હોય ત્યારે મારે મારા ઉદ્યોગના ઓરડામાં રહેવું જોઇએ. તેઓ જ્યારે બહાર માત્ર ફરતા

હોય ત્યારે મારે શહેરમાં રહેવું જોઇએ."

એન્જેલસના નામવાળા ચિત્રના એક કડકાની કિંમત સવા લાખ ડૉલર શા માટે પડે છે? અને બીજા કારીગરના ચિત્રની એક ડૉલરજ કિંમત કેમ અંકાય છે? કારણ કે મિલેટે પોતાનાં ચિત્રમાં સવા લાખ ડોલરની કિમતનું મગજ રોકયું હતું જ્યારે બીજાએ એક ડૉલરની કિમતનુંજ મગજ પોતાના કામમાં રોકયું હતું. મગજશક્તિ વગરનું કામ કિંમત વગરનું છે.

એક લુહાર પાંચ ડોલરની કિંમતના લોખંડની નાળો બનાવે છે અને તેમાંથી તે દસ ડોલર મેળવે છે. બીજો લુહાર તેજ લોખંડમાંથી છરીઓ બનાવે છે અને તેમાંથી ૨૦૦ ડોલર મેળવે છે. યાંત્રિક વિદ્યા જાણનાર તેટલાજ લોખંડમાંથી સોયો બનાવે છે અને ૬૦૦૦ ડોલર મેળવે છે. ઘડિયાળ બનાવનાર તેમાંથી મોટી સ્પ્રીંગો–કમાનો બનાવે છે અને તેમાંથી બે લાખ ડોલર પેદા કરે છે અગર તો તેની વાળ જેવી કમાનો બનાવી ૨૦ લાખ ડોલર, અગર લોખંડ જેટલાજ સોનાથી, ૬૦ ગણી કિંમત મેળવે છે.

જીવન રૂપી સામગ્રી જે આપણને જન્મ સમયે મળે છે, તેનું પણ આમજ છે. તેનું આપણે કાંઇક કરવુંજ જોઇએ. આપણે તે ફેંકી દઇ શકીએ નહિ કારણ કે સુસ્તીનો શાપ પણ તેના ઉપર રહે છે. એક યુવાન્ પોતાની આ સામગ્રીમાંથી સૌન્દર્ય અને ઉપયોગિતાના પદાર્થ બનાવે છે, તે પોતે પોતાની મગજશક્તિનો ઉપયોગ કરે છે. બીજો કોઇ પણ હેતુ વગર કામ કરી પોતાની સામગ્રીને થાગડ થીગડ કરી બગાડે છે. તે જીવનમાં મોડો શુદ્ધિમાં આવે છે અને પછી પોતાના ભાગેલા તૂટેલા અને જીર્ણ થયેલા કડકા શીવી લેવાને પ્રયત્ન કરે છે. સુન્દર શકયતાવાળા જીવનના બદલામાં આ સ્થિતિ પસંદ કરવા લાયક નથી.

એક અવિચારી અંગ્રેજ પાદરીએ બિશપ ઑફ લીચાફિલ્ડને કહ્યું કે; સાહેબ, ઉપદેશ કરવો એ દુનિયામાં સહેલામાં સહેલી બાબત છે. ઘણીવાર તો ઉપદેશની જગા ઉપર ગયા પછી હું તેના વિષયની પસંદગી કરૂં છું અને પછી ઉપદેશ આપું છું અને તે પછી તે વિષે હું બિલકુલ વિચાર કરતો નથી. બિશપે કહ્યું, ખરી વાત છે. તમારો ઉપદેશ સાંભળનારાઓ, ઉપદેશ વિષે જે વાત કરે છે તેને આ વાત બરોબર મળતી આવે છે. તેઓ કહે છે કે અમે ઉપદેશ સાંભળીએ છીએ અને પછી તે વિષે બિલકૂલ વિચાર કરતા નથી.

'હમણાંજ કરી નાંખું છું' 'હમણાંજ થઈ જાઉં છું' એવાં 'જો અને તો' ની વાત કરનારથી આ જગત્ ભરપૂર છે, 'અમુક અડચણો અગર નિરાશાજનક વિક્ષેપ નહોત તો અમે આમ થાત તેમ થાત અગર થવા જોઇતા હતા' એમ તેઓ કહે છે. તેઓ જૂદી જૂદી જાહેરખબરો બહાર પાડે છે પણ તેમની કૃતિઓ પ્રકટ થતીજ નથી. તેઓ સઘળા ફતેહ માટે ઇચ્છા રાખે છે પણ ઓછી મહેનતથી વધારે ફતેહ મેળવવા ધારે છે દરેકને માટે "એક કિંમત" ઘણી ભારે થઇ પડે છે. નીસરણીના સોનેરી વાંકની તેઓ ઇચ્છા રાખે છે પણ જે મુશ્કેલી ભર્યાં પગથીયાંથીજ તે વાંકને પહોંચી શકાય તે પગથીયાં ચઢવાની તસ્દી લેવા તેઓ ચ્હાતા નથી. વિજયની તેઓ આશા રાખે છે પણ લડતથી તેઓ પાછા હઠે છે. જ્યાં ઓછામાં ઓછો વિક્ષેપ, વિરૂદ્ધતા હોય તેવાં વિજયનાં લીસી અને સુંવાળી સપાટીવાળાં સ્થાન તે ખોળે છે. જે ઘર્ષણ પાટા ઉપરની ટ્રેનને અટકાવે છે, ઍન્જીનના વેગના ચોથા ભાગને નકામો કરી નાંખે છે, ચોથા ભાગની શક્તિની વિરૂદ્ધ કામ કરે છે તેજ ટ્રેનની ગતિ માટે આવશ્યક છે. પાટાને તેલ લગાડી સંઘર્ષણ કાઢી નાંખવામાં આવે તો પછી જો કે એન્જીન ગમે તેટલું ધુમાડા કાઢતું

હશે અને પૈડાં ફરતાં હશે પણ ટ્રેન એક ઇંચ પણ ખસશે નહિ.

પ્રાપ્ત કરવાનો હેતુ જેમ ઉંચો અને ઉત્કૃષ્ટ તેમ કામ મુશ્કેલ હોય છે. મહાન્ યોગ્યતાની ઉંચામાં ઉંચી કિંમત ઇશ્વરે રાખી છે. માણસે જો મોટામાં મોટી ફતેહ મેળવવી હોય તો તેણે તેનું ઉંચામાં ઉંચું મૂલ્ય આપવું જોઇએ. ખિતાબવાળી વંશપરંપરા, બેંકનાં મોટાં ખાતાં રૂપી પૂર્વજોથી મળેલો ગમે તેટલો પૈસો એથી ફતેહ મળી શકે નહિ. માણસ પોતાની જાતથી મોટો થાય અગર કદી પણ મોટો ન થાય.

પોતાના દેવળની સદ્ગુણ અને પ્રતિષ્ઠાની જગાઓ રોમનોએ એવી રીતે ગોઠવી હતી કે પહેલામાં પ્રવેશ કર્યા વગર બીજામાં દાખલ થવાય નહિ. આગળ વધવાનો અનુક્રમ, સદ્ગુણ, પરિશ્રમ અને પ્રતિષ્ઠા એ પ્રમાણે છે.

ફતેહ મેળવવાને દરેકને ઇચ્છા હોય પણ તેટલુંજ પૂરતું નથી. માત્ર ઇચ્છાથીજ ફતેહ મળે એવી ફતેહથી કોણ સંતોષ પામશે? જો તમે બરાબર કિંમત આપશો તો તમને જે જોઇશે તે મળશે. ફતેહ માટે મહેનત કરવાને તમે કેટલા આતુર છો? તમે કેટલું સહન કરી શકો એમ છે? તમે કેટલીવાર સુધી રાહ જોઇ શકો એમ છો?

કેળવણીની તમને ઇચ્છા છે? જો જરૂર પડે તો કોલેજમાં તમે જીર્ણ લૂગડાં પહેરશો અને જાતેજ બૉર્ડિંગનું ખર્ચ ઉત્પન્ન કરી શકશો. થર્લો વીડની માફક શેરડીના બગીચાઓમાં તાપણીના પ્રકાશથી તમે અભ્યાસ કરશો? જોડાને બદલે તમારા પગ ઉપર ચીંથરાં જેવી શેતરંજીના કકડા બાંધી બરફમાં બે માઇલ સુધી ચાલીને તમારે જોઇતી ચોપડી ઉછીની લેવા તમે જશો? ખોરાક લેવા જેટલા પણ પૈસા તમારી પાસે ન હોય અને સેમ્યુઅલ

અગર કીટોની માફક તમારા પેટે પાટા બાંધીને ભૂખનું દુઃખ વેઠી લેવા જેવી તમારી સ્થિતિ હોય તેવે વખતે તમારા અભ્યાસમાં મંડયા રહેવા જેટલું બળ તમારામાં છે? જૉન સ્કૉટની માફક, ચાર વાગે ઉઠી રાત્રે ઝોકાં ન આવે તે માટે ઠંડો ટુવાલ માથે વીંટી રાત્રીના દશ અગર અગીયાર વાગ્યા સુધી તમે અભ્યાસ કરશો? તમારી પાસે ચોપડીઓ ખરીદવા જેટલા પૈસા ન હોય ત્યારે પાછળથી લૉર્ડ એલ્ડન થનાર છોકરાની માફક તમે કેસનાં ત્રણ ત્રણ વૉલ્યુમ—"લિટલટન વિષે કોકની ચર્ચા" એ પુસ્તકો ઉછીનાં લઇ તેની નકલ તમે કરી શકશો? વિલ્બરફોર્સે કાયદાના એક અભ્યાસીને સૂચના કરી હતી તેથી તમે નિરાશ થશો? આ સૂચના નીચે મુજબ હતીઃ—એક સાધુની માફક રહેવાને અને ઘોડાની માફક કામ કરવાને તમારે નિશ્ચય કરવો પડશે. કાયદાનો અભ્યાસ કરવા સબંધે સલાહ માગનાર યુવકને મહાન્ ધારાશાસ્ત્રી ચીટીએ પૂછયું હતું તેમ તમે કરવતથી પડેલો વહેર માખણ સાથે ખાઇ શકશો? હ્યુ મિલરની માફક પથરાની ખાણમાં હથોડાની સાથે પણ અભ્યાસ કરવાનો તમારામાં નિશ્ચય છે? જમાનાના જમાનાનાં ખડકોનાં પડ ઉપરના ઇશ્વરના અક્ષર, ઇશ્વરના લેખ ઉકેલવા, તેનું રહસ્ય ખોળવામાં, આખી જીંદગી પસાર કરવા જેટલું ધૈર્ય તમારામાં છે? હેનરી વિલ્સનની પેઠે બળદની એક જોડ અને ૬ ઘેટાં માટે ૨૨ વર્ષ સૂધી તમે ખેતર ઉપર કામ કરશો? અબ્રહામ લિન્કનની પેઠે, તમે ખરીદી ન શકો તેવી ચોપડી મેળવવા માટે ૪૦ માઇલ ચાલી નાંખવા જેટલી વિદ્યા ઉપર તમને પ્રીતિ છે? એનો અર્થ એવો નથી કે આવા અંતિમ ઉપાયની અમે ભલામણ કરીએ છીએ; પણ આ તેમ બીજા મહાન્ પુરૂષોએ લીધેલા માર્ગ શિવાય બીજો માર્ગ તમને ન જડે તો, સંકટની બરાબર સામા થવાની તમારામાં શક્તિ છે? વિદ્યા મેળવવાનો બાદશાહી રસ્તો એ એક કલ્પના

માત્ર છે અને ખરો રસ્તો મગજને ફાડી નાંખે તેવા કાંટાથી ભરેલો અને નિરાશાઓથી થકવી નાંખે તેવો છે એવું અનુભવથી શીખવાની તમારી મરજી છે?

વક્તા થવાની અને માણસોનાં મન ઉપર કાબુ મેળવવાની તમારી મરજી છે? ડિમોસ્થનિસની માફક તોફાની મોજાં એ શ્રોતાજન છે એમ ગણી સમુદ્રકાંઠે મહિનાના મહિના સૂધી તમારા અવાજને તમે તાલિમ આપી શકશો? લટકાવેલી તલવારોની તીણી ધાર નીચે તમારા ખભા ઉઘાડા રાખી, ઉભા રહી, ખભા ઉંચા નીચા કરવાની તમારી ખોડ સૂધારવાની તમારામાં શક્તિ છે? વેન્ડેલ ફિલિપ્સની માફક લોકોનો તિરસ્કાર અને સડેલાં ઇંડાનો માર સહન કરી તમે ફાનીલહોલમાં શાંત અને સ્થિર ઉભા રહી શકશો? જે વખતે તમારા દરેક વાક્ય માટે ઉપહાસ અને તિરસ્કાર થતાં હોય તે વખતે ડિઝરાયલીની માફક પાર્લામેન્ટમાં સ્થિર પગે ઉભા રહેવાની તમારામાં શક્તિ છે? "જગતના પહેલી પંક્તિના ગૃહસ્થ ("the First Gentleman of the world") તરફથી સાબાશી ન મળે ત્યાં સૂધી તેની માફક તમે તમારી જગા ઉપર ઉભા રહી શકશો? કરેનની માફક વારંવાર તિરસ્કાર થયા છતાં ફરી ફરીને મહાન્ રાજસભામાં જઇ બોલવા જેટલો તમારામાં નિશ્ચય છે? પોતાના પહેલા પ્રયત્નોમાં નિષ્ફળ જનાર સેવોનેરોલા, કૅામ્ડન, શેરિડન અને બીજા અનેક લોકોની માફક વારંવાર હલકામાં હલકી નિષ્ફળતા મળવા છતાં તમે તમારા પ્રયત્નને વળગી રહેશો? શાળાની તમારી આખી કારકીર્દીમાં તમારામાં વક્તૃત્વની શક્તિ નહોતી છતાં ડેનિયલ વેબસ્ટરની માફક જાહેર વક્તા થવાની હિમ્મત તમારામાં આવી શકશે? જ્યોર્જ વ્હીટફીલ્ડની માફક ઑક્સફર્ડમાં વિદ્યાર્થીઓના બુટને બ્લેકિંગ લગાડવાનું કામ તમે

કરી શકશો? ઇન્ડિયાનાના એક અપ્રસિદ્ધ ગામનું દેવળ જેમાં માત્ર ૧૯ માણસોજ આવતા તેવા દેવળમાં ઉપદેશ કરવાનું, વહીવટ કરનાર દરવાનનું, અને પાદરી એ ત્રણેનું કામ તમે કરી શકશો? આન્ના ડિકિન્સનની માફક મોલિ મૅગીયર્સના ઉપહાસ, તિરસ્કાર અને બંદુકની ગોળીઓના બ્હારની સામે તમે થઇ શકશો? શંકાશીલ અને વ્હેમી તરફનો તિરસ્કાર અને ધર્મ માટે જીવ આપનારની વેદનાઓની વચ્ચે રહી, ક્રાઇસ્ટ અને તેનાપર ગુજારવામાં આવેલો જુલમ એ વિષે તમે ઉપદેશ આપી શકશો?

કારીગર થવાની અને તમારા આત્મામાં ઘર કરી રહેલી સુન્દરતાને ચિત્રપટ ઉપર મૂકવાની અગર આરસમાંથી છુટી પાડવાની તમારી ઇચ્છા છે? •

ચિત્રકારના શબ્દો અગર તેમના કામમાંથી તમને કાંઇ સૂચનાઓ મળી આવે તેટલા માટે માઇકલ એન્જેલોની માફક લાંબી નીસરણીઓ ઉપર ચૂનાનો કેલ તમે ચઢાવશો? પોપ તો હજી જે વખતે નિદ્રામાં હોય તે વખતે ૬૫ વર્ષની ઉમ્મરે તમે તમારી ઇજાર પહેરી વૅટિકનની* પાછલનો ગેરૂ ખોદી તમારો આખો દિવસ કલામાં તમે વ્યતીત કરી શકશો? શીસટાઇન દેવળને સૃષ્ટિની વાર્તા (Story of the creation) અને "છેલ્લા ઇન્સાફ" (Last judgment) ને લગતી હકીકતથી શણગારવા માટે સાત સાત વર્ષ સૂધી ધીરજ સાથે તમે કામ કરી શકશો? તમારા આત્માની આગળ તરી આવતી ભાવનાઓથી થોડાપણ રખે ને તમે ખસો તે માટે આ કામનો બદલો લેવા તમે ના પાડી શકશો? મધ્યરાત્રીએ ઉઠી તમે હથોડા અને રંદો પકડશો? તમારા સ્વપ્નમાં વારંવાર રજુ થતા, તમને ઉંઘવા પણ ન દેતા ફિરસ્તાને ખડબચડા આરસમાં તમે ઉતારી શકશો?

---

* પોપને રહેવાની જગા.

સાહિત્યમાં તમારે ઉત્કૃષ્ટ થવું છે, તમારા લેખ માટે પુખ્તમાં પુખ્ત વિચાર અને મહાન્ આત્મભોગ વર્ષોના વર્ષો સુધી આપ્યા પછી, તે લેખ લેવા ઉપકાર સાથે ના પાડવામાં આવશે એવા ભયથી તમને નિરાશા નહિ થાય? કદર થયા વગર અપ્રસિદ્ધિમાં મરણ પામવાની તમારી મરજી છે? શેકસપિયરનાં નાટક તમે લખો પણ કદર માટે ૨૦૦ વર્ષ સૂધી રાહ જોવાની અને તમારા મહાન્માં મહાન્ સમકાલીનનું એક પણ સારૂં વચન સાંભળ્યા સિવાય તમે મરવા ખુશી થશો? પ્રસિદ્ધિ મેળવવા માટે ગેટેએ ખર્ચેલું મૂલ્ય તમે ખર્ચી શકશો? તે કહેતો કે મારી દરેક મશ્કરીનું એક સોનાની થેલી જેટલું ખર્ચ લાગ્યું છે. મારા પોતાના પાંચ લાખ, મને જે દોલત વારસામાં મળી હતી તે અને પચાસ વર્ષ સૂધીની મારા લેખોથી મળેલી મારી મોટી આવક એ સર્વનો ઉપયોગ હું જે જાણું છું તે શીખવામાં કરવામાં આવ્યો છે. જે જગત્ તમે જોઇ શકતા નહિ તે જગત્માં "પૅરેડાઇઝ લૉસ્ટ" રચી, ઉતરાવી પછી જે જમાનામાં લંડનનો એક વિદ્વાન્ વિવેચક એમ કહે કે એક અંધ શિક્ષકે "**મનુષ્યની અધોગતિ**" વિષે એ કંટાળા ભરેલું કાવ્ય લખ્યું છે અને લંબાઇ શિવાય તેનામાં બીજી કાંઇ લાયકાત નથી તે જમાનામાં પંદર પૌંડ માટે તે વેચી શકશો? સાહિત્યમાં અમર થઇ ગયેલું "**પિલગ્રીમ્સ પ્રોગ્રેસ**" જેવું પુસ્તક લખવાનો તમારો ઉત્સાહ, કેદખાનાના બારણામાં સળીયા અને કેદખાનાની લાંબી રાત્રીઓથી નરમ નહિ પડે? ડ કવીન્સીનાં અપ્રતિમ સ્વપ્ન અને પૃથક્કરણ લખવા માટે તમે તેનાં જેટલી મનોવેદના વેઠી શકશો? જાદુ અને ધંતરમંતરના, ગૂઢ કલ્પનાના, ઉચ્ચ પ્રકારની સ્વર્ગીય સુંદરતાના નહિ શોધાયલા પ્રદેશમાં, મનુષ્યના વિચાર દાખલ કરવાને ખાતર પણ પોની માફક, તંગી, દુઃખ અને લાલચના કિનારા ઉપર તમે રહી શકશો? તમારાં દુઃખ

તમે કવિતાદ્વારા રડી અગર અપ્રતિમ જૉન ગિલ્પિનની વાર્તા લખી આનંદ માની શકો, એ માટે તમે કાઉપરનાં દુઃખ સહન કરી શકશો? તમારી ભાષા બોલાતી બંધ થાય તે પછી સેંકડો વર્ષ પછી પણ તમારી પાંચ લીટીઓ અમર રહે તે માટે યુરીપીડીસની માફક ત્રણ વર્ષ ગાળી તમે સંતોષ માની શકશો? દિવસની દશ અમર પંક્તિઓ લખી શકો તેટલું પૂરતું ધૈર્ય અને આગ્રહ તમારામાં છે? એક ગુંચવણ ભરેલી ગણતરી માટે આઇઝેક ન્યૂટને ઘણાં વર્ષ ગાળ્યા પછી તેના કૂતરા ડાયમન્ડે તેને લગતા કાગળ બગાડી ફાડી નાંખ્યા; આમ છતાં તેમને ફરી ગોઠવવાનો આગ્રહ તમે રાખી શકશો? કાર્લાઇલે ફ્રેન્ચ રેવોલ્યુશનનો હસ્તલેખ એક મિત્રને જોવા આપ્યો હતો, મિત્રના નોકરે બેદરકારીમાં, દેવતા સળગાવવામાં તેનો ઉપયોગ કરી દીધો. કાર્લાઇલ શાન્તિથી ફરી તે લખવા બેઠો અને ફરી તેણે તે લખી કાઢયો આવી હિમ્મત તમારામાં છે? ફ્રૅન્કલિનની માફક ઠેલણ ગાડીમાં ફિલાડેલ્ફિઆના મહોલ્લામાં કિંમ્મતથી વસ્તુઓ પૂરી પાડવાનું કામ તમે કરશો?

તમારે સૈનિક થવું છે? બરાબર તૈયારી કર્યા પછી તમારી નિમણુક થવા માટે, નેપોલિયનની માફક તમે સાત વર્ષ સુધી રાહ જોઇ શકશો? ફરજીયાત ફુરસદનો સઘળો વખત, આગળના એકાગ્ર અભ્યાસ માટે તમે ગાળશો? દશમાંની નવ લડાઇમાં પરાજય થવા છતાં દૃઢ સંકલ્પ સાથે લડવાનું ચાલુ રાખી બ્લુશરે **માર્શલ ફૉરવર્ડનો**, ખિતાબ મેળવ્યો હતો—તેવી રીતે તમે લડવાનું ચાલુ રાખી શકશો? તમારી જીત થાય તે કરતાં હાર વધારે વાર થાય એવી સ્થિતિમાં વૉશિંગ્ટનની માફક તમારા ચારિત્ર્યના બળથી તમે જીતી શકશો?

નવીન શોધો અગર સંશોધનથી તમે તમારી જાતિને સુખી

કરી શકશો ? "ભોંયરાના હજામ પાસે આવો, અર્ધા પેનિથી સુન્દર હજામત"—એવા તમારા બારણાપરના પાટિયા સાથેની ભોંય તળીયાની, રિચર્ડ આર્કરાઇટ જેવી દુકાનમાં કામ કરી, તમારા પ્રયોગો ચલાવવાનાં સાધનો આનંદ સાથે ઉત્પન્ન કરી શકશો ? તમારા સાંચા કામના ઉપયોગ માટે ઉભી કરેલી મિલ તોડી પાડયા પછી ઉત્સાહ સાથે તમે તમારૂં ચાલુ રાખી શકશો ? જ્યોર્જ સ્ટીવન્સનના પહેલા ફતેહમંદ એન્જીન માટે પંદર વર્ષ જેટલા લાંબા વખતનો પરિશ્રમ—એ કાંઇ બહુ મોટી કિંમત હતી ? બળ એકત્ર કરનાર એન્જીન પૂર્ણ કરવામાં તંગી અને દુઃખની અંદર વૉટ સાથે ૩૦ વર્ષ ગાળવાં એ કાંઇ બહુ લાંબો વખત છે ? વારંવાર વિનાશની સ્થિતિએ આવવા છતાં, તમારી શાખ નરમ પડી ગઇ હોય અને તમારી સ્ત્રી પણ તમારી સામે થઇ ગઈ હોય ત્યારે તમારા કોમ્પાઉન્ડનાં પાટીયાં, તમારા ઘરનો સરસામાન, ભોંયપરનાં પાટીયાં અને કોઠારની છાજલીઓ બાળી દો અને પેલિસિના જેવું ઇનેમલ તૈયાર કરો એવો કોઇ પણ કામમાં તમારો નિશ્ચય બળવાન્ છે ? કેદખાનામાં તમે નંખાઓ તો ગેલિલીયોની પેઠે કેદખાનાના પરાળથી તમે પ્રયોગ કરી શકશો ? ગુડયરની માફક ફતેહ મેળવવા માટે કરજદારોના કેદખાનામાં એક કરતાં વધારે વાર તમે રહી શકશો ? દશ વર્ષ સૂધી બીજાઓની સખાવત ઉપર તમે રહી શકશો ? તમે કોઈ પણ માણસને ઇંડિયા રબર કોટ, ઇંડિયા રબરના જોડા, ઇંડિયા રબરની ટોપી અને એક પણ પૈસા વગરની ઇંડિયા રબરની થેલી સાથે જોઇ શકો તો તે ગુડયર છે એમ ગુડયરના મિત્ર સચ્ચાઇ સાથે કહી શકતા. એક શોધ જે લોક હિત માટે હોય પણ પહેલાં જેનો ઉપયોગ કરવા માટે ના પાડવામાં આવે અને પછી તેને ચોરી લઇ જવાને પણ કોશિશ કરવામાં આવે આના સંયોગ, આ વાત એટલે વ્હીટની અગર

એલિયાસ હોની માફક માલમ પડવા છતાં તે શોધ પૂર્ણ કરવાની તમારામાં હિમ્મત છે ?

સેમ્યુઅલ એફ. બી. મોર્સની માફક તારના યંત્રનો પેટંટ મેળવવા તમે આઠ વર્ષ સુધી રાહ જોઇ શકશો ? તેમ તે પછી તે દાખલ કરવાના ચાન્સ માટે લડત ચલાવી શકશો ? ઘાસનું એક દોરડું ( Tedder ) તમે શોધી કાઢશો ? અને કોઇ ખેડુતે એમ કહ્યું કે તેથી બી પણ ઉખડી જશે તે ઉપરથી તેનો પ્રયોગ કરી જોવા તેને પૈસા આપી શકશો ? મેક કોરમિકનું રીપર–કાપણી કરનાર યંત્ર શોધી કાઢયા પછી, લંડન ટાઇમ્સ તેને એસ્ટલિના રથ વચ્ચેનો ક્રૉસ ( આડો અને ઉભો સળીયો ) ઠેલણ ગાડી અગર ઉડવાનું યંત્ર કહે એવી રીતના વર્તમાનપત્રોના ઉપહાસની વચ્ચે ઇંગ્લાંડમાં તે તમે આગ્રહપૂર્વક દાખલ કરી શકશો ? નોર્થ અમેરિકન પક્ષીઓના ઑડુબનનાં ચિત્ર નૉરવેના ઉંદરોએ નાશ કર્યા પછી તે ફરી ચીતરવા માટે વર્ષોનાં વર્ષ તમે જંગલમાં રહી શકશો ? અગર આલ્પસ અને આન્ડિસ ઉપર પરિશ્રમ ઉઠાવી શકશો ? જવાલામુખી વિસુવિયસથી તમારા જીવનને પણ હાનિ થાય તેનું વર્ણન કરવા પ્લીનિની માફક તમે ત્યાં જઇ શકશો ? ભૂમધ્ય સમુદ્ર ઉપરનું પર્વતની પેઠે ઉંચું જતું મોજું જે તમારા વહાણને ડુબાવવા માટે ધાસ્તી આપી રહ્યું હતું તેનું ચિત્ર લેવા જેટલું બળ, તમારા કળા ઉપરના પ્રેમથી તમને મળી શકશે ? તમારી સારંગીની દરેક ચાવી તેના ગુપ્ત પ્રયોગથી ચમચાના ખાડા જેવી પોલી થઇ જાય ત્યાં સુધી હેન્ડલની માફક તેની પ્રેક્ટિસ કરવા જેટલું ધૈર્ય તમારામાં છે ? તમે જો તબીબ હો તો પીળા તાવ ( Yellow fever ) અગર કોલેરાના જન્તુનું બળ તપાસવા માટે તમે તેની રસી તમારા પોતાના શરીરમાં દાખલ કરી શકશો ? પરમેન્ગનેટ ઑફ પોટાશ જેવો એક નવીન પ્રતિકાર તમે શોધી કાઢયો છે

એમ તમે માનો છો તો તેનું બળ તપાસવા માટે ત્રણ ગ્રેન જેટલું અફીણ તમે લઇ શકશો ?

ફક્ત એકજ મતના વધુમતથી ૧૮૪૦ ની સાલમાં મસાચ્યુસેટસના ગવર્નર ચુંટી કઢાવા માટે માર્કસ મોરટનની માફક રાજપ્રકરણમાં સોળ સોળવાર ઉમેદવાર થવાને માટે તમે આગ્રહ બતાવી શકશો ? એક કમનસીબ જાતિના ઉદ્ધાર કરનાર તરીકે વિલિયમ લોયડ ગૅરિસનની પંક્તિમાં બેસવા સારૂ, વર્ષોનાં વર્ષ સૂધીની કનડગત તમે સહન કરી શકશો ? સાયરસ ડબલ્યુ. ફિલ્ડની માફક સારો પૈસો પેદા કર્યા પછી વિજળીના તારથી બે ખંડ જોડવાના દેખીતી રીતે નિષ્ફળ જણાતા પ્રયત્ન માટે, મહાન પરિશ્રમો પછી, લાયકી સાથે મેળવેલો ફુરસદનો વખત પણ તમે ગાળી શકશો ? વર્ષો સૂધી આશા રહિત વૈતરાં કરી શકશો ? એક તરફથી મનુષ્યોનો તિરસ્કાર વેઠી બીજી તરફથી તમારી દોલત તમે જોખમમા મૂકી શકશો ? વૈતરા અને આગ્રહથી વિજય મળે છે. કીર્તિની તૃષ્ણા રાખવામાં આવે તેથીજ માત્ર કીર્તિ મળતી નથી.

આવી સામગ્રીથી તમારૂં શારીરિક તેમ માનસિક બંધારણ રચાયું હશે તો તમે ફતેહ પામશો. તેમ નહિ હોય તો તમારાં સઘળાં સ્વપ્ન અને ઇચ્છાઓ છતાં તમે નિષ્ફળ જશો. ઘણાં માણસો ગરીબાને કમનસીબી સમજે છે અને સઘળા જમાનાનાં સઘળા મહાન્ કાર્યમાં વેગ આપનાર તે એક અમૂલ્ય બળ છે એમ તેઓ ભૂલી જાય છે.

જીન પૉલ રીટર જે ગરીબીને લીધે ઘણાં દુઃખ સહન કરતો તે કહેતો કે તેને પૃથ્વી અને સ્વર્ગ બધું મળે પણ તે પૈસાદાર થવાનું પસંદ કરશે નહિ.

જેમ્સ ગૉર્ડન બેનેટે જયોર્જ ડબલ્યુ ચાઇલ્ડસને કહ્યું હતું

કે જે છોકરાનાં માબાપ પૈસાદાર હોય તેની સ્થિતિ કેવી કમનસીબ છે? જો તમારો અને મારો જન્મ તેવી સ્થિતિમાં થયો હોત તો કરવા જેવું આપણે કાંઇ કરી શકત નહિ.

જીરાર્ડ કહેતો કે એક છ પેન્સથી મેં મારી જીંદગીની શરૂઆત કરી હતી. હું એમ માનું છું કે માણસની મોટામાં મોટી થાપણ તેનો ઉદ્યોગ છે.

સમાજમાં ક્ષુદ્ર પંક્તિઓ ઉભી કરવાના અને પથ્થરના બાવલામાંજ મહત્તા બંધ કરી રાખવા માટે, છુપાવવા માટેના પ્રયત્ન તરફ કુદરત કેવું ઉપહાસ કરે છે?

ફિફ્થ એવન્યુ અને બીકન સ્ટ્રીટ જેવા મહેલ્લા જ્યાં કરોડપતિઓ વેબસ્ટર અગર સમ્નર જેવી સંતતિની અપેક્ષા રાખતા હોય ત્યાં કુદરત એક ગમાર ઉત્પન્ન કરે છે; અને જંગલની એક ઓરડી જ્યાં નમ્ર ગરીબ માતપિતા માત્ર એક શરૂઆત કરનાર સંતતિની આશા રાખે ત્યાં ગારફિલ્ડ જેવાં રત્ન તે ઉત્પન્ન કરે છે. એક લુહારને તે બ્યુરીટ જેવો પુત્ર અને એક ધનવાન્ નાણાવટીને તે એક ગમાર જેવો પુત્ર આપે છે. મહેલમાં મૂર્ખનો જન્મ થાય અને તબેલામાં દુનિયાને મુક્તિ અપાવનારનો જન્મ થાય. ખરાં રાજવંશી સ્ત્રીપુરૂષ, શરદીવાળાં અને કંગાળ કાતરીયાંની બારીગોમાંથી, કારખાનાં અને ગરીબો માટેનાં ઉદ્યોગગૃહોમાંથી, બનાત અને સૅટિનમાં પોશાકવાળા પણ જીવનયુદ્ધમાં અપ્રમાણિકતા અને પ્રપંચથી પરાજય પામેલા પણ પોતાનાથી ખરી રીતે હલકા માણસો તરફ નજર કરે છે.

દરેક વર્ષે યુવાનોનું કેવું મોટું લશ્કર ફતેહની લડાઇમાં કાચા નવા સિપાહી તરીકે ઉતરે છે? તેમાંના ઘણા ગામડાના યુવાનો હોય છે. તેઓનાં ટોળે ટોળાં ફતેહની ખરીદી માટે શહેરોમાં આવે છે.

તેમની નવીન મહત્વાકાંક્ષા કોઇ પુસ્તકથી પ્રકટ થઇ ઉશ્કેરાઇ હોય છે અગર કોઇ જાણવા જોગ ફતેહની વાતથી પ્રોત્સાહિત થાય છે. અદ્ભુત પાયતખ્તમાં પોતાનું નસીબ અજમાવવા માટે તેમની શક્તિઓ તેમને વેગ આપી શકે ત્યાં સૂધી તેઓ એસ્ટર, જીરાર્ડ, સ્ટુઅર્ટ, વાનામેકર, વેન્ડરબિલ્ટસ, ગુલ્ડસ, લિંકન અગર ગારફિલ્ડ થવા માગે છે; પરન્તુ યુવાન્ માણસો, ફતેહ માટે તમે શું અર્પણ કરવા તૈયાર છો? ૧૯ મી સદીનાં મોટાં શહેરો જ્યાં માણસોના વાળ, ૩૦ વર્ષની ઉમરે ધોળા થઇ ૪૦ વર્ષની વયે તેઓ ઘડપણથી મરણ પામે છે, જ્યાં જીંદગીની શરત એવી કટોકટની થઇ હોય છે કે શરત દોડનારા પોતાની આગળના માણસોની પગની એડીઓ ઉપર આવી જાય છે અને જ્યાં પોતાના જોડાની દોરીઓ બાંધવા જે ઉભા રહે છે તેની કમબખ્તી થઇ રહે છે ત્યાં ફતેહનો અર્થ શો થાય છે તે તમે જાણો છો? દર સો માણસોમાંથી માત્ર બે અગર ત્રણ કાયમ ફતેહ મેળવી શકે છે. જેઓએ પ્રયાસ મૂકી દીધો તેવા બીજા સર્વ મોડા વહેલા નિષ્ફળ જશે અને ગરીબીમાં મરણ પામશે તે તમે જાણો છો?

૪૦ વર્ષ પહેલાં બોસ્ટનના સ્ટેટ સ્ટ્રીટ ઉપર જે યુવકો ધંધામાં દાખલ થયા હતા તેમને વિષે કહેવામાં આવે છે કે તેમનાં નામ પણ લગભગ ભૂલી જવામાં આવ્યાં છે. તેમાંના ઘણા સ્પર્ધાની ઝનુની લડતમાં માર્યા ગયા હતા.

બોસ્ટન લોંગવાર્ફ જ્યાં આ લડત ઓછા ઝનુનથી ચાલતી હતી ત્યાંના એક વૃદ્ધ પુરૂષની ડાયરી વાંચો. "ધંધા બ્યાપારમાં પડેલા જે સઘળા માણસોને હું ઓળખતો તેમાંથી પાંચ ૪૦ વર્ષમાં ફતેહ પામ્યા છે. બીજા સઘળા નિષ્ફળ ગયા હતા અગર તંગીમાં મરણ પામ્યા હતા. યુનિયન બેંકમાં નાણાં મૂકનાર એક હજાર

માંથી ૬ શિવાય સઘળાએ દેવાળું કાઢયું હતું અગર ગરીબીમાં મરણ પામ્યા હતા. બેંકના એક જૂના ડિરેકટરે જણાવ્યું હતું કે નાદારી મૃત્યુ જેવી છે અને જેમ મૃત્યુ નક્કી છે તેમ તે પણ નક્કી છે. તેઓ એક-લાજ અને જૂદાજ અવનતિમાં આવી પડે છે. આ રીતે તેમને ભૂલી જવામાં આવે છે. આ સ્થિતિમાંથી બચી શકાતું નથી અને જે જુવાનીમાં દેવાળું કાઢે છે તે નશીબવાન્ ગણાય છે. પેમ્બરટન સ્કવેરમાં, ધારાશાસ્ત્રીઓમાં રૂફસ ક્રોએટ અને ડેનિયલ વેબસ્ટરને એક જૂના મિત્ર જણાવે છે કે બોસ્ટનમાં બે હજાર વકીલો છે. માત્ર ચારસો તેમના ધંધામાંથી નિર્વાહ મેળવે છે અને તેમાંથી કોઇ કોઇ વખત માત્ર એકાદ પ્રખ્યાતિ મેળવે છે.

૧૮૫૨માં ઉદ્યોગ વિષે પ્રકટ થયેલા એક પુસ્તકમાં એડવિન ટી. ફ્રિડલિએ ફિલાડેલ્ફિયાના પહેલા વર્ગના જથાબંધ માલ વેચ-નારનું લિસ્ટ આપ્યું હતું. ૨૩ વર્ષ પછી તે લિસ્ટ ફરી તપાસતાં આયાત કરતી ૧૭ પેઢીઓમાંથી તેણે બેજ જોઇ હતી. સૂકા સામા-નની ૨૨ પેઢીઓમાંથી ૨, સૂકા માલનું છૂટક વેચાણ કરતી ૨૫ પેઢીઓમાંથી ૪, રેશમની પેઢીઓમાંથી ૯, ઔષધનાં ૨૫ ખાતાં માંથી ૮, બુટ અને જોડા વેચનાર ૧૭ ખાતામાંથી ૧ અને સિટી ઑફ બ્રધરલિ લવમાં જથાબંધ માલનાં જે ૧૭૭ ખાતાં તેણે ગણ્યાં હતાં તેમાંથી ફક્ત ૨૫ જ રહેલાં તેને માલમ પડયાં હતાં.

આ ખરી નિરાશાજનક વાતનો વિચાર માત્ર ત્રાસજનક છે, અને ફતેહ જ્યારે લૉટરીની માફક થોડાં ઈનામવાળી જણાય છે ત્યારે પ્રયત્નથી લગભગ આપણે પાછા હટી જઇએ છીએ.

પણ જેણે ફતેહ મેળવવી હોય તેણે તેની કિંમત આપવી જોઇએ. સુખવાળી ફતેહની તેણે આશા રાખવી નહિ. જે કામને પોતાના જીવનના એક ભાગ તરીકે માણસ ગણે તે કામને તેણે

પોતાનું હૃદય અને આત્મા અર્પણ કરવાં જોઇએ. જે નિશ્ચયમાં પરાજય નામ નથી, જેમાં ભૂખ અગર ઉપહાસની દરકાર નથી, જે સંકટને લાત મારે છે, તંગી અને દુઃખને જે હસી કાઢે છે તેવો નિશ્ચય તેનામાં હોવો જોઇએ.

જે માણસોએ પોતાનો રોટલો મેળવવા માટે પોતાની લડત ચલાવી છે, જેઓએ અવ્યસ્થિત દુનિયાને ઉચામાં ઉંચા સુધારાના પ્રકાશમાં આણી છે તેઓ માત્ર ભાગ્યશાળી નહોતા, ખનાતનાં લૂગડાં પહેરનારા, વારસાવાળા અને સુસ્ત નહોતા; પણ સંકટ અને તંગીને વેઠનારા અને ચીંથરહાલ વસ્ત્ર અને પ્રમાણિકતા વાળી ગરીબીથી શરમાય તેવા નહોતા. તેઓ એવા માણસ હતા જેઓ જેમ ચઢતા તેમ તેમનાં મન બહોળાં થતાં અને તેઓ બીજાઓને વધારે ઉચ્ચ જગા ઉપર લઇ જતા અને સંકુચિત જીવનનાં દ્વાર પહોળાં અને પહોળાં ઉઘાડતા.

એક ઉત્તમ કાર્યની તું યોજના કરી શકે અને
પ્રયત્નમાં તારો આત્મા અર્પણ કરવો પડે છતાં
ફતેહ મળે ત્યાં સુધી તું ઢીલો ન પડે તો
ગમે તેવી મુશ્કેલીઓ આવવા છતાં,
તારો સમય આવશે.

સાચા આત્માવાળા મનુષ્ય! આગળ વધ, તને ત્હારા કાર્યમાં ફતેહ મળશે, તું તારા લક્ષ્યને પોહોંચીશજ. **ચાર્લ્સ મેકે.**

દુઃખ વગર સુખ નથી, કંટક વગર તખ્ત નથી, ખટાશ વગર કીર્તિ નથી, સંકટ વગર મુકુટ નથી. **પેન.**

# પ્રકરણ ૧૬ મું.



## ચારિત્ર્ય–એ બળ છે.

ચારિત્ર્ય એ બળ છે–સત્તા છે; તેથી મિત્રો મળે છે; ફંડ ઉભાં થાય છે, મદદ અને ટેકો મેળવી શકાય છે, અને દોલત, પ્રતિષ્ઠા અને સુખનો ખાતરીવાળો અને સહેલો માર્ગ ખૂલે છે. **જે. હોસ.**

જ્યારે સઘળાએ પોતપોતાથી બનતું કર્યું હોય છે ત્યારે, જેણે સીધે સીધું અને દઢ ચારિત્ર્ય બતાવ્યું છે તેણે સૌથી સરસ કરી બતાવ્યું છે. એમ ખાતરીથી કહી શકાય. **લોવેલ.**

અમુક કામને લીધે મારે જવું પડે છે, પણ હું મારૂં ચારિત્ર્ય મારી પાછળ મૂકી જાઉં છું. **શેરિડન.**

જગત્માં માણસ શિવાય જેમ બીજું કોઇ મોટું નથી, તેમ માણસમાં ચારિત્ર્ય શિવાય બીજું કાંઇ પણ મોટું નથી. **ડબલ્યુ. એમ. ઈવાર્ટસ.**

જેમ સુસવાટવાળા પવનથી મોજાં ઉછાળા મારતાં ચાલે છે તેમ એક માણસનો જુસ્સો, અનેક માણસોને એક દિશાએ લઇ જાય છે. **બાયરન.**

દરેક વસ્તુ, ઉપદેશ, કાવ્ય કે ચિત્રની પાછળ ચારિત્ર્ય રહેલું જોઇએ અને ચારિત્ર્યનું તેને બળ મળવું જોઇએ. તેના વગર, એમાંના એકેની કિંમત તણખલા જેટલી પણ નથી. **જે. જી. હૉલેન્ડ.**

ગાંડપણ અગર જાનવરોમાં રહેલું જંગલીપણું દાબી દેવાની કહેવાતી શકિત, આંખ્યની પાછળ રહેલી શકિત છે. **એમર્સન.**

ચારિત્ર્ય એક એવો હીરો છે જે દરેક બીજા પથરાને ઘસી શકે છે.

**બારટોલ.**

હથિયાર વગરનો રોમનની કેદખાનાની ઓરડીએ મોકલવામાં આવેલા મારાને તેણે કહ્યું, શું કેયસ મેરિયસને મારવાની તારામાં હિમ્મત છે? કેદીની આંખ જોઇને મારો બ્હી ગયો, નરમ પડી ગયો, તેનું હથિયાર નરમ પડી ગયું, અને તે નાઠો.

એક યુવાનને ખબર પડી કે નેપોલિયન અંધારાવાળા એક લાંબા રસ્તેથી થોડા વખતમાં પસાર થનાર છે. આ ઉપરથી પોતાના દેશ ઉપર નિર્દયપણે હુમલો કરનારને કતલ કરવાને તે સંતાયો. વિચારમાં નમેલા ભારે માથા સાથે શહેનશાહ આવી પહોંચ્યો કે તરત તેણે પોતાનું હથિયાર ઉઠાવ્યું. સંભાળપૂર્વક નિશાન તાકયું અને પિસ્તોલનો ઘોડો તે દબાવવા જતો હતો તેવામાં જૂજ અવાજથી તેની હાજરી જણાઈ આવી. નેપોલિયને ઉંચે જોયું. એક નજરથીજ તે સઘળી વસ્તુસ્થિતિ સમજી ગયો. તે કાંઇ બોલ્યો નહિ, પણ તેના ચહેરા ઉપર મગરૂરી ભરેલા—હું તૈયાર છું.—એવા દમામવાળા સ્મિત સાથે તેણે ઇરાદા પૂર્વક તે યુવક તરફ નજર કરી. બળ વગરના હાથમાંથી હથિયાર પડી ગયું અને એક સો રણક્ષેત્ર ઉપર વિજય મેળવનાર વીરનર મૂગો મૂગો ચાલવા માંડયો અને તેનું માથું રાજકાર્યના વિચારમાં ફરી નીચું નમ્યું. તેને મન તો આવા તેવા ઘણા બનાવવાળી તેની કારકીર્દીનો આ એક બનાવ માત્ર હતો અને તેના ફતેહમંદ લશ્કરની ગર્જનાથી જગતને ધ્રુજાવનાર યુદ્ધનાં અનેક સ્મરણોમાં, આ એક ભૂલી જવા જેવી ફતેહ હતી. તે યુવાનને આ બનાવ એક જીંદગીભરના અનુભવનો બનાવ હતો, એક માણસ જે પોતાનો દરેક તંતુ, પોતાની સઘળી બુદ્ધિ, પોતાની સઘળી શક્તિ પોતાના જીવન વ્યવહારમાં ઉતારતો, તેના વિશાળ અને અતુલ, બળવાન્, વજનદાર ચારિત્ર્યની સરખામણીમાં, પોતાના ઉતરતાપણાની, દબાવી નાંખે તેવી, ગભરાવી નાંખે તેવી લાગણી તે યુવકને થઇ. આગીયો કીડો

વીજળીની બરાબરી કરવા જાય એવી આ બાબત હતી.

બુલ્વરે કહ્યું છે કે એક રાજા અને ભિખારીને સ્વાતંત્ર્યથી વાત કરવા દો અને ભિખારીને રાજા પણ નમી પડે એવી કાંઈ વાત ભિખારી ન કહી શકે તો તેમાં ભિખારીનો વાંક છે. રાજા નમન કરે એવું તેનામાં શું હોઈ શકે ? માહિતી ? ના, તેથી તે નહિ નમે. રાજા જેટલું અગર તેનાથી પણ કાંઇ વધારે એવું કાંઇ, એવી મર્દાનગી, ગરીબમાં ગરીબ અગર નમ્રમાં નમ્રની પાસે હોઈ ન શકે ?

એમર્સન કહે છે કે તમે માત્ર આખા અને સંપૂર્ણ બનો અને મારી જીંદગી અને સ્થિતિના દરેક ભાગમાં તમારૂં અસ્તિત્વ છે એમ મને લાગશે. પૃથ્વીના ગુરૂત્વાકર્ષણને હું છેતરી શકું તોજ તમારી અસરથી હું મુક્ત રહી શકું. ચારિત્ર્ય એ એક બળ છે.

પોતાની છોકરી પાસે હોય તો માણસ બરાબર કામ કરતાં ગભરાય એમ સમજી જ્યારે મળવા આવનાર ઍનિસ્ટાગોરાસે સ્પાર્ટાના રાજા કલીઓમિનિસને તેની દશ વર્ષની નાની છોકરી ગોર્ગોને બહાર જવા કહ્યું ત્યારે રાજાએ કહ્યું, તે છો રહી. તેની સમક્ષ તમારે જે કાંઇ કહેવું હોય તે કહો. આથી ગોર્ગો તેના બાપના પગ આગળ બેઠી અને કલીયોમિનિસ ઍનિસ્ટાગોરાસને પાસેના મુલકનો રાજા થવામાં મદદ કરે તો તે તેને વધારે ને વધારે પૈસા આપશે એ વાત સાંભળવા માંડી. તે બાબત સમજી નહિ, પણ જ્યારે તેણે પોતાના પિતાને શંકાશીલ અને મુઝાયલો જોયો ત્યારે તેણે તેનો હાથ પકડયો અને બોલી, ચાલો, ચાલો, નહીં તો આ અજાણ્યો માણસ આપણને કાંઇક નુકશાન કરશે. રાજા તેના બાળક સાથે જતો રહ્યો અને આ રીતે તેણે પોતાને અને પોતાના દેશને ગેરઆબરૂથી બચાવ્યો. બાળકમાં પણ ચારિત્ર્ય એક બળ સમાન છે. જ્યારે ગોર્ગો મોટી થઇ ત્યારે તેને વારંવાર લિયૉનિ-

ડાસને પરણાવવામાં આવી. એક મિત્ર જે ઇરાનમાં કેદ થયો હતો તેના તરફથી એક દૂત એક દિવસ એક તકતી લાવ્યો. બારીકમાં બારીક તપાસ કરતાં પણ સફેત મીણની સપાટી ઉપર, એક શબ્દ અગર લીટી જણાઇ નહિ. રાણી ગોર્ગોએ કહ્યું, મને જોવા દો. તે તે તપાસી ગઇ અને બોલી, મીણ નીચે કાંઇ લખાણ હોવું જોઇએ. તેઓએ તે મીણ ઘશી નાંખ્યું તો આખું ગ્રીસ જીતવાને પોતાના મોટા લશ્કર સાથે ઝર્કિસસ આવતો હતો એવી ગ્રીસના કેદી તરફથી લિયોનિડાસને ચેતવણી માલમ પડી. આ ચેતવણી ઉપરથી લિયોનિડાસ અને બીજા રાજાઓએ પોતાનાં લશ્કર એકઠાં કર્યાં અને ચાલતી વખતે જેથી ધરતી પણ ધ્રુજતી એવા ઝર્કિસસના મહાન્ લશ્કરનો તેમણે અટકાવ કર્યો.

રાજવિપ્લવની લડાઇમાં બ્રિટિશ લશ્કરમાં દાખલ થવાના ઇરાદા માટે રિચર્ડ જેકસન ઉપર આરોપ મૂકવામાં આવ્યો હતો. તેને પરગણાની અનઘડ જેલમાં નાંખવામાં આવ્યો હતો. અહીંથી તે નાશી છૂટે એમ હતું, પણ કાયદાની યોગ્ય રીતથી તેને અટકાવમાં લેવામાં આવ્યો હતો, એમ એ માનતો હતો અને આ સ્થિતિમાં નાશી જવુ એ ઠીક નથી, એમ તેને પોતાની ફરજ વિચારતાં લાગ્યું હતું. તેણે બહાર જઇ કામ કરવાની અને દર રાત્રીએ પાછા ફરવાની શરત સાથે શેરિફની રજા માગી. પ્રમાણિકતા માટેનું તેનું ચારિત્ર્ય જાણીતું હોવાથી તરતજ સંમતિ મળી. આઠ મહિના સુધી તે બહાર જતો અને સાંજે પાછો ફરતો. આખરે રાજદ્રોહ માટે તેની ઉપર કેસ ચલાવવા તેને સ્પ્રીંગફિલ્ડ લઇ જવાની તૈયારી કરવામાં આવી. જેકસને કહ્યું કે આ એક બિનજરૂરી મહેનત અને ખર્ચનું કામ છે, કારણ કે તે પોતે એકલો ત્યાં જશે. તેના વચન ઉપર ભરોસો રાખવામાં આવ્યો અને તે એકલો ચાલી

નીકળ્યો. મસાચુસેટસની કાઉન્સીલના સભાસદ મિ. એડવર્ડસ તેને રસ્તામાં મળ્યા અને તેને પૂછ્યું, તમે ક્યાં જાઓ છો? તેણે જવાબ આપ્યો, મોતની સજા માટે સ્પ્રિંગફિલ્ડ જાઉં છું.

પૂરાવો બરાબર પડ્યો અને જેકસનને મોતની સજા ફરમાવવામાં આવી. કાઉન્સીલના પ્રેસિડંટે જ્યારે પૂછ્યું કે માફી આપવી જોઇએ કે કેમ ત્યારે, જંગલમાં જેકસનને એડવર્ડઝ મળ્યો હતો એ વાત એડવડર્સે કહી નહિ ત્યાં સૂધી એક પછી એક સભાસદ માફી આપવાના પ્રશ્નની સામે પડ્યા. એડવડર્સની વાત સાંભળ્યા પછી સૌની સંમતિથી માફી આપવામાં આવી. જેકસન પોતાની બાળક જેવી સાદાઇ અને પ્રમાણિકતાથી બચી ગયો. ચારિત્ર્ય એ એક બળ છે.

૧૮૫૭ ના પૈસા સંબંધના ગભરાટના સમયમાં ન્યૂયોર્ક સિટીની જૂદી જૂદી બેન્કના પ્રમુખોની એક મીટિંગ ભરવામાં આવી હતી. ત્યાં પૂછવામાં આવ્યું કે આખા દિવસમાં કેટલા ટકા નગદી પાછી ખેંચી લેવામાં આવી હતી? કેટલાકે કહ્યું, ૫૦ ટકા, કેટલાકે ૭૫ ટકા જેટલી વધારે જણાવી. સીટિ બેન્કવાળા મોઝિઝ ટેલરે કહ્યું કે આજ સવારે અમારી બેન્કમાં ૪૦૦૦૦૦ ડોલર હતા; અત્યારે સાંજે ૪૭૦૦૦૦ ડોલર હતા. જ્યારે બીજી બેન્કોનો વહીવટ બરાબર ચાલતો નહોતો ત્યારે મિ. ટેલરના વહીવટ નીચેની સીટિ બેન્ક ઉપર લોકોનો એટલો વિશ્વાસ હતો કે લોકો બીજી બેન્કોમાંથી પૈસા ખેંચી લેતા હતા અને ત્યાં મૂકતા હતા. ચારિત્ર્ય વિશ્વાસ મેળવી શકે છે.

એક માણસ વિશ્વાસના બળથી બોલે છે અને એના શબ્દ આજ્ઞા સમાન થઇ પડે છે. આજ્ઞા પાળવી એમાંજ પોતાને આનંદ મળવાનો હોય એમ ધારી લોકો-પ્રજાઓ તેની આજ્ઞા માને છે.

બીજો ઢીલું ઢીલું બોલે છે અને બોલવાની શક્તિ—એ તે સુખ છે કે દુઃખ છે તે સબંધે આપણા મનમાં શંકા ઉત્પન્ન કરે છે.

દબાણના છેલ્લા આઉંસ સુધી—છેલ્લા પ્રમાણ સુધી એક એનન્જીનના બળની ગણતરી આપણે કરી શકીએ. એક ઓરડીની ઉષ્ણતા જેમ માપી શકાય તેમ એન્જીનની શક્તિની બરાબર તુલના થઇ શકે. પણ એક પ્રબળ ચારિત્ર્યવાળા માણસના સ્વાભાવિક આંતરબળની ખરી પરીક્ષા કોણ કરી શકે? એક છોકરા અને છોકરીની શાળાના ચારિત્ર્ય ઉપર થતી અસર કોણ આંકી શકે એમ છે? શાળાની દંતકથાઓ, રીતરિવાજ, રીતભાતમાં મજબૂત ચારિત્રવાળા બે વિદ્યાર્થી જમાનાના જમાના ટકી રહે તેવા ફેરફાર કરી શકે છે. એ લોકો ગાડીનો બોજો ખેંચનાર એન્જીન હોય તેમ જીંદગીમાં તેઓ પોતાની નાની નાની રીતથી ખરાં બળ, નિશાળનાં બહાદૂર વીરયુવક થઈ પડે છે. કોઇપણ શિક્ષક તમને કહેશે કે આજ્ઞા કરી શકે એવા સત્તાધારી ચારિત્ર્યવાળા વિદ્યાર્થીઓવડે કેટલક શાળાઓ ઉંચે જાય છે અગર નીચે જાય છે.

૧૭૯૮ માં ફ્રાન્સ સાથે લડાઇ થવાની જયારે તૈયારી હતી ત્યારે જ્યોર્જ વૉશિંગ્ટન જેઓ માઉન્ટ વર્નન આગળ એક ખાનગી નાગરિક તરીકે રહેતા તેમને પ્રેસિડંટ ઍડમ્સે લખ્યું કે તમારા નામનો ઉપયોગ કરવા દો. અમારે તે જોઇએ છીએ. એક મોટા લશ્કર કરતાં તેમાં વધારે કાર્યસિદ્ધિ રહેલી છે. ચારિત્ર્યનું બળ છે.

વેલિંગ્ટન કહેતો કે ફ્રેન્ચ લશ્કરમાં નેપોલિયનની હાજરી વધારાના ૪૦૦૦૦ સૈનિક જેટલી હતી અને અજીત લ્યુથર વિષે રિટર કહેતો કે તેના શબ્દો અર્ધું લડાઇ જેટલું કામ કરતા.

સેંટ બર્નાર્ડની માણસો ઉપર એવી અસર રહેતી કે માતાઓ

પોતાના છોકરાને, સ્ત્રીઓ પોતાના ધણીને અને લોકો પોતાના મિત્રોને સંતાડતા—એમ ધારીને કે રખે ને તે તેઓને મઠમાં દાખલ થવાને સમજાવે.

ડૉ. જોન્સન કહેતો કે એક વર્ષાદનું ઝાપટું પડતું હોય અને કોઈ મહેરાબ નીચે બર્ક સાથે તમે ઉભા હો તો બર્ક એક અસાધારણ માણસ છે એમ તમને માલમ પડયા વગર રહે નહિ.

વૉરન હેસ્ટિંગ્સના હિંદુસ્થાનના ગેરવહીવટ વિષે કેસ ચાલતાં તેના ઉપર આરોપ મૂકવાના સબંધમાં બર્ક જ્યારે ભાષણ કરતો ત્યારે "હું એક નીચામાં નીચો માણસ છું એમ મને લાગતું" એમ વૉરન હેસ્ટિંગ્સ પોતે કહેતો.

પોતાના વર્તનની જાણીતી પ્રમાણિકતા વિષે બોલતાં ફ્રેન્કલિન કહેતો કે તેથીજ મારા નગરબન્ધુઓ સાથે—મારા નાગરિક બન્ધુઓ ઉપર મારી એટલી બધી અસર રહી શકતી હતી. હું બોલનાર ખરાબ હતો, વકતા હતો નહિ, મારા શબ્દોની પસંદગી કરતાં મને ઘણીવાર લાગતી, ભાષા પણ ભાગ્યે ખરી બોલતો, છતાં હું સામાન્ય રીતે મારો મુદ્દો ઠસાવી શકતો હતો.

વિલિયમ એમ. ઇવાર્ટસ કહેતો કે ઉપદેશની અંદર મનુષ્યનું વ્યક્તિત્વ એજ જૉન હૉલની શકિતનું રહસ્ય છે. ઉપદેશની પાછળ ખરી રીતે ચારિત્ર્યયુકત માણસ ન હોય તો તેઓના કોઇની થોડી પણ અસર થતી નથી.

ઓસાવા ટોમિવાજો જૉન બ્રાઉન કહેતો કે કોઇ પણ રાજ્યની ઇમારત ઉભી કરવામાં એક સારો મજબૂત સંગીન માણસ એક સો માણસની બરાબર છે—એટલુંજ નહિ પણ ચારિત્ર્ય વગરના એક હજાર માણસો કરતાં તે વધારે સારો છે.

ચારિત્ર્યવાળા માણસ વિષે આપણને શ્રદ્ધા છે. એક મહાન્

પુરૂષના નામમાં કેવું જાદુઇ બળ રહેલું છે! થિઓડોર પૉર્કર એમ કહેતો કે સાઉથ કેરોલિના જેવાં ઘણા રાજ્ય કરતાં એક પ્રજાને સૉક્રેટિસ જેવો મહાન્ નર વધારે કિંમતી છે.

જેફ્ર્સને વૉશિંગ્ટનને એક વખત લખ્યું હતું કે આખી પ્રજાનો વિશ્વાસ તમારામાં રહેલો છે. યુરોપમાં એવું એક પણ તખ્ત નહોતું જે વૉશિંગ્ટનના ચારિત્ર્ય આગળ ટકી શકે. તેના મુકાબલામાં રોથસ્ચાઇલ્ડનું કરોડોનું ધન પણ હાંસી પાત્ર ઠરે. લિંકન, ગ્રેન્ટ અને ગાર્ફિલ્ડનાં નામ સાથે સરખાવતાં મોટા મોટા લાભના કામનો શો હિસાબ છે? કેટલાંક નામ તો મીઠા જેવાં છે. જેથી પ્રજાઓ કવખતના સડામાંથી બચી શકી છે.

જૉન રસલ કહેતો કે ઇંગ્લાંડના પક્ષોનું લક્ષણ પ્રતિભાશાળી મનુષ્યોની મદદ માગવાનું, પણ ચારિત્ર્યવાળા મનુષ્યોની દેખરેખ નીચે અનુસરણ કરવાનું છે.

૧૮૦૧માં કૅનિંગે લખ્યું હતું કે ચારિત્ર્યથી સત્તા મેળવવી એજ માર્ગ મારે ગ્રહણ કરવાનો છે. હું બીજા કોઇપણ માર્ગની અજમાયશ કરીશ નહિ અને હું આસ્થા સાથે માનું છું કે આ રસ્તો સૌથી વધારે ત્વરાનો નથી, પણ સૌથી ખાતરી ભરેલો છે.

મહત્વાકાંક્ષાનું મહાન્ લક્ષ્ય બળ છે અને ઉચ્ચ ચારિત્ર્યથીજ મનુષ્યો અને પ્રજાને હલાવી નાંખે તેવા મજબૂત વ્યક્તિત્વને માણસ પહોંચી શકે.

સિ. ટી. બ્રુકસ કહેતો કે મહાન શહેરની વચ્ચે રહી કામ કરનાર પ્રેરક માણસના વિચાર અને લાગણીની અસર, તે શહેરના દરેક માણસ જેને વિચાર અને લાગણી છે તેને થાય છે. છોકરાઓ પણ આ સત્તામાંથી કાંઇક ગ્રહણ કરી લે છે અને તે અમુક માણસ જો શહેરમાં ન હોત તો તેમની પાસે જે કાંઇ આવેલું છે તે

તેમને મળી શકત નહિ.

ફ્રાન્સની અંદર અંદરની લડાઇમાં મોન્ટેને એકલાએજ પોતાના કિલ્લાના ઝાંપા ભૂંગળથી બંધ કર્યાં નહોતા, છતાં તેને કાંઇ ઇજા કરવામાં આવી નહોતી. રાજાના પહેરેગીરો કરતાં તેનું ચારિત્ર્ય વધારે બળવાન્ હતું. પોપ ખરૂંજ કહે છે કે જે કાંઇ અંદરથી નિર્દોષ છે તેનાવડે બહારથી તે સજ્જ થયેલો છે. ચારિત્ર્યવાળાં મનુષ્યોનેજ મુક્તિ મળે છે. તેનાં ઘણાં ઉદાહરણ ઇતિહાસ અને ચારિત્ર્યને લગતાં પુસ્તકો ઉપરથી જણાઈ આવે છે. તેમની આજુબાજુ કાંઇ અદ્ભૂત જાદુ આવી રહ્યું હોય એમ જણાય છે. વિલિયમ પેન, રોજર વિલિયમ્સ, ઝેવિયર અને બીજા ઘણા, જેઓએ ધર્મ અગર વિજ્ઞાનને ખાતર મોટાં જોખમ વેઠયાં છે તેમનાં જીવનચરિત્ર વાંચો. જંગલી લોકોના ભાલાથી તેઓ શાથી બચી ગયા છે? ચારિત્ર્યથી તેમને રક્ષણ મળ્યું છે.

કકડતી ટાઢવાળા શિયાળાના ગભરાવી નાંખે તેવા બરફમાં મોસ્કોથી નાસતા લશ્કરમાં એક જર્મન શાહજાદો હતો જે પોતાના સંગીન ચારિત્ર્યથી સૈનિકોમાં ઘણો પ્રિય થઇ પડયો હતો. ટાઢની એક ખરાબ રાત્રીએ ઢોરો માટે બાંધેલા એક મકાનના ખંડેરમાં, તેઓ શરદીવાળા, થાકયા પાકયા અને ભૂખ્યા સૂતા. પ્રભાતમાં શાહજાદો શરીરમાં ગરમી સહિત તાજો થયેલો ઉઠયો અને તે મકાનની આજુ બાજુ ઘુઘવાતો પવન સાંભળવા લાગ્યો. તેણે પોતાના માણસોને હાંક મારી પણ કોઇએ જવાબ દીધો નહિ. આજુબાજુ જોતાં તેણે તેમનાં મૃતશરીર બરફથી ઢંકાયલાં જોયાં. તેમના ઝભ્ભા તેના (શાહજાદાના) શરીર ઉપર નાંખવામાં આવેલા હતા. તેની જીંદગી બચાવવા માટે તેઓએ પોતાની જીંદગી અર્પણ કરી હતી.

૧૭૭૫ ની સાલની અન્તે વુડસ્ટોકવા આગળ મળેલા ધર્મ-સમાજને રેવરંડ **પીટર** જે. જી. મુહલનબર્ગે કહ્યું હતું કે દરેક ચીજને માટે વખત હોય છે. ઉપદેશનો અને પ્રાર્થનાનો સમય પણ હોય છે, પણ તે સમય જતો રહ્યો છે. લડવાનો પણ વખત હોય છે અને તે વખત આવ્યો છે. એમ કહી તેણે પોતાનો પાદરીનો ઝબ્બો ફેંકી દીધો અને વર્જિનિયાના કર્નલ*ના સંપૂર્ણ પોશાકમાં તે તેમના આગળ ઉભો. તેના ધર્મસમાજનો દરેક માણસ તેની સાથે ભળ્યો અને દૂરથી આવેલા અને તેની આજુબાજુ જમા થયેલા માણસો સાથે, રાજવિપ્લવના યુદ્ધમાં ઉચ્ચ પ્રકારની સેવા બજાવવા તેણે કૂચ કરી. યુદ્ધમાંથી તે મેજર જનરલ થઇ પાછો ફર્યો.

રોમન શહેનશાહત જ્યારે ભયમાં હતી, અને રોમન રાજ-સભાના સભ્યો **ક્વીન્ટીયન** સિનસિનેટસને એલચીની જગા માટે બોલાવી લઇ ગયા ત્યારે તેણે પોતાની સ્ત્રીને કહ્યું હતું કે, વ્હાલી એટીલા, મને ધાસ્તી છે કે આ વર્ષે આપણે આપણાં ખેતર વાવી શકીશું નહિ. સભાસદોએ તેને હળ ચલવતો, સાદા પોશાકમાં અને પદવી માટેના કાંઇ પણ લોભ વગરનો જોયો હતો. પોતાના મિતાચાર, દયાના તેના સદ્ગુણ અને ન્યાયવૃત્તિથી, કુસંપને લીધે થયેલી ઇર્ષ્યાની વચ્ચે, તે સાર્વજનિક શાન્તિ ફરી લાવી શક્યો અને પોતાના ખેતીના ધંધામાં તે ફરી દાખલ થયો.

ફરી એક મહત્વનો પ્રસંગ ઉભો થયો જેથી રોમને ચારિત્ર્યની જરૂર પડી અને રાજસભાએ તેને અમર્યાદ સત્તા સાથે ડિકટેટર બનાવ્યો. તેણે લોકોનો વિશ્વાસ ફરી ઉત્પન્ન કર્યો, લશ્કરની ફરી રચના કરી, બળવાન્ દુશ્મનનો પરાજય કર્યો. લડાઇમાં જે કિંમતી લૂંટ મળી હતી તેમાં ભાગ લેવા તેણે ના પાડી. ચૌદ દિવસ તો

* લશ્કરી અમલદારની પદવી.

ડિક્ટેટર રહ્યો. પછી તેણે તે જગાનું રાજીનામું આપ્યું અને જાણે કાંઈજ ન બન્યું હોય એમ તે પોતાના ખેતર ઉપર શાન્તિ સહિત ફરી કામ કરવા લાગ્યો.

જયવંત સરદાર અર્લિ આગળ ન્હાસતા શેરિડનના લશ્કરનો સેનાપતિ બોલી ઉઠયો, "સાહેબ, આપણો પરાજ્ય થયો છે." ગુસ્સે થયેલા શેરિડને કહ્યું, "નહિ. જી, તમે હાર્યા હશો પણ આપણું લશ્કર હાર્યું નથી." પોતાની તલવાર ખેંચી તેણે તે પોતાના માથા ઉપર ફેરવી અને પાછળ આવતા દુશ્મન લશ્કર સામે ધરી. તેનો બ્યુગલ જેવો અવાજ ભયંકર શોરમાંથી બહાર નીકળ્યો અને ફરી હુમલો કરવા તેણે ફરમાન કર્યું.

લશ્કર સ્થિર થયું, તૈયાર થયું અને
તોફાનથી સમુદ્ર જેમ જેમ ઉંચો થઇ ઉછળે
તેમ તે દુશ્મન ઉપર ઉછળ્યું;
અને કોન્ફિડરેટ લશ્કરનો પૂરો પરાજ્ય થયો.

ડોગ્લસ જેના મૃત્યુવિષે તેનું લશ્કર અજાણ્યું હતું તેના મડદાને તેના હમેશના ઘોડા ઉપર તે બેઠો હોય તેવી રીતે બાંધી રણક્ષેત્ર ઉપર રજુ કરવામાં આવ્યું અને લડાઇ જીતવામાં આવી. આ લડાઇ શી રીતે જીતવામાં આવી તેનું રહસ્ય ખોળવા માટે મહેનત લેવી પડશે નહિ. સ્કૅાટના "લેડિ ઓફ ધ લેક" માં ક્લૅન એલ્પાઇન ના સારામાં સારાં માણસ પાછાં હઠતાં હતાં ત્યારે સ્ટર્લિંગ કિલ્લામાં ઘવાયલો પડેલો રોડરિક ધુ એકજવાર બ્યુગલ વગાડે તે હજાર માણસના બળની બરાબરી કરી શકે તે શી રીતે? ખરી વાત છે કે એક મૂએલા સરદાર કરતાં એક જીવતો સાધારણ સૈનિક વધારે સારો જણાય અને સેંકડો પહાડી લશ્કરીઓ રોડરિક ધુના જેટલાજ જોરથી બ્યુગલ ફૂંકી શકે. ઘોડા ઉપરની માટી એનો બ્હારનો

દેખાવ હતો અને હૃદયદ્રાવક બ્યુગલનો પુકાર તે માત્ર અવાજજ હતો, પણ આ સઘળી સત્તા અંદરના ચારિત્ર્ય અને જુસ્સાવડે ઉત્પન્ન થતી હતી.

લડાઇમાં તેમ નિગ્રહમાં જોવામાં આવતા મર્દાની બળનાં હૃદયદ્રાવક દૃષ્ટાન્તોમાંનું એક અમેરિકન સિવિલ વૉર (અંદર અંદરના યુદ્ધ) માં મળી આવે છે. ન્યુ માર્કેટની ટેકરીઓ આગળના હુમલા વિષેનું નીચેનું હૃદયભેદક વર્ણન જનરલ બટલરના ભાષણના નીચેના એક ઉતારા ઉપરથી મળી આવે છે.

"મેં મારા સંકોચ, મારા વ્હેમ કેવી રીતે દૂર કર્યા તે વિષે હવે હું તમને કહું છું. આપણે કાલે જોયું તે ઉપરથી સભાના સંકોચ અને વહેમ પણ દૂર થયા હશે એમ હું માનું છું. હું ધારૂં છું કે અહીં એવો કોઇ પણ માણુસ ઉભો થઇ એમ નહિ કહે કે "હું ફરી પણ ગોરા માણુસ આગળજ બોલવા માગું છું." કાલે જે કાંઇ બન્યું છે તે પછી સભામાં કાળા આદમીઓને માટે તે બોલે તે પહેલાં તે આ સંબંધમાં બોલવાને લાયક છે એમ તેણે પૂરવાર કરવું જોઇએ.

૧૮૬૩ માં વર્જિનિયામાં મેં લશ્કરની સરદારી લીધી અને જે કાંઇ માણુસ મોકલવામાં આવ્યા તેથી મેં ૨૫ રેજીમેન્ટ (ટૂકડી) ઉભી કરી અને તેમને કવાયત શીખવી, છતાં નિયમિત લશ્કરની ટુકડીના મારા અમલદારભાઇઓ કહેતા કે કાળા સિપાહો લડશે નહિ અને મને એમ લાગ્યું કે નાગારિક કર્તવ્ય બજાવવાને તે જાતિ પણ લાયક છે એમ બતાવવાને તેઓએ લડવું જોઇએ એ જરૂરનું છે; કારણકે **પોતાના સ્વાતંત્ર્ય, પોતાના દેશના વાવટા અને પોતાના દેશની પ્રતિષ્ઠાનો બચાવ કરવો એ નાગરિકોની** ઉચ્ચમાં ઉચ્ચ ફરજ છે. જેમ્સ નદીની ઉત્તર તરફની

દુશ્મનોની બાજુની ચાવી ન્યુ માર્કેટની ટેકરીઓ હતી અને ત્યાં આગળ દુશ્મન ઉપર હુમલો કરવાને હું પોતે કાળા લશ્કર સાથે ગયો. પ્રભાતનો પ્રકાશ થતો હતો. જમણે ખભે બંદૂક—એવી ગોઠવણ સાથે, મોખરે જમણી બાજુ, વિભાગ કરી ગાઢ વ્યૂહમાં ત્રણ હજાર કાળું લશ્કર મેં મૂકયું.

મેં કહ્યું કે દુશ્મનનું તે બાંધકામ તમારી ટૂકડીના માત્ર સંખ્યાબળથી તમારે લેવું જોઇએ. એક ગોળી પણ છોડવાની નથી. તેઓ ગોળી ન છોડે તે માટે તેમની બંદુકની ટોટી ઉપરની વાડકી પણ મેં લઇ લેવડાવી હતી. પછી મેં કહ્યું કે જ્યારે તમે હુમલો કરો ત્યારે "ફૉર્ટ પિલો." ને યાદ કરજો, એ પોકાર કરવો. આકાશમાં સૂર્ય ઉગ્યો કે "ચલો આગળ" એવો હુકમ આપવામાં આવ્યો ત્યારે તેઓ પરેડ ઉપર હોય એવી શાંતિથી અને દ્દઢતાથી કૂચ કરવા લાગ્યા. ભેજવાળી જગાએ થઇ તેઓ ટેકરીઓની નીચે ઉતર્યા અને તેઓ ઝરામાં ઉતર્યા કે તેઓ દુશ્મન નિશાન મારી શકે તેટલી હદે આવ્યા. તેમના ઉપર ગોળી બ્હાર થવા માંડયા. તેઓ ઝરો ઉતરવા માંડયા ત્યારે તેમાં ભંગાણ પડવા માંડયું, ટુકડી ઢીલી પડવા માંડી. વધારેમાં વધારે ચિન્તાનો આ સમય હતો, પણ તેઓ જમીન ઉપર આવ્યા કે તરત પાછા ગોઠવાઇ ગયા. દુશ્મનના બાંધકામથી આશરે ૧૫૦ વાર આગળની શત્રુની વાડની પહેલી હાર આગળ ટૂકડીનો આગળનો ભાગ આવી પહોચ્યો ત્યાં સૂધી દુશ્મનનો મારો ચાલવા છતાં ગાઢ વ્યૂહમાં દ્દઢતા સાથે તેઓ આગળ કૂચ કરતા ગયા. બચાવને લગતાં, ઉભી કરેલી અડચણોનાં ભારે કામ કાપી નાંખવાને, પછી કુહાડીવાળા માણસો મોખરે ગયાં અને સ્વાશ્રયના છેલ્લા કિલ્લામાંથી દુશ્મનનાં એક હજાર માણસો તેમના તોપખાના સાથે, પહોળાઇમાં, કારકૂનના ટેબલેથી ભાગ્યેજ મોટા

તેવા આ ટૂકડીના અગ્રભાગ ઉપર ભારે મારો ચલાવી રહ્યાં હતાં. ખૂની મારો ચાલવાથી કુહાડીવાળા મરવા લાગ્યા. તેમની જગા બીજા મજબૂત હાથે લીધી અને વાડ કાપી નાંખવામાં આવી. વળી, એવડી ઝડપથી ટૂકડી, કિલ્લાના ચાળીશ વારની અંદર જઇ પહોંચે છે ત્યાં બીજી વાડ તેમની આગળ આવી ઉભી જણાય છે. ટૂકડી અટકે છે. ત્યાં પણ ત્રાસજનક મારો તેમના ઉપર ચલાવવામાં આવે છે. વાડ તૂટતી નથી. તેઓ અટકી રહે છે. દુશ્મનની ગોળીઓથી ટૂકડીનો આગલો ભાગ બરોબર છિન્નભિન્ન થઇ જતો જણાય છે. આગેવાન ટૂકડીઓના વાવટા નીચે પડી જાય છે, પણ એક બહાદૂર હાથ વાવટા પકડે છે. મજબૂત હાથ અને ઇચ્છાવાળાં અંતઃકરણથી માણસો, ભારે અણિયાળાં ઝાડ પકડી, ઉચકી, ખસેડી નાંખે છે, ટૂકડી આગળ વધે છે. હાલ પણ જે બૂમના, જે પોકારના ભણકારા મારા કાનમાં વાગી રહ્યા છે તેવી બૂમ સાથે, તેવા પોકાર સાથે, તેઓ તે કિલ્લા ઉપર ધસી જાય છે. દુશ્મનો ન્હાસે છે અને ચાર માઇલ સૂધી બિલકૂલ ઉભા રહી શકતા નથી. હુમલો કરતી આ ટૂકડીની પાછળ, એક ફરજ તરીકે પણ જતાં મને ઘણું દુઃખ થયું. ત્યાં કારકુનના ટેબલથી પહોળી નહિ તેટલી અને ત્રણસોવાર જેટલી લાંબી જગામાં પોતાના દેશનો બચાવ કરવા જતાં કતલ થયેલા ૫૪૩ સિપાહો, જેઓએ દેશનો વાવટો અને તેની પ્રતિષ્ઠા ટકાવી રાખવાને, પોતાની ઇચ્છાથી, આત્મભોગથી, પોતાના પ્રાણ અર્પણ કર્યાં હતા એમનાં મડદાં પડયાં હતાં. આ પવિત્ર મૃતદેહોને મારા ઘોડાનો મલિન પગ અડકે નહિ તે માટે ત્યાં આગળથી જતાં ઘોડો આમ તેમ હડાવી હું સંભાળથી ચલાવતો. તેઓએ જે દેશ માટે પોતાના પ્રાણ અર્પણ કર્યાં હતા, જેનો વાવટો તેમને મન ફક્ત અટાપટાનો—એજ હતો અને જેનાપર, તેમના પોતાના લાભમાં,

કીર્તિનો પ્રકાશ પડ્યોજ નહોતો—આ દેશમાં થતા અન્યાય સામે તેમનાં શ્યામવદન મૌન અપીલ કરતાં હોય એમ ચળકતા સૂર્ય પ્રકાશમાં જણાતું હતું. ભૂતકાળમાં મેં તેમને અન્યાય કર્યો હતો, એવી લાગણી થવાથી, અને મારા દેશના ભાવિની અસર તેમને જે થવાની હતી તેનો વિચાર કરતાં, મેં મારા મૂએલા સોબતીઓની વચ્ચે ત્યાં ને ત્યાં સોગંદ ખાધા કે આ માણસો—જેઓએ મારે માટે—મારા દેશને માટે, તેમ તેમનું રૂડું દેખાવા માટે પ્રાણ અર્પણ કર્યા છે તેમના હકનું રક્ષણ કરવા માટે હું નિષ્ફળ જાઉં તો હું ઇચ્છું છું કે મારો જમણો હાથ તેની સઘળી આવડત ભૂલી જાય અને મારી જીભ તાળવે ચોંટી જાય. ઇશ્વરકૃપાથી હું તે પ્રતિજ્ઞા પાળીશ એમ હું ધારૂં છું.

૧૭૯૨ ના સપ્ટેમ્બરની ૨ જી તારીખે અમીર અને પાદરીઓથી ઉભરાતા પારિસના કેદખાનામાં લોકો ધૂસી ગયા. વાઢનારના દાતરડા આગળ જેમ પાક પડે તેમ આ લોકો પડવા માંડયા. પણ આ જંગલી ખૂનરેજીની વચ્ચે ઍબિ સિકાર્ડ જેણે પોતાની જીંદગી બહેરા અને મૂગાને શિક્ષણ આપવામાં ગાળી હતી તેને એક મારાએ ઓળખ્યો.

ઍબી સિકાર્ડના ઘરમાં
હુશિયાર આંગળીઓ, મનને મન સાથે જોડતા બારીક દોરાને,
સુંદરતા સાથે ગુંથતી,
જે અંધકારમય મોજાં એક બીજાને જૂદાં પાડતાં
તેના ઉપર સંજ્ઞાઓરૂપી પૂલ બાંધવામાં આવતો અને
હથેલી કરતાં મોટી નહિ તેવી કમાન નીચે થઇને
સત્ય મોભૂમિ તરફ પ્રયાણ કરતું હતું.

માણસો, જે પાદરીને દીઠે તેમ આબરૂથી ઓળખાતો હતો તે, બોલ્યો, આ ભલા નાગરિકને મારવા પહેલાં મને મારવાનો

તમારે વિચાર કરવો. તમે તેને ઓળખતા નહિ હો, તે ઍબિ સિકાર્ડ છે. પરોપકારીમાં પરોપકારી, પોતાના દેશને ઉપયોગીમાં ઉપયોગી અને બહેરા અને મૂગાનો તે મિત્ર છે. આજુબાજુના ખૂનીઓ તેને ભેટી પડયા અને તેને ઉંચકીને લઇ જવાને તેઓએ ઇચ્છા દર્શાવી. લોહીથી કલંકિત થયેલા આ ટોળામાં પણ આ રીતે, ઉત્તમ ચારિત્ર્ય સર્વોપરિ બળ ધરાવતું હતું.

પારિસની અંદર ભૂખે મરતા લશ્કરે, કિલ્લા મજબૂત છતાં, આશા મૂકી ત્યાં સુધી ફ્રેન્કોએ તેનો ઘેરો ચાલુ રાખ્યો હતો. ખોરાક મેળવવાને માટે બહાર જવાનું જોખમ ખેડવા કોઇ પણ યોદ્ધાને મરજી નહોતી, પણ આ લશ્કર સાથેની એક કુમારિકા જીનીવીવ ઘેરો ઘાલનારની છાવણીની પેલી તરફ, એક નાની હોડીમાં બેસીને સીન નદીમાં ઉતરી અને પોતાના ભૂખે મરતા ભાઇઓને ખોરાક મોકલવા જૂદી જૂદી ગૅલિક જાતિઓને સમજાવવામાં ફતેહમંદ થઇ.

ફ્રેન્કો પાછા હઠયા પણ બીજી વખતના પ્રયત્ન વખતે જીનીવીવ ત્યાં ન્હોતી ત્યારે તેઓએ શહેર લીધું અને તે પાછી ફરે એવી ગૂઢ ધાસ્તીથી તેઓએ દરવાજા બંધ કર્યા. તેને દાખલ નહિ કરવા પહેરેગીરોને સૂચના આપવામાં આવી હતી, પણ ઓળખાયા વગર, ગામડીયાના ઘરગથુ ઝભ્ભા અને બુરખા સાથે, દારૂની જંગલી મસ્તીમાં આવેલા ફ્રૅન્ક આગેવાન હિલ્પેરિક આગળ તે રજુ થઇ. તેની મુલાકાતમાં શું થયું તે જણાતું નથી. માત્ર એટલું જણાયું કે તે જંગલી આગેવાને પોતાના કેદીઓને સહીસલામતી અને લોકોને દયા અર્પણ કરી. આજના દિવસ સુધી જીનીવીવ પારિસની એક મુરબ્બી સંત સન્નારી ગણાય છે.

ચારિત્ર્ય પ્રદર્શિત થાય છે ત્યારે તે માત્ર પરાવર્તી ક્રિયાના સ્વરૂપમાં જણાય છે. જ્યારે પ્રસંગ આવે ત્યારે, જે કરવાનો આપણે

હમ્મેશાં નિશ્ચય કર્યો હોય છે તે કરવું એજ તેનું રહસ્ય છે. વ્યાપારમાં જેમ થાપણ હોય છે તેમ જીવનમાં ચારિત્ર્ય એક થાપણ સમાન છે. માણસમાં જેમ ચારિત્ર્ય વધારે તેમ તે વધારવાના તેના પ્રસંગ વધારે. માણસ પોતાના ચારિત્ર્યની જેવી કિંમત આંકે તેવો તે હોય છે.

ઝુટફન આગળ મરણતોલ ઘાયલ થયેલા સર ફિલિપ સિડનિને લોહી બહુ જવાથી તૃષાની વેદના થતી હતી. ડોળી ઉપર લઇ જવામાં આવતા ઘાયલ થયેલા સિપાહીની આતુર નજર સિડની પાસેની પાણીની શીશી તરફ ગઇ. સિડનીએ તે જોયું અને તે તેને આપવાનો આગ્રહ કર્યો. સિડનીએ એમ કહ્યું કે "તારી જરૂરીઆત મારા કરતાં વધારે છે." સિડની મરી ગયો, પણ આ તેના એક કાર્યથી ઇતિહાસમાં તેનું નામ અમર થઇ ગયું; જ્યારે જે રાજાની નોકરીમાં તે હતો તેને કોઇ સંભારતું પણ નથી. મરડાથી પીડાતા સૈનિકોની એક વાત ફ્લોરેન્સ નાઇટીનગેલ કહે છે. બહુ કામથી કંટાળેલા પોતાના સોબતીઓ ઉપર વધારે કામ પડે તેથી તેઓ પોતે બિમાર હોય તો પણ જણાવતા નહિ અને ખાઇઓમાં જંતા તથા મરણ પામતા. જે માણસ પોતાનો વખત, પોતાનું બળ, અને જરૂર પડે તો પોતાની જીંદગી પણ બીજાને માટે—પછી તે બીજું પોતાની રાણી, પોતાનો દેશ, પોતાનો વાવટો, અગર પોતાનું બધુંજ હોય—તેને માટે અર્પણ કરે તેનામાં સાધુ લોકોના સઘળા અપવાસ, તેમની દીનતાઓ અને તેમના પાપસ્વીકાર કરતાં કાંઇક વધારે પવિત્રતા હોય છે.

કેયસ માર્શિયસને રીબાવવાને પોરસેનાએ ધમકી આપી હતી છતાં કેયસ માર્શિયસે ઠંડે પેટે પોતાના હાથ છાવણીના તાપણામાં ધર્યા હતા અને તે બળી ગયો ત્યાં સુધી દુઃખના કાંઇપણ ગણગણાટ

વગર તે જોઈ રહ્યો હતો. ટરકને પોતાના કેદીને છોડયો અને જે દેશમાં મ્યુટિયસ અને હૉરેશિયસ જેવા માણસ પેદા થતા તે દેશ સાથે સ્નેહ કરી.

એમર્સન કહે છે કે મેં વાંચ્યું છે કે જેઓ લૉર્ડ ચેથમને સાંભળતા તેમને લાગતું કે તે જે કાંઇ કહેતો તેના કરતાં તે માણુસમાં કાંઇક વધારે સુન્દર હતું. કાર્લાઇલ વિષે એવી ફરિયાદ ઉઠાવવામાં આવે છે કે મિરાબો વિષેની સઘળી હકીકત તે કહી જાય છે છતાં મિરાબોની પ્રતિભા આંકવા જેટલી તે વિગતો નથી. ફૉશી, એજિસ, કલીઓમિનિસ અને "પ્લુટાર્ક"માંના બીજા વીરનરો તેમના વૃત્તાંતમાં તેમની કીર્તિની બરાબર જોવામાં આવતા નથી. સર ફિલિપ સિડનિ અને સર વૉલ્ટર રેલેનાં કામ થોડાં છે પણ તેમની કીર્તિ મોટી છે. વૉશિંગટનના પરાક્રમના વર્ણનમાં, વૉશિંગટનના આત્મબળનો થોડામાં થોડો ભાગ પણ આપણે જોઇ શકતા નથી. શિલરના નામનું બળ તેનાં પુસ્તકના પ્રમાણમાં વધારે મોટું છે. ગર્જના કરતાં પ્રતિધ્વનિ વધારે લાંબો હોય છે એમ કહેવાથી તેના ગ્રંથ અગર વાર્તાના પ્રમાણમાં જોવામાં આવતી તેની પ્રતિષ્ઠાની અસમાનતાનો ઉત્તર મળતો નથી. આ માણસોમાં કાંઇક એવું હતું જે તેમનાં સઘળાં કામથી આગળ વધીજ જાય. તેમનાં બળનો મોટામાં મોટો ભાગ ગુપ્ત રહેતો. જેને આપણે ચારિત્ર્ય કહીએ છીએ તે આ છે–તે એક જમા થયેલું બળ છે. કોઇ અન્ય સાધન વગર માત્ર પોતાના આસ્તિત્વવડેજ તે અસર કરે છે. બીજાઓ જે કાંઇ બુદ્ધિ અને વક્તૃત્વથી કરી શકે છે તે ચારિત્ર્યવાળો માણસ આકર્ષણથી કરી શકે છે. પોતાનું અર્ધોઅર્ધ બળ તો તે રજુ પણ કરતો નથી. સામસામી બંદૂક ઉંચકવાથી નહિ પણ અડિયાસા પણાના દેખાવથી તે પોતાની ફતેહ મેળવે છે. તે જીત મેળવે—

તેના આવતાંજ સઘળું પલટાઇ જાય છે. " અરે, ઇયોલસ તને શી ખબર પડી કે હર્ક્યુલિસ દેવ હતો?" ઇયોલે કહ્યું " કારણ કે, મારી આંખ્યો તેના ઉપર પડતાંજ મને સંતોષ થતો. જ્યારે હું થિસિયસને જોતી, ત્યારે મને એમ ઇચ્છા થતી કે તેને લડતો અગર રથની શરતમાં ઘોડા હાંકતો હું જોઉં; પણ હર્ક્યુલિસને લડતમાં ઉતરવા જેટલી રાહ જોવી પડતી નહિ. તે ઉભો હોય, ચાલતો હોય, બેઠેલો હોય અગર બીજું ગમે તે કરતો હોય પણ તે જીતતો.

દરેક દેશમાં એવાં સ્ત્રી પુરૂષ હોય છે જેઓ બોલતાં પહેલાં જીત મેળવે છે, અને તેમની બુદ્ધિના પ્રમાણમાં ઘણી વધારે અસર કરે છે. માણસો ઉપરની તેમની સત્તાનું રહસ્ય શું હશે એમ લોકોને આશ્ચર્ય થાય છે. ચારિત્ર્ય બળ છે એ કારણથી સઘળા વર્ગના લોકોને તેના ઉપર શ્રદ્ધા રહે, તેનું તેઓ અનુસરણ કરે, એ સ્વાભાવિક છે. ખૂનીને મોતની સજા કરનાર જજજના ન્યાયનું ખૂની પણ સન્માન કરે છે. તેનામાં એવું કાંઇક છે, જે વડે સત્ય અને ન્યાય તે જાણી શકે છે અને તેને તે અનુમોદન આપે છે. નિર્દય ખંજરેથી ઘાયલ થયેલો સીઝર રાજસભાની આરસની જમીન ઉપર પડયો હતો તે વખતે લોકો ઉપર તેની જે અસર થઇ હતી તેવી બીજે કોઇપણ વખતે થઇ નહોતી. તેના ઘા જાણે અનેક મુખ હોય અને તેને માટે વકીલાત કરતા હોય એમ જણાતું હતું.

શેરિડન માટે એમ કહેવાતું હતું કે તેના વિચારો, તેનું આચરણ, જો સારાં હોત તો જગત્ ઉપર તે હકુમત ભોગવી શકત. કેટલા થોડા યુવકોને એવો ખ્યાલ આવે છે કે તેઓ જે કાંઇ જાણે છે તેના કરતાં તેઓ જે કાંઇ છે તેના ઉપર જ જીંદગીની તેમની ફતેહનો આધાર રહેલો છે! વૉશિંગ્ટન અને લિંકન પ્રેસિડંટ થયા

તે તેમની શક્તિને લીધે નહિ, પણ તેમના પોતાના ચારિત્ર્યને લીધે થયા.

વેબસ્ટરે પ્રેસિડંટ થવા માટે ઘણું ખર્ચી નાંખ્યું હતું. પોતાની પ્રતિષ્ઠા અને પોતાની પહેલાંની સઘળી માન્યતાઓનો તેણે ભોગ આપ્યો હતો. જ્યારે એક ખેડૂતે સાંભળ્યું કે તેણે તે નિમણુક ગુમાવી છે ત્યારે તેણે કહ્યું, "દક્ષિણ તેના ગુલામને કાંઇજ આપતી નથી."

નેપોલિયન અને વેબસ્ટરમાં કયાં આ તત્વની ખામી હતી? હાલના વખત સુધી જગતે જે ઉંચામાં ઉંચા આદર્શ ઉત્પન્ન કર્યા છે તેને નિત્ય વફાદાર રહેવું તે એ તત્વ નથી? બળવાન્ મનુષ્યો—જેમનાં મૂળ જમીનમાં હોય છે અને જ્યારે સઘળું ઘસડાતું હોય છે ત્યારે પોતાની જગાએ સ્થિર રહેનાર એક ઝાડ જેવું બળવાન્ જેમનું ચારિત્ર્ય છે, તેમની અંદરના આ તત્વનેજ આપણે વખાણીએ છીએ—તેનેજ માન આપીએ છીએ.

ખડક ઉપર પડેલા એક ભાગેલા વહાણ તરફ એક પેસેન્જરે આંગળી બતાવી ત્યારે એક કેપ્ટને એકજ ટીકા કરી હતી અને તે એ હતી કે "માર્ગદર્શક વગર ચાલવાની કોશિસનું આ ફળ." બાયરન, બર્ન અને બીજા અનેક જેઓ કવખતના મરણ પામ્યા છે તેમને માટે આ શબ્દો બંધ બેસતો મૃત્યુલેખ થઇ પડે. ચારિત્ર્ય એજ સહિસલામતી છે.

દેશનિકાલ થયેલા કોસથને એમ કહેવામાં આવ્યું કે તું જો મુસલમાન ધર્મ અંગીકાર કરે તો ટર્કિમાં તને અભય મળે. ત્યારે તેણે જવાબ દીધો કે એક તરફ મૃત્યુ અને બીજી તરફ શરમ, એની વચ્ચે મને કોઇ શંકા ભરેલો માર્ગ જડયો નથી. એક ઉદાર ચરિત પ્રજાનો એક વખત હું હાકેમ છતાં, હું મારા છોકરા માટે કાંઇ વારસો મૂકી જતો નથી. મારા નામને બટ્ટો લાગે તેના કરતાં આ

સ્થિતિને હું વધારે પસંદ કરૂં છું. એક બીજી વખતે તેણે કહ્યું કે આ મારા હાથ ખાલી છે પણ ચોખ્ખા છે.

નાની રાજકુમારી વિકટોરિયા બોલી ઉઠી, "માતા, વિલિયમ-કાકાની પાછળ મારા શિવાય બીજું કોઇ ગાદીએ બેસે એવું હું જોતી નથી." જ્યારે એમ કહેવામાં આવ્યું કે "વારસ થવાને તું હકદાર છે" ત્યારે તેણે કહ્યું કે "હું ભલી થઇશ."

સન ૧૮૩૭ ના જૂન માસની ૨૦ મી તારીખે ૧૮ વર્ષની વયની આ રાજકુમારીને ઉંઘમાંથી ઉઠાડી, કેન્ટરબરિના આર્કબિશપ આગળ બોલાવવામાં આવી તેને ૫૦ કરતાં વધારે વર્ષ થઇ ગયાં છે. પોશાક પણ પૂરો પહેરવાનો વખત નહિ મળવાથી પોતાના રાત્રીના ઝભ્ભા ઉપર ઉતાવળમાં એક ઓઢવાનું તેણે નાંખી દીધું અને ઉઘાડા પગમાં સ્લીપર સાથે અને વીખરાયલા વાળ સાથે તે આર્કબિશપ આગળ ગઇ અને તેને રાણી તરીકે સલામ કરવામાં આવી. રાજા મૃત્યુ પામ્યો હતો અને સ્ત્રીઓના પોશાક પહેરવાની વાટ્ય, રાજકાર્ય માટે જોઇ શકાય નહિ.

એક સાચી સ્ત્રીના ગૌરવ, નિર્દોષતા, સારી સમજ સાથે રાણીએ, વફાદારીનું ચુમ્બન લેવા આવનાર માટે પોતાનો હાથ લાંબો કર્યો. ચારિત્ર્ય, સભ્યતા અને સંગીન વિવેકશક્તિવડે અર્ધી સૈકા ઉપરાંતની તેની રાજકારકીર્દી વિભૂષિત થઇ છે અને તે ખરે-ખરી રાણી નથી એવું એક પણ પ્રસંગે તેણે જણાવ્યું નથી.

એક સાક્ષી તરીકેના હમેશના રિવાજ મુજબના સોગંદ ખાવા પેટ્રાર્ક ન્યાયમંદિર આગળ આવ્યો ત્યારે તેની સત્યશીલતા વિષે કોર્ટને એવી ખાતરી હતી કે તેનું પોતાનું વચન બસ છે, તેને સોગન ખાવાની જરૂર નથી એમ તેને કહેવામાં આવ્યું.

એક મોટી બેન્કમાં હ્યુ મિલરને કેશરની (કીલીદારની) પદવી

આપવામાં આવી; પણ 'હિસાબની મને બહુ થોડી માહિતી છે એમ મારો કોઇ જામીન થતો નથી' એમ કહી તેણે તે જગાની ના પાડી. બેન્કના પ્રેસિડંટ મિ. રોસે કહ્યું કે અમારે તમારા જામીન જોઇતા નથી. રોસ તેને ઓળખતો હતો એવી મિલરને ખબર પણ નહોતી. આપણને ખ્યાલ હોય કે ન હોય પણ લોકો આપણું ચારિત્ર્ય હમેશાં તપાસતા રહે છે.

એક નામાંકિત સિપાઇ જે ચૅથમને સારી રીતે ઓળખતો હતો તે કહેતો કે જે કોઇ પિટના ઓરડામાં જઇ આવતો તે દરેકમાં કાંઇ ને કાંઇ જુસ્સો ઉત્પન્ન થતો અગર કાંઇક વધારે હિંમત, કાંઇક વધારે મર્દાનગી આવતી.

જ્યારે ફ્લૉરેન્સ નાઇટીનગેલ ક્રિમિયાની હૉસ્પિટલમાં જતી ત્યારે બધું વાતાવરણ બદલાઇ જતું. વેદનાના બિછાના ઉપર આળોટતા જડભરત જેવા સૈનિકો, સભ્યતાની ચીકાશ રાખનારને પણ ખરાબ લાગે તેવો, એક શબ્દ બોલતા નહિ.

વિટોરિયા કોલોનાનો પતિ સ્પેનિશ બાજુ તરફ વફાદારીથી રહેવાને બંધાયો હતો. ઈટલિના રાજકુમારોએ જ્યારે તેને તે બાજુ છોડવાનો આગ્રહ કર્યો ત્યારે વિટોરિયાએ તેના પતિને લખ્યું કે આબરૂએ તમે રાજાઓ કરતાં પણ મોટા છો. આ આબરૂની વાત તમે યાદ રાખજો. જે નિષ્કલંક કીર્તિ તમે તમારી ભાવિ પ્રજા માટે મૂકી જવામાં સુખ અને મગરૂરી માનો છો, તે કીર્તિ ખિતાબ અગર ભપકાથી મળશે નહિ; આબરૂથીજ મળશે.

જ્યારે થૅારો મૃત્યુશય્યા ઉપર હતો ત્યારે એક કાલ્વિનિસ્ટીક મિત્રે ચિંતા સાથે પૂછ્યું, હેનરિ તમે પ્રભુ સાથે સુલેહશાંતિ કરી છે? સમાધાન કર્યું છે? તે મરતા પદાર્થવિજ્ઞાનવેત્તાએ બહુ ધીમે સાદે કહ્યું, મારે અને ઇશ્વરને તકરાર થઇ હોય એમ હું જાણતો નથી.

એક મહાન્ પ્રજાના પ્રમુખ હોવા છતાં યુરોપના ઠાઠમાઠવાળાં અને અમીરી મંડળોમાં લિંકનની ઠેકડી થતી હતી. બ્રિટિશ મહારાજ્યમાં સઘળાં સચિત્રપત્રોમાં બેકવુડઝના આ ગ્રેજ્યુએટના કઢંગાપણા અને ગૌરવની ન્યુનતાનાં ઉપહાસયુક્ત ચિત્ર આવતાં. રાજ્યના કાગળપત્રમાંની તેની સાદાઈથી રાજદ્વારીઓને કમકમાટ થતો અને તેના પત્રો વધારે રૂઢિસર લખાય તેમ તેઓ ઇચ્છતા. લિંકન માત્ર એમજ કહેતો કે લોકો તે પત્ર સમજી શકશે. વૉશિંગ્ટનમાં પણ તે વાંદરા જેવો, મૂર્ખ, ગમાર અને પતંગીયા જેવો છે એમ, કહી તેનું ઉપહાસ કરવામાં આવતું. આ ત્રાસજનક અપવાદ અને ચર્ચા વાંચી તે એકવાર બોલ્યો હતો કે, અબ્રહામ લિંકન ! તું તે માણસ છે કે કૂતરો છે ? ફ્રેડરિક્સબર્ગ આગળ પાછા હઠ્યા પછી તેણે કહ્યું હતું કે જહાનમમાંથી બહાર આવેલો કોઈ માણસ જેને મારા કરતાં પણ વધારે દુઃખ થતું હોય તો તેને માટે ખરેખર મને દિલસોજી થાય છે. પણ સામાન્ય લોકોનાં વિશાળ હૃદયનો તાર તેની બરાબરજ વાગતો. સુતરની યુરોપિયન મિલ્સના ગરીબ કામદાર રૂની અછતથી લગભગ ભૂખે મરતા, પણ લિંકનનો ઘેરો તોડવા માટે તેમાંના કોઈએ પોતાની સરકારને કદી અરજ કરી નહિ.

એવો કોઈ મણ માણસ થઈ ગયો નથી જેને માટે એમ કહી શકાય કે,

તેનામાં એવાં સુન્દર તત્વોનું મિશ્રણ હતું કે,
કુદરત એકદમ ખાડી થઈ જઈ જગતને જણાવે કે—
આજ ખરેખરો માણસ છે.

જે લોકો વેચાય તેવા નથી, જે માણસો પ્રમાણિક છે, જેઓ મધ્યથી પરિધ સુધી સંગીન છે, જેઓ હૃદયના સાચા છે, સોયની અણી જેમ ધ્રુવ તરફ રહે છે તેવાજ જેમનાં અંતઃકરણ દૃઢ છે,

આકાશ તૂટી પડે અને ધરતીકંપ થાય છતાં જે માણસો સત્યની બાજુએ ઉભા રહે છે, જે માણસો સત્ય કહી શકે અને દુનિયા તથા દાનવથી ડરે નહિ, જે માણસો ગર્વ કરતા નથી તેમ ફાંફાં મારતા નથી, જે માણસો પાછા હઠતા નથી તેમ ઢીલા પડતા નથી, જે માણસો હિમ્મતની બૂમ મારતા નથી છતાં હિમ્મતવાળા છે, જે માણસોમાં અનંત જીવનની હિમ્મત શાંત ઉંડી અને મજબૂત વહે છે, જે માણસ પોતાનો જીવનસંદેશ—કર્તવ્ય જાણે છે અને દુનિયાને જણાવે છે, જે માણસો પોતાની જગા જાણે છે અને તેજ લે છે, જે માણસો પોતાનું કામ ઓળખે છે અને કરે છે, જે માણસો જૂઠું બોલતા નથી, સત્યનો ત્યાગ કરતા નથી અગર છળભેદ કરતા નથી, જેઓ કામ કરવામાં સૂસ્તી બતાવતા નથી, વાસ્તવિક ગરીબી બતાવવાથી માનહાનિ થતી હોય એમ જેઓ સમજતા નથી, પોતે જે કમાતા હોય તે ખાવાને અને જેને માટે પોતે પૈસા આપ્યા હોય તે પહેરવાને જેઓ રાજી છે, ભાર દઇને ના કહેવાની જેમને બીક નથી, તેમ મારાથી તે બને તેમ નથી, મારૂં તેટલું ગજું નથી, એમ કહેવાને જેઓ શરમાતા નથી, તેવા માણસોની દુનિયા તલાસ કરતી રહે છે એમ કહેવાય છે.

જે જમીન ઉપર મગફળી ઉગે છે તે જમીનને તે સત્વહીન કરે છે એ સત્યલક્ષાધિપતિઓને પણ લાગુ પડે છે. બીજા ઓલા ઇવના ઝાડ જેવા હોય છે ઓલાઇવનાં ઝાડ જ્યાં ઉગે ત્યાં તે જમીનને પણ તે ફળદ્રુપ કરે છે. બીજા શ્રીમંત આત્મા એવા હોય છે જે પોતાની હાજરી માત્રથી બીજાને સુખ કરનાર થઇ પડે છે. જેમનાં સ્મિત સર્વને સુખકારક નીવડે છે, અને જેના સ્પર્શમાં ક્રાઇસ્ટની માફક રૂઝ લાવી દે તેવો મલમનો ગુણ હોય છે.

દુનિયામાં કોઇ પણ શક્તિ એવી હોય કે જે પોતાની સત્તા બીજા

ઉપર પાડી શકે તો તે ચારિત્ર્ય છે. કેળવણીના સંસ્કાર ઓછા હશે, શક્તિ જૂજ હશે, કાંઇ મિલ્કત હશે નહિ, સમાજમાં કાંઇ પદ નહિ હોય; પણ સંગીન, ઉત્કૃષ્ટતાયુક્ત ચારિત્ર્ય હશે તો તેનું વજન પડી શકશે, તે સન્માન મેળવી શકશે.

એમર્સન કહે છે કે એક સીઝર—માણુસનો જન્મ થાય છે અને જમાના પછી આપણે રોમન શહેનશાહત જોઇએ છીએ. બેકન માનવ જાતિના વિચાર જૂદીજ દિશામાં ફેરવે છે. ન્યૂટન ઇશ્વરના વિચાર જગતને સમજાવે છે. ફ્રેન્કલિન કુદરતના મંદિરનાં દ્વાર ખૂલ્લાં કરે છે.

એક ખરૂં કાય એવો તાર ઉત્પન્ન કરે છે જે આખી દુનિયામાં પ્રસરી જાય છે, સઘળી નૈતિક બુદ્ધિને જે સ્પર્શ કરે છે, દરેક દુનિયાની તે મુલાકાત લે છે, તેના આંદોલન જગતના સઘળા વિસ્તાર ઉપર ફેલાઇ જાયછે અને આ આંદોલનને ઇશ્વરની સંનિધિમાં પણ તે પહોંચાડી દે છે.

રાતા સમુદ્ર આગળ મોઝીઝમાં, થર્મોપિલિ આગળ લિઓનિડાસમાં, પૂલ આગળના હૉરેશિયસમાં, લેક રુરિચ આગળ વિંકલરીડમાં, આરકોલા અગર લોદી આગળ નેપોલિયનમાં, મહાન્ લશ્કરના પાછલા ભાગનું રક્ષણુ કરતા નેમાં, નાઇલ આગળ નેલ્સનમાં, કવીબેક આગળ વુલ્ફમાં, ટીકોનડરોગા આગળ એલનમાં, સારાટોગા આગળ આર્નોલ્ડમાં, યોર્કટાઉન આગળ વૉશિંગ્ટનમાં, લેક એરી આગળ પેરીમાં, ન્યુ ઑર્લિયન્સ આગળ જેક્સનમાં, મિસિસિપી ઉપર ફેરેટમાં, વિકસબર્ગ આગળ ગ્રૅન્ટમાં, વિન્ચેસ્ટર આગળ શેરિડનમાં, અગર લડાઇ કે સુલેહમાં જેઓએ ફતેહ મેળવી હોય તેવા અનેક બીજામાં, અગ્રેસર અગર સરદારના કરતાં વધારે મહાન્ સદ્ગુણ તમે જોયા નથી ?

ચૌદમા લુઇ રાજાએ કૉલબરને પ્રશ્ન કર્યો હતો કે ફ્રાન્સ જેવા મહાન અને વસ્તીથી ભરચક દેશ ઉપર રાજ્ય કરવા છતાં હૉલેન્ડ જેવા નાના દેશને તે કેમ જીતી શકતો નથી? પ્રધાને જવાબ આપ્યો, એક દેશની મોટાઇનો આધાર તેના મુલકના વિસ્તાર ઉપર નહિ પણ ત્યાંની પ્રજાના ચારિત્ર્ય ઉપર રહેલો છે.

મહાન પુરુષોનું ચારિત્ર્ય એ પ્રજાનું ધન છે: શારોબ્રિયાં કહેતો કે તેણે વૉશિંગટનને એકજ વાર જોયો હતો પણ તેથી તેના આખા જીવનને પ્રોત્સાહન મળ્યું હતું. એક અંગ્રેજી ચામડાં કેળવનાર જેનાં ચામડાંએ સારી નામના મેળવી હતી તે કહેતો કે તેણે જો કાર્લાઇલ વાંચ્યો ન હોત તો તે ચામડું એટલું સારૂં બનાવી શકત નહિ. એમ કહેવામાં આવે છે કે ફ્રેન્કિલને લંડનના એક આખા કારખાનાની રીત સુધારી દીધી હતી. એરિઓસ્ટો અને ટીટીએનને પરસ્પર પ્રોત્સાહન મળ્યું હતું અને એક બીજાની કીર્તિ તેઓએ વધારી હતી. "તમે શેને વખાણો છો એ તમે મને કહો અને તમે કેવા માણસ છો એ હું તમને કહીશ." એક પુસ્તક અગર કલાનું કોઇ કામ, તેને ઉત્પન્ન કરનારની વૃત્તિઓ અને વિચારમાળામાં આપણને ગોઠવી દે છે. માઇકલ એન્જેલો શું મરણ પામ્યો છે? રોમનાં અમર બાંધકામ જેમણે તન્મયતાથી જોયાં છે તેવા લાખો માણસોને તમે પૂછો. કેટલાં બધાં હજારો જીવનમાં તેનું જીવન ઉતર્યું છે? તેના જીવને અન્ય જીવન ઉપર કેટલી બધી સત્તા મેળવી છે? વૉશિંગ્ટન, ગ્રૅન્ટ અને લિંકન શું મરણ પામ્યા છે? આજે જેમ તેઓ ખરેખર જીવતા હોય એમ જણાય છે તેમ તેઓ પહેલાં કાંઇ વધારે જીવતા, વધારે ચૈતન્યવાળા હતા? કયા અમેરિકન હૃદય અગર ગૃહમાં તેમનાં ચારિત્ર્ય નથી?

તમારાથી બને તો મોઝિઝ વગર ઇજિપ્તનો, ડેનિયલ વગર

એબિલોનનો, ડેમોસ્થિનિસ, ફિડિયાસ, સૉક્રેટિસ કે પ્લેટો વગર એથન્સનો ખ્યાલ તમે લાવો. ઈ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ પહેલાં હાનિબાલ વગર કાર્થેજની શી કિંમત હતી? સિઝર સીસરો અને માર્કસ ઑરેલિયસ વગર રોમની શી કિંમત હતી? નેપોલિયન, હુગો અને પેર હાયસિંથ વગર પૅરિસની શી કિંમત છે? ન્યુટન, શેક્સપિયર, મિલ્ટન, પિટ, બર્ક, ગ્લેડસ્ટન વગર ઇંગ્લાંડની શી કિંમત છે? ગૅરિસન, ફિલિપ્સ, વ્હીટીયર, એમર્સન અને હોમ્સ જેવા ચારિત્ર્ય યુક્ત નરો વગર બોસ્ટનની શી કિંમત છે? પીટર કુપર અગર હૉરેસ ગ્રીલિ વગર ન્યુયોર્કની શી કિંમત છે? સ્ટેન્ફર્ડ વગરનું કૅલિફોર્નિયા અગર આર્મર, પુલમન અગર ફિલ્ડ વગર ચિકાગો શું છે? આ શહેરમાં ઓછી નામનાવાળા લખ્ખો માણસોએ યોજના કરી છે, પરિશ્રમ ઉઠાવ્યા છે અને સેવાઓ કરી છે, તેઓએ જીવન ગાળ્યાં છે અને મરણ પામ્યા છે, અને આપણું વધારેમાં વધારે ધ્યાન ખેંચે તેવા ખરા ઇતિહાસની રચના કરી છે; પણ કેટલાંક થોડાં સ્ત્રીપુરૂષના વિચાર, પ્રતિભા અને ચારિત્ર્યથી, આમાંના દરેક શહેરના જીવનમાં એટલો બધો ફેરફાર થયો છે કે તેઓ તેના ઇતિહાસમાં મોટે ભાગે લાક્ષણિક દૃષ્ટાન્તરૂપ થઇ ગયા છે? પીટર ધ હર્મિટ, ગોડફ્રે ડ બુઇલો અને રિચર્ડ કચોર ડ લાયન વગર ધર્મયુદ્ધમાં શો માલ હતો? ગ્લૅડસ્ટન જેવાં થોડાંક નામ ઇંગ્લાંડના ઇતિહાસમાંથી લઇ લો અને જૂઓ કે કોણ એ ઇતિહાસ વાંચે છે?

“ઇટલિની અવનતિના સઘળા સૈકામાં ડેન્ટીનું નામ દેશના માર્ગદર્શક સ્તંભ જેવું હતું. અનેક ગુલામોના ચગજમાં સિસરો, સીપીયો અને બ્રૂટસના આવેશ ભર્યા શબ્દોનો પ્રતિધ્વનિ થઇ રહ્યો હતો. બાયરન કહેતો કે “ઇટૅલિયનો આ સમયમાં ડેન્ટિ વિષે એટલું બધું બોલે છે, એટલું બધું લખે છે, અને તેને વિષે એટલા બધા

વિચાર કરે છે કે તે ઉપહાસને પાત્ર પણ ગણાય; પણ તે તેઓની પ્રશંસાનેજ પાત્ર છે." અવનત થયેલું ગ્રીસ પણ તેના સુવર્ણકાલના, બુદ્ધિ, શક્તિ અને નીતિમાં અસાધારણ એવા મહાન્ પુરૂષોની અસરથી મુક્ત નથી. ખરેખર, તેઓ આખી દુનિયામાં, વિચાર અને લાગણીના પ્રદેશમાં, તેઓ જીવતા હતા તેના કરતાં પણ વધારે બળવાન્ સત્તા ધરાવે છે. આપણા માનસિક બંધારણની રચના, મૃત્યુ પામેલા મનુષ્યો તેમજ જેમની સાથે હાલ આપણે સમાગમમાં આવીએ છીએ તેમની એકઠી અસરથી થાય છે. પોતાની માન્યતા માટે પોતાનો પ્રાણ અર્પણ કરનાર મનુષ્યો, જેમના ઉપર ગુજરેલા જુલમનાં દુઃખમાં આપણે સહાનુભૂતિ સાથે ભાગ લઇએ છીએ અને તેથી ઉન્નત થઇએ છીએ એમના આત્મસમર્પણથી આપણી માન્યતાઓ વિશુદ્ધ બને છે. સમાન પરિસ્થિતિમાં આપણી ભાવનાઓથી આપણને જે કાર્ય કરવાની લાગણી થાય છે તેવાંજ કાર્ય આપણાથી બને છે.

જેની તલવાર અગર અવાજે
મનુષ્યજાતિની સેવા બજાવી છે
તેની રાખ પવનમાં ફેંકો.
જેના કીર્તિમાન્ વિચારો તને ઉન્નતિના શિખરે
લઇ જાય છે તે મૃત્યુ પામેલો ગણી શકાય?
જે માણસોને આપણે પાછળ છોડી જઇએ છીએ
તેમના હૃદયમાં રહેવું તે મરણ પામવું નથી.

જે દરેક વિચાર આપણા મગજમાં દાખલ થાય છે, જે દરેક શબ્દ આપણે બોલીએ છીએ, જે દરેક કાર્ય આપણે કરીએ છીએ, તે આપણા જીવનના અંદરમાંના અંદરના તંતુ ઉપર પોતાની છાપ મૂકે છે; અને આ છાપને પરિણામે આપણા ચારિત્ર્યની રચના થાય

છે. ઉચ્ચ ચારિત્ર્ય માટે પુસ્તકોનો, સંગીતનો કે લલિત કળાઓનો અભ્યાસ જરૂરનો નથી. વિદ્યાકળામાં જેઓ વધારેમાં વધારે પરિપૂર્ણ હોય છે તેઓ ઘણીવાર ખરાબમાં ખરાબ સ્ત્રીપુરૂષો નીવડે છે. ખરેખર, પુસ્તકોના કીડા જેમનું જીવન પુસ્તકોમાંજ હોય છે, કલાવિદ્ જેઓનું જીવન કલામાંજ ઓતપ્રોત રહે છે તેઓ સામાન્ય રીતે નિર્બળ હોય છે. સૃષ્ટિના કર્ત્તાએ જેમ કેનને કલંકિત કર્યો હતો તેવીજ રીતે હલકાં અને હેતુ વગરનાં જીવન, ચારિત્ર્ય ઉપર પોતાની અસર મૂકે છે. એથી ઉલટું, કેટલાંક માણસો એવાં હોય છે જેમનાપર મહોલ્લાનાં કૂતરાં પણ વિશ્વાસ રાખે છે. ચારિત્ર્ય એ બળ છે.

કલાવિદ્ બર્ડે રજુ કરેલા એક વખાણવા લાયક ચિત્રને ઍકેડેમીમાં લટકાવવાની જગા મળતી નહોતી. બર્ડે તે રજુ કર્યું ત્યારે ટર્નર ઍકેડેમીની હેન્ગિગ કમિટી (ચિત્રો લટકાવવાને લગતી કમિટી) માં હતો; પણ વારંવાર એમ થતું કે તે લટકાવવા માટે સગવડ થઇ શકતી નહોતી. ટર્નરે પોતાનુંજ એક વ્હાલું ચિત્ર ઉતારી લીધું અને તેની જગાએ બર્ડનું ચિત્ર ગોઠવ્યું.

એમોસ લોરેન્સ હિસાબ કરતાં બાકી રહેતો અર્ધો સેન્ટ અને વેતરતાં બાકી રહેતો પા વાર પોતાના ગ્રાહકને આપતો. આ બાબત જૂજ હતી પણ તેથી તેનું ચારિત્ર્ય જણાઇ આવતું.

કેટલાંક જંતુ એવાં હોય છે જે, જે પાંદડાં અને વેલા ઉપર તેમનો નિભાવ થાય છે તેમનો રંગ ગ્રહણ કરે છે. આપણે પણ તે જંતુ જેવા છીએ, કારણ કે આપણા હૃદયમાં રહેનાર જંતુઓની માફક આપણે પણ આપણા માનસિક ખોરાકને અનુસરતા વહેલા મોડા બની જઇએ છીએ. આપણી જીંદગીનું દરેક કામ, દરેક શબ્દ, દરેક સમાગમ, આપણા જીવનની રચનાની અંદર લોખંડી કલમથી

જણાય છે. ખૂન કરવામાં આવેલી તકો, ખરચી નાંખેલાં બળ; ગુમાવેલો વખત એ સઘળાંનાં ભૂત હમેશાં આપણી આગળ આવી ખડાં થાય છે, આપણને ઠપકો આપે છે અને કદી અંતર્ધ્યાન થતાં નથી. સમાનમાંથી સમાન ઉત્પન્ન થાય છે. એકના બીજથી કાંઇ ઉત્પન્ન થાય તો એકજ ઉત્પન્ન થાય છે. એકજ જાતનાં પક્ષી એક સ્થળે એકઠાં થાય છે. સમાન વસ્તુઓને પરસ્પર કાંઇક આકર્ષક સંબંધ હોય છે, આથી તેઓ નિઃસંશય એકઠાં થાય છે. આ ઐક્યમાં તેમના પોતાનાજ ગુણોનો વિનિમય તેઓ કરી શકે છે અને બીજા કશાનો કરી શકતા નથી અને તે જૂદી રીતે કરી શકેજ નહિ. આ શિક્ષણ મેળવવું કેટલું મુસ્કેલ છે?

સારાની સાથેનો સમાગમ સારૂંજ ઉત્પન્ન કરી શકે અને ખોટાનો સમાગમ ખોટુંજ ઉત્પન્ન કરી શકે. આપણો સમાગમ ગમે તેવો ખંદાઇ ભરેલો, ગમે તેવો ગુપ્ત હોય, આપણા સંસ્કાર ગમે તેવા અંધકારમાં પડયા હોય, પણ તેમની મૂર્તિ વહેલી અગર મોડી આપણા ચ્હેરા અને આપણા વર્તનમાં જણાઇ આવશે. હૃદયની મૂર્તિઓ આપણી આંખમાંથી ડોકીયાં કરે છે, આપણી રીતભાતમાં તે જણાઇ આવે છે અને તેમના પૂજકોને ઉઘાડા કરી આપે છે. આપણા સોબતી, આપણાં પ્રેમપાત્ર, આપણાં તિરસ્કારપાત્ર, આપણા પ્રયત્નો, આપણી ફતેહો, આપણી હાર, આપણા દુરાચાર, આપણી આકાંક્ષાઓ, આપણા પ્રપંચ, પ્રમાણિકતા, અપ્રમાણિકતા-સઘળાં, આત્માની બારી ઉપર ન ભૂંસાય તેવા હસ્તાક્ષર મૂકે છે અને તે જગત્ આગળ પ્રકટ થાય છે. કાળાં હૃદય આપણા મ્હોં ઉપર કાળી છાયા નાંખે છે. આપણી ગમે તેવી ઇચ્છાશક્તિ પણ આ છાયાને ઢાંકાવી શકતી નથી. ભ્રષ્ટ જીવનવાળા એક માણસના ચ્હેરા ઉપર કેવા દેખાવ પસાર થાય છે! દારૂની દુકાનો, નામોશી ભરેલાં કામ

કરવાના અખાડા, ભ્રષ્ટ, કંગાળ માણસો, બગાડેલા સોબતીઓ, કંટાળો આપે તેવા દેખાવ, વિષયની માગણી અને તેની ના, ફતેહ મેળવવાના પ્રયત્નો, ભાગી પડેલા નિશ્ચયો અને ઇજ્જા સાથે થયેલા પરાજય જૂઓ. પણ. જેમણે પોતાની સુધારણાના પ્રયત્નો કરવા માટે લાલચને દૂર કરી છે અને પોતાની શક્તિઓને તરગીયત આપી છે, તેમના ચ્હેરા ઉપર કેવો પ્રકાશ, કેવી કીર્તિ જણાઇ આવે છે!

અસભ્ય, અવિનીત, એવા અનેક માણસો જ્યાં વાતચિત કરતા હોય અને તેવી વાર્તાઓ કહેતા હોય તેવા એક ઓરડામાં કોઇ પવિત્ર અને ઉમદા ખવાસની સ્ત્રીને પેસતાં તમે જોઇ છે? તે મંડળનું આખું સ્વરૂપ, તેનો સઘળો ડોળ ફરી જાય છે. ત્યાંનું વાતાવરણુજ પવિત્ર બની જાય છે. આખા મંડળમાં ફેરફાર થઇ જાય છે. આવી એક સ્ત્રી આખા પડોશમાં ફેરફાર કરી નાંખે છે, એમ આપણે જોઇએ છીએ. તેથી ઉલટું, એક ખરાબ સ્ત્રી કેટલીક વાર એક સો યુવકને ખરાબ કરે છે.

એક મહાન્ પુરૂષની મહત્તા જાણવા માટે તેનું ઓળખાણ કરવાની જરૂર રહેતી નથી. એક શરદીવાળા દિવસે તમે કોઇ ખુશ-મિજાજી માણસને મળો, તો પારો કેટલાક અંશ આગળ વધતો હોય એમ તમને લાગે છે.

આપણી રીતભાત, આપણું બહારનું સ્વરૂપ, આપણી હાજરી, આપણા જીવનનો વૃત્તાંત, આપણે ન બોલીએ તોપણ કહી આપે છે. દરેક કાર્યની અસર જગતના દરેક ભાગમાં થાય છે. જે જે માણસ થઇ ગયા છે તે હું હાલ જે સ્થિતિમાં છું એ સ્થિતિએ મને આણવામાં કાંઇને કાંઇ મદદગાર થઇ પડયા છે. સમાજના દરેક સભ્યનો રંદો મારા જીવનના આરસને લાગ્યો છે, મારા જીવનના ભાવિ ઉપર તેની અસર થઇ છે.

મને, જે મારી પરિસ્થિતિમાંથી મુક્ત કરે છે, જે મારી જીભ છુટી કરે છે અને જે ભાવિના દરવાજા ખુલ્લા કરે છે તે મારે મન તો મોટામાં મોટો માણસ છે. મારી ખામીવાળી આંખને તે દૂરદર્શકકાચ સમાન છે. તે વડે હું વધારે પ્રકાશ સાથે ચીજો જોઇ શકું છું, મારી દૃષ્ટિ મર્યાદા વિશાળ બને છે, મારા ભાવિનો વિસ્તાર થાય છે, વધેલા બળના જ્ઞાન સાથે મારા જ્ઞાનતંતુમાં ઉલ્લાસ આવે છે. બીજા આત્માના આકર્ષક પ્રવાહનાં આંદોલનથી મારૂં શરીર, મારૂં હૃદય ભરપૂર બને છે. ગુસ્સાથી ગુસ્સો અને તિરસ્કારથી તિરસ્કાર ઉત્પન્ન થાય છે. આવેશો ચેપી હોય છે. એક્ટરો પોતેજ આપણને કહે છે કે જ્યારે તેઓને ગંભીર નહિ તેવા, આનંદયુક્ત ભાગ ભજવવાના હોય છે ત્યારે જે ભાગ તેઓને ભજવવાના હોય છે તે તરફ પોતાની કાંઇપણ સહાનુભૂતિ વગર, ઉદ્વેગમય હૃદય અને ચિન્તાગ્રસ્ત વૃત્તિઓ સહિત તેઓ રંગભૂમિ ઉપર આવે છે.

છતાં સંગતિનો નિયમ એવો શક્તિમાન્ છે કે તેઓ તે પાત્રનો વેશ ધારણ કરે છે કે તરતજ જે લાગણીઓ અમુક પાત્રની હોવી જોઇએ તે તેમનામાં આવે છે. દરેક વસ્તુ પોતાને ફરી ઉત્પન્ન કરી શકે છે અને તેમ કર્યા વગર છુટકો નથી. એક બેસૂરા વાદ્યથી સુન્દરમાં સુન્દર સંગીતની એકતા તૂટે છે, અને એક તોફાની પુરૂષ અગર સ્ત્રી એક શહેરની શાંતિનો ભંગ કરે છે.

એમર્સન કહે છે કે ચારિત્ર્ય કોઇ દિવસ અજાણ્યું રહેતું નથી. ચોરીથી પૈસાદાર થવાતું નથી, સખાવતથી ગરીબી આવતી નથી. પથ્થરની દિવાલ ફોડીને પણ ખુન બહાર નીકળી આવશે. જૂઠનું થોડું પણ ભેળાણ, દાખલા તરીકે મિથ્યાભિમાનનો સ્પર્શ, સારી અસર કરવાનો, ઠીક દેખાવાનો થોડોપણ પ્રયાસ—તેથી તરતજ

પરિણામને ખોટી અસર થશે; પણ સાચું બોલશો તો તમામ કુદરત અને સઘળાં પ્રાણીઓ નહિ ધારેલા વિસ્તારમાં તમને સહાય થશે.

ગરીબ માણસની થાપણ—ચારિત્ર્ય છે.

સ્ટીવન્સની પેઠે તમે પણ એમ માનો કે દરેક માણસમાં પોતાનામાં અજ્ઞાત શકયતાનો એક મહાન્ પ્રદેશ રહેલો છે. પોતાના આત્માનું સંશોધન જે કોલમ્બસની માફક કરે છે તે સુખી થઇ શકે છે.

લ્યુથર કહે છે કે કોઇ પણ દેશની આબાદીનો આધાર તેની મોટી મહેસુલ ઉપર, તેના કિલ્લાના બળ ઉપર, તેના જાહેર મકાનના સૌન્દર્ય ઉપર નથી, પણ તેનો આધાર તેના કેળવાયલા નાગરિકોની સંખ્યા ઉપર, કેળવણી, સારા સંસ્કાર અને ચારિત્ર્યવાળાં તેના માણસો ઉપર રહેલો છે. તેનું ખરૂં હિત, તેનું ખરૂં બળ, તેની ખરી સત્તા તેમાં રહેલી છે.

કબરો માટે જે જમીન પૂરતી ઉંડી છે,
મોજાં ઉત્પન્ન કરવા જેટલો જે ઝરો બળવાન્ છે,
તે, જેની સપાટી હમેશાં બદલાતી રહી,
જેમાં કોઇ ફળ અગર નકામા છોડવાનું
બી પણ ટકતું નથી તેવું છુટું રેતાળ વ્હેળીયું
જે ગમે તે રસ્તે જતું હોય
તેના કરતાં વધારે સારાં છે.

# પ્રકરણ ૧૭ મું.

## ચોકસાઈ ઉપર પ્રીતિ.

ઍન્ટોનિયો સ્ટ્રાડિવારીની એવી આંખ છે જે ખોટા કામથી સંકોચ પામે છે અને સત્યને ચાહે છે.

ચોકસાઈ એ પ્રમાણિકતાની જોડીયા બ્હેન છે. **સિ. સિમન્સ.**

મહેનત કરવાની અનંત કલામાં પ્રતિભા આવી રહે છે. **કાર્લાઇલ.**

આ પુસ્તકમાં એક પણ દોષ નથી. **કુરાન.**

અર્ધા દિલથી થયેલી ચીજને હું ધિક્કારૂં છું. જો તે બાબત ખરી હોય તો તે બહાદૂરીથી કરો, તે ખોટી હોય તો તે કરતા નહિ. **ગિલપીન.**

એક ચીજ પૂરી રીતે, બરાબર રીતે કરવા ઉપર તે સારી થવાનો આધાર રહે છે. **ઇરાની કહેવત.**

જો હું જોડા સાંધનાર મોચી હોઉં
તો સારામાં સારો મોચી થવામાં હું મગરૂરી માનું.
જો હુ કલાઇગર હોઉં તો હું એક કીટલી
દુરસ્ત કરી શકું તેવી સારી રીતે
બીજો કોઇ પણ કરી શકે નહિ. **જૂનું ગીત.**

જો કોઇ પણ માણસ બીજા સો કરતાં એક વધારે સારૂં પુસ્તક લખી શકે, એક વધારે સારો ઉપદેશ આપે, અગર તો પોતાના પડોશી કરતાં વધારે સારૂં ઉંદરીયું બનાવી શકે તો ભલેને તે પોતાનું મકાન જંગલમાં બાંધે તોપણ જગત્ તેનું આંગણું તોડી નાંખશે. **એમર્સન.**

તમારા મિત્રોમાં અગર દુશ્મનોમાં,
ખ્રિસ્તી અગર મૂર્તિપૂજક ભૂમિમાં,
જ્યાં માલમ પડે ત્યાંથી સત્ય ગ્રહણ કરો;
પુષ્પ જ્યાં ઉગે છે ત્યાં તે દિવ્ય જણાય છે. **કૉટર્સ.**

"આ ઘડિયાળ બરોબર વખત આપશે કે?" એવા એક ગ્રાહકના પ્રશ્નનો ઉત્તર આપતાં લંડનના જ્યોર્જ ગ્રેહમે કહ્યું કે, ભાઇ, તે ઘડિયાળ મેં તૈયાર કર્યું છે અને તેનો વખત મેં મેળવી જોયો છે. દિલ ચાહે ત્યાં તમે તે ઘડિયાળ લઇ જાઓ."

"સાત વર્ષે પણ તમે મને મળવા આવશો અને એમ કહેશો કે પાંચ મિનિટનો પણ ફેર પડયો છે તો હું તમારા પૈસા તમને પાછા આપીશ." સાત વર્ષ પછી હિંદુસ્થાનથી તે ગૃહસ્થ પાછો ફર્યો. તેણે કહ્યું "હું તમારૂં ઘડીયાળ પાછો લાવ્યો છું."

ગ્રેહમે કહ્યું, "આપણી શરતો મને યાદ છે. મને તે ઘડિયાળ જોવા દો. વારૂ. કહો, તમારી શી ફરિયાદ છે?" તે માણસે કહ્યું, "કેમ, મારી પાસે તે સાત વર્ષ રહ્યું છે અને તેટલા વખતમાં પાંચ મિનિટ કરતાં વધારે તફાવત પડયો છે." "એમ હોય તો હું તમારા પૈસા પાછા આપું છું." તે માણસે કહ્યું "તે ઘડિયાળથી દસ ગણા દામ મને આપવામાં આવે તો પણ હું તે ઘડિયાળ છોડીશ નહિ." ગ્રેહમે જવાબ દીધો, "કોઇપણ ચીજ માટે હું મારા વચનનો ભંગ કરીશ નહિ." તેણે પૈસા આપ્યા અને ઘડિયાળ લઇ લીધું. તેનો તેણે વખત મેળવનાર ઘડિયાળ તરીકે ઉપયોગ કર્યો.

ઘડિયાળ ઉપર ટૅમ્પિયનનું નામ એ તેની ઉત્કૃષ્ટતાની નિશ્ચિત સાબિતી ગણાતી. દુનિયામાં નહિ તો લંડનમાં સારામાં સારા મનાતા યાંત્રિક આ ટૅમ્પિયન પાસેથી ગ્રેહમ પોતાનો ધંધો શીખ્યો હતો. ચારિત્ર્ય એ શક્તિ છે. એક ઘડિયાળ જેના ઉપર પોતાનું નામ ખોટી રીતે પાડવામાં આવ્યું હતું, તે ઘડિયાળ દુરસ્ત કરવા એક માણસે ટૅમ્પિયનને કહ્યું, ત્યારે તેણે તે એક હથોડાથી ભાગી નાંખ્યું અને તે આશ્ચર્ય પામેલા ગ્રાહકને પોતાનું એક સારામાંસારૂં ઘડિયાળ આપી તેણે કહ્યું, "લો, આ મારૂં પોતાની બનાવટનું ઘડિ-

ચાળ." ગ્રેહમે પારાનું કોમ્પેન્સેટિંગ (સમતોલ રાખનાર) લોલક, ઘડિયાળની ચાલ બરાબર રાખનાર સ્થિર યંત્ર અને ગ્રહગતિસૂચક-યંત્રની શોધ કરી છે જેમાંની એક શોધમાં ઘણો સૂધારો હજુ પણ થયો નથી. ગ્રીનીચની વેધશાળા માટે તેણે જે ઘડિઆળ બનાવ્યું છે તે દોઢસો વર્ષથી ચાલે છે, પણ પંદર મહિનામાં એકજ વાર તેનો વખત મેળવવો પડે છે. તેમના કામની ચોકસાઇને લીધે, ટેમ્પિયન અને ગ્રેહમને વેસ્ટમિન્સ્ટર એબિમાં જગા મળી છે.

સહિસલામતીને ખાતર પોતે, ઉત્તર અગર દક્ષિણે, ભૂમધ્ય રેખાથી કેટલો દૂર છે, અગર તો ગ્રીનીચ, પારિસ અગર વોશિંગટન જેવા કોઇ જાણીતા સ્થળથી તે કેટલો દૂર છે તે નાવિકે જાણવું જોઇએ. જો તેની પાસે બરોબર ખરૂં ઘડિયાળ હોય તો જ્યારે સૂર્ય પ્રકાશતો હોય ત્યારે તેને આ બાબતની ખરી ખાતરી મળે. પણ આવો વસ્તુ કોઇ દિવસ બની નથી. રેખાંશ નક્કી કરવાની લગભગ ખરી રીત માટે સોળમા સૈકામાં સ્પેને એક હજાર કાઉનનું ઇનામ જાહેર કર્યું હતું. સ્વદેશ ૬ મહિનાથી છોડી ગયેલું વહાણ ૬૦ માઇલની અંદર રેખાંશ મેળવી શકે એવા કાળમાપક યંત્ર માટે અંગ્રેજ સરકારે ૫૦૦૦ પૌંડ, ૩૦ માઇલની અંદર તે મેળવવા માટે ૧૦૦૦૦ પૌંડ અને એક બીજા ફકરામાં, ભૂલથી ફરી જણાવવામાં આવ્યું હતું કે ૩૦ માઇલની અંદર ખરો રેખાંશ મેળવવા માટે ૨૦૦૦૦ પૌંડનું ઇનામ જાહેર કર્યું હતું. દુનિયાના ઘડિયોલ બનાવનારા ઇનામો માટે સ્પર્ધામાં ઉતર્યા. ૧૭૬૧ ની સાલ આવી પણ તેમને ઇનામ મળ્યાં નહિ. આ વર્ષમાં જોન હેરિસને પોતાના કાળ-માપક યંત્રની તપાસ લેવા માટે કહ્યું. પૉર્ટસ્મથથી જમૈકા અને જમૈકાથી પોર્ટસ્મથના ૧૪૭ દિવસના પ્રવાસમાં, તેમાં ૨ મિનિટ કરતાં પણ ઓછો ફેરફાર પડયો. જે માણસે ૪૦ વર્ષ સૂધી કામ કર્યું હતું અને અખતરા કર્યા હતા અને જેનો હાથ તેની હીલચાલમાં

તેના યંત્રના સાચા કામ જેટલોજ પૂરતી રીતે નાજુક હતો, તેને ૨૦૦૦૦ પૌંડ આપવામાં આવ્યા.

રેલ્વેની પહેલવહેલી સડક બંધાઇ તે પહેલાં ન્યુયોર્કના એક ગામડાના લુહારને એક સુતારે કહ્યું કે તમને આવડતી હોય તેવી સારામાં સારી હથોડી મારે માટે તમે બનાવો. નવા દેવળ ઉપર કામ કરવા અમે ૬ જણ આવ્યા છીએ અને હું મારી હથોડી ઘેર ભૂલી આવ્યો છું. ડેવિડ મેડોલે શંકાથી પૂછ્યું, "મને આવડે તેવી સારામાં સારી? પણ મને આવડે તેવી સારામાં સારી હથોડી માટે તમે પૂરતા પૈસા આપવા માગતા નહિ હો." તે સુતારે કહ્યું, હું પૂરતા પૈસા આપીશ, મારે સારી હથોડી જોઇએ.

તૈયાર કરીને તેને જે હથોડી આપવામાં આવી તે ખરેખર સારી અને કદાચ સારામાં સારી હતી. હમેશના કરતાં, હથોડીનું મ્હોં લાંબું રાખી, ડેવિડે તેનો હાથો એવો સજ્જડ બેસાડયો હતો કે તે કદી નીકળી ન જાય. સુતારની નજરમાં આ એક અદ્ભુત શોધ હતી. તેણે આ હથોડીની પોતાના સાથીઓ આગળ બ્હોંસ કરી, તેઓ બધાજ બીજે દિવસે તે દુકાને આવ્યા અને તેવીજ હથોડીની માગણી તેઓએ કરી. કૉન્ટ્રેકટરે જયારે તે હથિયાર જોયાં ત્યારે તેણે પોતાને માટે બે મંગાવ્યાં અને પોતાનાં માણસો માટે જે બનાવવામાં આવે તેના કરતાં થોડી વધારે સારી બનાવવામાં આવે એવી માગણી કરી. મેડોલે કહ્યું, હું વધારે સારી બનાવી નહિ શકું. જયારે હું કોઇપણ ચીજ બનાવું છું ત્યારે તે ગમે તેને માટે બનાવવાની હોય પણ મારાથી બને ત્યાં સૂધી તે સારીજ બનાવું છું.

મેડોલની પહેલી કારકીર્દીમાં કદી નહિ બનેલું તેમ સ્ટોરકિપરે બે ડઝનનો ઓર્ડર આપ્યો. ન્યુયોર્કનો એક વ્યાપારી પોતાનો સર-

સામાન વેચવાને તે ગામ આવ્યો હતો અને તે સ્ટોરકીપરની પાસે, જેટલી હતી તે તેણે ખરીદી લીધી અને તે લુહાર બનાવી શકે તેટલી બનાવવા ચાલુ ઑર્ડર આપ્યો. છેલ્લા ધોરણથી બનાવેલા માલથી ડેવિડ ઘણો પૈસાદાર થાત, પરન્તુ તેની લાંબી અને ફતેહમંદ જીંદગીમાં ઝીણામાં ઝીણી બાબતમાં પણ પોતાની હથોડીઓ પરિપૂર્ણતાની દશામાં આણવા માટે આગળ અભ્યાસ કરવાનું તેણે બંધ કર્યું નહિ. ઉત્કૃષ્ટતાની બ્હારની ખાતરી આપ્યા શિવાય તે હમેશાં વેચવામાં આવતી. તેના માથા ઉપર છાપવામાં આવેલું મેડોલનું નામ જગત્માં બનતા સારામાં સારા માલની દરેક ઠેકાણે ખાતરી આપનાર ગણાતું. ચારિત્ર્ય એ બળ છે અને દુનિયામાં તે સારામાં સારી જાહેર ખબર છે.

આ વાત કહેનાર મર્હુમ જેમ્સ પાર્ટનને તેણે એક દિવસે કહ્યું, "હા, આ નાના ગામમાં મેં અઠ્ઠાવીશ વર્ષ સુધી હથોડીઓ બનાવી છે." તે મહાન્ ઇતિહાસકારે ઉત્તર આપ્યો, "એમ હોય તો ત્યારે તમે અત્યારે કાંઇક સારી હથોડી બનાવી શકતા હશો.

જવાબ મળ્યો—ના, હું બનાવી શકતો નથી. કાંઇક સારી હથોડી હું બનાવી શકતો નથી. બનાવવામાં આવતી હથોડીઓમાં હું સારામાં સારી બનાવું છું. સંપૂર્ણ રીતે સરસ એવી હથોડી બનાવવી એટલીજ કાળજી મને છે. લોકોને જોઇએ તેટલીજ હથોડીઓ હું બનાવું છુંજ, વધારે હું બનાવતો નથી અને હું તે કાંઇક ઠીક કિંમતથીજ વેચું છું. તેની જે વાજબી કીંમત છે તે આપવાની લોકોને મરજી ન હોય તો બીજે કોઈ ઠેકાણેથી સસ્તી હથોડીઓ ખરીદવાની તેમને છુટ છે. મારી જરૂરીયાતો ઓછી છે અને હથોડીઓ બનાવવાનો મેં વિચાર કર્યો તે પહેલાં એટલે ૪૦ વર્ષ પહેલાં લુહારની જે દુકાને હું કામ કરતો ત્યાં ગમે તે વખતે જવાને

હું તૈયાર છું. તે વખતે મારી ધમણ ચલાવવાને એક છોકરો હતો, જ્યારે હાલ મારી પાસે ૧૧૫ માણસ છે. જેમ તમારો રસોઇયો ચૂલે ચઢાવેલી રસોઇપર તપાસ રાખે છે તેમ કોલસાની ભઠ્ઠી ઉપર મૂકાયલાં હથોડીનાં માથાની તપાસ રાખતા તમે તેમને જૂઓ છો? લોખંડના એક કકડામાંથી દરેક માથું કાપી કાઢવામાં આવે છે, એક અનુભવી માણસની દેખરેખ નીચે તેને પાણી પાવામાં આવે છે. દરેક હાથાને ત્રણ વર્ષ સૂધી, કરચોળી ન રહે ત્યાં સૂધી રસવામાં આવે છે. એક વખત મેં ધાર્યું કે હથોડીઓ બનાવવામાં હું સાંચા કામનો ઉપયોગ કરૂં; પણ હું જાણું છું કે એક સંપૂર્ણ ઓજાર, સારામાં સારૂં ઓજાર સાંચાકામથી બની શકે નહિ, માટે કામનો દરેક ભાગ હાથથી કરવામાં આવે છે.

પાર્ટન કહે છે કે આ વાત કહેવામાં મેં એક હજાર વાત કહી છે. હથોડી એ નામ એ વાર્તામાંથી લઇ લો અને તેની જગોએ સરેશ મૂકો તો પીટર કુપરનો વૃત્તાંત તમારી આગળ રજુ થશે. બીજા શબ્દોમાં વૃતાંત મૂકવાથી જે કાંઈ મોટા ધંધા ૩૦ વર્ષ ચાલ્યા છે તેનો ખરો વૃત્તાંત તમારી આગળ રજુ થશે.

જોન્સ્ટનમાં ૭૦૦૦ માણસને કામે લગાડનાર કેમ્બ્રિયા આયર્ન વર્કસનો મેનેજર ડેનિયલ જે. મોરીસ કહે તો કે અમારે કાંઈ છાની વાત નથી. રેલના છેલ્લામાં છેલ્લા સમૂહને અમે ટીપીએ છીએ. આજ અમારૂં રહસ્ય છે અને તે ગમે તે જાણે તેની ફિકર નથી.

રને લગતા એક સાંચાકામની ભારે કિંમત વિષે એક ગ્રાહક બબડતો હતો તેને નોર્થબ્રિજના જોન. સી. વ્હીટીને કહ્યું હતું કે, હું કેવું સસ્તું યંત્ર ઉત્પન્ન કરૂં છું તે જોવાને હું કોશિસ કરતો નથી, પણ હું કેવું સારૂં યંત્ર ઉત્પન કરૂં છું તે જોવાને હું કોશિસ કરૂં છું. આનો અર્થ શું થતો હતો તે ધંધાદારી માણસોએ જાણ્યું,

અને કોઇપણ સાંચા કામ વેચવાની જાહેરખબર આપવાનો કાંઇ પ્રસંગ આવતો તો ન્યુઇંગ્લંડના માલ બનાવનાર, અમુક સાંચા કામ કેટલા વખતથી વપરાય છે તે બતાવતા; તેમજ નોર્થબ્રિજમાં અમુક માલ બન્યો છે તેની પૂરી ખાતરીઓ માટે " વ્હીટીન મેક" એવું ઉમેરતા. તમારા કામમાં તમે ચારિત્ર્ય દાખલ કરો. તેનો તમને બદલો મળશે.

જોસેફ હેનરિ જ્યારે યુવાન્ હતો ત્યારે "મારી મોટામાં મોટી ઇચ્છા વિજ્ઞાનના ઉસ્તાદ હોવાની લાયકી તેમ આબરૂ મેળવવાની છે" એમ તેણે એક સ્થળે લખ્યું છે. આ પ્રમાણે પોતાની ઇચ્છાઓને અનુસરવાના સ્વાભાવિક પરિણામ તરીકે કેટલાંક વર્ષ પછી જ્યારે તેનું નામ વિજ્ઞાનના દરેક વિભાગમાં સન્માનપાત્ર ગણાવા લાગ્યું ત્યારે તે કહેતો કે સન્માન અને જવાબદારીવાળી જૂદી જૂદી જે નવ પદવીઓ હું ધારણ કરૂં છું તે મારા ઉપર નાંખવામાં આવી છે. મેં મારી પોતાની મરજી અને કાર્યથી ઉમેદવારી કરી એકે જગા લીધી નથી.

એક યુવકે પોતાની વીશ વર્ષ પહેલાંની ઉમ્મરે બનાવેલા સંગેમરમરના એક પૂતળાનાં વખાણ કરતાં શિલ્પવિદ્યાવિશારદ એચ. કે. બ્રાઉને એક બાઇને કહ્યું કે, મહેરબાન બાનુ, આ છોકરામાં કાંઇક છે. ઘણાં વર્ષ પહેલાં બ્રુકલિનમાં વૅાર્ડ કુટુમ્બ માટે કામ કરનાર આઇરીશમેનની તે આકૃતિ હતી. આ આકૃતિમાં તે માણસની મુખમુદ્રા અને દેખાવ બારીકીથી આબેહુબ રીતે આપવામાં આવ્યાં હતાં; એટલુંજ નહિ પણ તેના સુરવાળનાં થીગડાં, કોટમાંનું કાણું અને તેની સ્ટવની નળી જેવી સાંકડી કિનારની ટોપી ઉપરનાં આંકા પણ આપવામાં આવ્યા હતા. હડસન નદી ઉપર આવેલા ન્યુબર્ગમાં રહેતી એક સ્ત્રીના ઘરમાં બ્રાઉને આ પૂતળું જોયુ હતું.

૬ વર્ષ પછી તેણે તે બાઇના ભાઇ જે. કુચુ. એ વોર્ડને પોતાના ચિત્રકળાના ગૃહમાં શિષ્ય થવા માટે બોલાવ્યો. આજે વોર્ડનું નામ સઘળા અમેરિકન શિલ્પીઓમાં વધારે આબાદ ગણાય છે.

એક ગામડીયાએ કહ્યું કે, કોતરકામ જગત્માં સ્હેલામાં સ્હેલી બાબત છે. આરસનો એક કકડો, એક હથોડી અને રંદો લેવો, તમારે શું કરવાનું છે તે ધ્યાનમાં રાખવું અને તે આરસમાંથી જે નકામું હોય તે તમારે છોલી નાંખવું.

ચિત્રકલાનો નમૂનો જોનાર એક સજ્જને પ્રશ્ન કર્યો કે " કોની પાસેથી, શા ઉપરથી, અમુક કારીગરે તે માથું ચીતર્યું ? " બાઇ સાહેબ, તમારા સેવક પાસેથી. હુંજ બધાને માથાનો નમૂનો પૂરો પાડું છું." " ત્યારે તમે તેને બહુ ઉપયોગી થઇ પડતા હશો ? " " હા, બાઇસાહેબ, હું તેનાં ફ્રેમો (ચોકઠાં) મંગાવી આપું છું. હું તેનું ચિત્રપટ પાથરૂં છું, તેની પીછીઓ ધોઉં છું. તેની પાટી હું ગોઠવું છું, અને તેને રંગ મેળવી આપું છું. તેને જે કરવાનું તે તો કામ આગળ ધકેલવાનુંજ છે.

ક્રોમવેલની છબી ચિતરનારને એમ લાગેલું કે તેના મ્હોં ઉપરનો તલ તે નહિ ચીતરે તો તે ખુશ થશે. ક્રોમવેલે તેને કહ્યું કે હું જેવો છું તેવોજ મસા સાથે મને ચિતરવો.

વિવાદની ગરમાગરમીમાં આમની સભાના એક સભાસદે બીજા સભાસદને કહ્યું કે " મારા બાપનાં બુટને તમે બ્લેકિંગ લગાવતા હતા તે સમય મને સાંભરે છે." તરતજ જવાબ મળ્યો કે " પણ બ્લેકિંગનું કામ હું સારૂં કરતો નહોતો ?

એક વૃદ્ધ બાઇએ કહ્યું કે સારી ગળી કઇ તે કહેવું સહેલું છે. થોડીક લઇને તે પાણીમાં નાંખવી અને તે જો સારી હશે તો તે તરશે અગર ડુબશે. શું થશે તેની મને ખાતરી નથી, પણ તેની

ફિકર કરતા નહિ, તમે જાતે તેની અજમાયસ કરજો.

જોન. બી. ગૅાફે એક કાળા ઉપદેશકની વાત કહી છે. પોતાને સાંભળનાર ધાર્મિક મંડળ, ઉપદેશકના આસનની પાછલી જગા ચિત્ર કામથી શણગારાવી આપે એવી ઇચ્છાથી આ ઉપદેશકે પોતાનું બાઇબલ એકદમ બંધ કર્યું અને કહ્યું કે કામ કરવા જેટલા પૈસા એકઠા ન થાય ત્યાં સુધી આ સ્થળેથી ધર્મોપદેશ થશે નહિ.

વેલિંગ્ટનને જ્યારે બ્હેરાશ આવી ત્યારે તેણે એક પ્રખ્યાત તબીબની સલાહ લીધી. તેણે તેના કાનમાં "કૅાસ્ટિક" નાંખ્યું અને તેથી તેની જીંદગી પણ જોખમમાં આવી પડે તેવો સોજો થઇ આવ્યો. ડૅાક્ટરે માફી માગી, ભારે દિલગીરી બતાવી, અને કહ્યું કે "આ ભૂલથી મારી મોટી ખરાબી થશે." વેલિંગ્ટને કહ્યું કે "હું આ બાબત કોઇને કહીશ નહિ" "પણ તમારૂં કામકાજ મને કરવા દેશો જેથી લોકોનો મારા ઉપરથી વિશ્વાસ ઉઠી ન જાય." ડયુકે જવાબ દીધો, ના, તેનો અર્થ તો જૂઠું બોલવું એવો થાય.

મિસિસ રીગ્ઝ કહેતી કે, ધારો કે જે દિવસે જેનિ લીન્ડ ગાવાની હોય તે દિવસે તમે તેને મળવા ગયાં છો. તેણી એક બંડલ સાથે ધણે ભાગે ઓરડામાં આવશે. એક ખુરશી ઉપર તે મૂકી, તે ઉપર તે બેસશે. થોડી મિનિટ બહુ આનંદ સાથે તે વાત કરશે. સંગીતનો એકાદ ફકરો તે લેશે. તે ગણગણી જશે. તે બરાબર છે એમ ખાતરી થતાં તે પાછો મૂકી દેશે અને બને તેટલી શાંતિથી તે ફરી બેસશે અને જ્યાં આગળથી વાત પડતી મૂકાઇ હશે ત્યાંથી તે ફરી પાછી કરવા માંડશે.

રંગભૂમિ છોડયા પછી શેકસપિયર વિષે ચિંત્વન કરતાં માલમ પડતાં મિસિસ સિડન્સે કહ્યું કે "હું મૅકબેથ વાંચી જોઉં છું અને અમુક પાત્રોના અભિનય કરતાં તેના ચારિત્ર્યમાં જે મુદ્દા મને

માલુમ પડયા નહોતા તે હવે જાણી મને આશ્ચર્ય થાય છે."

રૉબર્ટ વૉટર્સ કહે છે કે એક ભાષા સારી રીતે શીખાય તે ૨૦ ભાષાના ઉપરચોટીયા જ્ઞાન કરતાં વધારે સારૂં છે; કારણ કે એક ભાષા બરોબર શીખવાથી તમને જે માનસિક તાલિમ, માનસિક શક્તિની અભિવૃદ્ધિ મળે છે તે ઉપરચોટીયા જ્ઞાનથી કદી મળી શકે નહિ.

એક છોકરાએ કહ્યું, પિતા, આપણા મહેલ્લામાં ગઇ રાત્રીએ મેં કૂતરાઓની એક મોટી સંખ્યા—મને ખાતરી છે કે ૫૦૦ કૂતરા મેં જોયા. પિતાએ કહ્યું, "ના, ના, તેટલા તો નહિજ હોય." "વારૂ, ત્યારે, સો તો હશેજ એવી મને ખાતરી છે." પિતાએ વળી કહ્યું કે, એમ હોઇ શકે નહિ. આપણા ગામમાં સો કૂતરા હોય એમ હું માની શકતો નથી. વારૂ, ત્યારે, દસથી ઓછાતો હશેજ નહિ. મને એટલી તો ખાતરી છેજ. પિતાએ કહ્યું, તેં દસ જોયા હશે તેની પણ મને ખાતરી થતી નથી, કારણ કે જે ખાતરીથી તું હાલ દસ કહે છે તેટલાજ વિશ્વાસથી તું પાંચસે જોયાનું કહેતો હતો. બે વાર તે તારૂં બોલેલું ફેરવી નાખ્યું છે અને હવે હું તારૂં કહેલું માનીશ નહિ. તે ધુંધવાયલા—ગભરાયલા છોકરાએ કહ્યું, વારૂ, ત્યારે મેં તમારો ડૅશ કુતરો અને એક બીજા કૂતરાને તો જોયાજ હતા.

એક અદ્ભુત વાર્તા કહેવા જતાં, અતિશયોક્તિ કરવા માટે આપણે આ છોકરાને વખોડી કાઢીએ છીએ; પણ આવો વર્ષાદ તો અમે કદી જોયો નહોતો, અગર આ વર્ષ તો સખ્તમાં સખ્ત ગરમી અગર સખ્ત ઠંડી પડી, એમ હમેશાં કહ્યાંજ કરે છે તેઓ કયે દહાડે સાચા હોય છે? યુક્તિ, કપટ અગર પ્રપંચથી મુક્ત, સાદા સત્ય ને સઘળી મનુષ્યજાતિ સન્માનપાત્ર ગણે છે, વખાણે છે,

તેટલી બીજી કોઇજ ચીજને તે વખાણતા નથી. તે ચારિત્ર્યનું એવું બળ રજુ કરે છે, હેતુથી એવી પ્રમાણિકતા રજુ કરે છે કે જેમાં સઘળા વિશ્વાસ રાખવાને રાજી હોય છે.

જૂઠું બોલવાના એક હજાર રસ્તા છે. એક જૂઠાણાને માટે દસ જૂઠાણાં બોલવામાં આવે છે. જનસમાજ એક જૂઠું બોલનાર સંસ્થા છે. સામાને ખોટું ન લાગે તેટલા માટેજ માત્ર સારી સારી વાતો કહેવી, સાચું બોલવાને બદલે મુગા રહેવું, દ્વિઅર્થી બોલવું, અમુક બોલવાથી દૂર રહેવું, બોલવામાં દાવપેચ રમવા, સાચા કરતાં જે જરૂરનું હોય તે બોલવું, સાચું બોલતાં સંકોચ રાખવો, દૂધ અને દહીં બેમાં પગ રાખવો, અતિશયોક્તિ કરવી, બીજાના અભિપ્રાય સાથે મળતા હોવાનો દેખાવ કરવો, આંખના મચકારાથી, માથું હલાવીને, સ્મિતથી અગર કોઈ ચાળાથી છેતરવું, સચ્ચાઇનો અભાવ રહેવો, તમે જે જાણતા ન હો, જે ધારતા ન હો અગર જેની તમને લાગણી ન હોય તેનો દેખાવ કરવો—આ સઘળાં, ચોકસાઈની ખામીથી ઉત્પન્ન થતા પોકળપણા અને જૂઠાણાનાં જૂદાં જૂદાં દર્શન માત્ર છે.

કુદરતમાં આપણે કોઇ જાતનું જૂઠાણું, અચોકસાઇ અગર ખોટાપણું, અગર ઢંગ વગરનો કાર્ય વ્યવહાર જોતા નથી. સૃષ્ટિની શરૂઆતમાં ઇડનમાં, રંગની જે છાયા અને કોણ સાથે ગુલાબ ખીલતાં હતાં, સ્ફટિક રચાતાં હતાં તેવાં આજે પણ ખીલે છે અને રચાય છે. રસ્તા પરની બાજુ ઉપર, રોપાથી વિભૂષિત કાપેલી ડાળીઓને વચ્ચે અગર જ્યાં માણસની નજર પડે નહિ તેવી કોઈક દૂરની ખીણમાં કોઇની પણ સંભાળ વગર જે ગુલાબ ખીલે છે અને આનંદથી શરમાતું જણાય છે તેના કરતાં રાણીના બાગનું ગુલાબ વધારે સુન્દર, વધારે સુગન્ધમય, વધારે ઉત્કૃષ્ટ

વધારે સંપૂર્ણ હોતું નથી. જમીનની ઉંડાણમાં માલમ પડતો સ્ફટિક, જમીનની ઉપર થતા સ્ફટિકના જેટલીજ સંભાળથી બને છે. એક નાનો બરફનો કકડો, જેનું ભાવિ દેખીતી રીતે એક વિશાળ કાંઠાનો મહત્વ વગરનો અને ભૂલી જવાયલો ભાગ માત્ર બનવા જેટલુંજ હોય છે, તે પણ કોઇ મોટા પ્રદર્શન માટે તૈયારી થતી હોય તેવો સ્વર્ગીય અને સુન્દર આકાર ધારણ કરે છે. ચક્કર આવે તેવા ધસારા સાથે ગ્રહો, લગભગ અનંત ગતિમાં ફરે છે, ધસે છે; પણ નક્કી કરેલી સેકન્ડે તે વિષુવવૃત્ત અગર ક્રાન્તિ આગળ પાછા ફરે છે તેમની ગતિ ઉપરથી, તેમની હીલચાલ ઉપરથી પણ ઇશ્વરની ઇચ્છા એકધારી રીતે પ્રદર્શિત થાય છે.

અમેરિકાનાં અદ્ભુત સાધન અને અભિવૃદ્ધિને લીધે, હોય તે કરતાં વધારે કહેવાની, ચીતરવાની અને અતિશયોક્તિ કરવાની કમનસીબ વૃત્તિ ખીલી નીકળી છે. જે દેશમાં કલ્પનાત્મક કથા કરતાં સત્ય વધારે ચમત્કારિક ગણાય છે ત્યાં અતિશયોક્તિ કરવા માટે બહુ મોટી લાલચ થાય એ વિચિત્ર જણાય છે. અન્યોન્યાપેક્ષક રૂપ, અતિશયાર્થવાચકરૂપ કરતાં વધારે બળવાન્ છે. પણ આપણી વાણીમાં આપણે આ સત્ય ભૂલી જતા હોઇએ એમ જણાય છે. અમેરિકામાં, સત્ય બરાબર રીતે નક્કી કરવું તે ખરેખર મુશ્કેલ છે. આપણાં પત્રો અને માસિકોની જાહેર ખબરો વાંચો. તેમાંની અર્ધી પણ કોઇ માનતું નથી. છતાં જેઓ પોતાના માલ વિષે, દવાઓ અને સરસામાન વિષે ચોખ્ખે ચોખ્ખું, જે કાંઇ સત્ય હકીકત હોય તેજ કહે, તો ભુખે મરે તેવા હજ્જારોને સારી દોલત આપે તેટલું તો માનવામાં આવે છે. કાંઇપણ કારણ વગર, ન હોય તેવી વસ્તુસ્થિતિ રજુ કરવામાં કેટલા માણસો અમેરિકામાં દોલતમંદ થયા છે? સત્યમાં જેટલી મજબુતી, જેટલી દૃઢતા, જેટલી નિત્યતા રહેલી છે તેથી અર્ધી પણ બીજામાં રહી નથી.

સર ટોમસ બ્રાઉનને એમ પુછવામાં આવ્યું કે શયતાન જૂઠું બોલે છે? જવાબ મળ્યો કે, ના. કારણ કે તેમ હોય તો તે પણ રહી શકે નહિ. નિત્યતા માટે, કાયમ રહેવા માટે, સત્ય જરૂરનું છે.

સૈબિરીયામાં એક મુસાફરને એવા માણસ માલૂમ પડયા જેઓ જ્યુપીટરના ઉપગ્રહોને ઉઘાડી આંખે જોઇ શકતા. આ માણસો સુધારામાં ઘણા ઓછા આગળ વધ્યા છે, પરન્તુ દૃષ્ટિની ચોકસાઇમાં તેઓ આપણાથી ઘણા ચઢિયાતા છે. એ એક જાણવા જેવી બાબત છે કે ખગોળવિદ્યાની એક પણ મહત્વની શોધ કોઇ પણ મોટા દૂર્બિન મારફત થઇ શકી નથી. તે વિજ્ઞાનની માહિતીનો જે માણસોએ મોટામાં મોટો વધારો કર્યો છે, તેઓએ વધારે ને વધારે ચોકસાઇથી તાલિમ પામેલા મન અને ચક્ષુની મદદથી, સાધારણ યંત્રોથી કામ કર્યું છે. ત્રણ ફીટ વ્યાસના બેવડા બાહ્યગોળ કાચના ૬૦૦૦૦ ડોલર પડે છે. તેની ગોઠવણ એવી નાજુક છે કે તેને છેવટનું પોલીશ, છેવટનો હાથ આપવા માટે એકજ ઓજાર અનુકૂળ ગણાયું છે અને તે માણસનો હાથ છે, અને અલવાન કલાર્ક કહે છે કે જરૂર કરતાં વધારે હાથ લગાડવામાં આવે તો કાચની ચોકસાઇ ઘટી જાય છે. રૂશિયાને માટે તેણે જે મોટો કાચ તૈયાર કર્યો હતો, તેની અજમાયશ લેતાં કામ કરનારાઓએ તે પોતાના હાથથી જરા ફેરવ્યો. કલાર્કે કહ્યું, છોકરાઓ જરા થોભો, બીજી અજમાયશ કરતાં પહેલાં તેને ઠંડો પડવા દો. તેની સમતુલના એટલી નાજુક છે કે તમારા હાથની ગરમીની પણ તેને અસર થશે. મિ. કલાર્કના ચોકસાઈના પ્રેમને લીધે, આખી દુનિયામાં તેનું નામ, ચોકસાઇના બીજા નામ તરીકે જાણીતું થયું છે. ચારિત્ર્ય એ શક્તિ છે. તમારા કામમાં તે દાખલ કરો. કોન્ગ્રેસની બેઠક પૂરી થવાની લગભગમાં તરતમાં રજુ થનાર એક પ્રશ્ન ઉપર બોલવાનું ડૅનિયલ વેબસ્ટરને જ્યારે દબાણ થયું ત્યારે તેણે કહ્યું, ના, મારાથી તે નહિ બની શકે. તે અશક્ય

છે. બીજી ફરજોનું મારા ઉપર એટલું બધું દબાણ છે કે બોલવાની તૈયારી કરવા માટે મને બિલકુલ વખત નથી; પણ મિ. વેબસ્ટર, કોઇ પણ વિષય ઉપર હમેશ તમે સારી રીતે બોલો છો. તમે કદી નિષ્ફળ જતા નથી. તે વક્તાએ કહ્યું, તેજ કારણથી હું બોલતો નથી, કારણ કે કોઈ પણ વિષયની સંપૂર્ણ માહિતી મેળવવા શિવાય હું તે વિષય ઉપર બોલતો નથી. આ દાખલામાં તેમ કરવાને મને વખત નથી. તેથી મારે ના કહેવાની જરૂર છે.

વૉશિંગ્ટનમાં કરેલા એક મહાન્ ભાષણમાં જ્યારે એન્ડ્રુ જોન્સને કહ્યું કે તેણે પોતાની રાજદ્વારી કીર્તિની શરૂઆત કોટવાળ તરીકે કરી હતી અને ધારાસભાની સઘળી શાખામાં તેણે હોદ્દા લીધા હતા ત્યારે સાંભળનારમાંથી એક જણ બોલી ઉઠયો કે—દરજીથી માંડી આગળ! પ્રેસીડંટે કહ્યું કે એકાદ ગૃહસ્થ એમ કહે છે કે મેં દરજીનો ધંધો કર્યો છે પણ તેથી હું જરા ગભરાતો નથી. જ્યારે હું દરજીનું કામ કરતો હતો ત્યારે સારા દરજી તરીકે પ્રસિદ્ધ હતો અને કપડાં બરોબર શીવતો હતો. મારા ગ્રાહકોનું કામ વાયદા મુજબ હું કરતો અને કામ પણ સારૂં કરતો.

રૂફસ ચોએટ યુનાઇટેડ સ્ટેટસની સુપ્રીમ કોર્ટ આગળ જે સઘળા ઉત્સાહ અને હકીકત સાથે સંભાળપૂર્વક ધ્યાનથી બોલતો તે સઘળા ઉત્સાહ અને ધ્યાન સાથે મોચી—જસ્ટિસ ઓફ ધ પિસ—આગળ નાના કેસમાં પણ વકીલ તરીકે તે બોલતો.

એક નામાંકિત લેખકે કહ્યું છે કે જે કાંઇ કરવું ઠીક હોય તે સારામાં સારી સંભાળ, બળ અને સાચા હેતુ સાથે કરવું જોઇએ.

આપણી કર્તવ્યપરાયણતાની તુલના કરે અગર ઇશ્વરની નજરમાં મુકાબલે તેની કેટલી કિંમત છે તે નક્કી કરે એવી કોઇ

તુલા આપણી પાસે નથી. આપણને જે કાંઇ ક્ષુદ્ર લાગે છે તે એવો ગુપ્ત નિર્ઝર હોઇ શકે જે જીવન અને મૃત્યુના મહત્વના મુદ્દાઓને ગતિ આપી શકે.

ડૅન્ટિનું જહાંનમનું વર્ણન એટલું આબેહુબ જણાતું કે જ્યારે ડૅન્ટિ કોઇ માર્ગે થઇને જતો ત્યારે ફ્લોરેન્સના લોકો એમ કહેતા કે પેલો માણસ જહાંનમમાં જઇ આવેલો છે.

ડાયે ઑફ વર્મ્સ આગળ લ્યુથર બોલી ઉઠયો હતો, હું આ રહ્યો. અહીં ઉભા રહેવા સિવાય છુટકો નથી. તે સિવાય મારે બીજો કોઇ માર્ગ નથી. સત્યથી એક અણુ પણ ખસવા કરતાં ઘણા માણસોએ મૃત્યુ સામે ખડા થઇ જવાને પસંદ કર્યું છે.

કૅનન ફ્રેરર કહેતો કે જગતમાં ખરી નિષ્કુલતા માત્ર એકજ છે અને તે–માણુસ જે કાંઇ જાણુતો હોય તેને વળગી ન રહેવું તે છે.

બિથોવન વિષે ગ્રોવે લખ્યું છે કે વાદ્યમાં ઉતારવાના રાગ છેલ્લામાં છેલ્લા સુંદર સ્વરૂપમાં આવે ત્યાંસુધી કેટલો લાંબો વખત તે તેના ચિન્તનમાં રહેતા તે અને પહેલીવાર તે કેવા અપકવ, અનિશ્ચિત સામાન્ય સ્વરૂપમાં લખાતા તે જાણુતાં અજાયબી થાય છે. જેમ જેમ તેને વધારે સંપૂર્ણ બનાવવાને યત્ન કરવામાં આવતો તેમ તેમ તે રાગ વધારે તાજા અને સ્વાભાવિક જણાતા.

"લાસ્ટ સપર" એ નામના પોતાના પ્રસિદ્ધ ચિત્રમાં એકાદ પણ છાયા અગર નાનામાં નાની હકીકત ફેરવવાને લીઑનાર્ડો ડ વિન્સી મિલાનનો આંટો મારી આવતો. નેપોલિયનને જ્યારે ઉંઘ નહોતી આવતી ત્યારે પોતાના તકીયાની નીચે રાખેલાં પોતાનાં દફતર તે તપાસતો. ભજવાતા નાટકના પૂર્વરંગ દર્મિયાન તે પોતાની આગળ આવા આવા પ્રશ્ન મૂકી દેતો—સ્ટ્રાસબર્ગ આગળ મારાં ૧૦૦૦૦ માણુસ છે. માગડીબર્ગ આગળ ૧૫૦૦૦ છે. વર્ઝબર્ગ

આગળ ૨૦૦૦૦ છે. એક પછી એક એમ ત્રણ દિવસમાં રેટિસબોં આગળ આવવાને કયે ક્રમે લશ્કરે કૂચ કરવી જોઇએ? શેરિડન કહેતો કે સહેલાઇથી કયારે લખાય છે? સામાન્ય રીતે ઘણું વંચાય છે ત્યારે. પોતાનાં પ્રશસ્ત હાસ્યરસ પ્રધાન નાટકોમાંનાં ઘણાં તેણે ફરી ફરીને લખ્યાં હતાં. સ્વીફ્ટ કહેતો કે "બોલિંગબ્રોક પોતાની ઑફિસના હલકામાં હલકા કલાર્કની માફક રાત દહાડો વૈતરૂં કરતો" નકલ થવા માટે આવેલા હસ્તલેખ વિષે પ્રકાશક ડૉડસ્લિ કહે છે કે પછી પોપ દરેક લીટી બબ્બેવાર લખતો. મેં તેને ચોખ્ખી નકલ આપી હતી. દરેક લાઇન બબ્બેવાર બદલીને થોડા વખત પછી તેણે પ્રેસને માટે તૈયાર કરી મોકલી હતી. ગિબને પોતાનું ચરિત્ર નવ વાર લખ્યું હતું અને પોતાના ઇતિહાસના પહેલાં પ્રકરણ ૧૮ વખત લખ્યાં હતાં. પોતાના એક ગ્રંથ વિષે મોન્ટેસ્કુએ કહ્યું હતું કે તમે તે એક થોડા કલાકમાં વાંચી શકશો, પણ હું ખાતરી આપું છું કે તે લખવામાં મને એટલી બધી મહેનત પડી છે કે તેથી મારા વાળ ધોળા બની ગયા છે. દિવસે તે તેના અભ્યાસમાં રચ્યો પચ્યો રહેતો. રાત્રીએ પણ તેને તેનાંજ સ્વપ્ન આવતાં. તેના જીવનનું સર્વસ્વ તે તેને માનતો. જયોર્જ રિપલિએ કહ્યું છે કે પોતાથી બની શકે તેટલું સારૂં દરેક પ્રસંગે જે માણસ લખતો નથી તેને કોઇ પણ પ્રસંગે—જ્યારે ત્યારે પણ સારૂં નહિ લખવાની ટેવ પડી જશે. ન્યુટન કહેતો કે મનુષ્ય જાતિની જે કાંઇ સેવા તે ઉઠાવી શકતો હતો તે તેનામાં કાંઇ અસાધારણ બુદ્ધિશક્તિ હતી તેને લીધે નહિ, પણ ઉદ્યોગ અને ધીરજ સાથેના ચિંતનને લીધે બની શક્યું હતું. તેણે "પ્રીન્સીપીયા" ઘણી સંભાળ સાથે લખ્યું હતું. ચોકસપણા માટેની તેની ભારે પ્રીતિ તેનાં સઘળાં પુસ્તકમાં જણાઇ આવે છે. પાસ્કલે તેના ધંધાને લગતો એક કાગળ ૧૬ વાર લખ્યો હતો.

"કુદરતનો વૃત્તાંત "છપાવવાને બહાને મરજી થઇ તે પહેલાં તે તેણે ૧૧ વાર લખ્યો હતો.

એક હુશિયાર જંતુશાસ્ત્રીએ ધાર્યું કે પ્રોફેસર ઍગાસિઝ પાસેથી થોડુંક શીખવાથી તે પોતાનું જ્ઞાન પરિપૂર્ણ બનાવી શકશે. ઍગાસિઝે તેને એક મૂએલી માછલી આપી અને પોતાની આંખ્યોનો ઉપયોગ કરવા તેણે તેને કહ્યું. બે કલાક પછી તેણે પોતાના નવા શિષ્યને તપાસ્યો, પણ તરત ટીકા કરી કે તમે હજુ ખરી રીતે માછલી જોઇ નથી. તમારે ફરી પ્રયત્ન કરવો પડશે. બીજીવાર પરીક્ષા લીધા પછી તેણે પોતાનું માથું ધુણાવ્યું અને કહ્યું કે તમે તમારી આંખ વાપરી શકો છો તેવું બતાવી શકતા નથી. આથી આગ્રહપૂર્વક કામ કરવાને શિષ્યને જાગ્રતિ મળી અને પહેલાં તેણે કદી નહિ જોએલી ચીજો જોવાને તેને એટલો બધો રસ પડયો કે ફરી તપાસ લેવાને ઍગાસિઝ આવ્યો ત્યારે શિષ્યે તેને જોયો પણ નહિ. તે મહાન્ વિજ્ઞાનવેત્તાએ કહ્યું, બસ, હવે મને માલમ પડે છે કે તમે તમારી આંખ વાપરી શકો છો.

પોતાના સમયના તબીબો શરીર વ્યવચ્છેદ શાસ્ત્ર વિષે અભ્યાસ કરે તેના કરતાં પણ વધારે અભ્યાસ માઇકલ એન્જેલોએ કર્યો હતો. હાડપિંજરની આકૃતિઓ તે દોરતો, સ્નાયુ, ચરબી અને ચામડી એનો એક પછી એક, તેમાં તે ઉમેરો કરતો અને પછી તેને પોશાક પહેરાવતો.

રેનોલ્ડ્ઝ કહેતો કે એક ચિત્ર ઉપર ફરી ફરીને પીંછી મારવાનું મને પસંદ છે.

નાન્ટુકેટના મગરમચ્છ પકડનાર એક વહાણના કેપ્ટને રેંટ આગળના માણસને ઉત્તરના તારા ( North star ) આગળથી હંકારવાને કહ્યું; પણ "આપણે બીજા તારા આગળથી હંકારી ગયા

છીએ" તેથી તેને સવારમાં જાગૃત કરવામાં આવ્યો અને બીજા તારા આગળથી હંકારવાની તેને વિનંતિ કરવામાં આવી.

સ્ટીવન જીરાર્ડ ચોક્સાઇનો નમૂનો હતો. તેનાં લોખંડી ફરમાનોથી, પોતાના નોકરોને તે થોડું પણ ચસકવા દેતો નહિ. તે માનતો કે દરેક બાબતમાં સખ્તમાં સખ્ત ચોકસાઈ રાખ્યા સિવાય કોઇ પણ પ્રકારની મહાન્ ફતેહ મેળવવી અશક્ય છે. સૂચના પ્રમાણે કૉફીનો કેટલોક જથો નહિ ખરીદવાથી તેના એક કૅપ્ટને તેના કેટલાક હજાર ડૉલરનો બચાવ કર્યો હતો; છતાં તેણે તે નોકરને એકદમ રજા આપી અને કહ્યું કે ભલેને, હું તદ્દન પાયમાલ થઇ જતો હોઉં, પણ મારા હુકમનો ભંગ થવો જોઇએ નહિ.

પોતાના વચનથી એક તસુ પણ તે ખસતો નહિ. લોકો જાણતા હતા કે તે પોતાનું વચન ઠીકઠાક નહિ પણ પરિપૂર્ણતા સાથે પાળતો. તે કોઇપણ બાબત નશીબ ઉપર છોડતો નહિ. તેના ધંધાની દરેક હકીકત ગણતરીવાળી રહેતી અને બહુ સૂક્ષ્મતા સાથે તેની યોજના થતી. નેપોલિયનની માફક નાની નાની જૂજ બાબતમાં પણ તે ચોકસ હતો. છતાં તેના વ્યાપારીભાઇઓ તેની મોટી ફતેહનું કારણ સદ્ભાગ્ય હતું એમ માનતા!

સન ૧૮૦૫માં ઈંગ્લિશ ચૅનલના કાંઠા ઉપર જે મોટી છાવણી નેપોલિયને ઉભી કરી હતી તે તેણે એકદમ ઉઠાવી લઇ પોતાના મહાન્ લશ્કરને તેણે ડૅન્યુબ તરફ ઉપડી જવાને હુકમ આપ્યો. આ સમયે તેના મગજમાં મોટી અને જૂદી જૂદી યોજનાઓ તળે ઉપર થઇ રહી હતી. છતાં તે હુકમ આપીને તેમજ વિગતોને લગતું કામ તેના મદદનીશો પૂરું કરશે એમ ધારી તે બેસી રહ્યો નહિ. વિગતો અને બીજી નાની નાની બાબતો, જે તેના ધ્યાન ઉપર લાવવાને હલકા દરજાના કૅપ્ટનોને ઘણી ઝીણી જણાય તે તરફ તેણે એટલું

બારીક ધ્યાન આપ્યું કે કૂચ કરવા માટે બ્યુગલ (રણશિંગડું) ફૂંકાય તે પહેલાં દરેક ટૂકડીને લેવાનો અમુક માર્ગ, મથક છોડવાનો બરાબર દિવસ તથા સમય અને પોતાને મથકે તે બરાબર કયે વખતે પહોંચશે તેની ગણતરી તેમ તેને અનુસરતી યોજના કરી રાખતો. સંપૂર્ણ વિચાર અને બંદોબસ્તવાળી આ યોજનાનો અક્ષરે અક્ષર અમલ થતો અને ઉપર જણાવેલી યાદગાર કૂચનું પરિણામ આજ રીતે ઑસ્ટર્લિટઝના વિજયમાં આવ્યું હતું અને યુદ્ધથી યુરોપના ભાવિ ઉપર દશ વર્ષની સીલ ઠોકાઇ ગઈ હતી.

જ્યારે એક સુપ્રસિદ્ધ ફ્રેન્ચ ઉપદેશક નોત્ર દામાં ઉપદેશ આપે છે ત્યારે પારિસના વિદ્વાનોનાં ટોળેટોળાં તેનાં આકર્ષક, છટાદાર અને શિષ્ટ વ્યાખ્યાન સાંભળવાને તે દેવળમાં જાય છે. તે એક વર્ષમાં પાંચ અગર છજ વ્યાખ્યાન આપે છે અને તેથીજ—તેના ઘણાજ શ્રમ અને ધૈર્ય સાથે કરેલા કામને પરિણામે તેના ભાષણમાં તે છટા આવી શકે છે. "ધર્મકાર્યના નૈતિક ગૌરવ" ઉપરના પોતાના વ્યાખ્યાન માટે ડૉ. વેલેન્ડે બે વર્ષ સૂધી વિચાર કર્યો હતા.

પડી ભાગેલા એક કિલ્લા જેવા મકાન વિષે સર વોલ્ટર સ્કૉટને કાંઇ લખવાનું હતું. તે જ્યારે એ કિલ્લામાં ગયો ત્યારે તેણે પોતાની નોટબુકમાં આજુબાજુ ઉગેલા ઘાસ અને જંગલી ફૂલોનાં નામ પણ નોટબુકમાં ઉતારી લીધાં હતાં! તે કહેતો કે એમ કરવાથીજ એક લેખક પોતાનામાં સ્વાભાવિકપણું આણી શકે.

જ્યાં સૂધી પોતાનું એક વાક્ય સારામાં સારૂં થઇ શકે ત્યાં સૂધી મેકોલે તેમાં હમેશાં ફેરફાર કર્યા કરતો.

લખાણોના ટૂકડાનાં પુસ્તકો શિવાય ગાર્ફિલ્ડ ૫૦ ખાનાની એક પેટી રાખતો અને તેના ઉપર વાર્તાઓ, ચુંટણીને લગતા કાયદા અને કમિશનો, ફ્રેન્ચ લૂંટફાટ, સામાન્ય રાજપ્રકરણ, જીનીવાનું લવાદ, પાર્લામેન્ટના નિર્ણયો, જાહેર પુરૂષો, રાજદ્વારી બાબતો,

જકાત, પ્રેસ, યુનાઇટેડ સ્ટેટસનો ઇતિહાસ એવી ચીઠ્ઠીઓ લગાવતો. લખેલી કોઈ પણ બાબતમાં સૂચના મળે તેવી દરેક ચીજ તે સંઘરી રાખતો. કોઈ પણ વિષયની સંભાળપૂર્વક તૈયારી કરવાનું તે ધારતો ત્યારે તેને લગતી વિગતોની એક જે શ્રેણી તે રજુ કરતો તે બીજું કોઇ પણ કરી શકતું નહિ. ચોકસાઇવાળા માણસો અમુક પદ્ધતિથી કામ કરનારા હોય છે અને એ પદ્ધતિમાંજ ચારિત્ર્ય આવી રહેલું છે.

હૅાબર્ટ વૅાટર્સ કહે છે કે અંગ્રેજી ભાષા બરાબર જાણતા હોય તેવા ત્રણજ જર્મનો યુનાઇટેડ સ્ટેટસમાં છે એમ હું જાણું છું. મિ. કાર્લ શુર્ઝ, મહુંમ પ્રોફેસર સ્કેમ અને જૉન. બી. સ્ટેલો. જર્મન ભાષા બરોબર જાણતો હોય એવા એકજ માણસને હું ઓળખું છું અને તે મિ. બેયર્ડ ટેલર છે. બીજા બધા માત્ર ઉપલકીયું જ્ઞાન ધરાવનારા છે. માત્ર ચાલી શકે તેટલુંજ તેઓ જાણે છે અને પોતાને તેટલુંજ જરૂરનું છે એમ તેઓ ધારે છે.

સાન ફ્રાન્સિસ્કોના એક વ્યાપારીએ સેક્રેમેન્ટોના એક બીજા વ્યાપારીને તારથી સંદેશો મોકલાવ્યો—"અમુક કિંમતથી તમને ૧૦૦૦૦ બુશલ ઘઉં આપવામાં આવે છે. હું તે ખરીદું કે તમને આ કિંમત ઉંચી લાગે છે." "ના, કિંમત ઘણી ઉંચી છે." (No, price too high) એને બદલે "કોઈ પણ કિંમતથી ખરીદો" (No price too high) એવો જવાબ મળ્યો. ના—No શબ્દ આગળ વિરામનું ચિહ્ન નહિ મૂકવાથી સેક્રેમેન્ટોના વેપારીને બહુ મોટું નુકશાન ગયું. સંદેશા મોકલવામાં કાળજી નહિ રાખવાથી કેટલા બધા લોકો અઢળક ધન અને જીંદગી પણ ગુમાવે છે? કેટલા બધા અકસ્માત્ તેથી બને છે?

પ્રેસિડંટ ટ્યુટલ કહે છે કે ચોકસાઇવાળા છોકરાને હમેશાં બધા ચાહે છે. જે લોકો નોકર રાખે છે તેઓ પોતાના નોકરો

લુચ્ચા અગર મૂર્ખ હોય તેમ હમેશાં ચેતતા રહેવાને ઇચ્છા રાખે નહિ. પોતાના હાથ નીચેનો માણસ બરોબર કામ કરે છે કે કેમ તેની ખાતરી માટે સુતાર તેની પાસેને પાસે રહે, અગર નામું લખનાર બરાબર નામું લખે છે કે કેમ તે કીલીદારને હમેશાં જોવું પડે તો, તો બીજો કામ કરે તેના કરતાં તે સુતાર અગર કીલીદાર પોતેજ તે કામ કરી નાંખે એ વધારે સારૂં.

અર્ધાં દિલથી કરેલી ૨૦ બાબતો, સારી રીતે કરેલી એક બાબતની પણ બરાબર નથી.

એક ફતેહમંદ કારીગર કહેતો કે એક સારી ટાંકણી તમે બનાવી શકો તો, એક ખરાબ સ્ટીમ એન્જીન તમે બનાવો તે કરતાં તેમાંથી તમે વધારે કમાઈ શકો.

દરેક ખરાબ કામમાં જૂઠાણું રહેલું હોય છે. તેમાં સંપૂર્ણ રીતે અપ્રમાણિકતા રહેલી હોય છે. સારૂં કામ કરવા માટે તમે પૈસા આપો છો. તે કામ ખરાબ રીતે અને અપ્રમાણિકપણે કરવાથી તમારા પૈસા પડાવી લેવામાં આવે છે.

આ વાત વિચિત્ર જણાશે–પણ ઇશ્વરની ઉચ્ચમાં ઉચ્ચ કૃતિ-સંપૂર્ણ મનુષ્ય, તે એવી અત્યંત બારીકીનું પરિણામ છે કે એક છોકરામાં રહેલો નહિ જણાતો પણ દોષ, ઉન્નતિને માર્ગે જતી પ્રતિભાને રોકશે અને કામ બગાડશે.

ફ્રિલ્હઝ કહે છે કે કેટલીક સ્ત્રીઓ એવી હોય છે જેમના ટાંકા હમેશાં નીકળી જાય છે અને એક જરા આંચકો લાગતાં તેમણે ચોઢેલાં બટન ઉખડી જાય છે. એજ સોય અને એજ દોરો વાપરનાર બીજી સ્ત્રીઓ હોય છે. તમારા કોટ અને વેસ્ટકોટના તેમના ટાંકા ખેંચાશે તો પણ લાંબે વખતે પણ તેમાંનું એક બટન નીકળશે નહિ.

બેદરકારી, બેપરવાઇ, પૈસાની જોઇએ તેવી વ્યવસ્થાની ખામી, આ શબ્દો જીવનમાં નિષ્ફળ ગયેલા હજારો મનુષ્યોની કબર ઉપર લખી શકાય. બેદરકારી અને અચોકસાઇથી કેટલા બધા કારકૂનો, વકીલો, પાદરીઓ, અધિપતિઓ અને કોલેજના પ્રોફેસરોએ પોતાની જગા અને પ્રતિષ્ઠા ગુમાવી છે.

કરેને ગ્રેટનને કહ્યું હતું કે, "ગ્રેટન, એક થોડાક વાર લાલપટી તમે ખરીદી લાવશો અને તમારાં બિલ તથા કાગળ તમે બાંધી રાખશો તો તમારા જમાનાના મહાન્માં મહાન્ પુરૂષ તમે થશો." કુરેનને અનુભવ થયો હતો કે પદ્ધતિથી કામ કરનારા માણસોમાં એક નિયમ તરીકેજ ચોકસાઇ હોય છે અને તેઓ જરૂર ફતેહ પામે છે.

ફુલર પદ્ધતિ વિષે કહે છે કે, તારા વિચારોને તું સુંદર પદ્ધતિમાં ગોઠવ. ખભા ઉપર ઘાસ આમતેમ છૂટું, ઝૂલતું, લટકતું હોય, તેના કરતાં મજબુતીથી બાંધેલું અને પૅક કરેલું ઘાસ બમણા વજનમાં લઇ જઇ શકાય છે. સેસિલ કહે છે કે પેટીમાં જેમ આપણે વસ્તુઓ પૅક કરીએ છીએ તેવી ખુબી પદ્ધતિમાં રહેલી છે. ખરાબ પૅક કરનાર કરતાં સારો પૅક કરનાર દોઢું પૅક કરી શકે છે. સર-વોલ્ટર સ્કૉટ કહેતો કે એક ટૂકડી કૂચ કરતી હોય છે ત્યારે આગલો ભાગ બરાબર રીતે અને અટકયા વગર નહિ ચાલવાથી પાછલા ભાગમાં વારંવાર ગરબડ થાય છે. ધંધાને પણ આજ નિયમ લાગુ પડે છે. જે વાત પહેલી હાથમાં આવે તેનો તરતજ દઢતાથી અને નિયમિત રીતે નિકાલ કરી નાંખવામાં ન આવે તો બીજી ઘણી ચીજોનો પાછળ જમાવ થાય છે. આખરે તેનું દબાણ એકદમ વધી જાય છે અને પછી તે ગુંચવાડા આગળ ગમે તેવું મગજ પણ ટકી શકતું નથી.

ધંધાની શરૂઆત કરનાર એક માણસ વિષે બર્ધ કહે છે કે તેણે પોતાની દુકાન અમુક અઠવાડિયા સુધી દરરોજ એકજ વખતે

નિયમિત રીતે ઉઘાડી: પણ તેને એક દોકડો પણ ઘરાકી મળી નહિ. પરંતુ આ આગ્રહથી આખરે લોકોનું ધ્યાન ખેંચાયું અને તે પૈસા કમાવાની સ્થિતિમાં આવ્યો.

વિક્ટર હ્યુગો કહે છે કે દિવસનાં કામોની જે માણસ દરરોજ સવારે ગોઠવણ કરી રાખે છે અને પછી તે ગોઠવણને અનુસરે છે તેને એક એવી દોરી મળે છે જેથી ઘણા ઉદ્યોગી જીવનની ભૂલભૂલામણીમાં પણ તેનો માર્ગ સરળ થતો જાય છે. તેના વખતની નિયમિત ગોઠવણ તેના સઘળા ધંધામાં દાખલ થતા અજવાળાના કિરણ જેવી છે. પણ જ્યાં કાંઇ પ્લૅન નથી, ગોઠવણ નથી, જ્યાં માત્ર બનાવો ઉપર, ચાન્સ ઉપર, વખતના ઉપયોગને ફેંકી દેવામાં આવે છે, ત્યાં સઘળી બાબતો અવ્યવસ્થિત રહે છે. આ ચીજો ફરી ગોઠવી શકાતી નથી, તેમ તેના ઉપર દેખરેખ પણ રહી શકતી નથી.

એ. ટી. સ્ટુઅર્ટ તેનું દરેક કામકાજ પદ્ધતિસર અને અત્યંત ચોકસાઈથી કરતો. તેના સ્ટોરના દરેક ખાતામાં પદ્ધતિથીજ કામકાજ ચાલતું અને દરેક તકસીર માટે સખ્ત રીતે સજા કરવામાં આવતી. તેના ધંધાની દરેક શાખામાં તેની નજર રહેતી. દરેક વિગતની તે માહિતી રાખતો અને સખ્ત મહેનત કરતો.

જોનાસ ચિકરિંગ, જ્યારથી પીયાનો બનાવનાર માટે કામ કરવા લાગ્યો ત્યારથી તે જે કાંઇ કરતો તે શ્રમ અને સંભાળથી કરવા માટે તે જાણીતો હતો. પીયાનો બનાવવામાં તેને કોઇ પણ બાબત નજીવી લાગતી નહિ ચોકસાઇ અને જ્ઞાનની કિંમત આગળ, વખત અને મહેનતને તે કિંમતી ગણતો નહિ. તે તરતજ પોતાના કારખાનામાં પીયાના બનાવવા લાગ્યો. ઋતુના ફેરફાર સામે ટકી રહે અને ચોખ્ખા તથા સારા સૂર આપે, વગાડનારને ઓછામાં ઓછી મહેનત પડે છતાં પુરેપુરા અને મીઠામાં મીઠા સૂર આપે, તેવું એક વાદ્ય તૈયાર કરવાનો તેણે નિશ્ચય કર્યો. એક પીયાનાના

પછીનો પીઆનો વધારે સારો થાય એવો નિશ્ચય તે કરતો. સંપૂર્ણતા એ તેનો નિયમ હતો. જીવનના અન્ત સુધી પોતાના વાદ્યને તે છેલ્લામાં છેલ્લો હાથ દેતો અને તે કામ બીજાને સોંપતો નહિ. કારીગરી અને વેચાણમાં તે કાંઇપણ અનિયમિતપણું દાખલ થવા દેતો નહિ. તેના દરેક કામમાં સાદાઇ, ચોખ્ખાઇ અને પ્રમાણિકતા જોવામાં આવતાં.

પ્રતિસ્પર્ધીઓને તે દૂર ને દૂર રાખતો. ચિકરીંગ એ નામમાં એવું બળ હતું કે એક બીજા પીયાનાવાળાએ મસાચુસેટસમાં પોતાનું ખરૂં નામ બદલી ચિકરીંગ રાખ્યું હતું; પણ જોનાસ ચિકરીંગે તે બાબત ફરિયાદ કરવાથી સામાવાળાને પોતાનું નામ બદલવું પડ્યું હતું. ચારિત્ર્યની નૈતિક તેમ વ્યાપારી કિંમત પણ છે.

જોસફ એમ. ડબલ્યુ. ટર્નરે હજામ થવું એવો તેના પિતાએ નિર્ણય કર્યો હતો; પણ તેણે ચિત્રકળા માટે એવી રૂચિ બતાવી કે એક ધંધા તરીકે તે કલાનો સ્વીકાર કરવા તેના બાપે નારાજી સાથે તેને પરવાનગી આપી હતી. તે તરત હુશિયાર થયો, પણ તેની પાસે સાધન નહિ હોવાથી તે પોતાના હાથમાં જે કાંઇ કામ આવે તે લેતો. ગાઇડ બુક (માર્ગ બતાવનાર પુસ્તકો) અને પંચાંગો માટે વારંવાર તે ચિત્ર તૈયાર કરી આપતો. જો કે પગાર ઓછો મળતો પણ કામમાં કોઇ રીતે બેદરકારી બતાવવામાં આવતી નહિ. તેને જે પૈસા મળતા તેના કરતાં તે કિંમતી કામ કરતો. અંતે તેને વધારે પૈસા અને વધારે ઉચ્ચ પંક્તિનું કામ મળવા લાગ્યું; એટલા કારણથી કે જેઓ નિમકહલાલીથી કામ કરે છે તેમની નોકરી માટે લોકો સામાન્ય રીતે આતુર રહે છે, અને તેઓ જે કાંઇ ઉચ્ચ પંક્તિનું કામ કરી શકે તે કરવા તેમને સોંપે છે. આમ આગળ ને આગળ તે મહેનત કરવા લાગ્યો. તેના કામને અમુક કિંમત તો મળવાજ લાગી અને તેનાં ચિત્રમાં ઉત્કૃષ્ટ કલા (જે કલા હજુ

આજ સૂધી પણ સમજાતી નથી) ની ઝાંખી બીજા માણસોને થવા લાગી. તેમજ તેની કિંમત વધવા માંડી. દૃગ્ભૂમિચિત્રકામના પ્રદેશમાં સ્વીકારાયેલા, જાહેર થયેલા ઉસ્તાદો કરતાં પણ તે આગળ વધી જતો અને કુદરતના દેખાવનો અપ્રતિમ અભ્યાસ, આગળ કોઇ પણ વખતે નહિ થયેલા તેવા ચિત્ર કામમાં તે ઉતારતો. સાહિત્યમાં જેમ શેકસપિયર ગણાય છે તેમ પોતાના ખાસ પ્રદેશમાં ટર્નર છે. તે સર્વથી નામાંકિત છે.

વેન્ડેલ ફિલિપ્સના સ્વભાવમાંજ એવું કાંઇક હતું જેથી તેને સંપૂર્ણતા માટે અદ્ભૂત લાગણી રહેતી. દરેક શબ્દ એવો બરાબર મૂકાવો જોઇએ જેથી તેના વિચારની છાયા બરાબર જણાઇ આવવી જોઇએ. દરેક વાક્ય અમુક લંબાઇનું અને અમુક ઘાટીનું હોવું જોઇએ. તેના મુખમાંથી અમુક વાક્ય બહાર પડે તે પહેલાં તેની બરાબર તુલના થવી જોઇએ. ચોકસાઇ એ તેની શૈલીનું ખાસ લક્ષણ હતું. આ રીતે અમેરિકામાં કાયદાને લગતા ઉચ્ચમાં ઉચ્ચ વક્તા તરીકે તેણે નામના મેળવી. તેનાં વાક્યોની તાલબંધ પ્રૌઢતા અને સમતુલના પ્રશંસાપાત્ર છે.

ઉત્કૃષ્ટતાને માટે લૉર્ડ બ્રોહામને એવો પ્રેમ હતો કે ગમે તેવી મહેનત પણ તેને ભારે લાગતી નહિ. પોતાને ગમે તેટલી મહેનત પડે પણ કોઇ પણ માણસ પોતાના કરતાં આગળ ન વધી જાય તેને માટે તે કાળજી રાખતો. તેની ફતેહનું કારણ આ એકજ બાબત હતી.

રોજર વિલિયમ્સ, શહેરમાં જેવો સારામાં સારો મોચી હતો તેવો પાછળથી સારામાં સારો એક રાજદ્વારી નીવડયો. ફ્રેન્કલિન જ્યારે છાપવાનું કામ કરતો ત્યારે પણ તે પૂરેપૂરી—બરાબર રીતે કામ કરવાની ટેવ માટે જાણીતો હતો.

એલેકઝાંડર ડુમા પોતાનો હસ્તલેખ વધારેમાં વધારે સંભા-

જથી તૈયાર કરતો. એક મિત્ર જેના લેખ માટે ઘણા પ્રકાશકોએ ના પાડી હતી તેણે તેની તે બાબતમાં સલાહ લીધી ત્યારે એક સારા લહીયા પાસે તેની સુન્દર નકલ કરાવવા અને તે લેખનું નામ બદલવા તેણે તેને સલાહ આપી. આ સલાહને અનુસરી તેણે કામ કર્યું અને જે પ્રકાશકે તેની ના પાડી હતી તેજ પ્રકાશકે તેનો આતુરતાથી સ્વીકાર કર્યો. ખરાબ અક્ષરનેજ લીધે ઘણા ઉત્તમ નિબંધોનો પણ અસ્વીકાર થયો છે.

જ્યોર્જ એચ. હ્યુઇસે પહેલામાં પહેલા બહાર પાડેલા લેખોમાંનો એક તેણે "એડિનબરો રિવ્યુ" ને મોકલ્યો ત્યારે તે બધોજ ફરીથી ગોઠવી લખવા તેને વિનંતિ કરવામાં આવી. આથી તેને ઘણુંજ ખરાબ લાગ્યું, છતાં તેણે તેમ કરવાનું કબૂલ રાખ્યું અને પરિણામથી તે એટલો બધો ખુશ થયો કે એકથી ત્રણ ત્રણ વાર સુધી લેખ ફરી ફરીને લખાય નહિ ત્યાં સુધી કોઈ પણ લેખ તે પત્રકાર ઉપર મોકલતો નહિ. મૅકોલે પોતાના સારામાં સારા નિબંધો બબ્બે ત્રણ ત્રણ વાર લખતો.

ડહાપણ, ગુપ્ત ખજાનો, અગર જે મેળવવાને આપણને ઇચ્છા થાય તેવી ચીજ માટે આપણે જે મહેનત કરીએ તેવીજ મહેનત આપણે ચોકસાઇને માટે કરવી જોઇએ. કામ કરવાની, ધંધો કરવાની ચોકસાઇવાળી ટેવો પાડવાને આપણે નિશ્ચય કરવો જોઇએ. પ્લેગથી તમે જેમ દૂર રહો તેમ નાણાંના અગર બીજી બાબતના ઢીલા, વ્યવસ્થા વગરના વહીવટથી દૂર રહો. બેપરવાઇ અને બેદરકારી ભરી ટેવો એક લક્ષાધિપતિને પણ થોડા વખતમાં ખરાબખસ્ત કરી શકે. દરેક માણસ જેને સારી ફતેહ મળી છે તેવા લગભગ દરેક માણસમાં ચોકસાઇ અને શ્રમ સાથે કામ કરવાની ટેવ હોય છે. ચોકસાઇ એટલે ચારિત્ર્ય અને ચારિત્ર્ય એ બળ છે.

# પ્રકરણ ૧૮ મું.

## જીવન—આપણે બનાવીએ તેવું—બને છે.

ભાવિ જીવન રૂપી કાપડમાં
આપણે આપણાજ રંગ મૂકી શકીએ છીએ
અને પ્રારબ્ધના પ્રદેશમાં
આપણે વાવીએ તેવું લણીએ છીએ— **વ્હીટીયર.**

માણસો ઘણી વખતે પોતાના ભાવિના રચનાર હોય છે.
વ્હાલા, બ્રુટસ ! આપણા ગ્રહોનો વાંક હોતો નથી,
આપણે હલકા રહીએ, નીચા રહીએ તેમાં
દોષ આપણોજ છે. **શેકસપિયર.**

દરેક જણ પોતાની કૃતિઓનું ફરજંદ છે. **સર્વેન્ટિસ.**

જેને ઈંડિઝનું ધન જોઇતું હોય તેણે ઈંડિઝનું ધન બહાર કાઢવું જોઇએ. **જુની કહેવત.**

કળશ માટે પ્રયત્ન થાય છે; પણ ચાક ફરે છે ત્યારે તે ચંબુ કેમ બને છે ? **હૉરેસ.**

કમળાવાળી આંખને બધુંજ પીળું લાગે છે. **પોપ.**

"મનુષ્યમાં ઉજ્જવળ શું છે; તે આપણે ખોળી કાઢવું જોઇએ,
અગર ઉજળું છે એવી શ્રદ્ધા રાખવી જોઇએ;
પ્રકાશ મેળવવા મહેનત કરનાર આત્માની અંદરજ
પ્રકાશ રહેલો હોય છે.
દરેકમાં સુષુપ્તિમાં પણ, કાંઇ સારૂં, રહેલું હોય છે,
જે કદાચ આપણે જાગ્રત કરી શકીએ,
જાદુઇ લાકડી આપણા હાથમાં છે.
આ જીવન—આપણે બનાવીએ તેવું—બને છે."

**બીચર** કહેતો કે એક ફૂલમાં ઝાકળ હોય છે અને બીજામાં તે હોતું નથી; કારણ કે એક પોતાનું પડ ખોલે છે અને ઝાકળ તેમાં દાખલ થાય છે, અને બીજું બંધ રહે છે અને તેથી ઝાકળ તેના ઉપર પડી સરી જાય છે.

આજની ફતેહથી તમે અસંતુષ્ટ છો ? ગઇ કાલના વાવેતરની લણણી રૂપ તે છે. સોના જેવી કાલનાં સ્વપ્ન તમને આવે છે ? આજે તમે વાવશો તેવું તમે લણશો. જીંદગીમાં આપણે જે મૂકીએ છીએ, જીંદગી માટે આપણે જે સમર્પણ કરીએ છીએ તે પાછું જીવનમાંથી આપણે મેળવીએ છીએ. જગતને માટે આપણે ધારીએ અગર કરીએ તે જગત્ આપણે માટે ધારે અગર કરે. આપણે જેવાં જેવાં મ્હોં કરીએ, તેનું પ્રતિબિંબ બનાવનાર તે દર્પણ છે. આપણે સ્મિત કરીએ અને આનંદમાં હોઇએ તો તેમાં આપણું મ્હોં પ્રકાશમાન્ અને આનંદયુક્ત લાગે છે. આપણે જો ખટાશ, ગુસ્સો, હલકાઇ, અને તિરસ્કારપાત્રતા બતાવીએ તો તે આપણી તેવીજ નકલ આપણને બતાવે છે. દુનિયા બોલતા ઝરૂખા જેવી છે, જેમાં આપણા પોતાના અવાજનો પ્રતિધ્વનિ થાય છે. જેવું આપણે બીજા વિષે કહીએ તેવુંજ આપણે માટે કહેવામાં આવે છે. આપણામાં જે કાંઇ પ્રથમ માલમ ન પડે તે જગત્માં બીજે ક્યાંય પણ માલમ પડતું નથી.

આરસના એક કઢંગા કકડામાંથી ઘોડો બનાવવો, *એપૉલો, સાઇક અગર વિનસ ડ મિલો બનાવવાં તેનો આધાર કારીગર ઉપર રહે છે. આ બધા કરતાં પણ વધારે સુંદર, અમર જીવનથી ભરપૂર અને ચારિત્ર્યના પ્રકાશથી ઝગઝગતી, આધ્યાત્મિક આકૃતિ ખીલવવી તે—તમે તેમ કરવા માગશો તો તમારા હાથમાં છે.

* ગ્રીક દેવદેવીનાં નામ.

અઢારમા સૈકાની અધવચમાં, ઇંગ્લાંડના મધ્યભાગમાં નિર્જન, ઉજ્જડ પ્રદેશમાં, એક ખરેખર અરણ્ય જેવા ભાગમાં, મુસાફરોને માર્ગ બતાવવા માટે ડનસ્ટન પિલર નામની એક દીવાદાંડી લિંકન-હીથ ઉપર બાંધવામાં આવી હતી; પણ હાલ તે ફલદ્રુપ પ્રદેશની વચ્ચોવચ્ચ આવી રહેલી છે. તેના ઉંચામાં ઉંચા શિખર ઉપરથી પણ કોઇ ઉજ્જડ ઘાસવાળી જગા એક જમાનાથી જોવામાં આવતી નથી! સુપર ફૉસ્ફેટ ઑફ્ લાઇમ નામના ખાતરથી આ અદ્ભુત ફેરફાર થયેલ જોવામાં આવે છે. ઉચ્ચ આદર્શના પ્રોત્સાહથી, કાંઇ પણ સુપરિણામ બતાવી નહિ શકે તેવાં નિરૂપયોગી જીવન પરિણામ બતાવે તેવાં ફલપ્રદ નીવડયાં છે. સારામાં સારાં જીવનમાં આટલાજ ભારે સુધારા સંભવિત છે. ઉચ્ચ આશયનું સુપર ફૉસ્ફેટ જેવું ખાતર ભરો અને તમારૂં નિરૂપયોગી જીવન પણ ગુલાબોની માફક નવપલ્લવ થશે.

કોઇ પણ રીતે આપણામાં એવી એક આંતર માન્યતા રહેલી છે કે આપણે સ્વતંત્ર છીએ છતાં આપણામાં પ્રારબ્ધ જેવું કાંઇક રહે છે. તે આપણી આજુબાજુ વાડની માફક રહે છે, આપણા સ્વાતંત્ર્યને મર્યાદિત કરે છે, આપણી શકયતા ઉપર અંકુશ મુકે છે અને આપણા કામકાજની દિશા નક્કી કરે છે; પણ સ્વાતંત્ર્ય એ પણ પ્રારબ્ધનોજ વિભાગ છે અને જે કાંઇ કઠોર પ્રારબ્ધ જેવું દેખાય છે તે સ્વાભાવિક બંધન માત્ર છે. જ્ઞાન, ખંત, ચાલાકી, પ્રારબ્ધને રદ કરે છે. જેમ આપણામાં વિશાળતા વધે છે તેમ આપણને વધારે સ્વાતંત્ર્ય મળે છે. આપણે ઉપયોગ કરી શકીએ તેવું સઘળું સ્વાતંત્ર્ય આપણને આપવામાં આવ્યું છે. જ્ઞાન વધે છે તેમ પ્રારબ્ધ પાછું હઠે છે. સામાન્ય રીતે, જે પ્રારબ્ધ કહેવાય છે તેને દબાવી દઇ આગળ વધે તેજ માત્ર, મહાન્ ફતેહ કોઇ પણ વખતે મેળવી શકશે.

થૉરોએ કહ્યું છે કે ઘોડાના માર્ગ અને પૈડાના ચીલા વચ્ચે બે ફીટ ઉંચું એક ફૂલઝાડ મેં જોયું હતું. એકજ ઇંચ, આ ફૂલઝાડ ડાબી અગર જમણી બાજુએ ફાલ્યું હોત અગર એકજ ઇંચ ઉંચું ગયું હોત તો તેનું આવી બન્યું હોત. આમ છતાં તેની આજુબાજુ હજારો એકર નિર્જન જમીન હોય તેમ તે ખીલતું હતું. તે કોઈ મુશ્કેલી માથે લેવા જતું નહિ અગર દુર્દશાની ધાસ્તી આણી તે દુર્દશા પોતાની ઉપર લાવતું નહિ.

હુડ કહેતો કે મેં નિશ્ચય કર્યો હતો કે સૂર્યની માફક, જ્યાં સૂધી દિવસ હોય ત્યાં સૂધી દરેક વસ્તુની ઉજળી બાજુ તરફ મારે જોવું.

કાર્લાઇલ કહે છે કે આપણા સૂર્યપ્રકાશમાં હમેશાં એક કાળો ડાઘ હોય છે. તે આપણીજ છાયા હોય છે. તમારી છાયાથી દૂર રહો.

આપણને બુદ્ધિ આપવામાં આવેલી હોય છે. પણ આપણા ચારિત્ર્યની રચના આપણે પોતે કરીએ છીએ. હિમ્મત ન હોય, તે માણસ કદી જૂઠું ન બોલે, લોકાપવાદથી બ્હીને માણસ કદી દુરાચારમાં ન પડે—આ સ્થિતિ તેમ હૃદયની અંદર રહેલો તિરસ્કાર, દુનિયા જાણી રહી હોય તેમ ચારિત્ર્યને કલંકિત કરી શકે છે. **માણેક, સોનું, રાજ્યમુકુટ અને ખુદ રાજ્યસત્તા કરતાં પણ ઉચ્ચ ચારિત્ર્ય વધારે કિંમતી છે અને તેવા ચારિત્ર્યની રચના કરવી તે જગત્‌માં સારામાં સારી બાબત છે.**

માંદગી અને બીજાં અનિષ્ટોની નિર્બળતાનો અટકાવ કરવા માટે આનંદરૂપી વાડ કરવાને સારૂ હું હમેશાં પ્રયત્ન કરૂં છું એમ સ્ટર્ન કહેતો. તે વળી કહેતો કે માણસ જે કોઈ વખતે સ્મિત કરે છે ત્યારે તેમજ હસે છે ત્યારે વિશેષ કરીને, તેના જીવનના અંશમાં કાંઈક ઉમેરે છે.

જૉન ફ્રૅન્કલિનની શોધમાં ગયેલા ખારવાઓનો ખોરાક જ્યારે તદ્દન થઈ રહેવા આવ્યો હતો અને મરીમરીને તેઓ ચલાવતા હતા તે વખતમાં તેમાંના એક ખાતી વખતે કહ્યું હતું કે " આવી સુન્દર, આવી લહેજતદાર ભાખરી મેં કદી ખાધી નથી. "

મર્દની માફક જીંદગી ગાળો. જીંદગી એક ગંભીર અને મહત્વની બાબત હોય તેમ વર્તન કરો. જીંદગીમાં કોઈ આનંદજનક કાર્ય કરવાને તમે જન્મ્યા હો, જગત્ તમારા જન્મ માટે રાહ જોઈ રહ્યું હોય તેમ તેમાં તમે કામકાજ કરો. કાંઈક કરવાને અને કાંઈક મેળવવાને, સારી તેમ મોટી યોજનાઓ અમલમાં મૂકવાને જીંદગી એ એક મહાન્ તક હોય તે પ્રમાણે વર્તન કરો.

આનંદી અને સ્વસ્થ માણસમાંથીજ જે કાંઈ ઉમદા અને સરસ હોય તે નીકળી આવે છે એમ શિલર કહે છે. જે કાંઈ સારામાં સારૂં અને ઉમદામાં ઉમદા કાર્ય થાય છે તે આવી પ્રકૃતિમાંથીજ ઉત્પન્ન થાય છે. ક્ષુદ્ર, ઉદાસ આત્માઓ જેઓ ભૂતકાળનો ખેદ કર્યા કરે છે અને ભવિષ્યથી બીધા કરે છે તેઓ જીંદગીની પવિત્ર પળોનો લાભ લઈ શકતા નથી.

ચાન્સેલર્સવીલ આગળ એક સિપાઈના બે પગ ઉડી ગયા ત્યારે તે બોલ્યો હતો કે મારા હાથ ન ઉડી ગયા તેથી હું કેટલો ભાગ્યશાળી છું !

એપોલ્ડાની અદ્ભુત ચક્કી નીચે થઈને નીકળતાં કેવો ત્રાસજનક અનુભવ થાયછે એવું જ્યારે તેને લગતી અદ્ભુત વાર્તામાં યુવાન્ સ્ત્રીઓને પૂછવામાં આવે છે ત્યારે તેઓ બોલી ઉઠે છે કે ત્રાસજનક ! દુઃખદાયક ! નાના, એવું કાંઈજ નથી રાત્રીના સારા આરામ પછી સવારમાં આપણે જાગીએ, આપણા ઓરડામાં સૂર્યપ્રકાશ જોઈએ, ઝાડનાં પાંદડાં હાલવાનો અને પંખીઓનો સ્વર

સાંભળીએ એવો તેમાં આનંદ છે.

આ ચક્કીની પાસે બીડીનો ધુમાડો કાઢતા એક નોકરને એક દિવસે એક વૃદ્ધ સ્ત્રીએ કહ્યું, મારે ફરીથી જુવાન થવું છે. તે માણસે કહ્યું, તમારૂં નામ શું છે તે મહેરબાની કરીને કહેશો ? જવાબ મળ્યો કે છોકરાંઓ મને મધર રેડ કૅપ કહે છે. મારી યુવાવસ્થામાં હું ઘણી સુખી હતી અને બીજી બધી બાબત કરતાં યુવાન થવા માટે મને વધારેમાં વધારે આકાંક્ષા છે. ત્યારે મધર રેડ કૅપ, તમે આ બાંકડા ઉપર બેસો. તે માણસ મિલમાં ગયો અને એક મોટું પુસ્તક ઉઘાડીને કાગળની એક લાંબી પટી લઈ તે આવ્યો.

તે વૃદ્ધ સ્ત્રીએ કહ્યું "આ શું બિલ છે" ? તે પુરૂષે જવાબ દીધો, "અમે પૈસો લેતા નથી. તમારે આ કાગળ ઉપર સહિ કરવી પડશે." "મારે તેમ કરવાની શી જરૂર છે" ? નોકરે ઉત્તર આપતાં સ્મિત કર્યું. "તમે જે જે મૂર્ખતા કરી છે તેનું આ એક લિસ્ટ માત્ર છે. તે લિસ્ટ અત્યાર સૂધીનું અને પૂરેપૂરૂં છે. જુવાન થવા પહેલાં, તમે પહેલાં જે જે મૂર્ખતાઓ કરી હતી તે બરોબર ક્રમમાં ફરી કરવાની પ્રતિજ્ઞા તમારે લેવી પડશે. લિસ્ટ લાંબુ છે એમાં કાંઇપણ શક નથી. ૧૬ થી ૩૦ વર્ષની વચ્ચે દરરોજ ઓછામાં ઓછી એક મૂર્ખતા તો તમે કરતાં, અને રવિવારને દહાડે બે મૂર્ખતા કરતાં. પછી તમે ચાળીશ વર્ષનાં થયાં ત્યાં સૂધીમાં તમે કાંઇક સુધર્યાં પણ હું ખાતરીથી કહું છું કે તે પછી મૂર્ખતાનાં પુષ્કળ કામ તમે કર્યાં છે."

તે વૃદ્ધ બાઇએ, નિસાસો નાંખતાં નાંખતાં કહ્યું, તમે જે કાંઇ કહો છો તે ખરૂં છે એમ હું જાણું છું અને આટલું કરીને, ફરીથી જુવાન બનવામાં કાંઇ માલ નથી એમ હું ધારૂં છું. તે માણસે કહ્યું, હું પણ એમજ ધારૂં છું. ખરેખર કોઇને પણ તેમ કરવામાં લાભ નથી. અમારે અહીં તો લહેર છે. અઠવાડિયાના આઠે દહાડા અમારે

આરામ છે. કેટલાંક વર્ષથી મિલનું કામકાજ બંધ છે.

તે વૃદ્ધ બાઇએ તે માણસને ખભે હાથ લગાડી વિનંતિ સાથે કહ્યું, આપણે થોડી ચીજો છેકી નાંખી શકીએ નહિ ? ધારો કે એવી બાર વસ્તુ છે જે સંભારતાં મને ઉદ્વેગ થાય છે તે આપણે મૂકી દઇએ. તે નોકરે કહ્યું, નહિ. નહિ, કોઇ પણ બાબત આપણે મૂકી શકીએ નહિ. નિયમ એવો છે કે બધી ચીજો અગર એક પણ નહિ. ત્યારે તેણે ત્યાંથી જતાં જતાં કહ્યું, "તમારી જૂની, પૂરાણી મિલનું અમારે કામ નથી."

મધર રેડકેપ જ્યારે પોતાને દૂરને ઘેર પાછાં આવ્યાં ત્યારે પડોશીઓએ કહ્યું, કેમ ! તમેતો ગયાં હતાં તેના કરતાં પણ વધારે ઘરડાં દેખાઓ છો ! મિલની વાતમાં કાંઇ સચ્ચાઇ હોય એમ અમે તો કદી પણ ધારતાં નહિ.

ઉધરશનો એક ઠબકો ખાતાં ખાતાં તે ડોશી બોલી ઉઠયાં, "ફરી જુવાન્ થવામાં શો લાભ છે ? માણસ જો પ્રયત્ન કરેતો વૃદ્ધાવસ્થા પણ યુવાવસ્થા જેટલીજ સુન્દર બની શકે છે."

જીંદગીના ઝાંપા આગળ દરેક આત્માને સ્વચ્છમાં સ્વચ્છ આરસનો એક મોટો કકડો (સમય) અને એક ફરસી તથા મોગરી (શક્તિ અને તક) કોઇ ગુપ્ત દૂતે તેની આગળ મૂકેલાં માલમ પડે છે. આરસનું તે શું કરશે ? આમાંથી કોઇ દેવદૂત અગર ભૂત ઘડી કાઢવું એ તેના હાથમાં છે. તેમાંથી એક મહેલ અગર ઝૂંપડું ઉભું કરવું તે તેના હાથમાં છે. એક માણસ તેના આરસમાંથી એક એવું બાવલું ઉભું કરે છે જેથી દુનિયા મોહિત થાય છે અગર તો મૂક સંગીનની મૂર્તિ જેવી મૂર્તિ તેમાંથી તે કોતરી કાઢે છે. બીજો તેમાંથી એવી કંટાળો આપે તેવી આકૃતિઓ ઘડી કાઢે છે, જે હમેશાં માણસોની નીતિ બગાડે છે અને દરેક જોનારના હૃદયમાં વિષ દાખલ કરે છે.

એકજ કુટુમ્બમાં, અને એકજ સંજોગમાં એક જણ જ્યારે એક ભવ્ય ઇમારત ઉભી કરે છે ત્યારે અદ્દઢ અને શક્તિ વગરનો તેનો ભાઇ ખંડેરોમાંજ પડી રહે છે. તેની તેજ સામગ્રીમાંથી તે કીર્તિ અગર અપકીર્તિ, જશ અગર અપજશનાં પાત્ર બનાવી શકે. આપણે જેની તપાસ રાખતા હોઇએ છીએ તેજ આપણને મળી આવે છે. ભૂસ્તરવેત્તા ફરસબંધીના પથ્થરમાં પણ કાંઇક યોજના, કાંઇક પ્લેન, કાંઈ ક્રમ જોઇ શકે છે. જે ફૂલ અને ઘાસ ઉપર પગ દઈ કાંઈપણ વિચાર વગર ઘણા માણસો ચાલે છે તેમાં વનસ્પતિ-વિદ્યા જાણનાર ઘણું જોઇ શકે છે. જ્યારે પોતાના જાતિબંધુઓ ભાગ્યેજ ઉંચી નજર કરે છે ત્યારે ખગોળવેત્તા તારાનાં ઉંડાણમાં દૃષ્ટિ નાંખે છે.

કુદરત પણ આપણી વૃત્તિઓને અનુસરે છે. જે હસે છે તેની સાથે તે હસે છે, જેઓ રડે છે તેમની સાથે તે રડે છે. આપણે આનંદમાં હોઇએ છીએ તો પક્ષીઓનું ગાન આપણને વધારે મધુર લાગે છે. વન ઉપવન અને નિર્ઝરો આપણા સંગીતનો પ્રતિરવ કરે છે. પણ આપણે જો ઉદ્વેગમાં હોઇએ છીએ તો કુદરતના મુખ ઉપર પણ ઉદ્વેગ છવાઈ રહે છે. સૂર્ય પ્રકાશે છે પણ આપણા હૃદયમાં અંધકાર હોય છે. પક્ષીઓ ગાય છે પણ તે આપણી આગળ ગાતાં જણાતાં નથી. જગતનો સંગીતનો સૂર ધીરો ચાલે છે.

હું વિશ્વાસ રાખીશ તો મારો વિશ્વાસ રખાશે. હું વહેમાઈશ તો મારે માટે વ્હેમ લાવવામાં આવશે. હું ચાહીશ તો મને સૌ ચાહશે. હું ધિક્કારીશ તો મને સૌ ધિક્કારશે. દરેક માણસ લોહચુંબક સમાન છે અને પોતાની આજુબાજુ પોતાનેજ પસંદ પડતાં સારાં અગર નરસાં તત્વો એકઠાં થાય ત્યાં સુધી પોતાને મળતા

લોકો અને સિદ્ધાન્તોને તે પોતાના તરફ આકર્ષે છે. આ રીતે શરીરના સઘળા અવયવ અને ધર્મ ગાઢમાં ગાઢ સમભાવ સાથે સંકળાયલા છે. એક હસે છે તો બધા તેનો આનંદ લે છે. એકને દુઃખ થાય છે તો બીજા બધાને તે સાથે દુઃખ થાય છે.

ભવિષ્ય આપણે બનાવીએ તેવું થઈ શકશે. આપણો હેતુ તેને તેનું ચારિત્ર્ય અર્પણ કરશે. એક માણસનો નિશ્ચય–તેજ તેનું ભવિષ્ય કહી આપશે. જેને કોઇ મહાન્ પ્રેરણા, પ્રોત્સાહન નથી તે માણસ માટે કોઈ પ્રકાશમાન્ આશા, કોઇ પ્રશસ્ત ભાવિ નથી. એક માણસને જાણો અને તે માણસ તમને ઓળખાઇ આવશે, તેની મર્દાનગી જણાઇ આવશે: તેથીજ તેના ભાવિનું પ્રકટીકરણ થશે. ઉત્સાહ નરમ પાડી દે, તેવો તમારો નિરાશાવાદ તમે પાછળ મૂકી દો. અનિષ્ટ ધારી બેસતા નહિ. સારૂંજ ધારવું. સારો વખત આણવાનો નિશ્ચય કરો અને સારો વખત આવશે. જે માણસો મોટી મોટી આશાઓ, મહત્વાકાંક્ષાઓ રાખે છે તે જગતનું ભલું કરનારા હોય છે. આશાવાળા માણસો, આગળ ધસો.

તહેવારનો દિવસ પૂરો થતાં મિ. એન્ડ્રુસે પોતાના એક શિષ્યને પૂછ્યું કે, વારૂ, રોબર્ટ આજ સાંજે તમે ક્યાં ગયા હતા? રોબર્ટે જવાબ દીધો. હું બ્રાઉનહીથ ગયો હતો અને કેમ્પ માઉન્ટ ને આંટો દઈ, જંગલોમાં થઇને પાછો ઘેર આવ્યો. પણ મને આનંદ પડ્યો નહિ. કોઈ પણ માણસ ત્યાં નજરે પડયું નહોતું. નાકા-તરફને રસ્તે હું ગયો હોત તો સારૂં.

રોબર્ટ વાત કરતો હતો તેવામાં એક બીજો શિષ્ય આવ્યો. તેને શિક્ષકે પૂછ્યું તમે કયાં ગયા હતા? માસ્ટર વિલયમે જવાબ દીધો, “આજે મને ફરવામાં જે આનંદ પડ્યો તે જીંદગીમાં મને પડ્યો નથી. મિસલટો નામનો એક વિચિત્ર છોડવો મેં જોયો. તેનાં મૂળ જાણે

જમીનમાં ઉંડાં હોય તેમ એક ઝાડની છાલમાંથી તે ઉગી નીકળે છે. મેં એક લક્કડખોદ જોયો- ઘઉંનું એક મોટું કણસલું જોયું, અને જંગલમાં કેટલાંક ફૂલ મેં એકઠાં કર્યાં. એક વિચિત્ર પક્ષીની પાંખ તૂટી ગઈ હશે એમ ધારી હું તેની પાછળ પાછળ ફર્યો અને હું એક કાંપવાળી જગાએ આવ્યો. ત્યાં હું ભીંજાઈ ગયો અને પક્ષી તો પાંખ ન તૂટી હોય એમ ઉડી ગયું. કદાચ પોતાના માળામાંથી છટકી જવાનો તેનો ઈરાદો હશે. મારાં લૂગડાં ભીંજાયાં તેની મને દરકાર નથી. પણ કાંપની આ જગા આગળ કોલસા બાળતા એક બુઢ્ઢાને મેં જોયો. તેણે પોતાના ધંધાની સઘળી હકીકત મને કહી અને મને એક સુંદર, નાનો, મૂએલો સાપ આપ્યો. પછી હું ઉંચી ટેકરીને મથાળે ગયો અને બધો પ્રદેશ એક નકશાની માફક મારી આગળ પથરાયો હોય તેમ મેં જોયો. પછી, આ ટેકરીને કૅમ્પ ટેકરી કહે છે તે કારણથી જૂની કૅમ્પનાં ખંડેરોની મેં શોધ કરી અને મને તે જડ્યાં. પછી હું નદી તરફ અને બીજી વીસ પચીસ જગાએ ગયો. આ બધે સ્થળેથી અઢવાડિયા સૂધી પહોંચે તેટલી કાંઈકને કાંઈક જિજ્ઞાસા અને વિચારો હું ઘેર લાવ્યો છું.”

તેની આ જિજ્ઞાસા વિષે મિ. એન્ડ્રુસે કહેવા જેવું બધુંજ કહ્યું, અને જ્યારે તેને માલમ પડ્યું કે વિલિયમ જેણે આટલું બધું જોયું હતું તે, રોબર્ટ જે જગાઓએ થઈને ગયો હતો ત્યાંજ ગયો હતો પણ રોબર્ટે કાંઈજ જોયું ન હતું. તે બોલ્યો, ખરેખર આમજ બને છે. એક માણસ દુનિયામાં આંખ ઉઘાડી રાખી ફરે છે અને બીજો બંધ કરીને ફરે છે, જગતના સર્વ ભાગમાં ફરેલા ખલાસીઓને મેં જોયા છે, આ લોકોએ જગતની દારૂ પીવાની જગાઓજ માત્ર જોઈ હોય છે, અને ત્યાં વેચાતા દારૂની કીંમત માત્રજ તેઓ જાણે છે. એક નાદાન, અવિચારી યુવકને યુરોપના પ્રવાસે

ધકેલવામાં આવે છે પણ તે ત્યાંથી એક પણ વિચાર ગ્રહણ કરી આવતો નથી; જ્યારે અવલોકનની આંખવાળા અને તપાસ કરવાની વૃત્તિવાળાને સુધારણાની સામગ્રી અને દરેક મુસાફરીમાં આનંદ મળે છે. વિલિયમ, ત્હારે ત્હારી આંખનો ઉપયોગ કર્યા કરવો અને આંખો ઉપયોગ સારૂ આપવામાં આવી છે તે, રોબર્ટ ત્હારે જાણવું."

આ બન્ને યુવકે પોતાનું, પોતાને અનુકૂળ જગત્ ઉત્પન્ન કર્યું હતું.

આયેગો કહે છે કે આપણે આવા અગર તેવા હોઇએ છીએ તેનું કારણ આપણે પોતેજ છીએ. આપણાં શરીર આપણ બગીચા છે. આપણા સંકલ્પ આ બગીચાના માળી છે. આ રીતે આપણે કૌવચ વાવવાં કે શિંગ વાવવી, ખુશબોદાર રોપ વાવવા કે નિંદામણના છોડવા તેમાં ભરી કાઢવા, વનસ્પતિની એકજ જાતિ તેમાં રાખવી અગર ઘણી જાતથી ગુંચવાડા ઉભા કરવા, તેને ઉજડ પડી રહેવા દેવા અગર ઉદ્યોગથી તેમાં ખાતર ભરવાં—આ સર્વ શક્તિ—આ સઘળી વિકાસ પામે તેવી સત્તા આપણા સંકલ્પમાં રહેલી છે.

વ્હીપલ કહે છે કે દરેક માણસની હલકાઇ, વિચારની અન્ધતા, અજ્ઞાન, દુર્ગુણ અગર ક્ષુદ્રતા, તેની પોતાની અને જે કાંઇ ગંભીર, વ્યાપક, ડહાપણ ભરેલું, સારૂં અગર મહાન્ હોય છે તેની વચ્ચે વજ્ર જેવી દિવાલ ઉભી કરે છે.

કહેનારે બરાબર કહ્યું છે કે એકજ સામગ્રીમાંથી, એક માણસ મહેલ બનાવે છે, બીજો ઝુંપડાં બનાવે છે; એક મોટી વખારો ઉભી કરે છે, બીજો બગીચાવાળાં મકાન ઉભાં કરે છે. જ્યાં સૂધી શિલ્પી તેનું કાંઇ બનાવે નહિ ત્યાં સૂધી ચૂનાનો કેલ અને ઇંટો તે ઇંટોજ રહે છે. પત્થરનો એક છાટ નબળા મનના માણસના માર્ગમાં એક હરકત રૂપ હોય છે તે દૃઢ મનવાળાને 'આગળ ચઢવાના' પગથીયા

જેવી હોય છે. જે મુશ્કેલીઓ એક માણસને નિરાશ કરે છે, તે બીજાના સ્નાયુને મજબૂત કરે છે. આ બીજો માણસ આ મુશ્કેલીઓને કુદી પડવાનું એક કમાનવાળું પાટીયું સમજે છે અને તે ઉપરથી નિષ્ફળતાનો અખાત ઓળંગી જઈ, ફતેહની ખાતરી ભરેલી અને સંગીન જગા ઉપર તે આવે છે.

કૉર્ટિ ના કહેવા મુજબ દરેક માણસના કાનમાં ૮૭૦૦ તારની એક વીણા રહેલી છે. તેની લંબાઈ $\frac{1}{4\cdot\circ\circ}$ થી લઇ $\frac{1}{2\cdot\circ\circ}$ ઇંચ સુધીની હોય છે. "ઇ" તાર વગાડવા લીધો હોય અને એક પીયાના આગળ એક સુસ્વર વીણા (violin) મૂકવામાં આવી હોય તો વીણાનો "ઇ" તાર તેની સાથેજ હાલશે અને તેહલાજ સૂરવાળો અવાજ આપશે. બીજા તાર પણ તેમને મળતાજ અવાજનો ધ્વનિ ઉત્પન્ન કરશે. આજ રીતે માનવવીણાના ૮૭૦૦ તારની મર્યાદા એટલી વિસ્તૃત હોય છે કે એક થોડા પણ અવાજને તેને મળતો તાર મળી આવે છે અને શ્રવણેન્દ્રિયમાં થઇ મગજમાં અવાજ પહોંચી જાય છે. આપણા આત્મા, વીણા જેવા છે અને તેના તાર સૂક્ષ્મ સંગીત માટે ચઢાવવામાં આવ્યા હોય છે અને આપણા જીવનના અખંડપણા અગર અર્ધાપણાને અનુસરી આપણામાં વધારે ઓછી સંસ્કૃતિ આવે છે. જગત્ મધુરતાથી ભરેલું છે. ગુપ્ત આંગળીઓ નીચે આવી જતો પરમાણુ, મધુરમાં મધુર સંગીતથી દોલાયમાન થાય છે પણ સૂક્ષ્મ સૂર ગ્રહણ કરી શકે તેવો ભાવમય આત્મા કોઇ કોઇક વખતજ જણાઇ આવે છે. ભાગ્યેજ, કોઈ કવિ અગર તત્વવેત્તા દોડતા ઝરાઓમાં રહેલા ગ્રન્થ ઉકેલી શકે છે, પત્થરમાં ઉપદેશ અને દરેક ચીજમાં ઇશ્વરનું અસ્તિત્વ જોઇ શકે છે. કોઇક કોઇક વખતજ એકાદ અંગાસિઝ જૂના પથ્થર ઉપર પડેલા એકજ ઘસારા અગર આંટણ ઉપરથી તેમ એકાદ પ્રાણીના હાડકાં ઉપરથી

એક આખું હાડપિંજર ઉભું કરી શકે છે, તેમાં માંસ ભરે છે અને સૈકાઓથી નાશ પામેલી જાતિના પ્રાણીને જાગતું જ્યોત કરી મૂકે છે. કોઇક કોઇક વખતજ હ્યુ મિલર જેવા માણસો ઉત્પન્ન થાય છે જે જમાનાના જમાનાનાં ઇશ્વરનાં પગલાં ખોળી કાઢે છે અને ખડકો ઉપર છપાયેલાં ભૂતકાળનાં દફતર ઉકલે છે. પણ જેઓ સચેતન સૃષ્ટિનું આનંદ અને આશામય સંગીત, સાચા દિલના, મહત્વકાંક્ષા વાળા અને પ્રયાસમાં પડેલા સહિષ્ણુ, ગંભીર છતાં આનંદયુક્ત આત્માઓનું, તેમજ ઇશ્વરની દયા અને પ્રેમથી ભરેલા કીર્તિમાન્ આકાશનું, સંગીત, ઝીલી શકે તેવા તો વળી તેના કરતાં પણ દુર્લભ છે.

કેટલાક માણસો મધમાખની માફક, દરેક ફૂલમાંથી મધ એકઠું કરે છે જ્યારે કરોળીઆની માફક બીજાઓ માત્ર ઝેરજ લઇ જાય છે—એક માણસને દરેક જગાએ અને દરેક પ્રસંગે આનંદ મળી આવે છે. તે પોતાનો ઉત્સવ પોતાની સાથે લઇને ફરે છે. બીજો જાણે સ્મશાનથી પાછો ફરેલો હોય એવો હમેશાં જણાય છે. એક માણસ જ્યાં જૂએ છે ત્યાં સૌન્દર્ય અને એકવાક્યતા જૂએ છે. પોતાનાં આંસુમાં પણ આશારૂપી સૂર્યનાં કિરણ પડતાં તેને ઉજ્જ્વલ મેઘધનુષ્યનો દેખાવ દેખાય છે. બીજો સૌન્દર્ય જોઇ શકતોજ નથી. તેની આંખના કાચ ઉપર ધુમાડો ચઢેલો જણાય છે અને આખી દુનિયાને શોકનું આવરણ ચઢેલું તેને જણાય છે.

જો કે સઘળાને આંખો હોય છે છતાં સઘળા જોતા નથી. છતાં સઘળી આંખોની બનાવટ એક સરખી હોય છે. એકજ પ્રકારનો સુન્દર પ્રકાશ બધીજ કીકીઓ ઉપર આવે છે પણ દરેકને જૂદી જૂદી રીતે ચિત્ર જણાય છે. બૉસ્ટન કૉમન—એ સ્થળ ઉપર એક માણસ જ્યારે ફક્ત કાંકરા, ઘાસ અને ધૂળવણ જૂએ છે ત્યારે બીજો તેના સૌન્દર્યથી મુગ્ધ થાય છે. એક સુન્દર ગુલાબમાં એક

જાણુ માત્ર, દુ:ખતી આંખો માટે ગુલાબજળ શિવાય બીજું કાંઈ જોતો નથી–બીજો તેનો હેતુ ઉકલે છે અને તેના અદ્દભુત સુવાસમાં ઈશ્વરના સુવિચાર ઉકલે છે. આ ગુલાબ તેને એક કાચના યંત્ર જેવું થઈ પડે છે. અને તે વડે તે સૃષ્ટિના ઉત્પન્ન કરનારનું હૃદય જોઈ શકે છે.

એક પ્રાચીન કવિ કહેતો કે મારૂં શરીર પૃથ્વી ઉપર ચાલશે, પણ હું મારા આત્માને પાંખો અને મારા કંઠણુમાં કંઠણુ વિચારોને પીછાં લગાવીશ.

આપણે જો જીવનમાંથી વધારેમાં વધારે લાભ મેળવવા માગતા હોઈએ તો આપણે માત્ર જોતાં નહિ પણ તપાસતાં શીખવું જોઈએ. સૂર્ય કાંઈ મેઘધનુષ્ય કે ગુલાબ તરફ પક્ષપાત કરતો નથી. તે પોતાનું સાન્દર્ય દરેક સ્થળે વેરે છે. આપણી દ્રષ્ટિમાંજ દોષ માત્ર રહેલો છે. જૉન સ્ટુઅર્ટ મિલે કહ્યું છે કે જો કે આપણું ચારિત્ર્ય સંયોગોથી બને છે, છતાં આ સંયોગોને અમુક આકાર આપવામાં આપણી ઈચ્છાઓ ઘણું કરી શકે; અને સ્વતંત્ર ઈચ્છાશક્તિના સિદ્ધાન્તમાં જે કાંઈ ખરી રીતે પ્રેરક અને ઉત્કર્ષક છે તે, આપણા પોતાના ચારિત્ર્યની ઘટના ઉપર આપણી ખરેખરી સત્તા રહેલી છે એવી આપણી ખાતરી છે. આપણી ઈચ્છાશક્તિ આપણા સંયોગોને અસર કરી શકે તો આપણી ભવિષ્યની ટેવો અને સંકલ્પ કરવાની શક્તિમાં તે ફેરફાર કરી શકે છે. આપણે તપાસીએ નહિ અને જોઈએ, અને સાંભળીએ પણ ધ્યાન આપીએ નહિ તે પ્રમાણે આપણે કામ કરીએ પણ તેને પરિપૂર્ણતાની દશામાં આણી શકીએ નહિ. માઈકલ એન્જેલોને તેના રાજાએ એક વખત બરફનું એક બાવલું ઉભું કરવા આજ્ઞા કરી હતી. વખત ફેંકી દેવા માટે સુસ્ત રહેવું જરૂરનું નથી તેનું આ જાણવા જોગ દ્રષ્ટાન્ત છે. અમર કાર્યો

મૂકેલા આદર્શસૌન્દર્યથી ભરપુર આવલુ પણ પીગળી ગયું અને શિલ્પીની કીર્તિનું દરેક ચિહ્ન ધોવાઈ ગયું. વિસ્મૃતિના પુસ્તકમાં લખતાં આપણે બધાએ કેટલો બધો કિંમતી વખત ગુમાવ્યો છે! ગુમાવ્યા કરતાં પણ વખતનો વધારે દુરૂપયોગ કર્યો છે! કારણ કે કોઈપણ ઉપયોગ વગર આપણે દરેક કામ કરતા હતા એ આપણે જાણતા હતા અને તેથી હેતુ વગરની તથા બેપરવાઈથી કામ કરવાની ટેવ આપણે ઉભી કરતા હતા. ઝાંખા પડી જાય તેવા રંગે ચિતરવાથી અને ભાગી પડે તેવા પત્થરમાં શિલ્પકામ કરી માત્ર લયને માટે જાણે ઘણા કામ કરે છે. તેઓ રેતી ઉપર ઈમારત ઉભી કરે છે. અને પાણી ઉપર લખે છે.

જે કાંઈ આપણે ખરી રીતે થવાના છીએ તેની શક્તિઓ હાલજ આપણી પાસે છે. જેવી રીતે ભાવિ ઓક વૃક્ષ તેના બીજમાં રહેલું છે તેવી રીતે વર્તમાનમાંજ આપણું ભવિષ્ય રહેલું છે. આપણા વાવેલા બીજમાંથીજ આપણું વિજયરૂપી વૃક્ષ થશે અગર થઈ શકે. તેના નવપલ્લવના સુગન્ધ અને તેના ફળના વિસ્તારનો આધાર આપણા ભૂતકાળ અને વર્તમાનમાંથી ખેંચેલા પોષણ ઉપર રહેશે.

રસ્કિન આપણને કહે છે કે જે જમીન ઉપર પગ મૂકીને આપણે ચાલીએ છીએ તે માટી, રેતી, મેંશ અને પાણીની બનેલી છે અને તે આપણને કહે છે કે કુદરતનું કામ (આ વસ્તુઓમાં) સંપૂર્ણ હશે તો માટીનાં ચીનાઈ વાસણ બનશે. તેના ઉપર ચિત્રકામ થઈ શકશે અને રાજાના મહેલમાં તે મૂકાશે. પછી, વળી તે ચોખ્ખી, કઠણ અને સફેત બનશે, તેનામાં તડકાનાં આસમાની અને રાતાં, લીલાં અને જાંબુડા રંગનાં કિરણ ખેંચવાની શક્તિ હશે તો તે ઝવેરાત બની શકશે. રેતી ઘણી કઠણ અને ધોળી બનશે અને તે તડકાનાં આસમાની કિરણ પોતાનાંમાં આણશે તો તે નીલમ બનશે. ધુમાડા

જેવો કોલસો કઠણમાં કઠણ પદાર્થ બનશે અને તે હીરાના આકારમાં આવશે. ઉનાળામાં પાણી એ ઝાકળનું બિન્દુ છે અને શિયાળામાં તેના તારા જેવા પાસલા બંધાય છે. તેવીજ રીતે સાદામાં સાદાં જીવન, પોતાનામાં સત્ય, નિખાલસપણા, સખાવત અને શ્રદ્ધાના રંગ આણી શકે છે અને તે ચોખ્ખા, નિર્મળ, પ્રકાશવાળા સ્ફટિક અને રત્ન બની શકે.

આપણાં કાર્ય, સારા અગર ખોટા આપણા ફિરસ્તા જેવાં છે. આપણા વિનાશકારક પડછાયા, મુગા મુગા આપણી બાજુમાંજ ફરે છે.

---

સઘળા, ભાવિને બનાવનાર છે.
સમય રૂપી આ દીવાલની અંદર, તેઓ કામ કરે છે.
કેટલાક, ભારે અને મહાન્ કાર્ય કરે છે.
કેટલાક, તેમાં અલંકાર પૂરે છે;
આપણે જે ઇમારત ઉભી કરીએ છીએ તેને માટે
સમય, સામગ્રીથી ભરપૂર રહે છે.
આપણી "આજ" અને "કાલ"
—આ કકડાઓથી આપણે ઇમારત ઉભી કરીએ છીએ.

**લૉંગફેલો.**

# પ્રકરણ ૧૯ મું.

## પરાજયમાં વિજય.

એમ કહેવાય છે કે સર્વોત્તમ મનુષ્ય તેમના દોષ વડે—તેમની ભૂલો વડે ઘડાય છે.

**શેક્સપિયર.**

જેઓ કોઇ મહાન્ ધર્મકાર્યમાં કરતાં મરણ પામે છે, તેઓ નિષ્ફળ પામેલા કહી શકાય નહિ.

**બાયરસ.**

"નિષ્ફળતાઓ વિજયના સ્તંભ સમાન છે."

આપણી મોટામાં મોટી કીર્તિ કોઇ દિવસ નિષ્ફળ નહિ જવામાં રહેલી નથી પણ આપણે દરેક વખતે પડીએ તે વખત ઉભા થઇ જવામાં રહેલી છે.

**ગોલ્ડસ્મિથ.**

આપત્તિ હીરાકણી સમાન છે—જે વડે ઇશ્વર પોતાનાં જવાહિરને ઓપ આપે છે.

**લેટન.**

ઇશ્વર પ્રીત્યર્થે જેઓની પડતી થાય છે તેઓ નક્ષત્ર રૂપે પ્રકાશી નીકળે છે.

**બેન જોન્સન.**

નહિ ભૂંસાય તેવા ભૂતકાળના અવશેષ વડે ઉન્નત થઇ, આપણે કાંઇ પણ ઉચ્ચતમ સંપાદન કરી શકીએ તો, તો તે ભૂતકાળને પૂરી રીતે ગુમાવેલો, પૂરી રીતે નિષ્ફળ આપણે માની શકીએ નહિ.

**લોંગફેલો.**

પરાજય શું છે? એ એક પ્રકારનું શિક્ષણ છે. કાંઇ પણ વધારે સારી વસ્તુ, સારી સ્થિતિ તરફ જવાનું તે પહેલું પગથીયું છે. **વેન્ડેલ ફિલિપ્સ.**

એક મહાન્ કારકીર્દીનું છેવટ, નિરાશામય હોય તોપણ માનવ શક્તિઓની તે એક નિશાની છે.

પ્રારબ્ધ, ભલેને, તેનાં સઘળાં શર આરા પર છોડે,
પણ મારો આત્મા, ઢાલની માફક
તે સઘળાં ઝીલી શકશે.
બીજાં વધારે સામે પણ તે ટકી શકશે.
પ્રારબ્ધ મારૂં નથી, તેમ હું પ્રારબ્ધનો નથી,
**આત્માનો વિજય કરનાર કોઇ નથી.** **ડ્રાયડન.**

કેટલીક વખત એમ બને છે કે,
જેઓ નિષ્ફળ જાય છે, તેઓજ સાચામાં સાચું જીવન ગાળે છે.

**માયરન હૅન્ફોર્ડ વિયોન.**

રંગભૂમિ ઉપર છોડી મૂકેલાં જંગલી પ્રાણીઓથી બચવાને ફાંફાં મારતા તિરસ્કાર પામેલા ખ્રિસ્તીઓને જોવાને લગભગ એક લાખ રોમનો +કોલોસિયમમાં એકઠા થએલા છે. આ મહાન્ દેખાવ પહેલાં બે પ્રતિસ્પર્ધી મલ્લ વચ્ચે એક દ્વંદ્વયુદ્ધ થાય છે. લોકોનાં ટોળાને ગમત આપવાને પ્રાણાન્ત સુધી લડવાની તાલીમ તેમને આપવામાં આવે છે. આવી લડાઈમાં એક મલ્લ પોતાના હરીફને લગાવતો ત્યારે તે કહેતો કે તેને જોઈએ તેવું મળ્યું છે (hoc habet) અને તેને બચાવવો કે મારી નાંખવો તે સંબંધે અભિપ્રાય મેળવવા લોકો તરફ તે જોતો. લોકો પોતાનો અંગૂઠો ઉંચો કરે તો તે સમજતો કે સામાને જવા દેવો. જો તે અંગુઠો નીચો કરે તો તે સમજતો કે સામાને મારી નાંખવો. આમાં મરનાર, મરણનો ઘા ખાવાને કાંઈપણ આનાકાની બતાવતો તો "ત્યારે તલવારથી મર" +એવો તિરસ્કાર યુક્ત પોકાર ઉઠતો. કેટલીક વખત આગેવાન પુરૂષો અખાડામાં જતા અને પરાજય પામેલાની મરણની વેદનાઓ જોતા અગર કોઈ બહાદૂર વીર નરનું ગરમ લોહી ચાખતા.

બે હરીફ મલ્લ અખાડામાં દાખલ થયા અને દાખલ થતાં શાહેનશાહને તેમણે કહ્યું:—"સીઝર, જેઓ મૃત્યુ સમીપ છે તેઓ તને નમન કરે છે."+ પછી તેઓ મરણીઆ થઈ, પૂરા ઝનૂનથી, લાંબા વખત સૂધી લડે છે. તેઓનાં મુખ પરસેવાથી ભીનાં અને અખાડાની ધૂળથી શ્યામ થઈ જાય છે. એકદમ એક વૃદ્ધ વિદેશી કઠેરા ઉપર થઈ અખાડામાં કૂદી પડે છે, બન્ને હરીફોની વચ્ચે,

+ રોમનોની રમત ગમતની જગા.

+ **Recipe ferrum.**

+ **Ave Caesar morituri te salutant.**

ઉઘાડે માથે અને ઉઘાડે પગે તે ઉભો રહે છે અને લડવાનું બંધ કરવાને તેમને કહે છે. એન્જીનમાંથી જેમ વરાળ નીકળે તેમ વિશાળ શ્રોતામંડળમાંથી ફિટકારનો અવાજ નીકળે છે. તે પછી તરતજ એવો પોકાર ઉઠે છે કે "બુઢ્ઢા, નીકળી જા" પણ ધોળાવાળવાળો તે ફકીર જેવો માણસ પૂતળાની માફક ઉભો રહે છે. જોનારાઓ ગર્જનાયુક્ત બૂમ મારે છે– "તેને કાપી નાંખો. તેને કાપી નાંખો" અને તે મલ્લ તે સુલેહ કરનારને કાપી નાંખી તેના મડદા ઉપર લડે છે.

પણ તેથી શું થયું? આ વિશાળ અખાડામાં મરણ પામેલા હજારો માણસોની જીંદગી સાથે સરખાવતાં એક ગરીબ બુઢ્ઢા ફકીરની જીંદગીની શી કિંમત? તે અપ્રસિદ્ધ માણસ મરી ગયો. પણ તેના મરણથી રોમ શુદ્ધિમાં આવ્યું. કોલોસિયમમાં ફરી આવાં નામોશી ભરેલાં મલ્લયુદ્ધ થયાં નહિ. વળી, શહેનશાહતના દરેક પ્રાન્તમાંથી આ રિવાજ નીકળી ગયો અને ફરીથી ચાલુ થયો નહિ. આ વિશાળ ખંડેર આજે પણ પેલા ફકીરના પરાજયમાં રહેલા વિજયના સ્મારક તરીકે સ્થિતિ કરી રહ્યું છે.

જે માણસ સારામાં સારો યત્ન, પોતાથી બનતું કરે છે, તે નિષ્ફળ જતો નથી. કારણ કે જો કે, ટીકાકારો તેની અવગણના કરશે, પરન્તુ સર્વશક્તિમાન્ અને સદાન્યાયી પ્રભુના ત્રાજવે તેની મહેનતનું બરોબર વજન થશે. કોઈપણ કારણ વગર જેમ પરિણામ નીપજતું નથી, જગતમાં શક્તિ ખાલી જતી નથી, તેવીજ રીતે સાચા દિલના આગ્રહી મનુષ્યને આખરે સારો બદલો મળ્યા વગર રહેતો નથી.

જીવનનો પહેલામાં પહેલો એક બોધ એ છે કે પરાજયમાંથી વિજય મેળવતાં શીખવું. નરમ પાડી નાંખે તેવી આપત્તિથી માણુસ જ્યારે ઘણોજ ઉદ્વેગ પામે અને મુઝાય ત્યારે તેણે હિમ્મત અને દમ ધારણ કરવાં જોઇએ. અને નિષ્ફળતાની, પરાજયની સ્થિતિમાંથી, ભાવિ વિજયનાં તત્વોની શોધ કરવી જોઇએ. જેઓ ફતેહ પામે છે અને નિષ્ફળ જાય છે તેઓ વચ્ચેનો તફાવત આમાંથી નીકળી આવે છે. કોઇપણ માણસની તુલના તમે, તેની નિષ્ફળતા વડે કરી શકો નહિ. તે નિષ્ફળતાનો પણ શો ઉપયોગ કરે છે તે તમારે જાણવું જોઇએ. નિષ્ફળતામાંથી પણ તે કાંઇ ગ્રહણ કરી શકયો કે? તેમાંથી તેણે શું શું મેળવ્યું?

કોઇપણ યુવાનની પહેલી નિષ્ફળતા હું બહુ રસ સાથે તપાસતો રહું છું. તે તેના જીવનનું દર્પણ છે. ફતેહ મેળવવાની તેની શક્તિનું તે પ્રમાણ બતાવી આપે છે. તે નિષ્ફળ ગયો એટલી હકીકતમાં મને કાંઇ જાણવા જેવું લાગતું નથી. પણ તેણે તેના પરાજય સમયે કેવી વૃત્તિ ધારણ કરી? તેણે પછી શું કર્યું? ને નિરાશ થયો? તે કાંઈ છૂપાવા લાગ્યો? તેણે શું એવું અનુમાન બાંધ્યું કે તેણે પોતાના ધંધામાં ભૂલ કરી હતી અને બીજા કામમાં પડી ગયો હતો? અગરતો તે ફરી જાગૃત થયો અને જે નિશ્ચયમાં પરાજયનું નામ હોતું નથી તેવા નિશ્ચય વડે તે ફરી કામે લાગી ગયો?

હંફ્રી ડેવિ કહેતો કે હું એક કુશળ હાથચાલાકીની વિદ્યા જાણનાર બન્યો નથી તે માટે મારે ઇશ્વરનો આભાર માનવો જોઇએ કારણ કે મારી વધારેમાં વધારે મહત્વની શોધની સૂચના નિષ્ફળતામાંથી મળી છે.

જૂડાસ મેકેબીઅસની પાસે માત્ર આઠસો નિમકહલાલ માણસો હતાં. સામેના સીરીયન લશ્કરમાં ૨૦૦૦૦ માણસ હતાં. આ સ્થિતિમાં

જ્યારે પાછા હઠવાને તેને આગ્રહ કરવામાં આવ્યો ત્યારે તેણે કહ્યું કે આ કામ હું કદી કરીશ નહિ. હું કદી પાછો હઠીશ નહિ. **વખત આવ્યે અમે અમારા ભાઇઓ માટ મરીશું. અમારી આબરૂને કલંક લાગવા દઇશું નહિ.**

મિસ યંગ કહે છે કે લડાઇ ઘણા ઝનુન સાથે ચાલી. થર્મોપીલિ આગળ ૩૦૦ વીરનરો જે ઝનુનથી લડયા હતા તેવીજ આ લડાઈ હતી; અને તેનું પરિણામ પણ તેવુંજ આવ્યું. જુડાસ અને તેનાં ૮૦૦ માણસો રણક્ષેત્રમાંથી પાછાં હઠયાં નહિ; રણક્ષેત્ર ઉપરજ મરણ પામ્યાં. પણ તેમણે પોતાનું કામ, પોતાનો હેતુ પાર પાડયો. આવા પરાજયની નૈતિક અસર ઘણા વિજય કરતાં પણ વધારે બળવાન્ હોય છે. આટલા બધા કિંમતી પ્રાણનો ભોગ આપવામાં આવ્યો એ વાત ખરી છે પણ તેથી જુડીયાને સ્વાતંત્ર્ય મળ્યું.

જુડાસના ભાઇઓ જોનાથન અને સાઇમને તેને તેના પિતાની કબરમાં દાટયો અને તેણે આરંભેલું કાર્ય તેઓએ પરિપૂર્ણ કર્યું. જ્યારે સાઇમન મરણ પામ્યો ત્યારે, પહેલાંના સમયમાં જુલમતળે દબાયલા ચંપાયલા યાહુદીઓ પૂર્વમાં સર્વથી આબાદ લોકો થઇ પડયા. દેવળનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો અને મેકેબીઝનાં પરાક્રમથી, પોતાના પૂર્વજોના પવિત્ર સંપ્રદાયના રક્ષણ માટે સર્વ કાંઇ કરવાનું, મરણ પામવાનું બળ, તમામ લોકોમાં આવ્યું.

રોમની ત્રાસજનક હકુમતમાંથી પોતાના દેશને મુક્ત કરવાના લાંબા અને માથું વેગળું રાખી કરેલા નિષ્ફળ યત્ન પછી વર્સિન્જટોરિક્સ એવી શરતે સીઝરને શરણે થયો કે તેના લશ્કરને કાંઇ પણ ઇજા વગર સ્વદેશ જવા દેવું. ૭ વર્ષ સુધી તેને કેદ રાખવામાં આવ્યો, શહેનશાહની ફતેહ બતાવવા માટે તેને બેડીઓ પહેરાવી રોમની પત્થરની ઠંડી સડક ઉપર ઘસડવામાં આવ્યો, પછી બીજીજ રાત્રીએ કેદ

ખાનામાં તેને મારી નાંખવામાં આવ્યો. છતાં ખૂબી એ હતી કે ગૅલિક સરદારોમાં વધારેમાં વધારે બહાદૂર અને ઉમરાવ દિલનો કયો સરદાર હતો એમ પૂછવામાં આવતું તો વર્સિન્જટૉરિક્સ શિવાય બીજાનું નામ કોઇપણ લેતું નહિ.

પોતાને બાળી મૂકવાના સ્તમ્ભ આગળ રિડલી અને લૅટિમર ઉભા હતા ત્યારે લેટિમરે કહ્યું હતુંઃ "માસ્ટર રિડલી, ફિકર કરતા નહિ, **મર્દ બનો, આજે ઇંગ્લાંડમાં, પ્રભુ કૃપાથી આપણે એવી રોશની પ્રકટ કરીશું, જે, મને વિશ્વાસ છે કે, કદી બુઝાશે નહિ.** તે જમાનાની અસહિષ્ણુ વૃત્તિ સામે સેંકડો ઉપદેશ આપવામાં આવે પણ લૅટિમરનાં આ વચનના દરેક શબ્દની તેના કરતાં વધારે અસર થઇ હતી. લોકોમાં એટલો બધો ગુસ્સો પ્રકટ થયો કે, એ વર્ષ પછી ક્રેન્મરને બાળી મૂકવા બાદ, બીજા થોડા ઉપરજ આ પ્રકારનો જુલમ કરવામાં આવ્યો, અને તે થોડા માટે પણ એમ કહેવાય છે કે તેઓનાં ઉપર ગુપ્ત રીતે કામ ચલાવવામાં આવતું, રાત્રીએ તેઓને બાળી મૂકવામાં આવતા અને આ પ્રકારના અન્યાય અને નિર્દયતાથી લોકો ગુસ્સે થઇ બખેડો કરશે એવી ધાસ્તાથી આ સમયે આજુબાજુ સૈનિકો પણ રાખવામાં આવતા.

પોતાનાથી બનતો સઘળો યત્ન કર્યા પછી પણ કોઇ યુવાન સંપૂર્ણ રીતે નિષ્ફળતા પામે અને ફરી ફરી અસ્ખલિત હિમ્મત અને બેવડા ઉત્સાહ સાથે ફરી ફરીને યત્ન કરે એમાં કાંઇક ભવ્યતા, કાંઇક પ્રોત્સાહક તત્વ જણાય છે. નિષ્ફળતાથી જે યુવાન્ નિરાશ થતો નથી તેના ભાવિ માટે મને કાંઇ ધાસ્તી લાગતી નથી.

હેનરિ વોર્ડ બીચર કહે છે કે પરાજયથી, હાડકામાં ચકમક અને સ્નાયુમાં હાડકાંની કઠણાઇ આવે છે. તેથી માણસો અજીત બને છે. દુનિયા ઉપર જેમનું પ્રભુત્વ છે તેવા વીર નરો આ પરાજયની

સ્થિતિમાં ઉત્પન્ન થાય છે; માટે પરાજયથી ડરતા નહિ. કોઇપણ સારા કામમાં તમારો પરાજય થાય ત્યારે તમારે સમજવું કે હવે વિજય સમીપ છે.

આગ્રહ અને દૃઢ નિશ્ચયની છેવટની કસોટી નિષ્ફળતા છે. કાંતો જીંદગી તેથી કચરાઈ જાય છે અગર તો સંગીન બને છે. ઘાયલ થયેલી કાળુ માછલી પોતાની છીપ મોતીથી દુરસ્ત કરે છે. કોઇપણ ખોટાની શોધથી, ખરૂં શોધવાની વૃત્તિ આપણને થાય છે અને દરેક નવા અનુભવથી આપણને કાંઇને કાંઇ ભૂલ જણાઇ આવી આપણને તે સુધારવાની, સંભાળ પૂર્વક તેથી દૂર રહેવાની આપણને તક મળે છે. એ રીતે એક રીતે નિષ્ફળતા, ફતેહ મેળવવાનો રાજમાર્ગ છે એમ ફાટસ કહે છે.

**એ. બી.** આલ્કોટ કહે છે કે ઘણે ભાગે, આપણી પડી ભાગેલી પ્રિય યોજનાઓ આપણને સ્વર્ગમાં પ્રવેશ કરાવે છે, અને આપણને એમ માલમ પડે છે કે આપણી નિષ્ફળતા, ખરી રીતે નિષ્ફળતા નહિ પણ ફતેહ હતી. **જે માણસ સાચો અને પ્રમાણિક છે તેનું જીવન કદી પણ નિષ્ફળ નીવડશે નહિ, જે કાર્યમાં, જે પક્ષમાં સત્ય છે તે કાર્ય, તે પક્ષ કદી નિષ્ફળ નીવડશે નહિ. નિષ્ફળતા એકજ છે અને તે આપણામાં જે કાંઇ સારૂં છે તેને વળગી ન રહેવું તેજ છે.**

રાજ્ય વગર, લશ્કર વગર, યુરોપના સર્વથી વધારે બળવાન રાજાની સામે થવાનું શું પરિણામ આવે? વિલિયમ ધ સાયલન્ટ (મૂગો) વિદ્વાન તત્વચિંતક, કુશળ ભાષાવિશારદ, કુલીનવંશનો, પુષ્કળ પૈસાવાળો, અને સુલેહ શાન્તિને ચાહનાર હતો. પણ નાના હોલેન્ડના માત્ર એક નાગરિક તરીકે, ગભરાવી નાંખે તેવાં વિરોધી બળ સામે થવાને, પોતાના હેતુમાં રહેલા ન્યાય અને પોતાના ચારિત્ર્યના વજન

શિવાય, બીજી કયી ચીજ ઉપર તે આધાર રાખી શકે ?

બીજો ફિલીપ, જર્મનિના શહેનશાહનો ભત્રિજો, ઇંગ્લાંડની રાણીનો પતિ, પોતાના હક્કથી સ્પેન, હૉલેન્ડ, બેલ્જીયમ, ઈટલિના મોટો ભાગ, ઓરાન, ટ્યુનિસ, કેપવર્ડ, કૅનરી, ફિલિપાઇન્સ ટાપુ, એન્ટિલિસ, મેક્સિકો, અને પેરૂનો રાજકર્તા હતો. જ્યારે તેના પાડોશીઓ ટંટાથી નબળા પડેલા હતા ત્યારે તેનાં સાધન અપ્રતિમ હતાં, તેના પક્ષને, તેના વિચારોને, યુરોપનાં હથિયારબંધ લશ્કર, પૈસા, કીર્તિ, પ્રતિભા અને ધર્મની સહાયતા હતી.

ફિલિપે નેધરલેન્ડસમાં ધાર્મિક તપાસની કોર્ટ સ્થાપવા નિશ્ચય કર્યો અને વિલિયમે પોતાનાં દેશના સ્વાતંત્ર્યના રક્ષણ માટે પ્રાણ અર્પણ કરવાનો નિશ્ચય કર્યો.

વિશાળ લડત ચાલી. આખરે વિલિયમ મરણ પામ્યો. પણ ફિલિપને વિજય મળ્યો નહિ હૉલેન્ડમાં ખરેખર, હવે કોઇ આગેવાન રહ્યું નહિં પણ વિશાળ સ્પેનિશ રાજસત્તા હવે ભાંગી પડતી હતી. લડતની શરૂઆતથીજ રાજાનું તેજ ઘટતુંજ જાય છે અને આખરે તેનું રાજાપણું પણ અદૃષ્ય થઇ જાય છે જ્યારે પ્રિન્સ ઑફ ઑરેન્જનું તેજ અભિવૃદ્ધિ પામતુંજ જાય છે અને તે સૈકામાં પ્રિન્સ સર્વથી તેજોમય વ્યકિત થઇ પડે છે. વિલિયમને દેશનિકાલ કરવામાં આવ્યો, તે ગરીબીમાં આવી પડ્યો, તેની નિંદા થઈ રહી, તેની પાછળ મારાઓ ફરતા. ઘણી વખતે તે ન્હાસતો ફરતો અને છેવટે તે મરણ પામ્યો પણ આખી જીંદગીમાં તેણે ચારિત્ર્ય એવું અખંડ જાળવી રાખ્યું કે દુરાચારીઓના પૈસા અને અન્યાય તેને કાંઇ પણ હરકત કરી શક્યાં નહિ. ચારિત્ર્ય એ બળ છે.

ફેલ્લે નિષ્ફળ ગયો પણ બહાદૂરીભર્યા પ્રયાસ અને ઉચ્ચ ચારિત્ર્ય સાથે તેનું નામ હમેશાં માટે જોડાયલું રહ્યું છે. કૅાસથને ફતેહ મળી

નહિ. પણ તેની ઉચ્ચ કારકીર્દી, તેનાં આવેશભર્યાં વચનો અને તેની આદર્શ નિમકહલાલી અનંતકાળ સુધી રહેશે. ઓકૉનેલને તેના કાર્યમાં, ફતેહ મળી નહિ, તેનો હેતુ પાર પડયો નહિ પણ તેણે વકતા તરીકે, સ્વદેશાભિમાની નર તરીકે, સ્વાતંત્ર્યના પયગમ્બર તરીકે અમર કીર્તિ મેળવી.

આ દૃષ્ટિએ જોતાં ઝેનોફનનાં ૧૦૦૦૦ માણસો પાછા હઠયાં એ તેમની કીર્તિનો પ્રકાશ એલેક્ઝાંડરના વિજય કરતાં પણ વધી જાય છે. સર જોન મુર કોરન્ના તરફ પાછો હઠી ગયો એમાં વેલિંગ્ટનના વિજય જેટલુંજ ગૌરવ રહેલું છે.

ઉત્ક્રાન્તિના સમયમાં પોતાના પતિના હાથ નીચે કામ કરનાર કેટલાક અમલદારોએ એમ કહ્યું કે કપાશીયાથી રૂ જૂદું પાડવામાં એટલી મહેનત અને ખર્ચ લાગે છે કે રૂ સુધારવાનું કામ આગળ વધારવું એ અશક્ય છે; ત્યારે મિસિસ ગ્રીને કહ્યું કે "મારા યુવાન મિત્ર વ્હીટનો સાથે આ સંબંધમાં તમે વાત કરો, તે ગમે તે કામ કરી શકશે." જ્યોર્જિયામાં શિક્ષણ આપવા માટે એલિ વ્હીટની મસાચુસેટસના પોતાના મકાનેથી ૧૭૯૨માં ગયો હતો.

મિસિસ ગ્રીનને ત્યાં જતાં, તેણે વ્હીટનીને આ અમલદારો અને કેટલાક બગીચાવાળાનું ઓળખાણ કરાવ્યું અને તે એક ઘણોજ પ્રમાણિક અને બુદ્ધિશક્તિવાળો યુવાન હતો એવી તેને માટે ભલામણ કરી. તે યુવાન શિક્ષકે કહ્યું કે "મેં રૂ અગર કપાશીયા કદી જોયા નથી પણ મારાથી આ સંબંધમાં જે બનશે તે હું કરીશ" એવું તેણે વચન આપ્યું. અને આવા નાના એક મકાનને ભોંયતળીએ બારણાં બંધ કરી અખતરા કરવા મંડી ગયો. પોતાનાં હથિયાર તેને પોતાનેજ બનાવવાં પડતાં, પોતાના તાર પણ તેને પોતાનેજ ખેંચવા પડતા કારણ કે આવામાં તે વખતે તે ચીજો વેચાતી મળી શકતી

નહિ. આખો શિયાળો તેણે પોતે હથોડા ઠોકવા અને ઘડવાનું કામ ચાલુ રાખ્યું અને આખરે તેનું યંત્ર ફતેહમંદ નીવડ્યું.

મિ. મિલર જેણે થોડાજ વખતથી મિસિસ ગ્રીન સાથે લગ્ન કર્યું હતું તેણે આ યંત્રો પૂર્ણ કરવા, તેને માટે પેટંટ મેળવવા અને તેવાં બીજાં યંત્રો બનાવવાના કામમાં પૈસા પૂરા પાડવા અને વ્હિટનીના અડધા ભાગના ભાગીદાર થવા માગણી કરી. લોકો આ અદ્‌ભુત યંત્ર જોવા આવ્યાં પણ તેને પેટંટ ન મળે ત્યાં સૂધી તે બતાવવાને મિલરે ના પાડી. કેટલાક લોકો રાત્રીએ તે મકાનમાં પેશી ગયા અને જીન ઉપાડી ગયા. આ ભાગીદારોને તરત માલમ પડ્યું કે તેમના નમૂના ઉપરથી બનાવેલાં જીન બજારમાં વેચાતાં હતાં. મિ. વ્હીટનીએ ન્યુહેવનમાં એક કારખાનું ઉઘાડ્યું પણ તેની લાંબી બિમારી તેને ઘણીજ નડી અને પેંટટની રૂએ માંડેલા દાવાઓમાં તેના અને મિ. મિલરના સઘળા પસા ખવાઇ ગયા. વ્હીટની ફરી માંદો પડ્યો અને માંદગીથી ઉઠવાની તૈયારીમાં હતો તેવામાં તેનું કારખાનું તેના યંત્રો અને કાગળીયાં સાથે બળી ગયું અને તે નાદાર સ્થિતિમાં આવી ગયો. આવામાં ખબર આવી કે વ્હીટનીની પદ્ધતિ નુકશાનકારક હોવાથી બ્રિટિશ કારખાનાંવાળાઓ એ તેનાં યંત્રોએ કાઢેલા રૂ માટે ના પાડી. તે ઈંગ્લાંડ ગયો અને તેણે ઈંગ્લાંડના કારખાનાંવાળાઓનો આ વિચાર ફેરવી નાંખ્યો, અને તેના કૉટન જીનની ફરી માગણી થવા લાગી. તેનું પેટંટ તોડનાર સામેના એક દાવામાં જ્યોર્જીયાની જ્યુરીએ, જજ્જ તરફેણમાં છતાં તેની વિરૂદ્ધ ચૂકાદો આપ્યો. આ ચૂકાદાને લીધે બજારમાં નકલી જીન વધારે આવવા લાગ્યાં. આખરે ૧૮૦૭ માં, તેના પેટંટના છેલ્લા વર્ષમાં એક દાવાનો ચૂકાદો તેના લાભમાં આવ્યો.

જજ્જ જોન્સને ચૂકાદો આપતાં કહ્યું હતું કે " દક્ષિણના રાજ્યનાં

અંદરનો તમામ ભાગ નબળો પડતો જતો હતો. અને ત્યાંના રહીશોને ઉદ્યોગનું કાંઈ સાધન નહિ હોવાથી તેઓ બહાર જવા લાગ્યા હતા જ્યારે આ યંત્રની શોધ થવાથી તેમના મનમાં વિચારો અને માર્ગો ઉદ્ભવ્યા અને આખા દેશમાં ખળભળાટ થઇ રહ્યો, બાળકથી તે વૃદ્ધ માણસ સૂધી અમને એને લીધે ઉદ્યોગ મળ્યો છે. ગરીબીથી જેઓ નંખાઈ ગયા હતા અને સુસ્તીમાં ડૂબી ગયા હતા તેઓએ સંપત્તિ તેમ સન્માન મેળવ્યાં છે. અમારાં દેવાં નીકળી ગયાં છે. અમારી થાપણો વધી છે, અમારી જમીનોની કિંમત ત્રેવડી થઈ ગઇ છે. પોતાના દેશ બન્ધુઓના અન્યાયને લીધે, નિર્વાહને માટે વ્હીટનીને એક બીજા પ્રકારના ઉદ્યોગમાં લાગવું પડ્યું છતાં જગતની મોટામાં મોટી જીતો-માંની એક, તેના દેખીતા પરાજયમાંથી ઉદ્ભવ પામી. એક સશક્ત માણસ આખા દિવસની મહેનતથી એક શેર રૂ સાફ કાઢી શકે તેને બદલે સેંકડો રતલ રૂ સાફ કરી શકે તેવી યોજના તેણે ઉત્પન્ન કરી હતી. તેની શોધથી દક્ષિણમાં અગાઉ કરતાં રૂ ની પેદાશ હજારઘણી વધી ગઇ અને સંરક્ષક મતવાળાઓના કહેવા મુજબ યુનાઇટેડસ્ટેટસને એક અબજ ડોલર તેથી મળવા લાગ્યા. જીવનનાં મહાન યુદ્ધોમાં નિરાશ પામેલા લોકોને આ ચરિત્રમાંથી કેવું પ્રોત્સાહન મળે છે?

ઇ. પ્રી. વ્હીપલ કહે છે કે જગત્ એક જમાનામાં પોતાના ભોગ થઇ પડેલાં માણસો તરફ કેવી અધમતાથી, કેવી નિર્દયતાથી વર્તે છે અને તે પછીના બીજાજ જમાનામાં તેમને માટે અભિમાન બતાવે છે તેનું વર્ણન કોઈપણ ભાષામાં થવું મુસ્કેલ છે. ડેન્ટિનું વ્હેલું મરણ થયું તે તેને થયેલી કનડગતને લીધે થયું હતું પણ તેનીજ કબર આગળ તેની પૂજા થાય છે. મિલ્ટનને તેના જમાનામાં રાજાના અંગપર ઝેર છોડનાર અન્ધ અજગર કહેવામાં આવતો હતો અને તેને ને તેને પછી લોકો સંગીતનો તેજસ્વી સૂર્ય કહેતા. તિરસ્કાર

ઉપરથી દેવની જગા ઉપર મૂકવાની આ કઢંગી રીત, કદર, મશ્કરી સમાન થઇ પડે તે વખતે થતી કદર—આથી બુદ્ધિના વિકાસ ઉપર ઉદ્વેગની છાયા ફરી વળે છે.

મિસિસ સ્ટો કહે છે કે આ જગત્‌માં પણ ઇન્સાફનો દિવસ આવશે અને કાદવમાં કચડાતા કીર્તિમાન્ ધ્વજની માફક ધૂળ નીચે દટાયલાં નામ પ્રજાઓની દૃષ્ટિએ કીર્તિ મેળવતાં જણાશે. ફૅનો-ઇલ્ હૉલમાં ફેંકવામાં આવેલાં ઈંડાં, બતાવવામાં આવેલી અવગણના અને તિરસ્કારની ગૅરિસન અને ફિલિપ્સે બિલકૂલ દરકાર કરી નહોતી. ભાષણનાં સ્થળોમાં મારવામાં આવતાં મહેણાં, કરવામાં આવતા તિરસ્કારના પોકારની ડેમોસ્થિનિસ કરેન અને ડિઝરાયલીએ બિલકૂલ દરકાર કરી નહોતી. મહત્તાની આંતરશક્તિથી તેઓ સુજ્ઞાત હતા અને તેઓ બરોબર જાણતા હતા કે એવો વખત આવશે જ્યારે સહુ તેમને સાંભળશે. અપમાન, અત્યંત ઉદ્વેગથી, અને પરાજયથી થયેલી જાગૃતિથી વધારે ભવ્ય વક્તૃત્વ કરવાનો તેમને વેગ મળતો. સાધારણ માનસિક બંધારણવાળા મનુષ્યો જે દેખીતી હારથી હમેશાં બોલતા બંધ થઇ જાય તેથી આ માણસોમાં તો એવું સંકલ્પબળ ઉદ્‌ભવ પામતું કે હેલેસ્પૉન્ટનાં પાણીની માફક, ઓટનો અનુભવ તેમને થતોજ નહિ. નબળા ખોડખાંપણવાળા અને દેખીતી રીતે જગત્‌માં પરાજય પામેલા માણસો જેમના પોતાને નિત્ય તિરસ્કારમાંથી મુક્ત કરવાના જીવતોડ પ્રયત્નોએ તેમને અમર કરી દીધા છે? તેઓનું જગત્ કેટલું બધું ઋણી છે તેની પ્રાગણના કોણ કરી શકે એમ છે? બાયરનના કઢંગા પગ અને તેનું શરમાળપણું—એથીજ કાવ્યસંગીતનો પ્રવાહ તે છોડી શક્યો હતો. જગતના ઉત્તમમાં ઉત્તમ રૂપક માટે બેડફર્ડ જેલના આપણે આભારી છીએ. પોતાના બાર વર્ષના કેદખાનાની પહેલાં અગર પછી બન્યને કશુંજ જાણવા જેવું લખ્યું નહોતું.

મૃત્યુ આવા માણસો ઉપર કાંઇપણ જીત મેળવી શકતું નથી. રેગ્યુલસને રીબાવી રીબાવી, નિર્દયપણે મારી નાંખવામાં આવે પણ જગતની સપાટી ઉપરથી કાર્થેજને ઉખેડી નાંખવાને તેનાજ જુસ્સાએ રોમને પ્રોત્સાહિત કર્યું હતું. ઑસ્ટ્રીયન ભાલાઓવડે વિંકલરીડ પડયો એ વાત ખરી છે પણ સ્વીટ્ઝરલેન્ડ સ્વતંત્ર થયું એ વાત પણ ખરી છે. વૉલેસના કડકા કરવામાં આવ્યા. પણ સ્કોટલેન્ડના કડકા થઇ શકયા નથી. લિંકન ખૂનીને હાથે માર્યો ગયો, પણ તેથી તેનું કામ નરમ પડયું નહિ. ધર્મ માટે જીવ અર્પણ કરનાર પોતાની જીંદગીમાં પોતાના અવાજ અગર કલમથી પોતાનો સંપ્રદાય આગળ વધારી શકે તેના કરતાં દસગણો તે પોતાના મૃત્યુથી વધારી શકે.

જે કદી નિષ્ફળ જતો નથી તેને અર્ધીપણ ફતેહ કદી મળતી નથી. બુલરન આગળ થયેલી હાર, અંદર અંદરના યુદ્ધમાં થયેલા મહાન્ વિજય સમાન હતી કારણ કે તેથી બ્હીકણ, લશ્કરની પાછલી બાજુએ અને રાજપ્રકરણી પુરૂષો પોતાને દેશ ચાલ્યા ગયા હતા. આપણી પ્રજાના જોખમના સમયની અંધારી રાત્રીમાં વિજળીના ચમકારા જેવી તે હાર હતી. જેથી આપણા લશ્કરમાં નિર્બળતા કયાં હતી તેનો આભાસ આપણને થયો હતો. રાજકીય મહત્વકાંક્ષા ધરાવનારાનાં મુખનું તે એક દર્પણ હતું.

ધર્મને માટે સ્વાર્પણ—એને લગતો દેવદૂત, વિજયદેવદૂતનો ભાઇ છે. સેવોનેરોલા, પોપની લાંચથી ન ડગ્યો અને પોપે તેનો બહિષ્કાર કર્યો તેની તેને શી દરકાર હતી? પોતાના પગ ઉપરના સળગતા કોલસાની પણ તેને શી દરકાર હતી? હજુ પણ ઈટલિના લોકો આગળ તેમનાં ત્રાસજનક પાપનું વર્ણન તે કહી સંભળાવશે અને તે જાણતો કે તેઓ તેને થાંભલે લટકાવી બાળી મૂકશે તોપણ તેની રાખ ઢાંકી નહિ રહે, બોલી ઉઠશે અને તેની જીભ કોઇપણ

દિવસ નહિ બોલી હોય તે રીતે તે વકીલાત કરશે. મરતા લોરેન્ઝોને તેણે વિના સંકોચે નીચે પ્રમાણે કહ્યું હતું:–ફ્લોરેન્સને ત્હારે સ્વાતંત્ર્ય આપવું અને લોકોની પાસેથી ચોરી લીધેલી ચીજો ત્હારે તેમને પાછી આપવી, નહિં તો તે તેને મુક્તિ આપશે નહિ. આવી શરતથી માફી મેળવવી તેના કરતાં દિવાલ તરફ મોં કરી ઉભા રહેવાનું તે રાજાએ જોકે પસંદ કર્યું તોપણ સેવોનેરોલા ડગ્યો નહિ અને મુક્તિ વગર મરણ પામ્યો. તે ફાંસીએ ગયો તે વખતપણ ધર્મગુરૂએ કહ્યું હતું કે સેવોનેરોલા, લડવામાં શૂરા અને ફતેહમંદ સંપ્રદાયથી હું તને દૂર કરૂં છું. સેવોનેરોલાએ તેની ભૂલ સુધારી કહ્યું, સંપ્રદાય લડવામાં શૂરો ખરો પણ ફતેહ મળવી તારા હાથમાં નથી.

જેઓ દુનિયામાં નિષ્ફળ નીવડયા છે તેમને માટે સ્વર્ગેજ ઘણે ભાગે જગા છે. પોતાના અભિપ્રાય માટે જીવન અર્પણ કરનારા જેઓએ વિજયને બદલે વેદનાજ મેળવી છે તેમની, વિજયમાળા વગરના વીરનરોની, અને જેમના ફતેહના ડંકા વાગ્યા નથી તેવા વિજેતાઓની, પોતાના મહાન્ પુરૂષો તરીકે જગત્ કદર ન કરે તો જગત્ આંધળુંજ કહેવાશે.

કોઈપણ જીવનના પ્રારંભમાં અખંડ રીતે, અસ્ખલિત રીતે વિજયજ મળ્યે જાય તો તે પણ જોખમ ભરેલું છે. પહેલી મહાન્ જીતથી સાવધ રહો. તે નિષ્ફળતા પણ નીવડે. પોતાની પહેલી જીતથી માણસને જે વિશ્વાસ–હદબહારનો વિશ્વાસ આવે છે તેનાથી ઘણા માણસો ખરાબ થઇ ગયા છે. પર્વતોમાંનું ઓકવૃક્ષ–તોફાનમાં તેની મગરૂર ટોચ જમીનને આવીને અડે ત્યાં સુધી ધક્કે ચઢે છે, ઝોલા ખાય છે પણ તે જો તોફાન પછી પાછું ઉભું રહે છે તો તત્ત્વોની સાથેની તેની સેંકડો લડાઇમાંથી પણ તે મજબૂતી મેળવે છે. જોખમ પડવામાં નથી, પણ પડયા પછી નહિ ઉઠી શકવામાં છે. જગત્નાં સઘળાં મોટાં કામ

હિમ્મતથી થયાં છે અને જગતના મહાનમાં મહાન વિજય, પરાજય પછી મળ્યા છે. આપણે જે જે સુખ–અંગત સહીસલામતી, વ્યક્તિ સ્વાતંત્ર્ય, કાયદાને અનુસરતું સ્વાતંત્ર્ય આપણે ભોગવીએ છીએ તે સંકટની શાળામાં ઘણો લાંબો અનુભવ લીધા પછી આપણને મળે છે. લડાઇઓ અને ત્રાસના જમાનાના જમાના પછી એક પ્રજા તરીકે ઉભા રહેવાનો આપણને હક પ્રાપ્ત થયેલો છે. ખ્રિસ્તી ધર્મની સ્થાપના માટે, સ્વાર્પણના ચાર સૈકાની જરૂર પડી હતી અને ધાર્મિક સુધારો ( Reform ) કરવા માટે અંદર અંદર એક સૈકા સુધી યુદ્ધ કરવું પડયું હતું.

એવાં કેટલાંક મનુષ્ય હોય છે જેમને પ્રારબ્ધવિદ્યુતના ઝપાટા લાગે છે પણ તેથી તેઓ પવિત્ર બને છે એમ બુલ્વર કહે છે. નરમ પાડનાર અને ઘા કરનાર સઘળાં તત્વોની વચ્ચે, તેમના જીવનમાંથી તેમની સઘળી લીલોતરી લઇ લેનાર, તેમનો ભપકો અને ગૌરવ ધુળ મેળવનાર અને જીવનના મર્મભાગમાં એકદમ, અજાણી રીતે પરાજયનો ફટકો લગાવનાર તત્વોની વચ્ચે, ચીરાયલા પણ તેઓ ઉભા રહે છે અને દયા કરતાં ભવ્યતાના સ્તમ્ભ જેવા વિશેષ જણાય છે. કેટલાંક મનુષ્ય એવાં હોય છે કે સીઝર તેના દિવાનખાનામાં જે ગૌરવયુકત ચાલે ચાલે તેના કરતાં વધારે ગૌરવ યુકત પગલે તેઓ સંકટોના માર્ગમાં ચાલે છે. જે વસ્તુઓ એકલીજ જોવામાં આવે તો હલકી અને તિરસ્કાર પાત્ર લાગે તે પણ તેમના સંસર્ગમાં આવતાં લગભગ સન્માનપાત્ર અને દિવ્ય બની જાય છે અને જે મહાન પવિત્ર પ્રભુ, પોતાનો પ્રકાશ મેદાન અને તૃણ ઉપર પણ ફેંકે છે તેનાથી, સંકટમાં તેની સહનશીલ મૂર્તિને હૃદયમાં ધારણ કરનારને, આ પવિત્રતાના પ્રકાશના ગમે તેવા ઝાંખા અને બળવગરના કિરણની ના પાડી શકાતી નથી અને આ કિરણ જગતના હલકામાં હલકા ભાગ ઉપર

પણ સ્વર્ગીય કીર્તિનો પ્રવાહ છોડે છે.

ફોર્ડહામમાં તેના પ્રિયજનના મરણથી થયેલા ઉદ્વેગોમાં, શોકજનક ઉજ્જડ પ્રદેશમાંથી પણ એડગર એલન પોના દુઃખી આત્મામાંથી મરણ પ્રસંગને લગતાં અનુપમ ગીત–કુસુમો "ઉલાલુમ અને આનાબેલ લી" ઉદ્ભવ પામ્યાં. તેનાં આ બેજ ગીત એવાં છે જેથી તે અમર થઈ શકે.

પરાજયમાંથી વિજય કેવી રીતે મેળવવો અને આપણા વિક્ષેપોને આગળ વધવાનાં પગથીયાં કેવી રીતે બનાવવાં તેજ ફતેહનું રહસ્ય છે.

પછી

દૂરથી જે ભવ્ય જણાતું હતું
તે હાથમાં આવતાં રાખોડી માલુમ પડ્યું;
તેની શી ફિકર?
**ફરીથી આગળ ધસો,**
**લડતમાં મહત્વ રહેલું છે;**
**ફળમાં નથી.**

"દિવ્ય સ્વરૂપાંતર ( Transfiguration ) ને લગતું પોતાનું ચિત્રકામ પૂરૂં કરવા પહેલાં રાફેલ ભર યુવાવસ્થાના વેગમાં ૩૭ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો. છતાં તેણે જગતમાં સારામાં સારૂં ચિત્રકામ કર્યું હતું. આ ચિત્રને તેના મરણ વખતના સરઘસમાં લેવામાં આવ્યું હતું. તેના મરણથી પડેલી મોટી ખોટ માટે આખા રોમને ખેદ થયો હતો.

મૃત્યુના પરાજયમાંથી પણ મોઝાર્ટની અપ્રતિમ મૃત્યુપ્રાર્થના વિજય સાથે બહાર નીકળી આવી.

નિશ્ચય સાથે, દૃઢતા સાથે, બડબડ કર્યા વગર, દુઃખ સહન કરવું એમાં કાંઇ ભવ્યતા, કાંઇ દિવ્યતા રહેલી છે અને જેથી નિરાશા

પણ ફતેહ કરતાં વધારે સુંદર જણાય છે. વારંવાર ફતેહ મળવાથી આપણને જગતની એકજ બાજુ જણાઈ આવે છે. તેથી જે મિત્રો આપણને આપણા ગુણોનીજ વાત કરે છે તે આપણી આજુબાજુ આવી રહે છે પણ દુશ્મનો જેમની પાસેથીજ આપણે આપણી ખોડો જાણી શકીએ તેમને તે ચૂપ કરી દે છે.

જે નવી દુનિયા કોલંબસે શોધી કાઢી હતી ત્યાંથી ત્રીજી સફર દર્મિયાન તેને બેડી પહેરાવી સ્વદેશ લઇ જવામાં આવ્યો હતો. ગુસ્સે થયેલા લોકોએ આ સામે તકરાર ઉઠાવી હતી અને જોકે તેની મિત્રરાણીએ તેને છોડી મૂકયો તોપણ પશ્ચિમ તરફ એટલેન્ટિક તેણે ફરી ઓળંગયો ત્યારે તેને ફરી કનડવામાં આવ્યો હતો. સીત્તેર વર્ષની વયે, આ ચોથી અને છેલી સફરનાં લાંબી મુદતનાં સંકટો પછી આખરે સ્પેન પહોંચતાં તેને આનંદ થયો. તેને કાંઇક બદલો, તેના નિર્વાહ પૂરતું પણ કાંઇક, મળશે એવી તેને આશા હતી. પણ તેની સઘળી ફરિયાદો નિષ્ફળ ગઈ, આવ્યા પછી તે કેટલાક મહિના સુધી ગરીબીમાં, એકલો, પ્રાણઘાતક રોગથી પથારીવશ રહ્યો. મૃત્યુના સમીપકાળમાં પણ ભિખારી કરતાં પણ તેની ભૂંડી દશા હતી. મારૂં બદન લઇ વેચવામાં આવ્યું છે; મારૂં પોતાનું ઘર પણ રહ્યું નથી, અને દારૂના પૈસા પણ મારી પાસે નથી એમ તેને કહેવું પડયું હતું. આ વખતે છૂટી જતા શ્વાસ સાથે, અસરકારક સાદાઇ ભરેલા આ દિવ્ય શબ્દો તે બોલ્યો હતો. મેં, જીનોઆના વતનીએ દૂર પશ્ચિમમાં ઇન્ડિયા ખંડ અને ટાપુઓ શોધી કાઢયા. ૧૫૦૬ના મે માસની ૨૦ તારીખે તે વાલાડોલિડમાં મરણ પામ્યો. "પ્રભુ, હું મારો આત્મા તને સોંપું છું" એ તેના છેલા શબ્દો હતા. એક ભૂલી જવાયલા ભિખારીની માફક આ રીતે, કોલમ્બસનું મૃત્યુ થયું; જ્યારે સેવિલનો એક અથાણું વેચનાર જે એક વહાણ ઉપર બીજી પદ્દીનો અમલદાર હતો તેના

ઉપરથી જગતના મોટામાં મોટા ખંડનું નામ પડ્યું. પણ આથી જીનોઆના ખલાસીનું જીવન નિષ્ફળ ગયું હતું એમ કહી શકાશે? જે જગત તેને જંગલ તરીકે માલુમ પડી આવ્યું હતું તેમાં વસનાર કરોડો માણસોને પૂછો. કોલમ્બસનું જીવન નિષ્ફળ હતું કે કેમ એ બાબત દુનિયાના મહાનમાં મહાન પ્રજાસત્તાક રાજ્યને પૂછો. સાતમા ચાર્લ્સનું રાજ્ય જૉન આર્કને લીધે હતું પણ રૂઆંમાં તેને જીવતી બાળી મૂકવામાં આવી ત્યારે ચાર્લ્સે જરાપણ હરકત લીધી નહોતી. જૉન ઑફ આર્કનું જીવન શું નિષ્ફળ નીવડ્યું હતું? જે પ્રજાની વચ્ચે તેનાં કાંસા અને આરસનાં સંખ્યાબંધ પૂતળાં આવી રહ્યાં છે તેને પૂછો. ઑર્લિયાંની કુમારિકાની યાદ દરેક ફ્રેન્ચમેનના હૃદયમાં નિવાસ કરી રહી નથી?

કાર્લાઇલે કહ્યું છે કે ફાંસી ઉપર ચઢેલો વીરનર વૉલેસ, અમુક સમયે સ્કૉટલેન્ડને ઇંગ્લાંડનો એક ભાગ થતાં અટકાવી શકે નહિ પણ જૂલમી અને અન્યાય ભરી શરતોથી તે ઇંગ્લાંડનો ભાગ થાય તેમાં તે અડચણ ઉભી કરી શકે, અટકાવ કરી શકે. પોતાના જૂના વાલ્હાલા અને બહાદૂર નરોના મંદિરોથી તે દેવની માફક આજ્ઞા કરે છે કે ઇંગ્લાંડ અને સ્કૉટલેન્ડનું ઐક્ય ભાઇ ભાઇની માફકનું થાય, માત્ર દેખાવનું અને અંદરથી ગુલામ અને માલિકના જેવું ખોટું ન થાય.

હાથોહાથની ત્રણ દિવસની લડાઈમાં મોટા ઇરાની લશ્કર સામે એક નાના ઘાટનો બચાવ કરતાં લિઓનિડાસ અને તેનાં ત્રણસો માણસો ભલે મરી જાય પણ તેમની હાર તે પ્રજાની જીત પૂરવાર થશે. ગીતો અને વાર્તાઓમાં તેમનાં ગુણગાન થશે અને તેઓ થર્મોપીલિ આગળ હઠીજ ગયા, અને સેલેમિસ અને પ્લેટી આગળ હાર્યા તે માટેજ માત્ર ઝર્કિસસ અને તેના મોટા લશ્કરને યાદ કરવામાં આવશે.

લશ્કરથી લદાયલું અંગ્રેજ વહાણુ બર્કનહેડ જ્યારે હવાના દબાણુથી ડૂબી જતું માલમ પડયું ત્યારે, હોડીઓ સ્ત્રીઓ અને બાળકોને લઇ જતી હતી. તે વખતે લશ્કરના અમલદારે પોતાના માણસોને થોભી જવા કહ્યું હતું. તેમના પગની આજુબાજુ પાણી ઉંચે ને ઉંચે ચઢવા લાગ્યું ત્યાં સુધી તેઓ પોતાની જગાએજ રહ્યા અને જ્યારે પાણી કમરપૂર આવ્યું ત્યારે તેઓએ પોતાના પટા છોડી દીધા અને જબરદસ્ત ઝોલાથી વહાણુનો અવશેષ ભાગ નીચે ગયો, ડૂબી ગયો ત્યાં સુધી તેઓએ પોતાની કારતુસની પેટીઓ ઉંચી–અદ્ધર પકડી રાખી. આ દેખીતા પરાજયમાં વિજય નહોતો એમ તમે કહી શકશો? ચારિત્ર્ય એ બળ છે અને શારીરિક નિર્બળતા ઉપર તે વિજય મેળવે છે.

દેવળના એક ખંડેરમાં જ્યાં સુધી વેદિ હોય ત્યાં સુધી ધર્મનાં ગંભીર તત્વોને અંત:કરણુથી માનનાર માણુસ જેમ મશ્કરીથી તેને કલંકિત કરી શકે નહિ તેમ બીજી બધી બાબતમાં છિન્નભિન્ન થયેલી છતાં, દશાની દિવાલોની ફાટમાંથી ડોકિયાં કરનાર દિવ્ય, પૂજ્યભાવ ઉત્પન્ન કરે તેવા પ્રેમવાળી જીંદગીનો તે તિરસ્કાર કરી શકે નહિ.

તમારા સઘળા માનસિક અને શારીરિક બળના ઉપયોગનું પરિણામ ટીકાકાર દુનિયાની દ્રષ્ટિએ ભલેને સર્વ રીતે નિષ્ફળતા જણાય પણુ તમે જે કાંઈ કર્યું છે તેની તુલના સર્વજ્ઞ અને ન્યાયી પ્રભુને ત્રાજવે થાય છે અને તમને તેનો વાજબી બદલો મળ્યા વગર રહેતો નથી.

તમારા કામની સ્વર્ગના ચોપડામાં નોંધ રહે છે,
ભૂલકણા જગતે જોયેલા ઉચ્ચ સદ્દગુણુનો ઉત્સવ
દેવો ઉજવશે ત્યારે તમારૂં કામ
તેમનો એક મહત્વનો વિષય થઇ પડશે.

# પ્રકરણ ૨૦ મું.

## નિર્ભયતા, દઢતા, આગ્રહ, પૌરૂષ.

જ્યારે તમે કાંઇ સંકડામણમાં આવી જાઓ અને દરેક બાબત તમારી વિરૂદ્ધ જતી હોય અને છેવટે તમને એમજ જણાતું હોય કે હવે તો એક મિનિટ પણ ટકી શકાશે નહિ ત્યારે પણ તમે હાથમાં લીધેલી બાબત કદી મૂકી દેતા નહિ; કારણ કે એટલેથી અને તેજ સમયથી દશાનું ચક્ર ફરશે.

**હેરિયટ બિચર સ્ટો.**

દરેક વિરોધી બાબતની બરોબર સામે કોઈ થાય છે ત્યારે વિરોધી તત્વ નરમ પડી જાય છે, એના જેવી જીંદગીમાં કોઈ વિચિત્ર વસ્તુ મેં જોઇ નથી. **હૉર્થાર્ન.**

" છોડી દેતા નહિ, કારણ કે ડાહ્યો માણસ હિમ્મતવાળો હોય છે,
એ એમ જાણે છે કે, જગત્‌માં સુખ દુઃખ ભેગાં છે;
અને સઘળી કહેવતોમાં જૂનામાં જૂની અને સર્વોતમ—
"કદી છોડતા નહિ " આ કઠિન સૂત્ર છે.
દઢતા રાખો, ખરૂં, સંગીન પૌરૂષ,
વારંવાર મળતા વિજયનું સાધન છે;
તમારા હેતુને વળગી રહો.
બુલ ડૅાગના પંજામાંથી તો કોઇજ મુક્ત કરી શકશેઃ
આ કૂતરો નાનો જણાય જે પણ તેનું જડબું કદી કોઈ પણ ચીજ
છોડતું નથી,
અને મેદાનના ગર્જના કરતા રાજાને પણ ઘસડી જાય છે."

**હોમ્સ.**

એક પ્રોફેસરને એમ કહેવામાં આવ્યું કે તેના સિદ્ધાન્તો અમલમાં મૂકવામાં આપશે તો દુનિયાના ટૂકડે ટૂકડા થઇ જશે જ્યારે તે પ્રોફેસરે જવાબ દીધો કે બીજા ઘણા ગ્રહ છે.

ઇજીપ્તની ચઢાઇ વખતે નેપોલિયનના સરદારોએ તેને મારી નાંખવાની ધમકી આપી ત્યારે તે સરદારોની વચ્ચે જઇ તેણે કહ્યું "સરદારો, તમે ફ્રેન્ચમેન છો, મારો વધ કરવા માટે તમે જોઇએ તે કરતાં વધારે છો; પણ મને બ્હીવડાવવા માટે હજુ ઘણા થોડા છો." સરદારોનો આગેવાન આ વચનોથી દબાઇ ગયો અને પાછો જતાં જતાં બોલ્યો, "તે કેટલો બધો બહાદૂર છે."

સાન્તા આના પાસે બુએનાવિસ્ટા આગળ ૨૦૦૦૦ માણસો હતાં અને શરણે આવી તેના ૪૦૦૦ સૈનિકને બચાવવાને જનરલ ટેલરને તેણે કહ્યું ત્યારે બુઢ્ઢા "રફ એન્ડ રેડી" એ જવાબ આપ્યો, "જનરલ ટેલર કદી તાબે થતો નથી." લડાઇ લાંબો વખત અને ઝનુન સાથે ચાલી પણ આખરે, મેક્સિકનોએ પલાયન કરી, પરાજયથી બચવાનું પસંદ કર્યું.

એક સરદાર તરીકે ગ્રૅન્ટ વિષે લિંકનનો શો અભિપ્રાય હતો એમ પૂછવામાં આવ્યું, ત્યારે લિંકને જવાબ આપ્યો, "તેનામાં મોટામાં મોટી બાબત, તેના હેતુ અમલમાં મૂકવાનો તેનો શાંત આગ્રહ છે. બુલડૉગ જેવી તેની પકડ છે; જ્યારે તે કોઇ કામમાં દાંત ભરવે છે તો પછી કોઇ તે છોડવી શકતું નથી. "રિમચંડ તરફ ધસો," અને આખો ઉનાળો ભલેને લડવું પડે પણ આજ મોખરે હું લડીશ" એ નિશ્ચયથી બળવાનો અંત આવી શક્યો.

સીઝરને જ્યારે ચાંચીયાઓએ પકડ્યો ત્યારે ૨૦ ટેલન્ટ (નાણું) માટે તેને છોડી દેવા તેઓએ કહ્યું. સીઝરે કહ્યું, "તમે બહુ ઓછા પૈસા કહ્યા, હું તમને ૫૦ આપીશ. પણ જ્યારે હું છૂટો થઇશ ત્યારે તમને દરેકને ગરદન મારીશ" અને તે પ્રમાણે તેણે કર્યું.

વૉટર્લુની લડાઈ શરૂ થવા પહેલાં સીડનિ સ્મિથને જ્યારે એમ કહેવામાં આવ્યું કે કોઇપણ જોખમે વેલિંગ્ટન પોતાની જગા છોડનાર નથી ત્યારે સિડનિ સ્મિથે કહ્યું કે 'ત્યારે તો સામા પક્ષને નરમ પડવુંજ પડશે.'

લડતાં લડતાં એક મુક્કાબાજ પોતાને જ સંબોધી બોલે છે–વિલિયમ, લ્હડ, ફરી તેની સામે ધસારો કર, મરણ–એ વાત તો સંભારીશ જ નહિ.

લૅસિડિમોનિયન્સને પોતાના સઘળા હક ભોગવવા દેવામાં આવશે નહિ એવી ફિલિપે જ્યારે ધમકી આપી ત્યારે, "અમને મરવાની પણ મના કરવામાં આવશે કે ?" એવો તેઓએ પ્રશ્ન કર્યો.

એક સ્પાર્ટન યુવકે પોતાના પિતાને કહ્યું કે "મારી તલવાર ઘણી ટૂંકી છે" ત્યારે તેને એટલોજ જવાબ મળ્યો કે 'તે જરા લંબાવ.'

પોતાના પંજામાં આવેલી ચીજના કકડે કકડા કરી નાંખનાર કાચબો, તેનું માથું જશે પણ પોતાની પકડની ચીજ મૂકશે નહિ એમ કહેવાય છે. મરવું તો પણ લડત સાથે મરવું એવો તેનો નિશ્ચય હોય છે. આવી દૃઢતાથીજ માણસ ફતેહ મેળવવાને શક્તિમાન્ થાય છે કારણ કે માણસો જેને ફતેહ કહે છે તે સામાન્ય રીતે, મેળવવાનો હક શૂરા નરોનો છે. છેલ્લા પ્રયત્નથીજ વિજય મળે છે. પીશેલા દાંત અને સંકોચેલા સ્નાયુ સાથે મારેલા છેલ્લા હલ્લેસાથીજ હલ્લેસું મારનારની ઉત્કૃષ્ટતા જણાઇ આવે છે. એમ ઑક્સફર્ડના હોડીવાળાઓ કહે છે. યુવકોના એક વર્ગને ચૅાન્સે ડેપુએ કહ્યું હતું કે તમારો ધંધો પસંદ કર્યા પછી તમારા બારણા ઉપર આ માર્ગદર્શક સૂત્ર મૂકજો:—વળગી રહો, ખોદો, બચાવો.

૧૮૬૧ની સાલમાં તો ગ્રૅન્ટે પોતાના એક મિત્રને લખ્યું હતું કે "ગૅલેનામાં ચામડાના ધંધામાં મારો ૬૦૦ ડોલરથી ૮૦૦ ડોલરનો

પગાર થયો છે તેથી મને સંતોષ થયો છે.” તે પેઢીમાં ભાગીદાર થવું એ તેની મોટામાં મોટી મહત્વાકાંક્ષા હતી એમ તેણે તે પત્રમાં જણાવ્યું હતું. ૧૮૬૧ના મે માસમાં વૉશિંગ્ટન આગળના લશ્કરના સરદારને તેણે લખ્યું હતું કે “એક–બે માસ કે છ માસ નહિ પણ લડાઇ પૂરી થાય ત્યાં સૂધી મને ગમે તે લશ્કરી જગાએ મૂકો ”–આ વિનંતિ તરફ બિલકૂલ ધ્યાન આપવામાં આવ્યું નહોતું.

૪૦ વર્ષની વયે તે ગેલેનાનો એક અપ્રસિદ્ધ નાગરિક હતો. ૪૨ વર્ષની ઉમ્મરે તો ઇતિહાસના મહાન્‌માં મહાન્ સરદારોમાંનો તે એક ગણાવા લાગ્યો. સિલોહ વિષે બોલતાં તેણે એક વખત કહ્યું હતું કે હું નિષ્ફળ જઇશ એમ હું ધારતો હતો. પણ હું મારા આગ્રહમાં મક્કમ રહ્યો. મક્કમ રહેવું, એ સદ્દગુણ વડેજ જીવનયુદ્ધમાં વિજય મેળવી શકાય છે. સિલોહની પહેલી લડાઇમાં હાર પામ્યા પછી ઉત્તરના લગભગ દરેક પક્ષના પત્ર તરફથી, કૉન્ગ્રેસના લગભગ દરેક સભાસદ તરફથી લોકો તરફથી પણ તેને ખશેડવાને માગણી થતી હતી. તેને પોતાને ખાતર તેમ દેશના ભલાને ખાતર લશ્કરની સરદારી બીજા કોઇને આપવા પ્રેસિડંટના મિત્રોએ તેને આગ્રહ કર્યો. લિંકને એક રાત્રીએ તો કલાકોના કલાક સાંભળ્યા કર્યું. વચ્ચે વચ્ચે એક નાની વાત કહેવા જેટલું તે બોલતો. આમ કરતાં એક વાગ્યો. લાંબો વખત મૌન ધારણ કર્યા પછી તે બોલ્યો, “ હું તે માણસને છોડી શકીશ નહિ. તે આગ્રહથી લડી શકે છે. ” લિંકનની અદ્દભુત દીર્ઘદષ્ટિ અને ચતુ-રાઇથી લોકોના આવેશોના તોફાનમાંથી ગ્રૅન્ટ બચી ગયો અને સિવિલ વૉરમાં આપણને મહાન્‌માં મહાન્ વીરનર મળી ગયો.

ફૉર્ટ હેનરિ જ્યારે લઇ લેવામાં આવ્યો ત્યારે બચાવ ઉપર ઉભા રહેવા ગ્રૅન્ટને હાલેકે સલાહ આપી. આને બદલે તે એકદમ ફૉર્ટ-ડૉનલેસન સામે ધશી ગયો. ચાર દિવસની ખુનખાર લડાઇ પછી,

શરણે આવવાનું કઇ શરતોથી બની શકશે તે નક્કી કરવા, કિલ્લાના સરદારે સુલેહનો વાવટો મોકલી આપ્યો. જવાબ મળ્યો કે, તાકીદે અને કોઇપણ શરત કર્યા વગર તમારે શરણે આવવું. હું તમારાં બાંધકામ ઉપર એક એકદમ ધસારો લાવવા માગું છું." પણ જ્યારે રાત પડી ત્યારે કેદીના તંબુમાં બકનરને તે મળ્યો ત્યારે તેણે કહ્યું કે તમે બધુંજ ખોઇ બેઠા હશો. લ્યો. આ મારી પર્સ (નાણાંની કોથળી.)

ગ્રૅન્ટ કદી પાછું જોતો નહિ. એક વખત સખ્ત લડાઇ ઘણા દિવસ ચાલ્યા પછી પણ તેનું કાંઇ પરિણામ આવ્યું નહિ; તેથી તેણે યુદ્ધપરિષદ્ મેળવી. પાછા કેવી રીતે હઠવું તે રસ્તાનું એક સરદારે વર્ણન કર્યું, બીજાએ બીજે રસ્તે પાછા ફરવાનું યોગ્ય છે એમ જણાવ્યું, એક પછી એક બધા સરદારોએ, પાછા કેમ હઠવું, પાછલા ભાગમાં વધારે સગવડ વાળી જગાએ કેમ જવું એ કહી બતાવ્યું. ગ્રૅન્ટ જે લાંબા વખતથી આ બધું સાંભળ્યા કરતો હતો. તેની તરફ હવે સર્વેની દૃષ્ટિ ગઇ. તે ઉભો થયો, પોતાના અંદરના ગજવામાંથી એક કાગળનો વીંટો તેણે કાઢ્યો, દરેક સરદારને એક કાગળ તેણે આપ્યો અને કહ્યું, "ગૃહસ્થો, પ્રભાતમાં, તમારે આ હુકમોનો અમલ કરવો. આગળ વધવા માટે દરેક કાગળમાં નિશ્ચિત સૂચનાઓ હતી અને સવારે, સૂર્યોદય થતા સાથે લશ્કરે વિજયના માર્ગ તરફ કૂચ કરી.

એક મહત્વની પણ મજબૂત બચાવવાળી જગા ઉપર હુમલો લઇ જવાના હુકમથી આશ્ચર્ય પામી એક અમલદાર પાછો આવ્યો અને કહ્યું, સેનાધિપતિ સાહેબ, "જો હું તમારો હુકમ બરાબર સમજ્યો હોઉં તો મને એમ લાગે છે કે મને મળેલા હુકમના અમલથી મારા હાથ નીચેના દરેક માણસનો સંહાર થઇ જશે." તે મૂગા સરદારે જવાબ આપ્યો "તમે મારૂં ફરમાન બરાબર સમજ્યા છો એમ જાણી મને આનંદ થાય છે."

ત્રીસ દિવસ સુધી તેણે વિલ્ડરનેસ ઉપર ભારે હુમલાનો વર્ષાદ

વરસાવ્યો. દિવસે તે લડતો અને રાત્રીએ તે આગળ વધતો. કોઇ દિવસ નહિ સાંભળેલા લશ્કરના સંહારથીજ દેશના લોકોને કમકમાટ ઉત્પન્ન થયો અને તેને તેની જગા ઉપરથી ખસેડવા તેઓએ માગણી કરી પણ પૂછપરછ કરતા તેના અમલદારોને તે હમેશાં "ડાબી બાજુએ આગળ વધો" એવો હુકમ ઠંડે પેટે આપતો. બીજી બાજુએ સરકાર તરફ મોકલવાની હકીકતમાં તે લખતો કે "ભલેને આખો ઉનાળો વીતી જાય પણ આજ હરોળ ઉપર હું લડવા માગું છું." આ તેની દૃઢતાથી પ્રજાને વિદ્યુત્ જેવો આંચકો લાગતો. વિરોધી લશ્કર શરણે આવ્યું ત્યારે વેરની લાગણી પ્રકટી નીકળી પણ "સુલેહ કરો" એ તેના ઉદાર શબ્દો જીતનાર તેમ પરાજય પામનાર બન્નેને આશીર્વાદ સમાન થઇ પડયા.

જ્યારે કેની ગયું અને હૅનિબાલ, યુદ્ધમાં પડેલા રોમન સરદારોની જથાબંધ વીંટીઓ એકઠી કરતો હતો તે વખતે પ્રજાસત્તાક રાજ્ય માટે નિરાશ ન થવા સારૂ, હારેલા સરદાર કોન્સલ ટેરેન્શિયસ વારોનો રોમની રાજસભાએ આભાર માન્યો હતો.

ઝાવ લોકોનો ક્રિમિયન સરદાર પેલિસીય ઘોડેસ્વાર લશ્કરના એક નાના અમલદાર સાથે ગુસ્સે થઇ ગયો અને તેના મોં ઉપર ચાબુક લગાવી દીધી. તે માણસે પોતાની પાસેની પિસ્તોલ કાઢી અને ઘોડો ખેંચ્યો પણ પિસ્તોલ ફૂટી નહિ. ભયંકર સ્વરૂપવાળા તે સરદારે શાંતિથી કહ્યું, તેં તારાં હથિયાર બરાબર ન રાખ્યાં તે માટે હું તને ત્રણ દિવસના કેદખાનાની સજા કરૂં છું."

જીનોઆનું મેસેનાનું લશ્કર યુદ્ધના સંહાર અને દુષ્કાળથી ૧૮૦૦૦ ઉપરથી ૮૦૦૦ ઉપર આવ્યું હતું. ૧૫૦૦૦ કરતાં વધારે ઑસ્ટ્રિયનો તેઓએ પકડયા હતા અને માર્યા હતા પણ તેમના ખોરાકનાં સાધન તદ્દન ખૂટી ગયાં હતાં. ભૂખમરાની સ્થિતિ તેમની સન્મુખ આવી રહી

હતી. એક તરફ દુશ્મનની આવી મજબૂત સ્થિતિ હતી અને મેસેનાનું લશ્કર દુશ્મનોની દયા ઉપર આવી રહ્યું હતું. જનરલે ઑાટે મેસેનાને વિવેકપૂર્વક, શરણે આવવા કહ્યું, પણ મેસેનાએ જવાબ દીધો, "મારા સિપાહોને લડાઇના કેદી તરીકે નહિ પણ જ્યારે તથા જ્યાં અમને લડવા મરજી થાય ત્યારે તથા ત્યાં અમે લડી શકીએ એ શરત સાથે અને ઉડતા વાવટા નિશાન અને હથિયાર તથા અસબાબ સાથે તેમને જવા દેવા જોઇએ. તમને આ કબૂલ ન હોય તો ઉઘાડી તલવારે જીનોઆમાંથી નીકળવા હું તેયાર છું. ભૂખથી ક્ષીણ થયેલા ૮૦૦૦ માણસો સાથે હું તમારી છાવણી ઉપર તૂટી પડીશ અને તમારી છાવણીમાંથી હું નીકળી જઇશ ત્યાં સુધી લડીશ." મહાન્ સૈનિક મેસેનાનાં પરાક્રમથી જનરલ ઑાટ માહિતગાર હતો તેથી મેસેના પોતે શરણે આવે અગર તેને બીજી વધારાની મદદ તરત ન મળી શકે તે માટે તે સમુદ્ર માર્ગે વિદાય થાય તો ઉપરની શરતો સ્વીકારવા તેણે હા પાડી. મેસેનાએ માત્ર એકજ ઉત્તર આપ્યો અને તે એ હતો કે "મારી શરતો સ્વીકારો અગર હું તમારા લશ્કર વચ્ચે રસ્તો કરી ચાલ્યો જઇશ." ઑાટે આખરે તેની શરતો સ્વીકારી. મેસેનાએ કહ્યું, હું તમને ખબર આપું છું કે ૧૫ દિવસની અંદર હું ફરી જીનોઆમાં આવીશ અને તે પ્રમાણે તે ગયો. બાલ વયમાં અનાથ સ્થિતિમાં ઉછરેલા અને જીવનમાં પોતાનો માર્ગ પોતાને હાથેજ કરી લેવા દુનિયામાં સરજાયલા આ માણસ માટે નેપોલિયન કહેતો કે મેસેના હારતો ત્યારે પણ પોતે વિજેતા હોય તેમ લડાઇ ફરી લડવા હમેશાં તૈયારી બતાવતો.

મેરેન્ગો આગળ નેપોલિયને ડેસેની સલાહ પુછી ત્યારે ઘડિયાળમાં જોઇ તેણે જવાબ દીધો કે આપણી પૂરેપૂરી હાર થઇ છે પણ હજુ બેજ વાગ્યા છે અને બીજી લડાઇમાં આપણે જીતી શકીશું. પછી તેણે ઘોડેસ્વાર ટૂકડી સાથેનો પોતાનો સુપ્રસિદ્ધ હુમલો કર્યો અને

લડાઇમાં જીત મેળવી. આ જીતની થોડી મિનિટ પહેલાં તો આખી હરોલ પરના ફ્રેન્ચ સૈનિકો દરેક ક્ષણે પાછા હઠવાના હુકમની રાહ જોતા હતા.

કેલિફોર્નિયાના મેર ટાપુના નેવિ યાર્ડની દારૂગોળો રાખવાની જગાએ બોસ્ટનના કેટલાક ખલાસીઓ ગોળાઓ ભરતા હતા એવામાં એકાએક આખી ઇમારત સળગી ઉઠી અને તેનો તદ્દન નાશ થઇ ગયો. જગામાંનાં સઘળાં માણસો માર્યા ગયાં. આ અકસ્માત્ બન્યો ત્યારે એક સવા માઇલ દૂર, એક યુવાન્ છોકરી ઘોડાગાડીમાં બેસી જતી હતી અને તે વખતે તરતજ દરિયાઇ સૈન્યને લગતી હૉસ્પિટલમાંથી નીકળી એક ડૉકટર આ અકસ્માતની જગાએ આવ્યો. વસ્તુસ્થિતિ ઓળખી લઇ તેણે ડૉકટરને ગાડીમાં બેસાડી દીધો અને તેઓ ખંડેર તરફ ગયાં. દારૂ ગોળાની બીજી જગાઓ જેમાં પણ દરેક ક્ષણે ગોળા ફાટતા હતા. તે પણ સળગી ઉઠી હતી. આ ઇમારતોમાં એટલો બધો દારૂગોળો રાખવામાં આવ્યો હતો કે પાઇકસ પીકને પણ તે ઉડાવી મૂકે. છતાં, ડૉકટર અને છોકરી છૂંદાયલાં મડદાંની વચ્ચે થઇ ધુમાડામાં પેઠાં. પહેરેગીર કોલિન્સને બિંબના એક કકડાનો ફટકો લાગવાથી અર્ધો આંધળો થઈ ગયો હતો, ગભરાઈ ગયો હતો. આગ એક ઇમારતથી બીજી ઇમારત જઇ વધારે નુકશાન કરે તે અટકાવવાને લોઢાનાં બારણાં અને જાળીઓ બંધ કરવાને એક ઇમારતથી બીજી ઇમારત જવા મુશ્કેલીથી તે માર્ગ કરતો હતો. તે છોકરીએ શાંતિ સાથે તેના ઇજા વાળા માથે પાટો બાંધ્યો અને વધારે મદદ આવી પહોંચી ત્યાં સુધી બીજા ઘવાયેલાઓની બનતી તજવીજ રાખી. બેસિ મેકડુગાલના આ કામ માટે, પ્રજા તરફથી આભાર માનવાને લગતો દરિયાઈ સૈન્યના સેક્રેટરીનો એક સામાન્ય હુકમ દરેક વહાણના તુતક ઉપરથી વાંચવામાં આવ્યો.

૧૮૮૧ના જુલાઈની ૬ ઠ્ઠી તારીખે સૂર્યાસ્ત સમયે આયોવામાં એક જોશબંધ ભારે તોફાન થયું. એક કલાકમાં દરેક નદીનાળાં તેનો કાંઠો છોડી ઉભરાઈ ગયાં. ડેસ્મોઈની નદીમાં પાણી ૬ ફીટ ઉંચું ચઢ્યું હતું. દરેક પ્રવાહમાં ઈમારત, પરચુરણ સામાન, લાકડાના ઢેકા અને બીજો કચરો મીસીસીપી તરફ ઘસડાતો જતો હતો. અઢાર વર્ષની ઉમ્મરની એક છોકરી કેટ શેલિ બહારનું આ બધું પુષ્કળ તોફાન બારીએથી જોઇ રહી હતી તેવામાં તેની નજર હનિક્રીક રેલરોડ પૂલ તરફ ગઈ. ઉંડા અંધારામાંથી એક ક્ષણ સુધી એન્જીનની પ્રકાશમાન બત્તીને આગળ ચાલતી અને પછી એકદમ નીચી પડતી તેણે જોઇ. તેની માતા, તેનો નાનો ભાઈ અને બ્હેનજ માત્ર ઘેર હતાં પણ કેટે એક જૂનું ફાનસ સળગાવ્યું, વૉટરપ્રુફ ઝભ્ભો ઓઢી લીધો અને હનિ ક્રીક તરફ ઉતાવળે ચાલી. પ્રવાહનું બળ એટલું બધું હતું કે ચઢેલા પાણી સામે તે ટકી શકે નહિ. આવી સ્થિતિમાં તે દુઃખ આપે તેવાં કાંટાવાળાં અને બીજાં ઝાડવાં ઉપર થઇને, ઢોળાવવાળા કાંઠા ઉપરથી પાટા ઉપર આવી. ભાગી ગયેલા પૂલના છેલ્લા છેડા સુધી આવી, પોતાનું ફાનસ હલાવ્યું અને પોતાથી બને તેટલી મોટી બૂમ મારી. તૂટી પડેલી માલગાડીનાં માણસોમાંથી એકલાજ બચેલા એન્જીનીયરનો ધીરો અવાજ ઉંડા ખાડામાંથી આવ્યો. તેણે કહ્યું કે “ હાલ તો હું અહીં લાકડાંના કકડા ઉપર સહીસલામત પડેલો છું, એક માઈલ દૂર મોઈન્ગોના સ્ટેશન તમે જાઓ અને મારે માટે મદદ મેળવો અને થોડાજ વખતમાં આવી પહોંચનાર એક્સપ્રેસ ટ્રેનને ચેતવણી આપો. ” મજબૂત પવનના ઝપાટા સામે ડેસ્મોઈની ઉપરના પાંચસો વાર લાંબા ઉંચા બાંધકામ ઉપર, તે પ્રયત્ન સાથે ચાલવા માંડી. પણ એવામાં તેની બત્તી બુઝાઈ ગઈ. તેની પાસે દીવાસળી નહોતી. તેથી ચક્કર આવે, ફેર આવે તેવી આ ઉંચી જગા ઉપર

ઘણાજ દુઃખ સાથે ધીરે ધીરે તે ચાલી. નીચાણમાં ધસતા પાણીના પ્રવાહની સામે જોતાં તેને અંધારાં આવી જતાં અને પીળા ભૂરા પ્રકાશોથી તે કંપવા લાગી. તે સ્ટેશને જઈ પહોંચી. પોતાની હકીકત તેણે કહી અને એક્સપ્રેસ આવી પહોંચી તે પહેલાં તે બેભાન થઈ ગઈ. તેની બહાદૂરી માટે ધારાસભાએ તેને સોનાનો ચાંદ આપવાનું ઠરાવ્યું.

૧૮૪૧ માં બારનમે એક મિત્રને કહ્યું, હું અમેરિકન મ્યુઝીયમ ખરીદી લેવા માગું છું. બારનમ પાસે એક પણ ડૉલર નહોતો તે જાણનાર તેનો આશ્ચર્ય પામેલો મિત્ર બોલી ઉઠયો, "ખરીદવું છે"? શાથી તમે તે ખરીદી શકશો ?" તરત જવાબ મળ્યો કે "દમથી, કારણ કે મારી પાસે ચાંદી કે સોનું તો છે નહિ." ન્યુયોર્કના જાહેર રમતગમતના મિલાવડામાં રસ લેનાર બારનમને તે ઓળખતો અને સ્થિતિ જાણતો. પણ ફ્રાન્સિસ ઓામસ્ટેડ જેનું સંગ્રહસ્થાનનું મકાન હતું તેણે બારનમ વિષે ઘણે ઠેકાણે પૂછપરછ કરી તો હકીકત એ મળતી કે તે તમાશા બતાવનાર સારો માણસ છે અને બોલશે તે પ્રમાણે ચાલશે અને તેથી તેણે મ્યુઝીયમ ખરીદનાર બારનમની જામિનગીરી આપવાની સૂચના સ્વીકારી. એવી ગોઠવણ થઈ કે ઓામસ્ટેડે દરવાજા આગળ પૈસા લેનાર નીમવો. માલની કિંમત, ખર્ચ, કાપતાં અને બારનમની સ્ત્રી અને ત્રણ છોકરાં માટે દરમહિને ૫૦ ડૉલર રાખી, બાકીની આવક બારનમને ખાતે જમે કરવી. મિસિસ બારનમે આ ગોઠવણ ખુશીની સાથે કબૂલ રાખી અને જરૂર પડેતો ઘરનું ખર્ચ દિવસના એક ડૉલરથી થોડુંજ વધારે કરવા, ખર્ચ કમી કરવા મરજી બતાવી. છ એક માસ પછી મિ. ઓામસ્ટેડ બપોરે ટિકેટ ઑાફિસમાં આવ્યો, તો રોટલીના થોડાક કકડા અને બીજો જૂજ ખોરાક ખાતાં બારનમને તેણે જોયો. તેણે પૂછ્યું, "તમે આ રીતે તમારો ખોરાક લ્યો છો ?"

"જ્યારથી મેં મ્યુઝીયમ લીધું છે ત્યારથી રવિવાર શિવાય મેં કોઈ દિવસ ગરમ ખોરાક લીધો નથી અને જ્યાં સૂધી હું દેવામાંથી મુક્ત ન થાઉં ત્યાં સૂધી ગરમ ખોરાક લેનાર પણ નથી." મિ. ઓમસ્ટેડે બારનમનો ખભો ઠોકી ધન્યવાદ આપ્યો અને તેણે કહ્યું, "તમારે હવે ભય જેવું નથી, વર્ષ પૂરૂં થતાં પહેલાં તમે મ્યુઝીયમના પૈસા આપી દેશો." તેનું કહેવું ખરૂં હતું કારણકે એક વર્ષ કરતાં પણ ઓછી મુદતમાં પોતાના ખાતાના નફામાંથી તેણે પાઇએ પાઈ આપી દીધી હતી.

ફ્રૅન્કફર્ટના એન્સેલ્મ રોથ્સચાઇલ્ડે લંડનના નેથન રોથ્સચાઇલ્ડ ઉપર લખેલી એક હુંડી બેન્ક ઑફ ઇંગ્લાંડમાં ધરવામાં આવી ત્યારે બેન્કના કેશરે કહ્યું "અમે અમારી હુંડીઓજ સીકારીએ છીએ, અમે ખાનગી માણસોની હુંડીઓ સીકારતા નથી." કેશરની ટીકા સંબંધે નેથને જાણ્યું ત્યારે તેણે કહ્યું, "ખાનગી માણસો! અમે કેવી જાતના ખાનગી માણસો છીએ, તે અમે બેંકના સદ્‌ગૃહસ્થોને બતાવી આપીશું." ત્રણ અઠવાડિયાં પછી તેણે એક પાંચ પૌંડની નોટ, બેંક ખૂલતાં રજુ કરી. આવી જુજ બાબતમાં બૅરન રોથ્સચાઇલ્ડે તસ્દી લીધી તેથી આશ્ચર્ય પામતાં પામતાં શરાફે પાંચ સૉવરિન ગણી આપ્યા. તે સિક્કા એક પછી એક, બૅરને તપાસ્યા, કાંટામાં નાંખ્યા. તેમ કરતાં તે બોલ્યો, "તેમ કરવાનો હક મને કાયદાથી મળ્યો છે." કંતાનની એક નાની પેટીમાં તેણે તે સિક્કા મૂક્યા; અને પછી બીજી, ત્રીજી, ચોથી, પચાસમી, હજારમી એમ નોટો વળી ધરી, સાત કલાકમાં તેણે ૨૧૦૦૦ પૌંડની નોટ વટાવી, આ કામમાં તેણે પોતાની પેઢીનાં નવ માણસ લગાડ્યાં હતાં અને ૧૦૫૦૦૦૦ ડૉલરની નોટો વટાવવામાં બેંકનાં માણસોને તેણે એટલાં બધાં રોકી રાખ્યાં કે તે તેઓ બીજા કોઇનું પણ કામ કરી શક્યાં નહિ; બીજા કોઇના કામ ઉપર તેઓ ધ્યાન આપી શક્યાં નહિ. બેંકનાં માણસો હસવા લાગ્યાં પણ બીજેજ દિવસે સવારે

સોનાના સિક્કા લઈ જવા માટે રોથ્સચાઇલ્ડ પોતાના નવ ક્લાર્ક અને લારીઓ સાથે બેંકમાં આવી પહોંચ્યા અને એવી ટીકા કરી કે "આ લોકોએ મારી હુંડીઓ સીકારવા ના પાડી છે. મેં તેમની હુંડી નહિ સંઘરવા સોગંદ ખાધા છે. તેઓ ભલેને પોતાની ફૂરસદે આપે, હું તેમને એટલીજ ખબર આપું છું કે તેમને મારા કામમાં બે માસ રોકી રાખવા જેટલું દ્રવ્ય મારી પાસે છે. ૫૫૦૦૦૦૦ ડૉલર જેટલા સોનાના સિક્કા પોતાની પાસે નથી એવો વિચાર બેંકના અમલદારોને આવતાં તેમનાં મ્હોં ઉપરના સ્મિત અદૃષ્ય થયાં. બીજેજ દિવસે સવારે વર્તમાનપત્રોમાં ખબર આપવામાં આવી કે બેન્ક ઑફ ઇંગ્લાંડ પોતાની તેમ રોથ્સચાઇલ્ડની હુંડીઓ સીકારશે.

૩ લાખ માણસો ઉદ્વેગ ભર્યા ઝનુન સાથે આખો દિવસ લડયાં હતાં પણ ઑસ્ટ્રિયન લશ્કરનો મધ્ય ભાગ ભેદવા માટે મૅકડોનેલ્ડને ૧૬૦૦૦ પાયદળ સાથે મોકલવામાં આવ્યો નહિ ત્યાં સુધી ફ્રેન્ચોને પાછા હઠાવવામાં આવ્યે જતા હતા. આર્ચડ્યુકે તરતજ પોતાની હરોળ બેવડી કરી નાંખી. પોતાનું અનામત ઘોડેસ્વાર લશ્કર આગળ આણ્યું અને જે જગા જોખમમાં હતી ત્યાં આગળ ૨૦૦ તોપો લાવી મૂકી. આ મોટા, ગભરાવી નાંખે તેવા લશ્કરની સામે સીધા બે માઇલ સુધી, મૅકડોનેલ્ડ પોતાનું સંહાર પામતું લશ્કર લઇ ગયો. બન્ને લશ્કર આ બનાવ આશ્ચર્ય સાથે જોઈ રહ્યાં હતાં અને આવી નિષ્ફળ આશા પરિપૂર્ણ થાય છે કે કેમ તે જોવા તે જાણે લડતાં થોભી ગયાં હોય એમ જણાતું હતું. એ પછી ૧૦૦૦૦૦ ઑસ્ટ્રિયનોના એક સાથેના તોપોના મારાની વચ્ચે પોતાની બાગેલી તુટેલી ટૂકડીઓ સમારવા તે એક ક્ષણ થોભી ગયો. પોતાની ટુકડીઓમાંના ૧૫૦૦ જીવતા ફ્રેન્ચો ઉપર તેની દૃષ્ટિ પડી. ટુકડીઓની પાછળ મૂએલા અને મરતા માણસોનો એક કાળો લાંબો, લીસોટો પડયો હતો. પોતે જે માણસો સાથે મેદા-

નમાં પડયો હતો તેમાંના ૧૧માંથી ૧૦ માણુસો અહીં પડયાં હતાં.

તેમની છાતીપર જહાનમ્‌ના અગ્નિની માફક વરસતા તોપના મારાથી પોલાદ જેવી છાતીના માણુસ પણુ પાછા હઠી જાય પણુ "કર્તવ્ય" એ મેકડૅાનેલ્ડનું માર્ગદર્શક સૂત્ર હતું અને તેના સૈનિકોએ પણુ તેમના સરદારના વર્તનનું અનુસરણુ કર્યું હતું. આ ખુનરેજી તરફ તે માત્ર એક જ નજર નાંખે છે અને પછી યુદ્ધમાં પડતા પોતાના વીરનરો ઉપરથી પોતાની આંખ પોતાની આગળના ગાઢ દુશ્મનદળ તરફ નાંખી, યુદ્ધની ભયંકર ચીસોમાં "આગળ વધો" એવો તેનો પોકાર બ્યુગલના અવાજ માફક સંભળાય છે. કોઇ ઉત્સવની પરેડની માફક આનંદ સાથે ઢોલ વાગે છે અને બ્યુગલ ફૂંકાય છે. ચપળ કૂદકાઓ સાથે પાછળ રહેલા ઘોડાઓ પણુ તોપો ઉપર કૂદી પડે છે, હુમલો કરતા ઘોડેસ્વાર લશ્કરની વચ્ચે થઇ તેઓ ધસે છે, દૂરની એકઠી થયેલી પાયદળ ટૂકડીઓ ઉપર તેઓ તૂટી પડે છે. હુમલાના નૈતિક આંચકાથી ટૂકડીઓનો ભૂકો થઇ જતો જણાય છે. આ રીતે પડેલા આ ભંગાણુમાં, બહાદૂર મેકડોનેલ્ડને મદદ કરવા નેપોલિયને મોકલેલા ઓલ્ડ ગાર્ડ પલટણુના બખ્તરવાળા સિપાહો ધસે છે. ઑાસ્ટ્રયનોની સખ્ત હાર થાય છે. વાગ્રામની લડાઇ જીતવામાં આવે છે અને ચાર વર્ષ સુધી યુરોપના ભાગ્ય ઉપર સીલ ઠોકાય છે.

ફૅાર્ટ હેનરિમાં ઘેરાયલા લશ્કરનો દારૂગોળો, ૧૭૭૭ ના ઉનાળાના અમુક દિવસે ખૂટી ગયો હતો અને તોપોના મૌનથી વધારે હિમ્મતવાન્ થયેલા ઇન્ડિયનો કિલ્લા ઉપર વધારે ને વધારે હુમાણુ ચલાવી રહ્યા હતા. એબેનઝેર ઝેનને એકદમ યાદ આવ્યું કે બસો ફીટ દૂરના પોતાના ઘરમાં એક પીપ હતું અને તે વિષે તેણુે સેનાપતિ શૅપર્ડને ખબર આપી. જંગલી લોકોના સખ્ત મારાની વચ્ચે થઇ, આ લગભગ ન બને તેવું કામ કરવાને એક વોલંટિયરને બોલાવવામાં

આવ્યો. દરેક માણસ તે કામ કરવા આગળ આવ્યો અને આ માન મેળવવા સ્પર્ધા ચાલી. પણ ઇલિઝાએથ ઝેને જવાને બહુ આગ્રહ બતાવ્યો અને એમ કહ્યું કે એક મરદ કરતાં તેની જીંદગી કિલ્લાના બચાવ માટે ઓછી કિંમતની હતી. ફિલાડેલ્ફિયામાં થોડાજ વખતથી તે ગ્રેજ્યુએટ થઈ હતી અને બીજી યુવાન્ સ્ત્રીઓની સાથે, તે ગોળીઓ પાડતી હતી, કારતુસ બનાવતી હતી અને રાઇફલ ભરતી હતી. આનાકાની સાથે કબૂલ કરવામાં આવ્યું અને ઇંડિયન્સ મૂગા મૂગા આશ્ચર્ય સાથે જોતા રહ્યા અને તે ઝડપ સાથે પોતાના ભાઇને ઘેર ગઇ. પણ તે દારૂ લઇને પાછી દોડતી આવતી તેને જોવામાં આવી કે તરતજ જથાબંધ ગોળીઓ તેના ઉપર છોડવામાં આવી પણ તેની તેને કાંઈ અસર થઇ નહિ. આ દારૂથી કિલ્લાનો બચાવ થયો; અહીં જ વેસ્ટ વર્જિનિયાનું વ્હીલીંગ છે.

પહેલાં નહિ જણાયેલી તેવી મુસ્કેલીઓ અને જોખમોની વચ્ચે, તેની આજુબાજુ જંગલી લોકોનાં ટોળેટોળાં અને શિયાળો સમીપ છતાં, મિસીસીપીના પ્રદેશની ખોળ કરનાર લા સાલે, તેને થયેલા ભારે નુકશાન, નિરાશ થતા મિત્રો, આનંદ પામતા દુસ્મનો, ક્ષીણ ગુમાવેલી શક્તિઓ, દેવાનો દાબી નાંખતો બોજો અને અંધકારના આવરણવાળા ભાવિ વિષે વિચાર કરી બેશી રહ્યો નહોતો, તેનું મનનું બંધારણ કાંઇક જુદુંજ હતું. મુસ્કેલીની સામે થવા, પોતાની અવનતિમાંથી જબર દસ્ત વિજય પ્રાપ્ત કરવા શિવાય બીજો કોઇપણ વિચાર તેને નહોતો.

વૉટર્લુ આગળ વેલિંગ્ટને પોતાના અમલદારોને કહ્યું, ગૃહસ્થો, સખ્ત મારો ચાલે છે પણ વધારેમાં વધારો લાંબો વખત તોપનો મારો કોણ ચલાવે છે તે આપણે જોઇશું.

પોતાના મુખ્ય સેનાપતિના લખાવવા મુજબ યુવાન્ જ્યુનો કાંઇ પત્ર લખતો હતો તેવામાં એક ઑસ્ટ્રિયન તોપના ગોળાની ધૂળ તે

પત્ર ઉપર પડી. જૂનો બોલ્યો, ઠીક તેઓ આપણે માટે આપણા પત્ર ઉપર રેતી નાંખે છે. આ ટીકાથી નેપોલિઅનનું ધ્યાન ખેંચાયું અને તેથી આ પત્ર લખનારની પદવી વધી.

મહાન્ એડવોકેટ અર્સ્કીન કોર્ટમાં વાઘ જેવો હતો પણ જ્યારે તે આમની સભામાં પેસતો ત્યારે પીટની દૃઢતાયુક્ત ધૃષ્ટતા અને તિરસ્કારમાં તે એવું કાંઇક જોતો જેથી તે અંદર ખાનેથી શિથિલ અને વ્યાકુલ બની જતો. અર્સ્કિનમાં વીરત્વના ચમકારા હતા. પીટમાં સર્વત્ર અનુકૂળ થઇ પડે તેવી અને આગ્રહયુક્ત હિમ્મત હતી.

સ્વીડનનો એક છોકરો બારીમાંથી પડી ગયો અને તેને ઘણી ઇજા થઈ પણ દુઃખથી આવતું રડવું દબાવવાને તેણે હોઠ દાબી રાખ્યા. રાજા ગસ્ટેવસ એડોલ્ફસ જેણે તેને પડતાં જોયો તેણે આગાહી કરી કે આ છોકરો આપત્તિમાં, જરૂરીયાતના સમયમાં મર્દ નીવડશે. તેજ પ્રમાણે થયું; કારણ કે આગળ જતાં તે સુપ્રસિદ્ધ જનરલ બોયર થયો.

સ્પાર્ટન છોકરો અપ્રમાણિકપણે લોંકડી ચોરી લાવતો પણ તે એટલો મગરૂર હતો કે ચોરીમાં પોતે પકડાઇ જાય તે કરતાં તે પ્રાણી તેનું મર્મસ્થાન કોરી ખાય એ તે પસંદ કરતો.

વકીલાતના ધંધામાં ઘણા પડેલા છે એમ ધારી તેને લગતો અભ્યાસ કરવામાં આંચકો ખાતા એક યુવાનને વેબ્સ્ટરે કહ્યું, "ઉચ્ચ સ્થાન મેળવવા જોઇએ તેટલી જગા છે." પ્રવૃતિની દરેક શાખાને આ વચન સરખી રીતે લાગુ પડે છે. આજનો યુવાન્ જેણે ફતેહ મેળવવી હોય તેણે પોતાની જગાએ મજબૂતીથી ઉભા રહેવું જોઇએ અને આગળ વધવા પરિશ્રમ ઉઠાવવો જોઇએ. વિજયના દરવાજાની અંદર થઈ જેઓ નીકળવા પ્રયત્ન કરતા હશે તેમને તે દરવાજો "આગળ વધો" એ શબ્દો સાથે જણાઇ આવશે.

તેના પિતા પાસે બે કલાકની પરિશ્રમ ભરી તાલિમ લીધા પછી

મહાન્ નૃત્ય કરનાર ટાગલિયોની થાકથી પડી જતી. ખિદમતગારો પછી તેનું શરીર વાદળીથી લૂછી નાંખતા અને મર્દનથી તેનામાં નવ જીવન આણતા થોડા વખતના આરામ પછી તે સાંજના ખેલ માટે તૈયાર થઈ જતી.

વૉશિંગ્ટન ઇરવિંગ કહે છે કે ગભરાવી નાંખે તેવી અવનત દશાનાં અસહ્ય સંકટ સ્ત્રીઓ કેટલા ધૈર્યથી સહન કરે છે તેના ઘણા પ્રસંગ મારા જોવામાં આવ્યા છે. જે સંકટોથી પુરૂષ નિરાશ થઇ જાય છે, બેહાલ બને છે તેથી સ્ત્રીની સર્વ આન્તર શક્તિઓ બહાર આવી તેનું વર્તન એટલું નિર્ભીક તથા ઉન્નત જણાઇ આવે છે કે કોઇ કોઈ વખત તેને દિવ્ય વર્તન પણ કહી શકાય.

ઐતિહાસિક એકવેટીલે બોનાપાર્ટને નમવા ના પાડી હતી. ખરાબમાં ખરાબ નિર્ધન અવસ્થા તેણે પસંદ કરી હતી અને માત્ર દિવસના ત્રણ સુ ઉપર તે ચલાવતો. તેણે કહ્યું હતું કે મેરેન્ગો અને ઑસ્ટરલિટ્ઝના વિજેતા માટે હજુ મારી પાસે બે સુ રહ્યા છે. મરવા માટે મારે શહેનશાહની મદદની જરૂર નહિ પડે.

ઑક્સફર્ડના વિદ્યાર્થીઓ આગળ, બૂમો, ધુત્કાર, શીશોડીઓ, તિરસ્કારયુક્ત ચીસો, ઉદ્ધત, અપમાન ભરેલા પ્રશ્નો, ધારી શકાય તેવી દરેક અડચણ, શરીર ઉપર હુમલો એ સર્વની વચ્ચે જૉન. બી. ગોફે મિતાચાર ઉપર બોલવા માટે કલાકોના કલાક યત્ન કર્યો હતો. તે પોતાનો સંકલ્પ મૂકી દેતો નહિ. તેણે યુવકો આગળ એવી નવીન સૂચના રજુ કરી કે વક્તા અને શ્રોતામંડળે અર્ધો સમય વહેંચી લેવો. આ ન્યાયની સૂચનાની યુવકો ઉપર અસર થઇ. આખરે તેણે તેઓની શુભેચ્છા મેળવી લીધી. તેણે કહ્યું "વીશ મિનિટ સુધી તમે તમારા વિચાર પ્રમાણે કામ ચલાવો અને હું સાંભળીશ, પછી હું વીશ મીનિટ વાત કરીશ તે તમારે સાંભળવી." તેણે પોતાના અદ્ભુત

વક્તૃત્વથી તેમને એટલા બધા મુગ્ધ કર્યા કે તેમણે, પોતાને આપવામાં આવેલો વખત તેને આપવા આતુરતા બતાવી.

પૂરેપૂરી હિમ્મત—એ ગેરસમજુત રહે નહિ તેવા ભાર સાથેના કહેવાની શક્તિ એ છે. કઠણ વખતને, તેનાથી પણ વધારે કઠણ સંકલ્પશક્તિ અને વધારે નિશ્ચયયુક્ત ધૈર્ય સાથે પહોંચી વળો.

માખણ જેવા નરમ અને ઢીલો સ્વભાવ આપત્તિમાં કાંઈ પણ કામનો નથી. આપણામાં મજબૂતી અને લોખંડ જેવી કઠણાઈ હોવાની પણ જરૂર છે. ઘણા ગરીબ છોકરાઓ, જેમને મિત્ર નહોતા-કોઇની પૂંઠ નહોતી અગર તો જેમની ભલામણ કરનાર, માત્ર પૌરૂષ અને અજીત હેતુ એ શિવાય કોઇજ નહોતું તેમના ઉપર લક્ષ્મી અને કીર્તિદેવીની મહેરબાની થઈ છે.

સૂર્યના તડકાથી ઘઉંવર્ણો બનેલા ચહેરાવાળો એક યુવક, ઍશબરી યુનિવર્સિટીના એ વખતના પ્રમુખ બિશપ સિમ્પ્સન આગળ ગયો; તેનાં સાદાં કપડાં ઉપરથી બિશપે પ્રશ્ન કર્યો કે તેનો નિર્વાહ શાથી થતો હતો. પાછળથી રાજસભાના સભ્ય થયેલા તે છોકરાએ જવાબ દીધો, " સાહેબ મારા બે હાથ વડે. "

મહત્વાકાંક્ષા ધરાવનાર બુદ્ધિમાન્ જનોની પ્રગતિ બંધ કરે તેવા વિક્ષેપો હજુ ઉભા થયા નથી. એક છોકરાને આરોગ્ય અને અક્ષરજ્ઞાન આપો અને પછી તેનું ભવિષ્ય સારૂં અગર ખોટું નીવડવું તેનો આધાર તેના પોતાના ઉપર રહે છે. જેઓ પ્રારબ્ધ અને વારસાની વાટ જોઇ બેશી રહે છે તેઓ કાંઇ વધારે મેળવી શકતા નથી. નશીબથી ડાહ્યા અગર ભલા બન્યા હોય તેવા માણસો કોની જાણમાં છે? સાધારણ રીતે જીવનમાં જેઓ નિષ્ફળ ગયા હોય છે તેઓજ પ્રારબ્ધ અગર ભાવિ ઉપર શ્રદ્ધા રાખે છે. અસુક માણસપર ભાગ્ય-

દેવી પ્રસન્ન થયાં છે, અમુક ભાગ્યશાળી છે તેનાં સંખ્યાબંધ ઉદાહરણ તેઓજ રજુ કરે છે.

અકસ્માતનું પ્રકરણ એ મૂર્ખ લોકોનું ધર્મપુસ્તક છે. એમર્સન કહે છે કે છીછરા માણસો નશીબને, સંજોગોને માને છે. કોઇકના નામથી, કોઇકની હાજરીથી અગર તો અમુક સંજોગથી અમુક વાત બની. બીજે વખતે તે વાત ન પણ બને. મજબૂત મનવાળા માણસો કારણ અને પરિણામ ઉપર શ્રદ્ધા રાખે છે. સઘળા ફતેહમંદ માણસોએ એક વાત તો કબૂલ રાખી છે, અને તે એ છે કે તેઓ કારણ અને પરિણામપર શ્રદ્ધા રાખનાર હતા. તેઓ ધારતા કે જગત્ નસીબથી નહિ પણ નિયમથી ચાલે છે. જે શૃંખલાથી પહેલી અને છેલ્લી ચીજ જોડાય છે તેમાં કોઇ ઢીલો અને ઘસાયલો, તૂટેલો અંકોડો હોતો નથી.

ગેટેએ કહ્યું છે કે ઉદ્યોગ, પ્રતિભાનો $\frac{૯૯}{૧૦૦}$ ભાગ છે અને વળી ઉમેર્યું છે કે લાયકાત અને સંપત્તિનો હમેશાં ગાઢ સંબંધ રહે છે.

ફ્રેન્કલિન કહેતો કે ખંતથીજ સારૂં નશીબ બને છે.

ઍડિસન કહે છે કે સારૂં અને ખોટું નશીબ કહેવાય છે તેનું રહસ્ય હું તમારી આગળ રજુ કરૂં છું. કેટલાક માણસ એવા હોય છે જેઓ એમ ધારે છે કે પ્રારબ્ધ તેમનાથી એટલું રીસાયલું રહે છે કે તે કદી મનાશે નહિ, અને તેઓ હમેશાં, વૃદ્ધાવસ્થાની ગરીબીમાં, તેમની જીંદગીની આપતિઓ વિષે શોક કર્યા કરે છે. નશીબની ગતિ હમેશાં તેમના સામી અને બીજાની તરફેણમાં હોય છે. એક સારા ધંધાવાળો માણસ નદીમાં નશીબ ગુમાવી બેઠો અને તેને ફરી પકડવા માટે તેણે પોતાનો ઘણો વખત ગુમાવ્યો. બીજાનો ધંધો સારો ચાલતો હતો તે હમેશાં પોતાના ગરમ સ્વભાવથી પોતાનું નશીબ બગાડતો. તેના તે સ્વભાવથી તેના સઘળા નોકરો નારાજ થઈ તેને છોડી જતા.

પૈસા પેદા થાય એવો ધંધો વળી ત્રીજાને હતો પણ તેને પોતાના ધંધા શિવાય બીજાના ધંધા ઉપર આગ્રહ સાથે લક્ષ આપવાની આશ્ચર્યજનક કુટેવ હતી અને તેથી પોતાનું નશીબ ગુમાવતો. વળી એક બીજો માણસ દઢતાથી પોતાના ધંધામાં પ્રવૃત્ત રહેતો તેટલોજ તે બાટલીમાં નિમગ્ન રહેતો. એક બીજો જે પોતાના ધંધામાં પ્રમાણિક અને ચુસ્ત રહેતો તે તેની વિવેકશકિતની ખામીથી હમેશાં ભૂલ કર્યા કરતો. સેંકડો માણસો અંધ અનુકરણથી, આસ્થાભરી આશાઓથી, પ્રપંચી માણસો ઉપર વિશ્વાસ રાખવાથી અને અપ્રમાણિક નફાથી પોતાનું નશીબ ગુમાવે છે. જે માણસની સ્ત્રી ખરાબ હોય છે તે માણસનું નશીબ કોઇ દિવસ સારૂં હોઇ શકતું નથી. વહેલા ઉઠનાર, ભારે ઉદ્યોગ કરનાર, દીર્ઘદૃષ્ટિવાળા, પોતાની કમાણીની સંભાળ રાખનાર, બરોબર પ્રમાણિક માણસોને પોતાના નશીબ વિષે ફરિયાદ ઉઠાવતા સાંભળવામાં આવ્યા નથી. દુર્દૈવના હુમલા, જે વિષે હમેશાં મૂર્ખ લોકોને સ્વપ્ન આવ્યા કરે છે, તે હુમલા સચ્ચરિત, સારી ટેવવાળા અને સખ્ત ઉદ્યોગ કરનાર માણસો ઉપર આવી શકતા નથી. જ્યારે એકાદ ગાંધીની દુકાનમાંથી એક ચીંથરેહાલ માણસને બપોરે, ગજવામાં નાંખેલા હાથ સાથે, ઉંચી કરેલી વાડવાળી દબાઇ-ગયેલી ટોપી સાથે, હુ જોઉં છું ત્યારે હું જાણી શકું છું કે તે માણ-સનું નશીબ પાંશરૂં નથી; કારણકે સુસ્ત બનવું, બદમાશી કરવી અગર તો નિશો કરવો એમાંજ માણસનું ખરાબમાં ખરાબ નશીબ રહેલું છે.

જે માણસ પ્રયત્ન કરતો નથી અને જેની સઘળી ઇન્દ્રિયો, વૃત્તિઓ, આતુરતાથી એકાગ્ર નથી તેનું નશીબ વાસ્તવિક રીતે ખૂલ-તુંજ નથી. જેને આકસ્મિક શોધો કહેવામાં આવે છે તે પણ જેઓ હમેશાં કાંઇને કાંઇ ખોળ્યા કરે છે તેઓજ માત્ર કરી શકે છે. જૂદા જૂદા માણસોને પોતાના પ્રયત્નમાં વધારે ઓછે અંશે જે ફતેહ મળે

છે તેમાં કદાચ કાંઇક પ્રારબ્ધ હોઇ શકે; પણ આમાં પણ એવું માલમ પડે છે કે જે અક્કલથી અને જે ખંતથી પ્રયત્ન કરવામાં આવે છે તેથી, પરિણામમાં જે નશીબ જણાઇ આવે છે તેનું પ્રમાણ નીકળી શકે છે. છૂટાં છૂટાં કામમાં કોઇ કોઇ વખતે દેખીતી રીતે અપવાદ માલમ પડી આવશે, પણ છેવટે તો આ નિયમજ અસરકારક જણાઇ આવશે. સરખી રીતે ઉસ્તાદ એવા મોતી માટે ડૂબકી મારનાર બે માણસો સાથે ડૂબકી મારે છે અને એક સરખા આગ્રહથી કામ કરે છે. આમાંનો એક મોતી લઇને ઉપર આવે છે અને બીજો ખાલી હાથે ઉપર આવે છે; પણ બન્ને આગ્રહથી કામ કર્યા કરશે તો પાંચ, દશ અગર વીશ વર્ષને અન્તે એમ માલમ પડશે કે તેઓને તેમની હુશિઆરી અને ઉદ્યોગનો લગભગ સમાન પ્રમાણમાંજ વિજય મળ્યો છે.

લંડનનું "લેન્સેટ" પત્ર કહે છે કે પૌરૂષની મદદથી, પૌરૂષને લીધે દૂર નહિ થઇ શકે એવી અડચણો પણ દૂર કરવાનું બની શકે છે; એટલુંજ નહિ પણ ઋતુની પ્રતિકૂળતાઓ, પ્રતિકૂળ સંયોગો અને બિમારીની સામે થવાનું, તેને હઠાવી દેવાનું પણ બની શકે છે. સહન કરનારની નૈતિક હિમ્મતથી ઘણા માણસોની જીંદગી બચી ગઇ છે. શસ્ત્રક્રિયાની વેદના સહન કરવામાં, અગર બિમારના ઓરડામાં ભરાઇ રહેવાના દુઃખ માત્રમાંજ આ સ્વાશ્રય ઉપયોગી થઈ પડે છે એમ નથી; પણ હરહમેશ એકના એક કંટાળા ભરેલા માર્ગ ઉપર જવામાં અને સામાન્ય કર્તવ્ય પણ બળ સાથે બજાવવામાં તે ઉપયોગી થઇ પડે છે. અસાધ્ય દરદવાળા પણ કેટલા બધા માણસો, આશા નહિ છતાં ધીરજ અને નિશ્ચિત આશા સાથે, નિરાશાને પણ દબાવીને, ઘણા દુઃખમાં પણ જીવી શક્યા છે. છેવટે આ રીતે તેમના ભયંકર દરદની ઉગ્રતાનો નાશ થાય છે, અને દરદનાં શારીરિક લક્ષણ રહેવા છતાં તેમનું વિનાશક તત્વ નરમ પડી જાય છે. કેટલાક દરદીઓ તો

મરવાની બિલકૂલ ના પાડે છે. આવા કેસોમાં દાકતર તેમને જીવતા રાખવા શિવાય બીજું શું કરી શકે ? તેમની ગોળીઓથી પણ તેઓ મરશે નહિ.

વ્હીપલ કહે છે કે ઘણા વેપારીઓની જે પાયમાલી થાય છે તે તેમનામાં ધંધો કરવાની શકિત હોતી નથી એનેજ લીધે માત્ર થતી નથી, પણ ધંધો કરવામાં જોઇતી હિંમતની ખામીથી થાય છે. ઘણીજ સરસ શકિતઓવાળા, પણ નરમ પડી જાય એવા સ્વભાવવાળા, જેઓની ધંધાની વૃત્તિમાં નિશ્ચય અને ધંધાના સિદ્ધાન્તોની દ્રઢતા જોવામાં આવતાં નથી, જેઓ સ્પષ્ટ બુદ્ધિની અશુભની સૂચનાઓને બદલે, નબળા અને સારા સ્વભાવની પ્રેરણાઓને અનુસરવા દોરાઈ જાય છે, એક જોખમવાળી હુંડી સિકારી જેઓ મિત્ર ઉપર ઉપકાર કરતા જણાય છે અને વળી કાંઈપણ આશારહિત સટ્ટાના પાડોશીના જોખમમાં ઉતરી તેને રાજી રાખવા પ્રયત્ન કરે છે, જેઓ ઉદ્યોગથી અને અક્કલથી મેળવેલું પોતાનું ધન, ભૂલ કરતા અને કેવળ લૂંટનો ધંધો લઇ બેઠેલા, કાંઈપણ શકિત વગરના લોકોને મદદ કરવાના ઉપકારક યત્નમાં ગુમાવે છે, આ રીતે ઉત્પન્ન થયેલી નાદાર સ્થિતિમાં જેઓ પોતાના ધુરકતા લ્હેણદારોનાં કડવાં મહેણાં અને ગપ્પાં મારતા લોકોની ઉદ્ધતાઈ ભરેલી દયાને પાત્ર બને છે એવા કેટલા સારા માણસોને આપણે ધંધામાં પડેલા જોઇએ છીએ ?

હક્સલિ કહે છે કે “ માનવજાતિના ભિન્ન ભિન્ન પ્રસંગના અનુભવને લીધે, જેમ જેમ હું વધારે જીવતો જાઉં છું તેમ માત્ર હુશિયારીને હું થોડું મહત્વ આપું છું અને ઉદ્યોગ તથા સહન કરી લેવાની શક્તિને હું વધારે ને વધારે અગત્ય આપું છું. ખરેખર, હું તો એમ ધારૂં છું કે સહન કરવાની શકિત એ સઘળા કરતાં વધારે કિંમતી છે. ઉદ્યોગમાં માત્ર સખ્ત મહેનત કરવાની ઇચ્છાજ કાંઇ

કામમાં આવતી નથી; આ ઇચ્છાને અનુસરનાર શરીર નબળું હોય તો તેનું કાંઇ પણ ફળ આવતું નથી. જીંદગીનો અન્ત સુસ્તીમાં, અપ્રમાણિકતામાં અગર નામર્દાઇમાં ન આવે તો કોઈ પણ જીંદગી ગુમાવવામાં આવી છે એમ કહી શકાય નહિ; અને કોઇ પણ ફતેહ પ્રમાણિક ઉદ્યોગ વગર અને બહાદૂરીથી દશાનાં મોજાંની સામે થવા વગર મેળવવામાં આવી હોય તો તે ફતેહ નામને યોગ્ય નથી."

પ્રભુએ પ્રભુત્વનો ત્યાગ કર્યો છે? વિશ્વ એ શું એક પ્રકારની અનંત અવ્યવસ્થા છે કે જેમાં નિયમનું આધિપત્ય છેજ નહિ? શું કાયદો એ એક જોડી કાઢેલી વાત છે? શું જીંદગી એ ધાંધલ માત્ર છે? દુનિયા એ શું માત્ર કોલાહલ માટે, બખેડા માટે છે? જગત્માં જેને નશીબ કહેવામાં આવે છે એવી કોઇ રમત છે? પણ જ્યાં સુધી નાનામાં નાનો અણુ અગર મોટામાં મોટો સૂર્ય, નહિ જણાય તેવો જંતુ અગર તો મહાન્માં મહાન્ યશસ્વી દેવદૂત, માટીના ઝુંપડામાંથી હવામાં ઉડતો આત્મા અગર તો પૃથ્વી ઉપર પડતી ચકલી, તેની—પ્રભુની—શાસનશક્તિનો સમાન રીતે સ્વીકાર કરે છે ત્યાં સુધી કુદરત કોઇ રીતે આંધળા પાટા જેવી રમત રમશે નહિ. જો દસ બહેરા મુગા અને આંધળા માણસોને દસ એકરના જમીનના ટૂકડામાં એકજ લાઇનમાં ગોઠવવામાં આવ્યા હોય અને પછી જેઓ જીવતા રહે તેઓ ફરી એક લાઇનમાં આવે ત્યાં સુધી તેમને ભટકવા દીધા હોય તો—નવમો માણસ મરી જાય ત્યારેજ તેઓ એક લાઇનમાં આવી શકે. કોઇ મૂર્ખ માણસ નશીબને લીધે ડહાપણના શબ્દ બોલી શકશે? નિરક્ષર, વિજ્ઞાનનાં ભાષણ આપી શકશે? એક ધોબો, ઑડિસી, ઇનિડ, પેરેડાઇઝ લૉસ્ટ અગર હેમ્લેટ લખી શકશે? એક લોફર જીરાર્ડ અગર એસ્ટોર, રોથ્સચાઇલ્ડ, સ્ટુઅર્ટ, વેન્ડરબિલ્ટ, ફિલ્ડ, ગુલ્ડ અગર રૉકફેલર બની શકશે? કોઇ નામર્દ યોર્કટાઉન આગળ, વાયાામ, વૉટર્લુ અગર રિચમંડ આગળ

જીતી શકશે? કોઇ બેદરકાર પથરા વહેરનાર, ઍપોલો, મિનર્વા કે વિનસ ડ મેડિસી કે ગ્રીક ગુલામનું પૂતળું બનાવી શકશે? શું, સુસ્ત માણસની જમીન ઉપર નશીબ ઘણા સારા પાક નિપજાવી શકે છે અને ઉદ્યોગી ખેડૂતની જમીન ઉપર નિંદામણ અને કાંટાજ તે ઉત્પન્ન કરી શકે છે? શું એક દારૂડીઓ માણસ નશીબથી સુંવાળો અને આકર્ષક બને છે? નશીબથી દારૂડીયાનું ઘર સુખમય થઇ શકે છે? તેથી ઉલટું, નશીબથી, મિતાચારી માણસ હાડપિંજર જેવો જણાય છે અને તંગી અને સંકટ સહન કરે છે? નશીબથી સામાન્ય સમજવાળા માણસની કિંમત ઘટે અને મૂર્ખ માણસની વધે એવું બને છે? બુદ્ધિમાન્ પુરૂષને નશીબ ગટરમાં નાંખે અને અજ્ઞાનને આસમાનમાં લઇ જાય એવું બને છે? શું સદ્‌ગુણીને તે કેદખાનામાં નાંખે છે અને દુર્ગુણીનાં તે વખાણ કરે છે? વૉટનું એન્જિન નશીબથી બન્યું હતું? ફ્રેન્કલિનને વશ રહેનાર વિજળી નશીબથી મળી હતી? વ્હિટનીનું કૉટનજિન નશીબથી બન્યું હતું? ફુલ્ટનની સ્ટીમબોટ, મોર્સનો તાર, બ્લેન્ચાર્ડનનો સંઘાડો, હોએનો શીવવાનો સંચો, ગુડયરનું રબર, બેલનો ટેલિફોન અને એડિસનનો ફોનોગ્રાફ નશીબથી બન્યાં હતાં?

કોઇ માણસને દુઃખકારક દરદ હોય, તે કંટાળી આપઘાત કરવા જતો હોય પણ તેમ કરતાં એક અંદરનું ગડગુમડ ફાટે અને તેનું દરદ મટી જાય—એક ઇરાનીને જીભ કાપવાની સજા થઇ હોય અને તેના ઉપર જેવી તેવી શસ્ત્રક્રિયા થતાં તેની જીભ છૂટી થઇ જાય, એક ચિત્રકાર કાંઇ અમુક કાર્યે કરી લોકોપર અસર કરવા ધારતો હોય પણ તે મુશ્કેલ હોવાથી ચિત્ર સામે ગુસ્સા અને નિરાશાથી પીછી ફેંકે અને ધારેલી અસર ઉપજાવી શકે, એક સંગીત શાસ્ત્રી સમુદ્રના તોફાનનું અનુકરણ કરવામાં વારંવાર નિષ્ફળ ગયા પછી વાઘની

ચાવીઓના છેડેથી પોતાના હાથ ગુસ્સાથી ચલાવી તે ધારેલું પરિણામ આણી શકે—આ બધાં દૃષ્ટાન્તમાં એક બાબત ધ્યાનમાં રાખો—કે આમાં નશીબ પણ અમુક ક્રિયાને પરિણામે પ્રાપ્ત થયું, ક્રિયાને અભાવે પ્રાપ્ત થયું નહિ.

ચિકાગોમાં લાગેલી આગમાં એક વ્યાપારીએ પોતાનું એકનું એક સ્ટોરનું મકાન ગુમાવ્યું. તેજ મહેલ્લા ઉપરના એક સ્ટોરવાળા હરીફનું મકાન બચી ગયું. આગ પછી ધંધા માટે મકાનના ટૂકડાઓની વધારે માગણી થઈ અને તેને પરિણામે આ માણસ ધનવાન થયો. આ ઉદાહરણમાં ખરેખર આ બંને માણસની ફતેહ અને નિષ્ફળતા ઉપર સંયોગોની અસર હતી. પણ આ સંયોગો તો એવા હતા કે જેના ઉપર કોઇની સત્તા ચાલી શકે એમ નહોતું. બળી ગયેલા મકાનવાળાએ મકાનનો અને માલનો વીમો ઉતરાવ્યો હોત તો આ નુકશાનના યોગ તે અટકાવી શકત; પણ એમાં પણ એવું બને કે તેની પસંદગીની વીમા કંપની એવી નીકળે કે તેમના ઉપર ઘણાની માગણી થતાં પેલા માણસનો તે વીમો આપી શકે નહિ. બીજાનું સદ્ભાગ્ય તો નક્કીજ હતું. પહેલાને જે આપત્તિ પડી અને બીજાને જે તક મળી—બન્ને ઉદાહરણમાં તેમની ઇચ્છા જેવું કાંઇજ નહિ છતાં તેમ બન્યું તેવો પ્રસંગ ૧૦૦૦૦ માણસમાં એકજ માણસને આવે છે. જ્યુવેનલ કહે છે તેમ ધોળો કાગડો મળવો દુર્લભ છે—ભાગ્યેજ મળે છે તેમ નશીબવાન્ માણસ તેના કરતાં પણ વિશેષ દુર્લભ છે.

બૅરન રૅાથ્સચાઇલ્ડ અને પી. ટી. બાર્નમને એવો અનુભવ થયો હતો કે નિર્ભાગી મનુષ્યો સામાન્ય રીતે યુક્તિશૂન્ય અને પ્રમાદી હોય છે અને તેઓ તત્વવિદ્યાની દૃષ્ટિએ તેઓની સાથે ધંધાનો સંબંધ રાખતા નહિ. એ. ટી. સ્ટુઅર્ટને આવા માણસોનો તેવોજ કંટાળો હતો પણ તેની માન્યતામાં એટલો વહેમ પેશી ગયો હતો કે તેમની

સાથે ધંધો કરવાથી ફાયદો મળતો નથી. નવા ખોલેલા લૉટમાંથી માલ ખરીદનાર પહેલોજ માણસ નિર્ભાગી હોય તો આખા લૉટમાં તેને નુકશાન જશે એમ તે કહેતો. ભીખ માગવાના પોતાના ધંધાનો ઢાંક પિછોડો કરવા માટે એક વૃદ્ધ સ્ત્રી શહેરના દક્ષિણ ભાગના તેના નવા સ્ટોર આગળ સફરજન વેચતી હતી. આ સ્ત્રીથી તેને એવો વિચાર ઠશી ગયો કે તે તેની રક્ષક દેવી છે અને તેને પોતાના સ્ટોર આગળ રાખવાને તે એટલો આતુર હતો કે તે જાતે તેની ચીજો પોતાના નવા સ્ટોર આગળ લાવતો. જ્યોર્જ ક્લીવલેન્ડ પણ નશીબને માનતો યુનાઇટેડ સ્ટેટસના પ્રેસિડંટની જગા માટે પહેલીવાર ઉમેદવાર તરીકે તે બહાર પડયો ત્યારે તે બોલ્યો હતો કે ચુંટણીમાં હું નક્કી નીમાઇશ. મારા નશીબમાં એમ બનવાનુંજ છે.

કૉબ્ડન કહે છે કે કાંઇપણ બને તે માટે **નશીબ** રાહ જૂએ છે કે સૂક્ષ્મ નજર અને દૃઢ સંકલ્પશક્તિથી **મહેનત** કાંઇને કાંઇ ઉભું કરશે. **નશીબ** પથારીમાં પડી રહે છે અને એવી ઇચ્છા રાખે છે કે પોસ્ટમેન વારસાની ખબર લાવશે. **ઉદ્યોગ** ૬ વાગે ઉઠે છે અને કલમ ચલાવી અગર ખણખણાટ સાથે ઠોકાતા હથોડાથી પૂરતા નિર્વાહની પ્રાપ્તિનો પાયો નાંખે છે. **નશીબ** રડે છે, **ઉદ્યોગ** આનંદમાં રહે છે. **નશીબ** ચાન્સ ઉપર આધાર રાખે છે; **ઉદ્યોગ** ચારિત્ર્ય ઉપર આધાર રાખે છે.

કોઇપણ ચીજને વળગી રહો અને તેને પરિપૂર્ણ કરો. તમે જે જગા ઉપર છો તેને માટે તમે સરજાયલા છો એમ માનો અને બીજો કોઇપણ માણસ તેને માટે વધારે લાયક નથી એમ તમે માનો —તમારી સઘળી શક્તિનો ઉપયોગ કરો. જાગૃત થાઓ, તમારામાં ચૈતન્ય, તમારામાં 'વિદ્યુતશક્તિ' આણો; કામ ઉપર ચઢી જાઓ. એકજવાર એક ચીજને પરિપૂર્ણતાએ આણતાં, અન્વયયુક્ત કરતાં શીખો અને

તમે જરૂર બહાદૂર માણસ બનશો. તમને તમારી જાત માટે સારા વિચાર આવશે. બીજાઓ તમારે માટે સારા વિચાર આણશે. જગત્ તેના ખરા અંતઃકરણથી, સખ્ત અને દૃઢ સંકલ્પથી કામ કરનારને વખાણે છે.

અમુક વસ્તુસ્થિતિની સન્મુખ, અમુક સ્થિતિની સામે;
જે માણસ બહાદૂરીથી ખડો થઇ જાય છે, તેની સામો થાય છે,
જે કાંઇપણ ભય વગર જીંદગીની દરરોજની લડત લડે છે,
પોતાની આશાઓ નિષ્ફળ જતી જુએ છે;
છતાં મજબૂત, ઢીલો નહિ પડે તેવો
વિશ્વાસ રાખે છે કે,
પ્રભુ તો પ્રભુજ છે.
ગમે તે રીતે તેની સત્યપૂર્ણ, ન્યાયયુક્ત યોજનાઓ
મનુષ્ય જાતિ માટે ચાલે છે.
જે સંપત્તિને મનુષ્યો બહુ પ્રેમથી પકડી રાખે છે
તે જ્યારે તેના હાથથી છૂટી જાય છે
ત્યારે તેની આંખમાંથી એક પણ આંસુ પડતું નથી.
એઆબરૂથી રહેવા કરતાં
પ્રીતિનો એક ટુકડો તે પસંદ કરે છે,
માણસની તે અદેખાઇ કરતો નથી, માણસ ઉપરની શ્રદ્ધા તે છોડતો નથી; પણ પોતાથી બનતો સઘળો યત્ન કરે છે,
પોતાની હલકી દશાનો ગણગણાટ કરતો નથી,
પરન્તુ સ્મિત અને આશાભર્યા શબ્દો સાથે;
દરેક મહેનતુ માણસના કામમાં લહેજત પૂરે છે,

**શૌર્યયુક્ત વીરજીવનથી જે પ્રારબ્ધ ઉપર જીત મેળવે છે તેજ એકલો મહાન્ છે.**

# પ્રકરણ ૨૧ મું.

## ખંતનો બદલો.

દરેક ઉમદા કામ પહેલાં તો અશકય જેવું લાગે છે. કાર્લાઇલ.

જળનાં ટપકતાં બિન્દુ પથ્થરને પણ ઘસી નાંખે છે. લ્યુક્રેશિયસ.

વધારેમાં વધારે આગ્રહીને વિજય મળે છે. નેપોલિયન.

ફતેહ પામવા માટે કેટલો સમય જોઇએ તે જાણવા ઉપર ઘણી બાબતોમાં, ફતેહ મેળવવાનો આધાર રહે છે. મોન્ટેસ્કુ.

હમેશાં ધકેલ્યા કરવું, વિશ્વાસ રાખવો—આથી મુશ્કેલી દૂર થઇ જાય છે અને દેખીતી અશકયતા પણ અદૃશ્ય થઇ જાય છે. જેરેમિ કોલિયર.

ચાંચલ્યને હું ધિક્કારૂં છું—જે મનુષ્ય,
પારા જેવી મિટ્ટીનો બનેલો હોય,
જેથી, તેના હૃદયમાં કોઇ કાયમ પાયો;
રહી શકે નહિ, તેવા માણસને
હું, ધિક્કારૂં છું, તેનો હું તિરસ્કાર કરૂં છું,
તેની હું અવગણના કરૂં છું, તેનો
હું પરિત્યાગ કરીશ, એવી પ્રતિજ્ઞા કરૂં છું. બાયરન.

કોઈ પણ કામ એક વખત સારી રીતે શરૂ કરવામાં આવ્યું હોય તો પછી તે પરિપૂર્ણ થાય ત્યાં સુધી તેનો પરિત્યાગ કરવો નહિ. શેકસપિયર.

"પાણીના જેવી ચંચલતાથી ઉત્કૃષ્ટતા મેળવી શકાતી નથી."

જે તંતુ ઢીલો પડતો નથી, જે આંખ નીચી નમતી નથી, જે વિચાર ભ્રમણામાં પડી જતો નથી, તેથીજ વિજય મળી શકે છે. બર્ક.

ઉજ્જવલ, તેજોમય, પુખ્તવય સારૂ, ભાવિ વડે ખાસ રાખી મૂકવામાં આવતા, યુવાવસ્થાના કોષમાં "નિષ્ફળતા" એવો કોઈ શબ્દ હોતો નથી.
બુલ્વર.

એડમંડ કીન ધસમસ્યો પોતાની ગભરાયલી સ્ત્રી આગળ ઘેર આવ્યો અને પુષ્કળ લાગણી સાથે બોલી ઉઠયો, 'પ્રેક્ષકોએ મને વધાવી લીધો. મેરિ, હું ધારૂં છું કે તને ગાડીઘોડો મળશે અને ચાર્લ્સ ઇટન જઇ શકશે.' પોતાના ધંધાના અભ્યાસની તેને એટલી બધી દિલલગી થઇ ગઈ હતી કે આખરે તે પોતાના જમાના ઉપર છાપ પાડી શક્યો. તે ઠીંગણો હતો, વર્ણે કાંઇક શ્યામ હતો. કુદરતી રીતે તેનો અવાજ કર્કશ હતો. માસિન્જરના નાટકમાં સર જાઇલ્સ ઓવર રીચનો વેશ કોઇપણ ભજવી ન શકે તેવી રીતે ભજવવાનો તરૂણાવસ્થામાં તેણે નિશ્ચય કર્યો હતો. કોઇ પણ બાબતથી હઠી ન જાય તેવા આગ્રહવડે તેણે આ વેશ ભજવવા માટે પોતાની જાતને એવી તાલિમ આપી કે જયારે તેને ફતેહ મળી ત્યારે બહુ મોટી મળી—આખું લંડન તેનું પૂજક બન્યું.

પાર્લામેન્ટમાં શેરિડનનું પહેલું ભાષણ થયા પછી રિપોર્ટરે શેરિડનને કહ્યું, “આ તમારૂં કામ હોય એમ હું ધારતો નથી અને આમ કહેતાં મને દિલગીરી થાય છે. તમારે તો તમારા આગલા ઉદ્યોગને વળગી રહેવું વધારે સારૂં હતું.” હાથપર ટેકાવેલા માથા સાથે, શેરિડન થોડો વખત વિચારમાં પડી ગયો, પછી તેણે ઉંચી નજર કરી અને તે બોલ્યો, મારામાં તે શક્તિ છે અને તે જરૂર બહાર પડશે. ફોક્સે વૉરન હેસ્ટિંગ સામેના જે ભાષણને આમની સભામાં થયેલાં ભાષણોમાં સર્વોત્તમ ગણ્યું હતું તે ભાષણ આજ માણસે કર્યું.

૧૮૨૮માં બર્નાર્ડ પોલેસીએ ફ્રાન્સની દક્ષિણે આવેલું પોતાનું મકાન ૧૮ વર્ષની વયે છોડયું હતું. તે કહેતો કે આકાશ અને પૃથ્વી —આ પુસ્તકો સર્વ માટે ખુલ્લાં રહે છે. આ બે પુસ્તક શિવાય મારી પાસે બીજાં કોઇ પુસ્તક નહોતાં. જો કે તે એક કાચ ઉપર ચિત્રકામ કરનાર હતો છતાં તેનો આત્મા કારીગરનો હતો. એક સુન્દર ઇટલિ-

ચન પ્યાલો જોવાથી તેના જીવનમાં ઉથલપાથલ થઇ ગઇ. તે પ્યાલો તેણે જોયો ત્યારથી તેના ઉપર જે મીનાકારી કામ કરવામાં આવ્યું હતું, જેથી તેને ઓપ આપવામાં આવ્યો હતો તે શોધી કાઢવા માટે ઘણા આવેશ સાથે તેણે નિશ્ચય કર્યો. આ મીનાકારી કામ કયા પદાર્થોના મિશ્રણથી બને છે તે જાણવા માટે મહિનાના મહિના અને વર્ષોનાં વર્ષ સુધી તેણે પ્રયાસ કર્યો. તેણે એક ભઠ્ઠી તૈયાર કરી; તે નિષ્ફળ ગઇ. પછી વળી તેણે બીજી તૈયાર કરી. તેમાં તેણે એટલાં બધાં લાકડાં બાળ્યાં, એટલા બધા પદાર્થો અને માટીના વાસણ તેણે બગાડયાં અને તેમાં તેણે એટલો બધો સમય ગુમાવ્યો કે નિર્ધનતા તેની સન્મુખ આવી ઉભી રહી–અને બળતણ ખરીદવાના પૈસા નહિ હોવાથી એક સાધારણ ભઠ્ઠીથી અખ્તરા કરવાની તેને ફરજ પડી. આમાં પણ તેને પૂરેપૂરી નિષ્ફળતા મળી; પણ ત્યાં ને ત્યાંજ તેણે ફરીથી કામ શરૂ કરવા નિશ્ચય કર્યો અને ત્રણસો કકડા ગરમ થવા તેણે ગોઠવી દીધા. આમાંથી એક કકડો સુંદર ઇનેમલ (મીનાકારી) સાથે નીકળી આવ્યો. પોતાની શોધ પરિપૂર્ણ કરવા માટે તેણે કાચની ભઠ્ઠી તૈયાર કરી અને તે માટે ઇંટો પોતાની પીઠે ઉપાડી ઉપાડીને લાવ્યો. છેવટે કસોટીનો સમય આવી પહોચ્યો. છ દિવસ સુધી તેણે ગરમી કાયમ રાખી પણ તેનું ઇનેમલ ઓગળ્યું નહિ; તેના સઘળા પૈસા ચાલ્યા ગયા; છતાં તેણે થોડા ઉછીના લીધા, થોડાંક વધારે વાસણ અને લાકડાં ખરીદ્યાં, ફરીથી જ્યારે તેણે દેવતા સળગાવ્યો ત્યારે પરિણામ કાંઈ આવ્યું નહિ અને તેનું બળતણ તો પૂરૂં થઇ ગયું. તેના બગીચાની વાડનાં પાટીયાં ઉખેડી તેણે બળતામાં હોમ્યાં પણ ફોકટ. તેણે પોતાનું ફર્નિચર પણ તેમાં મૂકી દીધું પણ તેનું પણ કાંઈ પરિણામ આવ્યું નહિ. તેના કોઠારની છાજલીઓ તેણે ભાંગીને ભઠ્ઠીમાં નાંખી; આખરે ઘણી ગરમીથી ઇનેમલ પીગળ્યું. મહાન્ રહસ્ય તેને હાથ આવ્યું, આગ્રહની ફતેહ થઇ.

મેન્ડેલસોહને કહ્યું છે કે મારે માટે પણ વિશ્રાંતિનો સમય આવશે; હાલ તો આપણે આપણું કામ કર્યે જાઓ.

પુસ્તક પ્રકટ કરનાર એક માણસે એક એજંટને લખ્યું કે તમે એ અઠવાડિયાં સખ્ત મહેનત કરો અને એક પુસ્તક વેચાય નહિ તો પણ તમારે જાણવું કે તે રીતેજ તમને ફતેહ મળશે.

કાર્લાઇલે કહ્યું છે કે તમારૂં કામ જાણી લો અને પછી તે કરો; હર્ક્યુલિસના બળથી તે કામ કરો. જગતમાં એકજ અસુર છે અને તે આળસ છે.

રેનલ્ડે કહ્યું છે કે જે કોઈ માણસ ચિત્રકામમાં ઉત્કૃષ્ઠ થવા માગતો હોય, ગમે તે કલામાં ઉત્કૃષ્ઠ થવા માગતો હોય તેણે સવારથી ઉઠી રાત્રીએ સૂવા જતાં સૂધી પોતાનું સઘળું દિલ તે ચીજ ઉપર લગાડવું જોઇએ.

તેણે કહ્યું છે કે, જેઓને કોઇપણ કાર્યમાં ઉત્કૃષ્ઠતા સંપાદન કરવી હોય તેમણે, ખુશીથી કે નાખુશીથી, સવાર, બપોર અને રાત્રીએ કામે લાગવું જોઇએ. તેમને માલમ પડશે કે આ બાબત કાંઇ રમત નથી પણ સખ્ત પરિશ્રમની છે.

ચિત્રકાર ટર્નર કહેતો કે સખ્ત મહેનત એ શિવાય બીજું કોઇ રહસ્ય મારી પાસે નથી.

ફ્રાન્સિસ વેલેન્ડ કહેતો કે યુવાનો, દિવસોના દિવસ કામ કરતાં ગમે તે કામ હઠી જાય છે.

મરણ પથારીએ પડેલા એક ખેડૂતે પોતાના ત્રણ આળસુ છોકરાને કહ્યું, “દીકરાઓ, હું તમારે માટે જે જગીર મૂકી જાઉં છું તેમાં મોટો ખજાનો છે.” જિજ્ઞાસુ છોકરાઓએ એકી સાથે પૂછ્યું, “તે ક્યાં સંતાડવામાં આવ્યો છે?” બિમાર માણસે ભરાઇ જતા શ્વાસ

સાથે જવાબ દીધો " હું તમને તે કહું છું. તેને માટે તમારે ખોદવું પડશે." આમ કહેતાં કહેતાંમાં તેનો પ્રાણ નીકળી ગયો, જાગીર ઉપ-રનું ઢેફેઢેફું છોકરાઓએ ખોદી ઉથલાવી જોયું પણ તેમાંથી દાટેલું ધન-સુવર્ણ નીકળ્યું નહિ; પણ આથી તેઓ કામ કરતાં શીખ્યા અને જ્યારે ખેતર વવાયાં ત્યારે તેમના ભારે ખોદકામનો બદલો, ઘણા પાકથી મળ્યો.

વિલિયમ વર્ટ કહેતો કે, એમાંની કઇ ચીજ મારે પહેલી કરવી તે બાબતમાં જે માણસ સંકલ્પ વિકલ્પ કરે છે તે કોઇ પણ ચીજ કરી શકશે નહિ. જે માણસ નિશ્ચય કરે છે પણ મિત્રની પ્રથમજ સામી સૂચનાથી પોતાનો નિશ્ચય ફેરવે છે, એકથી બીજો અભિપ્રાય, એક યોજનાથી બીજી યોજના એમ જેનામાં ફેરફાર થતા રહે છે અને મનના તરંગની એક લહેર માત્રથી, વાયુની એક ફરકડીની માફક દરેક દિશા તરફ ફર્યા કરે છે તે કોઇ પણ મહાન્ અગર ઉપયોગી કાર્ય કરી શકતો નથી. કોઇ પણ કામમાં આગળ વધવાને બદલે, તે બહુ બહુ તો એકજ સ્થિતિમાં સ્થિર રહેશે અને ઘણે ભાગે દરેક બાબતમાં પાછળ હઠતો જશે.

જે માણસ પ્રથમ દીર્ઘદૃષ્ટિથી સલાહ લે છે, પછી દૃઢ સંકલ્પ કરે છે, અને પછી અડગ આગ્રહથી પોતાનો હેતુ અમલમાં મૂકે છે અને જે નાની નાની મુસ્કેલીઓથી નબળા મનના માણસો હિંમત હારી જાય છે તેનાથી જે હિંમત હારતો નથી–તે માણસ દરેક લાઇનમાં, દરેક કામમાં ઉચ્ચમાં ઉચ્ચ સ્થાન મેળવી શકે.

આપણે જાણીએ છીએ કે આગ્રહથીજ ઇજિપ્તના મેદાન ઉપર પિરેમિડ બંધાયા છે, આગ્રહથીજ જેરૂસલમનું ભવ્ય અને મહાન્ મંદિર બંધાયું છે, આગ્રહથીજ ચિનાઇ શહેનશાહતના રક્ષણ માટે આજુ-બાજુ વ્રજ જેવી વાડ નંખાઇ છે, તોફાનોવાળા અને જેના શિખરને

વાદળાં અડીને રહેલાં છે તેવા આલપ્સપર ચઢવાનો રસ્તો આગ્રહથીજ કાઢવામાં આવ્યો છે, ઍટલેન્ટિકનાં તોફાની પાણીમાં આગ્રહથીજ રાજમાર્ગ થઇ શક્યો છે, આગ્રહથીજ નવીન જગત્‌નાં જંગલ સાફ થઈ જઈ ત્યાં રાજ્યો અને પ્રજાઓનો સંઘ ઉભો થયો છે. આગ્રહથી આરસના કડકાઓ ઉપર પ્રતિભાની સુંદર અને ઉત્કૃષ્ટ કૃતિઓ ઉત્પન્ન થઇ શકી છે, આગ્રહથી ચિત્રપટ ઉપર કુદરતનું ભવ્ય અનુસરણ મૂકી શકાયું છે, તેમ તે વડે જ ધાતુની સપાટી ઉપર છાયાનું અદર્શનીય તત્વ આણી શકાયું છે. આગ્રહથી કરોડો ત્રાકો ચાલે છે, આગ્રહથીજ ઉપડતા ફાંટલાઓને પાંખો હોય તેમ તે કામ કરે છે. માલથી ભરેલાં હજારો ગાડાંને તેટલીજ સંખ્યામાં લોઢાના ઘોડા આગ્રહથીજ જોડવામાં આવ્યા છે અને તેઓ એક ગામથી બીજે ગામ અને એક પ્રજાથી બીજી પ્રજામાં જાય છે, આગ્રહથીજ પથ્થરની પર્વત જેવી ખડકો નીચે રસ્તો કાઢવામાં આવ્યો છે અને તે વડેજ વિદ્યુત્ જેવી ઝડપથી અંતર કાપી નાંખવામાં આવ્યું છે. આગ્રહથીજ જગત્‌ની સેંકડો પ્રજાના શઢ વડે જગત્‌ના સમુદ્ર સફેત દેખાય છે, તેથીજ દરેક સમુદ્ર ઉપર વહાણ ચાલે છે અને નવા નવા પ્રદેશની ખોળ થાય છે. આગ્રહથી કુદરતનાં જેટલાં સ્વરૂપ છે તેટલાં વિજ્ઞાન ઉભાં થયાં છે, તેના નિયમનું શિક્ષણ મળ્યું છે, તેની ભાત્રિ હીલચાલનું જ્ઞાન મળ્યું છે, જેના પર કોઇની ગતિ થઇ નથી તેવા સ્થાનનું પરિમાણ નીકળ્યું છે, તેનાં જૂદાં જૂદા અસંખ્ય જગત્‌ની, તેનાં અંતર, તેના વિસ્તાર અને ગાતઓની ગણતરી થઇ શકી છે.

ઉંચા ઉંચા પર્વત ધીરે ધીરે ક્ષીણ થતા જાય છે હજારો નદીઓના કાંપથી મહાસાગર ધીરે ધીરે પૂરાતા જાય છે. નાયગરાના ધોધ ઘુઘવાટ સાથે ચૂનાના કઠણ પથ્થર ઉપર પડે છે અને ત્યાંથી તે સાત માઇલ સુધી પાછળ તેને ઘસારો લાગ્યો છે અને જે મહાન્ તળાવથી

ફીણુફીણવાળી ખો ભરાઇ જાય છે તેને તે ધીરે ધીરે ખાલી કરી દેશે. રાતો સમુદ્ર અને પૅસિફિક મહાસાગરનો બધો પ્રદેશ, ઉઘાડી આંખથી ભાગ્યેજ દેખાય તેવું એક નાનું જંતુ પોતાના પ્રયાસથી ધીરે ધીરે પૂરી દે છે.

ધીરે આવતો પેનિ જલદીથી આવતા ડૉલર કરતાં વધારે ખાતરીવાળો હોય છે. ધીરે ધીરે ચાલનાર ઘોડો, ઝડપવાળા શરતમાં ઉતરતા ઘોડાના કરતાં વધારે લાંબી મુસાફરી કરી શકશે. પ્રતિભા નીકળી પડે છે, ફડફડાટ કરે છે અને થાકી જાય છે; આગ્રહ લાંબો વખત ચાલે છે અને જીત મેળવે છે. આખો દિવસ કામ કરી શકે તેવો ઘોડો શરત જીતી શકે છે. બપોર સુધી કામ કરનાર માણસને વિજયમાળા ઉતારવી પડે છે. છેલ્લા ઘાથીજ ખીલો ઠેઠ સૂધી પ્હોંચે છે.

એક રિપૉર્ટરે, ટોમસ એડિસનને પૂછ્યું, “ તમારી શોધો શું ઉત્જાત પ્રેરણાઓનું જ પરિણામ છે ? તમે જ્યારે રાત્રીએ જાગતા હો છો ત્યારે તેના જ વિચાર તમને આવે છે ?” એવો જવાબ મળ્યો કે “ કરવા જેવું કાંઇ પણ કામ મેં અકસ્માત્ કર્યું નથી. એક ફોનોગ્રાફ શિવાય મારી કોઇપણ શોધ આકસ્મિક રીતે થઇ નથી. હું જ્યારે પૂરી રીતે નક્કી કરૂં છું કે કોઇ પણ પરિણામ આણવા જેવું છે ત્યારે હું તે કામ ઉપર ચઢી જાઉં છું અને જ્યાં સૂધી તે પરિણામ આવે ત્યાં સૂધી એક પછી એક અજમાયશ કર્યાજ કરૂં છું. વ્યાપારી રીતે ઉપયોગી હોય તેવી શોધોની હદમાં પૂરતી રીતે હું રહ્યો છું. માત્ર લોકોની વૃત્તિ ખેંચે તેવી નવાઇની ચીજો તરીકેજ કિંમતી હોય તેવી વિજળીના ચમત્કારની ચીજોપર જ ધ્યાન આપવાને કદી પણ મને વખત મળ્યો નથી.” તે મહાન્ શોધકે બોલવાનું ચાલુ રાખ્યું—“ શોધ કરવાનું કામ મને પસંદ છે એ જ એનું કારણ છે. તમે જાણો છો કે કેટલાક લોકોને સ્ટેમ્પ એકઠા કરવાનું ગમે છે.

જે કાંઇ કામની હું શરૂઆત કરૂં છું તે હમેશાં મારા મનમાં રમ્યા કરે છે અને જ્યાં સૂધી તે પૂરૂં થાય ત્યાં સૂધી તેનાથી હું દૂર રહું તો મને ચેન પડતું નથી.”

આ રીતે જે માણુસ પોતાના કામપર પૂરેપૂરી રીતે વળગે છે તે કાંઇને કાંઇ કામ કરે છે અને જો તેનામાં શક્તિ અને સાદી સમજ હશે તો તેને મોટી ફતેહ મળશે.

મોટો કીન કહેતો કે અભિનયની કલા ડોગબેરીના વાચન અને લેખનની માફક કુદરતથી આવતી નથી. જીવનનું પુસ્તક સમજાવનાર રંગભૂમિને માટે જોઇતી સઘળી લાયકાત સાથે પણ એકદમ યશ મેળવવો તે તદ્દન અશક્ય છે. આપણા અમર લેખક કહે છે કે ધીરા ક્રમ શિવાય કયો ઘા કદી પણ રૂઝાયો છે? અને હું કહું છું કે લાંબી અને આગ્રહયુક્ત ઉમેદવારી શિવાય કયો માણુસ ઍક્ટર બન્યો છે? ગલ્લા ઉપરથી કે ઑફિસના ઉંચા સ્ટૂલ ઉપરથી રંગભૂમિ ઉપર કૂદી પડવા અને રિચર્ડ અગર ઓથેલોમાં શહેરનું એકદમ આકર્ષણ કરવા ઘણા ધારે છે એમ મને ખબર છે; પણ તે, જૂઠું બોલવું જેટલું સહેલું છે તેટલું તે પણ છે. આ લોકો કેવા મૂર્ખ છે! રોશનીની રાત્રીએ બારીઓમાં ખોસવામાં આવતી અર્ધા આનાની મીણબત્તીઓ તેથી મને યાદ આવે છે, તેઓ થોડો વખત અદ્દલ સળગે છે, તેમનું તેજ ફડફડે છે, અને પછી કોઇના પણ ધ્યાન વગર તે ઓલવાઇ જાય છે. બચ્ચાઓ! તબેલાની તાલિમ, ફતેહ માટે તબેલામાં કરવામાં આવેલો પૂર્વાભિનય—તેજ તે કલાએ, સંપૂર્ણતાએ પહોંચવાનું સાધન છે. તેથીજ મેં યશ મેળવ્યો છે. ગેરિક, હેન્ડર્સન અને કેમ્બલ, એમને એવીજ રીતે યશ મળ્યો છે; અને મહાસાગરની બીજી બાજુએ લિંકન અને ટાલ્માને તેવીજ રીતે યશ મળ્યો છે. પોતાનું દેખીતું ભાવિ બદલવાને ઈશ્વરે ભાવિની સાથે કેવું

યુદ્ધ કર્યું હતું ? તેની પહેલી નવલકથા નિષ્ફળ ગઇ, તેનાં શરૂઆતનાં કાવ્ય નિષ્ફળ ગયાં અને યુવાવસ્થાનાં તેનાં ભાષણો તેના વિરોધીઓમાં હાસ્યાસ્પદ થઇ પડયાં હતાં; પરન્તુ ઉપહાસ અને પરાજયની વચ્ચેથી કીર્તિને શિખરે પહોંચવા માટે તેણે માર્ગ કર્યો હતો.

"ડિકલાઇન એન્ડ ફૉલ ઑફ ધ રોમન એમ્પાયર" એ પુસ્તક લખવામાં ગિબને ૨૦ વર્ષ કાઢયાં હતાં. નોઆ વેબસ્ટરે પોતાની ડિકશનરિ (કોશ) રચવામાં ૩૬ વર્ષ કાઢયાં હતાં. શબ્દોના સંગ્રહ અને તેની વ્યાખ્યાઓ પાછળ આખું જીવન ગાળવું એમાં કેવું દિવ્ય ધૈર્ય રહેલું છે! યુનાઇટેડ સ્ટેટસનો ઇતિહાસ લખવામાં જ્યોર્જ બૅન્ક્રોફ્ટે ૨૫ વર્ષ ગાળ્યાં હતાં. પ્રાચીન પ્રજાઓનું કાલમાન ન્યુટને ફરી ફરીને પંદરવાર લખ્યું હતું. ટીટીએને પાંચમા ચાર્લ્સને લખ્યું હતું કે સાત વર્ષ સુધી હરરોજ "લાસ્ટ સપર" (ચિત્ર) ઉપર કામ કર્યા પછી હું તમને તે મોકલું છું. "પીટ્રો માર્ટિન" ઉપર તેણે ૮ વર્ષ સુધી કામ કર્યું હતું. પોતાનું એન્જીન પરિપૂર્ણ કરવામાં જ્યોર્જ સ્ટીવન્સને પંદર વર્ષ ગાળ્યાં હતાં. થોડામાં, નાનામાં વિશેષ શક્તિ સમાય એવા એન્જિન માટે વૉટે ૨૦ વર્ષ ગાળ્યાં હતાં. લોહીની ગતિની શોધ હાર્વેએ પ્રકટ કરી તે પહેલાં તેણે આઠ વર્ષ સુધી કામ કર્યું હતું, તેની સાથેના ડૉક્ટરો, તેને તે વખતે ભ્રમ-જનો ખસેલો, ઢોંગી, ધૂર્ત ગણતા! તેના ધંધાવાળાઓએ તેની શોધનો સ્વીકાર કર્યો તે પહેલાં ૨૫ વર્ષ સુધી તેણે ગાળો અને ઉપહાસ વચ્ચે રાહ જોઇ.

૨૧ વર્ષનો થયો તે પહેલાં ન્યૂટને ગુરૂત્વાકર્ષણનો નિયમ શોધી કાઢયો, પણ પૃથ્વીનો પરીધ માપવામાં તેણે કરેલી એક નાની ભૂલથી તેના સિદ્ધાન્તના સત્યશીલપણા વિષે પ્રયોગ કરી બતાવવામાં વિક્ષેપ નડયો. ૨૦ વર્ષ પછી તે પોતાની ભૂલ સુધારી શક્યો અને જે નિયમ

એક શેવફળને જમીનપર આણે છે તેજ નિયમથી ગ્રહો તેમના માર્ગમાં ગતિમાન્ રહે છે એ તેણે બતાવી આપ્યું. માડાગાસ્કરમાં એક પણ ધર્માનુયાયી મેળવવા પહેલાં મિશનરીઓને દશ વર્ષ સુધી ઉપદેશ આપવો પડ્યો હતો. બર્મામાં એક અસલ વતની ખ્રિસ્તી થયો તે પહેલાં જડસનને પાંચ વર્ષ અને ચીનમાં એક ખ્રિસ્તી કરવાને ડૉ. મોરિસનને સાત વર્ષ લાગ્યાં હતાં. આ દિશામાં ટાહીટીમાં ૧૫ અને બંગાળામાં ૧૭ વર્ષનું થયેલું કામ નિષ્ફળ ગયું હતું.

અભ્યાસનું પરિણામ શું શું આવે તે જાણવા ઇચ્છનાર એક શિષ્યને એક વખતે એક ઇટલિયન સંગીત શિક્ષકે કહ્યું હતું કે તમે એક વર્ષ અભ્યાસ કરશો તો હું તમને સારી રીતે ગાતાં શીખવીશ; બે વર્ષ તમે અભ્યાસ કરશો તો તમે નામ કાઢશો; અમુક ધોરણે તમે હમેશાં ત્રણ વર્ષ કામ કરશો તો ઇટલિના સારામાં સારા મધ્યમ સૂર કાઢનાર હું તમને બનાવીશ; ચાર વર્ષ સુધી કામ કરશો તો આખું જગત્ તમને પૂજતું આવશે.

મહાન્ ઍક્ટર સોધર્ન કહેતો કે નાટકની તેની કારકીર્દીનો પહેલો ભાગ નાલાયકી માટે રૂખસત મળવામાં ગયો હતો.

હ્યુ મિલર કહેતો કે એકજ સદ્‌ગુણ જેનો હું દાવો કરી શકું તે ધૈર્યયુક્ત સંશોધનનો છે. આ ગુણમાં જે કોઇ ધારે તે મારી સાથે હરીફાઇ કરી શકે અગર મારા કરતાં ચઢી જાય. ધીરજની આ હલકી શક્તિનો વિકાસ બરોબર રીતે કરવામાં આવે તો ખુદ પ્રતિભા કરતાં પણ વિચારોનો અસાધારણ વિકાસ કરવાનું તે વડે બની શકે

જોસ્યુઆ રેનલ્ડઝના શબ્દોમાં જોન રસ્કને કહેલું છે કે તમારી પ્રતિભા ઉપર આધાર રાખતા નહિ. તમારામાં બુદ્ધિશક્તિ હશે તો ઉદ્યોગથી તે સુધરશે. તમારામાં બુદ્ધિશક્તિ નહિ હોય તો તે ન્યૂનતા તે પૂરી પાડશે.

ધૈર્ય એ શ્રદ્ધાનો રક્ષક, સુલેહશાંતિ જાળવનાર, પ્રેમને પોષનાર અને નમ્રતા શીખવનાર છે. ધૈર્યથી દેહ ઉપર, દેહના આવેશો ઉપર અંકુશ રહે છે. આત્માને તે બલ આપે છે, સ્વભાવમાં મીઠાશ આણે છે, ગુસ્સાને દાબી દે છે, ઇર્ષ્યાનો અગ્નિ ઓલવી નાંખે છે, અભિમાનને નરમ પાડી દે છે, જીભને તે લગામમાં રાખી શકે છે, હાથ ઉપર તે અંકુશ રાખે છે, લાલચોને તે ચગદી નાંખે છે અને કનડગત સહન કરે છે. ધૈર્યમાં સદ્ગુણથી ઉત્પન્ન થતી હિમ્મત આવી રહે છે, જેથી માનસિક અગર શારીરિક વેદના સહન કરવાની આપણામાં શક્તિ આવે છે. આપણાં દુઃખની સંખ્યા જેટલી તે ઓછી કરે છે તેટલી સંખ્યામાં તે આપણા આનંદમાં અભિવૃદ્ધિ કરી શકતું નથી. જે કાંઇ કિંમતી છે તેના ઉપર જે કાંઇ કિંમત લખાવી જોઇએ તે હાલ અને હવે પછી પણ પરિશ્રમના પ્રમાણમાં લખાશે.

જંગલી લોકો એમ માને છે કે જ્યારે તેઓ કોઇ દુશ્મન ઉપર જીત મેળવે છે ત્યારે તેનો આત્મા પોતાનામાં દાખલ થાય છે અને પછી તે તેમનીવતી આગળ લડયાજ કરે છે. એ રીતે આપણી જીતોનો જુસ્સો આપણામાં દાખલ થાય છે અને તે પછીની જીત મેળવવામાં આપણને સહાય થાય છે.

બ્લુશરને લીઝ્ની આગળ ગઇ કાલે હરાવવામાં આવ્યો હોત; પણ આજે તો તેના દુશ્મનોમાં નિરાશા અને મૃત્યુ ફેંકતી તેની તોપોની ગર્જના તમે વૉટર્લુ આગળ સાંભળો છો!

સંયોગોની સામે થવાથી બળ મળે છે. વિરૂદ્ધતાથી તેની સામે ટકી રહેવાનું વિશેષ બળ આપણને મળે છે. એક વિક્ષેપ દૂર કરતાં, બીજો વિક્ષેપ દૂર કરવાની આપણામાં શક્તિ આવે છે. આગ્રહી, ઉત્સાહી, ઉદ્યોગી, નિર્ભય યુવાનનો મિત્ર કોણ નહિ થાય?

તમારો વ્યાપાર, તમારો ધંધો, તમારા જીવનનો ઉદ્યોગ સારો

છે, ઇશ્વરની અને સજ્જનની નજરમાં તે સારો છે એવી ખાતરી કરો; અને પછી તેને મક્કમપણે વળગી રહો. તેનોજ વિચાર કર્યા કરો, તેને માટેજ યોજના કર્યા કરો, તેને માટેજ કામ કરો, તેને માટેજ જીવન ગાળો, તેને માટે તમારા કામમાં તમારૂં દિલ, તમારૂં હૃદય અને તમારો આત્મા દાખલ કરો; અને જરૂર તમને જોઇએ તેવી ફતેહ મળશેજ. તમારો હેતુ નાનો હોય કે મોટો હોય, કોઇ પ્રજાનો પાયો રચવાનો હોય અગર તો બટાટા ભોંયમાં નાંખવાનો હોય તેની ફિકર નહિ—તેટલાજ આગ્રહની જરૂર છે. દરેક જણ દૃઢ સંકલ્પનાં વખાણ કરે છે અને જે તેનો સારા માટે ઉપયોગ કરે છે તેની મદદમાં સઘળાજ આવે છે.

ઍટલેન્ટીકનો ½ ભાગ વટાવ્યા પછી પણ અગ્નિ ઓલવતા નહિ, બોઇલર ઠંડાં કરતા નહિ. ગરમી જાળવી રાખજો.

જિ. સી. કોફિન કહે છે કે સન ૧૪૯૨ના ફેબ્રુઆરીમાં ધોળા કેશવાળો એક ગરીબ માણસ, જેનું માથું નિરાશાથી તેના ખચ્ચરની પીઠ સુધી નમી ગયું હતું તે અલ્હામ્બ્રાના સુન્દર દરવાજામાંથી ધીરે ધીરે નીકળ્યો. નાનપણથી તેને એક વિચાર ફરી ફરીને આવતો કે પૃથ્વી ગોળ છે. તે માનતો કે કોતરકામવાળા લાકડાનો એક કકડો, જેને દરિયામાં ૪૦૦ માઇલ દૂર ઉંચકી લેવામાં આવ્યો હતો અને પોર્તુગાલના કિનારા ઉપર, જાણવામાં આવેલાં મનુષ્ય જાતિના શરીરથી જુદાં એવાં બે શરીર પશ્ચિમની કોઇ અજાણી જગાએથી ખેંચાઇ આવ્યાં હતાં. પોર્તુગાલના રાજા જોને તેને મદદ કરવાનો ઢોંગ કર્યો હતો, પણ છાની રીતે તેણે પ્રોતેજ પોતાની સવારી આ તરફ મોકલી હતી. ભૂખમરામાંથી બચવા માટે તેણે રોટલી માટે ભીખ માગી હતી અને નકશાઓ તેણે દોર્યા હતા. તેણે પોતાની સ્ત્રી ગુમાવી હતી; તેના મિત્રોએ તેને ગાંડો ગણી કાઢી તજી દીધો હતો.

ફર્ડિનૅન્ડ અને ઇસાબેલાએ બોલાવેલી શાણા માણસોની સભાએ, પશ્ચિમમાં હંકારી પૂર્વમાં પહોંચવાના તેના સિદ્ધાન્તને હસી કાઢયો હતો.

કોલમ્બસે કહ્યું, "પણ સૂર્ય અને ચંદ્ર ગોળ છે તો પૃથ્વી શા માટે નહિ ?"

શાણા માણસોએ સવાલ ઉઠાવ્યો, "જો પૃથ્વી દડો હોય તો તેને કોણ પકડી રાખે છે ?"

કોલંબસે સવાલ કર્યો, "સૂર્ય અને ચંદ્રને કોણ પકડી રાખે છે?"

એક વિદ્વાન્ ડૉક્ટરે પૂછ્યું, "સીલીંગપર જેમ માખીઓ ચાલે છે તેમ ઉપર પગ અને નીચે લટકતાં માથાં સાથે માણસો કેવી રીતે ચાલી શકે ? હવામાં મૂળ સાથે વૃક્ષ શી રીતે ઉગી શકે ?"

એક બીજા તત્વવેત્તાએ કહ્યું, "આ રીતે પાણી તળાવોથી વહ્યાં જાય અને આપણે પડીજ જઇએ !"

એક ધર્મગુરૂએ કહ્યું, "આ મત બાઇબલની વિરૂદ્ધ છે. બાઇબલમાં તો એમ જણાવવામાં આવ્યું છે કે આકાશ તંબુની પેઠે તાણવામાં આવ્યું છે. અલબત્ત તે સપાટ છે. તેને ગોળ કહેવું એ તો ધાર્મિક અસત્ય કહેવા જેવું છે !"

નિરાશાથી તે અલ્હમ્બ્રા છોડી ગયો અને સાતમા ચાર્લ્સની સેવામાં દાખલ થવા તેણે ઇરાદો કર્યો; પણ તેણે પોતાને કોઇ બોલાવતું હોય એવો અવાજ સાંભળ્યો. એક જૂના મિત્રે ઇસાબેલાને કહ્યું કે "તે ખલાસી કહેતો હતો તે સાચું ઠરે તો એક થોડા ખર્ચથી તે વડે તમારા રાજ્યની કીર્તિ વધશે." ઇસાબેલાએ કહ્યું, "તે કામ હું કરાવીશ. તેને માટે જોઇતા પૈસા સારૂ હું મારૂં ઘરેણું પણ ગીરો મૂકીશ. તેને પાછો બોલાવો."

કોલમ્બસ પાછો ફર્યો અને તેની સાથે તેનું ભાવિ પણ બદ-

લાયું. એક પણ ખલાસીએ રાજીખુશીથી તેની સાથે જવાને મરજી બતાવી નહિ; પણ રાજારાણીએ તેઓને ફરજ પાડી. મછવા કરતાં વધારે મોટાં નહિ તેવાં વહાણોમાં નીકળ્યે ત્રણ દિવસ થયા નહિ તેટલામાં પીંટા વહાણનો સુકાન ભાગ્યો અને તેને તેવું નિશાન ચઢાવવું પડ્યું. ખલાસીઓમાં ભય ઉત્પન્ન થયો પણ કોલંબસે તેઓની આગળ હિંદુસ્થાનના સુવર્ણ અને ઝવાહિરનાં ચિત્ર રજુ કરી તેમની ભીતિઓનું સાન્ત્વન કર્યું. કાનરિઝની પશ્ચિમે ૨૦૦ માઇલ આગળ ધ્રુવનો તારો, હોકાયંત્ર બતાવી શકયું નહિ. ખલાસીઓ બખેડો કરવા તૈયાર થઇ ગયા, પણ તેણે તેમને કહ્યું કે ધ્રુવનો તારો બરાબર ઉત્તરમાં નથી. સ્વદેશથી ૨૩૦૦ માઇલ દૂર (જો કે તે તેમને ૧૭૦૦ માઇલ કહેતો) ઓરનાં કેટલાંક ઝાડવાં તરતાં પસાર થાય છે, જમીન ઉપરનાં પક્ષી ઉડતાં જણાય છે અને વિચિત્ર રીતે કોતરેલો લાકડાનો કકડો તેઓ ઉચકી લે છે! તા. ૧૨મી ઑકટોબરે કોલંબસે કેસ્ટાઇલનો વાવટો પશ્ચિમની દુનિયા ઉપર ઉડતો કર્યો.

ફરી ફરીને બેવડો ઉદ્યોગ કરવાનો માણસને સદ્બોધ ન મળે તો મુસ્કેલીઓનો ઉપયોગ શો? ફરી ફરીને માણસને હિંમત ન આપે તો ભયનો ઉપયોગ શો? જીત જબરદસ્તીથી મેળવવાને માણસને પ્રેરણા ન કરે તો શકયતાઓનો ઉપયોગ શો?

હેતુને પરિપૂર્ણ કરવાના આગ્રહ વિષે લખતાં લોંગફેલોએ કહ્યું છે કેઃ—

ઉમદા દિલનાં માણસોનો દિવ્ય ઉન્માદ,  
જે ઢીલો પડતો નથી તેમ ઓછો થતો નથી;  
તે જ્યાં સૂધી, તેને તેની આગાહીનું સર્વ કાંઇ મળતું નથી,  
અગર તેને જે ન મળે તે ઉત્પન્ન કરતો નથી,  
ત્યાં સૂધી પરિશ્રમ કરે છે, સહન કરે છે, રાહ જુએ છે.

ડિકન્સ કહેતો કે હું પેલા ભયાનક શોર્ટહેન્ડ અને તેને લગતા થયેલા સઘળા સુધારા ઉપર કેટલી મહેનત લેતો ?

મારા જીવનના આ સમયના આગ્રહ વિષે, ઉદ્યોગ વિષે અને જે ચાલુ ઉત્સાહ તે વખતે મારામાં પરિપક્વ થતો હતો અને જે મારા ચારિત્રની જબરદસ્ત બાબત હતી એમ હું જાણુતો હતો (તેમાં કાંઇ-પણુ જોમ હતું તો ) તે વિષે હું જે કાંઇ લખી ગયો છું તેમાં હું માત્ર એટલુંજ ઉમેરીશ કે, પાછળની બાબતો તપાસતાં માલમ પડે છે કે તેજ બાબતમાં મારી ફતેહનું મૂળ કારણુ રહેલું હતું.

સાયરસ ડબલ્યુ ફિલ્ડ, મોટી દોલત મેળવી ધંધામાંથી ફારેગ થયો હતો. તેવામાં, ઍટલૅન્ટિક મહાસાગરને તળીએ દોરડું નાંખી યુરોપ અને અમેરિકા વચ્ચે તારનો વ્યવહાર જોડી શકાશે એવો વિચાર તેને આવ્યો. પોતાના જીવનના સઘળા બળ સાથે તે એ કામમાં પડયો. પ્રાસ્તાવિક કામ, ન્યુયોર્કથી ન્યુફાઉન્ડલૅન્ડના સેંટ જોન સુધી એક હજાર માઇલ લાંબી તારની લાઇન બાંધવી એ હતું. ન્યુફાઉ-ન્ડલૅન્ડમાં થઇને કોઇ દિવસે જેને સ્પર્શ નહિ થયેલો તેવા જંગલના ચારસો માઇલ તેઓને રસ્તો તેમજ તાર બાંધવાનાં હતાં. કેપ બ્રેટન આગળ થઇને એક બીજા ૧૪૦ માઇલ વધારે બાંધવા એ સેંટલૉ-રેન્સ આગળ દોરડું નાંખવાની માફક ઘણું મહેનત ભરેલું કામ હતું.

ઘણી સખ્ત મહેનતવડે તેણુ પોતાની કંપની સારૂ બ્રિટિશ સર-કારની મદદ મેળવી; પણ કોન્ગ્રેસના જબરદસ્ત ધારામંડળની એટલી કડવી વિરૂદ્ધતા તેની સામે ઉભી થઇ કે તેની દરખાસ્તને સેનેટમાં માત્ર એકજ વધુ મત મળ્યો.

સેબાસ્ટપોલ આગળ બ્રિટિશ નૌકાસૈન્યના એક વહાણુ આ-ગ્મેમનીન ઉપર અને નાયગરા ઉપર યુનાઇટેડ સ્ટેટ્સના નૌકાસૈન્યના એક ભવ્ય નવા વહાણુ ઉપર દોરડું ચઢાવવામાં આવ્યું; પણુ એ

દોરડું પાંચ માઇલ કાઢવામાં આવ્યું તે પછી યંત્રમાં ગુંચવાયું અને દરિયામાં ગયું. બીજી અજમાયશ વખતે કામ કરનારાઓ કિનારેથી ૨૦૦ માઇલ ગયા હતા તેવામાં વિજળીનો પ્રવાહ બંધ પડી ગયો. માણસો જાણે કાળના મ્હોંમાં હોય તેમ તુતક ઉપર ધ્રૂજતા અને ઉદ્વેગ સાથે ફરતા હતા. દોરડું કાપી નાંખવાને મિ. ફિલ્ડ હુકમ આપવાની તૈયારીમાં હતા તેવામાં જેટલી ઝડપથી અને જેટલા રહસ્ય સાથે પ્રવાહ અદૃષ્ય થઇ ગયો હતો તેટલીજ ઝડપ અને તેટલાજ ભેદ સાથે પ્રવાહ પાછો આવ્યો. તે પછીની રાત્રીએ જ્યારે એક કલાકના ચાર માઇલ પ્રમાણે વહાણ ચાલતું હતું અને દોરડું કલાકના છ માઇલ પ્રમાણે ચાલતું હતું તેવામાં સ્ટીમરને જબરો ઝોલો આવતાં તરત બ્રેક લગાડવામાં આવી અને દોરડું તૂટયું.

આમ છતાં ફિલ્ડ પોતાનું કામ મૂકી દે એવો ન્હોતો. સાતસો માઇલ નવું દોરડું મંગાવવામાં આવ્યું અને આ લાંબી લાઇન ઉપર તે નાંખવા માટે વધારે સારા યંત્રની યોજના કરવા એક ઘણા હુશિયાર માણસને રોકવામાં આવ્યો. યંત્ર તૈયાર કરવા માટે અમેરિકન અને બ્રિટિશ શોધકો સાથે રોકાયા. છેવટે મધ્ય મહાસાગરમાં દોરડાના બે અર્ધા ભાગને વણીને સાંધવામાં આવ્યા અને એક આયર્લેન્ડ માટે અને બીજી ન્યુફાઉન્ડલેન્ડ માટે એમ સ્ટીમરો અલગ જવા માંડી. દરેકની સાથે ને સાથે કિંમતી દોરડું રહેતું અને એવી આશા રાખવામાં આવતી હતી કે તેથી બે ખંડ જોડાઇ જશે. વહાણો ત્રણ માઇલ અલગ થાય તે પહેલાં દોરડું છૂટું પડી ગયું. ફરી તેને વણવામાં આવ્યું અને બસેં માઇલ ચાલ્યું; તેવામાં આગમેમ્નોનથી તે ૨૦ ફીટ છૂટું પડી ગયું અને વહાણો આયર્લેન્ડના કિનારા તરફ પાછા ફર્યા.

ડાઇરેકટરો નિરાશ થઇ ગયા, લોકો શંકાશીલ થઇ ગયા, થાપણ

ભરનારા ડરવા લાગ્યા અને મિ. ફિલ્ડ જેઓ લગભગ ખોરાક અગર ઉંઘ વગર રાત્રીદિવસ કામ કરતા તેમનો અજીત ઉદ્યોગ અને સમજાવી લેવાની શક્તિ ન હોત તો આખી યોજના પડતી મૂકવામાં આવી હોત. છેવટે એક ત્રીજો પ્રયાસ એવી ફતેહ સાથે કરવામાં આવ્યો કે કાંઈ પણ ભંગાણ વગર દોરડું મૂકવામાં આવ્યું અને મહાસાગરમાં સાતસો યોજન સુધી કેટલાક સંદેશા પહોંચાડી શકાયા. પણ વળી પાછો પ્રવાહ એકદમ ગયો.

હવે તો સાયરસ ડબલ્યુ ફિલ્ડ અને એકાદ બે મિત્રો શિવાય સર્વેના હૃદયમાં શ્રધ્ધા મૃતઃપ્રાય થઇ ગઇ. છતાં તેઓ એટલા આગ્રહથી કામ કરતા કે તેમને જે માર્ગે વધારે ડહાપણ ભરેલો લાગતો તેની વિરૂધ્ધ જઇને પણ તેઓ એક બીજી અજમાયશ માટે પૈસા આપવા લોકોને સમજાવવા લાગ્યા. નવું અને ચઢીયાતું દોરડું દરિયામાં ધીરે ધીરે જનાર " ધ ગ્રેટ ઇસ્ટર્ન " ઉપર ચઢાવવામાં આવ્યું. સ્ટીમર આગળ વધતી તેમ દોરડું ફેંકયે જતી. ન્યુફાઉન્ડલેન્ડથી ૬૦૦ માઇલની અંદર દરેક ચીજે જાદુની માફક કામ કર્યું. પણ તેવામાં દોરડું તુટયું અને ડૂબ્યું. તેને ઉંચું કરવાના કેટલાક નિષ્ફળ પ્રયત્નો પછી આ કામ એક વર્ષ સુધી પડતું મૂકવામાં આવ્યું. આ બધી મુશ્કેલીઓથી મિ. ફિલ્ડ નિરાશ થયા નહિ. તેણે દૃઢ સંકલ્પથી કામ કરવા માંડ્યું, નવી કંપનીની યોજના કરી અને પહેલાં વપરાતા માલ કરતાં ઘણો ઉત્તમ માલ, ઉત્તમ દોરડું તૈયાર કર્યું, અને ૧૮૬૬ ના જુલાઇની ૧૩ મી તારીખે અજમાયશ શરૂ થઇ અને પરિણામે નીચેનો સંદેશો ન્યુયોર્ક મોકલી શકાયો:—

હાર્ટસ કન્ટેન્ટ, જુલાઇ ૨૭.

આજ સવારે અમે નવ વાગે અહીં આવ્યા. સઘળું બરાબર

છે. દોરડું નાંખી શકાયું છે અને બરોબર રીતે કામ કરવાની સ્થિતિમાં છે તે માટે ઈશ્વરનો હું આભાર માનું છું.—સાઈરસ ડબલ્યુ ફિલ્ડ.

જૂના દોરડાને પણ ઉંચકી લેવામાં, વણીને સાંધવામાં આવ્યું અને ન્યુફાઉન્ડલેન્ડ સુધી લઇ જવામાં આવ્યું અને ઘણાં વર્ષ સુધી ઉપયોગી થઇ પડવાની ભવિષ્યની સારી આશા સાથે બન્ને હજુ પણ કામ કરે છે.

બાઇબલમાં આપણે વાંચીએ છીએ કે "મુશ્કેલીઓને જે જીતે છે તેને હું મારા તખ્ત ઉપર બેસવા માટે જગા કરી આપું છું."

એમ કહેવાય છે કે ફતેહમંદ માણસોએ પોતાની ફતેહ માટે પોતાની સ્વાભાવિક શક્તિઓ, મિત્રો અને આજુબાજુના અનુકૂળ સંયોગો કરતાં પોતાના આગ્રહ ઉપર વધારે આધાર રાખ્યો હોય છે. પરિશ્રમની સાથે પ્રતિભા ઉભી રહી શકશે નહિ, ઢીલી પડી જશે. મોટી મોટી શક્તિઓ પણ મહાન્ ઉદ્યોગને વશ થઇ જશે. બુદ્ધિ-શક્તિની જરૂર છે, પણ આગ્રહ, ખંત વધારે જરૂરનાં છે.

એક યુવાન માણસે જિઅર્ડિનીને પૂછ્યું, વાયોલિન વગાડતાં શીખતાં તમને કેટલો વખત લાગ્યો? તે મહાન્ વાયોલિન વગાડનારે ઉત્તર દીધો, "૨૦ વર્ષ સુધી બાર બાર કલાક મેં કામ કર્યું ત્યારે તે મને આવડ્યું છે." લાયમન બીચરના બાપને જ્યારે પૂછવામાં આવ્યું કે "પ્રભુના રાજ્ય" વિષેનો તેનો પ્રખ્યાત ઉપદેશ તૈયાર કરતાં તેને કેટલો વખત લાગ્યો હતો, ત્યારે તેણે જવાબ દીધો કે "આશરે ૪૦ વર્ષ."

વારંવાર નિષ્ફળ જવાથી નાહિંમત થઇ, એક ચીના વિદ્યાર્થીએ નિરાશામાં પોતાનું પુસ્તક ફેંકી દીધું. એવામાં તેણે એક ગરીબ બાઇને સોય બનાવવા માટે પત્થર ઉપર લોખંડનો સળીયો ઘસતાં જોઇ.

ધૈર્યના આ દૃષ્ટાન્તથી નવા સંકલ્પ સાથે તે પોતાના અભ્યાસ ઉપર ફરી ચઢી ગયો અને ચીનના ત્રણ મહાન્માં મહાન્ પંડિતોમાંનો એક બન્યો.

સિડનિ સ્મિથ કહેતો કે સામાન્ય રીતે કહીએ તો સઘળા સાચા મહાન્ પુરૂષોનું જીવન અતિશય અને અવિરત પરિશ્રમ ભર્યું હોય છે. જીંદગીનો પહેલો અર્ધો ભાગ સાધારણ રીતે તેઓ ગરીબી અને હલકી દશાના પૂરા અંધકારમાં ગાળે છે. નબળા માણસો જાણે તેમને જાણતાજ નથી, તેમને ભૂલી જાય છે, તેમને વખોડી કાઢે છે. બીજાઓ ઉંઘતા ત્યારે તેઓ વિચાર કરતા, બીજા તોફાન કરતા ત્યારે તેઓ વાંચતા. તેમને તેમના પોતાનામાં એવી લાગણી થયા કરતી કે–તેમનો અંતરાત્મા તેમને એમ કહેતો કે જગત્ના કચરામાં તેમને હમેશાં પડયા રહેવાનું નહોતું; અને પછી જ્યારે તેમનો સમય આવે છે અને કોઇ નાના અકસ્માતથી તેમનો પહેલો પ્રસંગ આવે છે ત્યારે તેઓ જાહેરજીવનમાં પ્રકાશ અને ગૌરવ સાથે, સમયનાં સઘળાં સુફળ સાથે મનના સઘળા પરિશ્રમો અને લડતોમાં પૂરા બળ સાથે બહાર પડી આવે છે.

મિલિબ્રાન કહેતી કે " જો હું મારો મ્હાવરો એક દિવસ પણ મૂકી દઉં તો મારા કામમાં ફેર પડે છે; જો બે દિવસ હું મારો મ્હાવરો મૂકી દઉં તો મારા મિત્રોને તે ફેર માલમ પડી આવે છે અને જો એક અઠવાડિયા સુધી હું મારો મ્હાવરો મૂકી દઉં તો આખું જગત્ મારી નિષ્ફળતા જોઇ શકે છે." અખંડ, આગ્રહયુક્ત યત્નનો બદલો એ તેની અદ્‌ભુત શક્તિ હતી.

ઇસ્ટ ઇંડિયામાં જ્યારે એક છોકરો ધનુર્વિદ્યા શીખે છે ત્યારે બાણને અડકના પહેલાં ધનુષ્યની પણછ કાન સુધી ખેંચતાં શીખવાનો મ્હાવરો ત્રણ માસ સુધી કરવાની તેને ફરજ પાડવામાં આવે છે.

કૉન્ફ્યુશિયસ કહેતો કે જો હું "એક પર્વત રચતો હોઉં અને તેને શિખરે માટીની છેલ્લીજ ટોપલી નાંખતાં અટકી જાઉં તો હું નિષ્ફળ ગયો છું એમ મારે કહેવું જોઇએ."

ધ્રુવ પાસેના સમુદ્રથી પોતાના પતિને બચાવવા માટે લેડિ ફ્રૅન્કિલને બાર વર્ષ સૂધી અવિરત યત્ન ઉઠાવ્યાં હતો. કાંઈ પણ આશા વગરની, ફળ વગરની શોધ છોડી દેવાને કોઇ પણ બાબતથી તે હિંમત હારી નહિ અગર લાલચને વશ થઇ નહિ. એમ કરતાં કરતાં આખરે તેણે સાબિત કર્યું કે વાયવ્ય દિશાનો રસ્તો ખોળતાં, અજાણ્યા સમુદ્ર આગળ થઇને પસાર થતાં તે મરણ પામ્યો હતો.

કોઇપણ હેતુ પરિપૂર્ણ કરવાના આગ્રહના અંશ બેન્જામિન ફ્રૅન્કિલનમાં અદ્‌ભુત હતા. ફિલાડેલ્ફિયામાં જયારે તેણે પોતાના છાપવાના ધંધાની શરૂઆત કરી ત્યારે તે પોતાની છાપવાની સામગ્રી ઠેલણગાડી ઉપર ફેરવતો. પોતાની ઑફિસ, કામ કરવાની જગા અને સૂઇ રહેવાની જગા માટે એકજ ઓરડી તેણે ભાડે રાખી હતી. શહેરમાં તેનો એક ભયંકર પ્રતિસ્પર્ધી ઉભો થયો. તેણે તેને પોતાની ઓરડીમાં બોલાવ્યો. જમતી વખતે પોતે ખાધેલી રોટલીના કડકા તરફ આંગળી કરી તેણે કહ્યું, તમે મારા કરતાં થોડા ખર્ચથી જીવનનિર્વાહ ન કરી શકો ત્યાં સૂધી, તમે મારો રોટલો લઇ શકશો નહિ. ફ્રેન્ચ રાજવિપ્લવનો ઇતિહાસ લખતાં કાર્લાઇલને જે દુર્દશા નડી હતી તે સઘળા જાણે છે. છાપખાનામાં છાપવા આપવા માટે પહેલો ભાગ તૈયાર થયો તે પછી તેણે એક પાડોશીને તે હસ્તલેખ ઉછીનો આપ્યો હતો. તેણે તે જમીન ઉપર પડી રહેવા દીધો હતો. ચાકરડીએ દેવતા સળગાવવા તે ઉપાડી લીધો. પરિણામે તેને ઘણું દુઃખ અને નિરાશા થયાં. પણ કાર્લાઇલ પોતાનું કામ છોડી દે તેવો માણસ નહોતો. આધાર માટે સેંકડો પુસ્તકો અને કોડીબંધ હસ્તલેખ મહિનાના મહિના ઉથ-

લાવી, જે એક થોડી મિનિટમાં બળી ગયું હતુ તે તેણે પાછું ઉત્પન્ન કર્યું. પક્ષીઓનાં ચિત્રો માટે, પદાર્થવિજ્ઞાનવેત્તા ઑડુબોંએ અમેરિકાનાં જંગલોમાં પોતાની બંદૂક અને નોટબુક સાથે બે વર્ષ ગાળ્યાં હતાં. એક પેટીમાં બંધ કરી તેણે તે ચિત્ર ઉંચે ભરાવી દીધાં હતાં અને તે પછી રજા ઉપર ગયો હતો. જ્યારે તે પાછો ફર્યો અને પેટી ઉઘાડી તો તેનાં સુંદર ચિત્રોમાં નૉર્વેજિયન ઉંદરોએ દર કર્યું હતું. દરેક ચિત્ર ખરાબ થઇ ગયું હતું. તેને ઘણીજ ભયંકર નિરાશા થઇ. છતાં તેણે પોતાની બંદૂક અને નોટબુક ફરીથી લીધાં અને જંગલમાં નીકળી પડયો. પહેલાં જે ચિત્રો તેની પાસે હતાં તેના કરતાં પણ વધારે સારાં ચિત્ર તેણે ફરી તૈયાર કર્યાં.

રૉબર્ટ ઍન્સવર્થે ઘણાં વર્ષ સુધી લૅટિન ડિક્શનરિ (કોષ) ઉપર કામ કર્યું હતું. તે પોતાની સ્ત્રીના કામકાજ માટે પૂરતો વખત આપતો નહિ તેથી તે તેના ઉપર ગુસ્સે થઇ ગઇ અને તેનો આખો હસ્તલેખ બાળી નાંખ્યો. તે તેણે ફરીથી લખી નાંખ્યો પણ તેણે પોતાની સ્ત્રીનો આ દોષ માફ કર્યો નહિ.

એક વેપારી એક શિલ્પી પાસે ગયો અને એક પૂતળું કોતરવા માટે રોજીથી તેને રાખવા માગણી કરી. શિલ્પીએ જવાબ દીધો, ફંગાલ, હલકા માણસ ! ૨૫ દિવસમાં આ પૂતળું કરવા માટે ૨૫ વર્ષથી તે કામ હું શીખું છું.

પોતાના લેખોમાંથી પસંદ કરેલો એક લેખ જાહેરમાં વાંચવા ડિકન્સને કહેવામાં આવ્યું ત્યારે તેણે જવાબ દીધો કે "તેમ કરવાને મને વખત નથી, કારણ કે લોકો પાસે આ લેખ વાંચવા પહેલાં છ મહિના સુધી દરેક લેખ ફરી ફરીને વાંચવાની મને ટેવ છે." તે કહે છે કે હું તમને ખાતરી આપું છું કે સાધારણ, નમ્ર, ધૈર્યયુક્ત, પરિશ્રમ સાથેના ધ્યાન વગર, જે સ્થિતિમાં આ મારી નવીન શોધ

છે તે સ્થિતિમાં પણ તે મને ઉપયોગી થઇ પડત નહિ.

સ્પેક્ટેટર શરૂ કર્યું તે પહેલાં એડિસને હસ્તલેખનાં ત્રણ વૉલ્યુમ એકઠાં કર્યાં હતાં.

દૃઢ નિશ્ચયવાળા, આગ્રહવાળા માણસને દરેક જણ વખાણે છે. માર્કસ મોર્ટને મસાચુસેટસના ગવર્નરની જગા માટે ૧૬ વાર ઉમેદવારી કરી હતી. આખરે તેની હિંમતથી મુગ્ધ થઇ તેના વિરોધીઓએ તેને માટે મત આપ્યો અને એક મતના વધુમતથી તેને ચૂંટી કાઢવામાં આવ્યો. ચોપડીઓ ખરીદવા જેટલી પોતાની શક્તિ નહિ હોવાથી લિટલટન વિષેના કૅાકના આખા પુસ્તકની લોર્ડ એલ્ડને બે વાર નકલ કરી હતી. ગિબને પોતાનો વૃત્તાંત નવ વખત ફરી ફરીને લખ્યો હતો. આવો આગ્રહ હમેશાં ફતેહ પામે છે.

એક શિક્ષક, ડૅનિયલના ત્રીજા પ્રકરણમાંના કેટલાક અઘરા ભાગનું શિક્ષણ કેટલાક છોકરાઓને આપતો હતો. તેઓએ તે પ્રકરણ ત્રીજીવારનું વાંચ્યું, ત્યારે સ્હેજ સ્હેજમાં નિરાશ થયેલા એક વિદ્યાર્થી આગળ, શાડાક, મેશાક અને આબેનેગોનાં નામ ફરી આવ્યાં ત્યારે તે એકદમ અટકી ગયો અને ઘણાજ નિરાશાભર્યા અવાજે બોલ્યો, “ સાહેબ, ફરી આ ત્રણ જણ આવ્યા. ” આ સ્થિતિમાં ઘણા માણસો આવે છે. તેઓ આ સ્થિતિમાં આવતાં સુધી ઠીક ઠીક ચાલે છે પણ “ ફરી આ ત્રણ જણ આવ્યા ” એ સ્થિતિમાં તેઓ આવે છે ત્યારે તેઓ અટકી જાય છે અને જ્યાં સુધી અડચણ દૂર ન થાય ત્યાં સુધી આગળ વધી શકતા નથી.

ફિલીપ્સ ઍકેડેમીમાં શિક્ષકો આગળ વેબસ્ટરે જાહેર કર્યું હતું કે નિશાળ આગળ તે બોલી શકતો નહિ. તે કહેતો કે એક પછી એક ફકરાઓને મોંઢે કરતો અને પોતાની ઓરડીમાં તે બોલી જવાનો પ્રયોગ કરતો; પણ જ્યારે ઍકેડેમીમાં તેનું નામ બોલાતાં તેણે સાંભળ્યું

અને સઘળાની નજર તેના તરફ ફરી, ત્યારે ઍકેડેમીનો ઓરડો અંધારો થઇ ગયો અને પોતે જે કાંઇ જાણતો હતો તે મગજમાંથી અદૃષ્ય થઇ ગયું; છતાં વેબસ્ટર અમેરિકાનો મહાન્ વક્તા થઇ શક્યો.

યુનાઇટેડ સ્ટેટસની રાજસભામાં વેબ્સ્ટરે હેનને જે મહાન્ ઉત્તર આપ્યો હતો તેનાથી ડેમોસ્થનિસની વક્તૃતા પણ ચઢી જઇ શકે કે કેમ એ શક ભરેલું છે. વિદ્યાલયમાં બનેલા એક બનાવથી વેબસ્ટરનો આગ્રહ જણાઈ આવે છે. કબૂતર ઉપર ગોળીબ્હાર કરવા માટે, વર્જિલની ૧૦૦ લાઇન મ્હોંએ કરી લાવવાની મુખ્ય શિક્ષકે તેને સજા કરી.

તે જાણતો હતો કે પ્રિન્સિપાલ તે સાંજે અમુક ગાડીમાં જવાના છે. તે પોતાની ઓરડીમાં ગયો અને ૭૦૦ લીટી તેણે મ્હોંએ કરી. ટ્રેન ઉપડવાના થોડોક વખત અગાઉ તે આ લીટીઓ પ્રિન્સિપાલ આગળ બોલી જવા માટે ગયો. ૧૦૦ લીટીઓ બોલી ગયા પછી, બસેં લીટીઓ પૂરી થઇ ત્યાંસુધી તે બોલ્યેજ ગયો; પ્રિન્સિપાલ તેની ઘડીઆળ સામું જોઇ હવે ચિંતાતુર બનવા લાગ્યો પણ વેબસ્ટર તો બોલવાજ લાગ્યો હતો. પ્રિન્સિપાલે આખરે તેને અટકાવ્યો અને તે કેટલી વધારે લીટીઓ મ્હોંએ કરી લાવ્યો હતો તે વિષે તેને પૂછ્યું. વેબસ્ટરે કહ્યું, “આશરે પાંચસે વધારે.” વળી પાછો તે કવિતા બોલવા માંડયો.

પ્રિન્સિપાલે કહ્યું, “હવે રહેવા દે. બાકી રહેલો વખત કબૂતરને ગોળી લગાવવામાં તું ગાળજે.”

પોતાના કાર્યમાં આગ્રહ બતાવવા માટે મહાન્ લેખકોએ વિખ્યાતિ મેળવી છે. તેમની કૃતિઓ પ્રતિભાથી પ્રકાશતાં તેમનાં મનમાંથી એકદમ ફેંકાઇ નથી પણ જ્યાં સુધી તેમના પ્રયત્નનું હરેક ચિહ્ન ભુંસાઇ જાય ત્યાં સુધી તે કૃતિઓને સુંદર, લાવણ્યયુક્ત કરવાને

વધારે ને વધારે પરિશ્રમ કરવામાં આવ્યો હોય છે. બિશપ બટલરે પોતાના "ઍનેલૉજી" નામના પુસ્તક માટે ૨૦ વર્ષ સુધી અવિરત પ્રયાસ કર્યો હતો, અને તે પછી તેને પોતાના કામ માટે એટલો અસંતોષ થયો હતો કે તેને તે બાળી નાંખવાની મરજી થઇ હતી. રૂસો કહે છે કે અવિરત અશાંતિથી, ઉદ્યોગથી, અનંત ડાઘાડુઘી અને છેકછાકથી, શૈલીની સરલતા અને સુંદરતા તેણે મેળવ્યાં હતાં. વર્જિલે ઇનિડ માટે ૧૧ વર્ષ સુધી પ્રયાસ કર્યો હતો. હૉથોર્ને અને એમર્સન જેવા મહાન્ નરોની ડાયરી ઉપરથી એક કલાકમાં વંચાઇ રહે એવા પુસ્તક માટે તેમણે કેટલું બધું વૈતરૂં ઉઠાવ્યું છે, કેટલો બધો સમય ગાળ્યો છે તે જણાઇ આવે છે. ઇસ્પ્રીડ લુઇ લખવામાં મોન્ટેસ્કવીએ પચીસ વર્ષ ગાળ્યાં હતાં પણ તમારે તે વાંચવું હોય તો તમે તે ૬૦ મિનિટમાં વાંચી શકો. "વેલ્થ ઑફ નેશન્સ" એ નામના પુસ્તક પાછળ ઍડમ સ્મિથે ૧૦ વર્ષ ગાળ્યાં હતાં. જ્યારે પોતે પાંચસો લીટીઓ લખી હતી ત્યારે યુરીપીડીસે ત્રણ લીટીઓ લખવામાં ત્રણ દિવસ ગાળ્યા હતા એ બાબતમાં એક પ્રતિસ્પર્ધી નાટક લખનારે યુરીપીડીસનું ઉપહાસ કર્યું હતું પણ તેણે જવાબ દીધો હતો કે તમારી ૫૦૦ લીટી ત્રણ દિવસમાં નાશ પામી જશે અને ભૂલી જવાશે જ્યારે મારી ત્રણ લીટીઓ ચિરકાળ ટકશે.

"તોફાનનું વર્ણન" એ નામનો પોતાનો લેખ ઍરિઓસ્ટોએ જૂદી જૂદી ૧૬ રીતિએ લખ્યો હતો. "ઓરલેન્ડો ફ્યુરિઓસો" નામની પોતાની કૃતિ ઉપર તેણે ૧૦ વર્ષ ગાળ્યાં હતાં અને આટલી મહેનત પછી પંદર પેન્સની એક એ પ્રમાણે માત્ર ૧૦૦ નકલજ તેણે વેચી હતી. બર્કના એક ઉમરાવને લખેલા પત્રો (સાહિત્યની સઘળી સર્વોત્તમ કૃતિઓમાંની એક) નાં પ્રુફ પ્રકટકર્તા પાસે એટલા બધા ફેરફાર અને છેકછાક સાથે જતાં કે છાપનારે તે સુધા-

વાને ચોખ્ખેચોખ્ખી ના પાડી અને તે ફરીથી ગોઠવવાં પડયાં. "કુદરતનો પ્રકાશ" એ નામના લેખ ઉપર ઍડમ ટકરે ૧૮ વર્ષ ગાળ્યાં હતાં, એક મહાન્ પદાર્થવિજ્ઞાનવેત્તાએ એક માખીના અંગ વ્યવચ્છેદ ઉપર ૮ વર્ષ ગાળ્યાં હતાં. થૉરોનું ન્યુ ઇંગ્લૅન્ડને લગતું ગોપકાવ્ય, "કોન્કૉર્ડ અને મૅરિમેક નદી ઉપર એક અઠવાડિયું" તદ્દન નિષ્ફળ ગયું હતું. છપાયેલી ૧૦૦૦ નકલમાંથી ૭૦૦ પ્રકટ કરનારાઓ પાસેથી પાછી મળી હતી. થૉરોએ પોતાની ડાયરીમાં લખ્યું હતું કે મારા પુસ્તકાલયમાં ૯૦૦ ને આશરે પુસ્તકો છે જેમાંનાં ૭૦૦ મેં લખ્યાં છે. છતાં તે કહે છે કે હું હમેશાં સમાન નિશ્ચય સાથે કલમ પકડું છું,

એક ચીજ મૂકી બીજી ચીજને વળગનાર માણસ કાંઇ પણ સુફળ સંપાદન કરી શકતો નથી. ધીરો પણ આગ્રહી કાચબો, ઝડપવાળા પણ નિશ્ચયમાં શિથિલ સસલા કરતાં આગળ વધી જાય છે. હાઇસ્કૂલના ચાર વર્ષના ધોરણ માટે જે સમય ગાળવામાં આવે છે તેના કરતાં પણ ૧૨ વર્ષ સુધી દિવસનો એક કલાક, કામમાં આગળ પડી જાય છે. એકજ પુસ્તકના વાચનથી, ફરી ફરીને કરવામાં આવેલા વાચનથી ઘણા માણસની જીંદગી ઘડાઇ છે. બુલ્વર કહે છે કે ધૈર્ય એ વિજેતાની હિંમત છે. ભાવિ સામે થનારનો આખી દુનિયાની સામે થનાર એક માણસનો, જડની સામે થનાર ચૈતન્યનો, આત્મનનો, આ સર્વોત્કૃષ્ટ સદ્દગુણ છે. આથીજ બાઇબલમાં તેને હિંમત એ નામ આપવામાં આવ્યું છે. સામાજિક દૃષ્ટિએ માણસો, અને સંસ્થાઓને આ સદ્ગુણનું શિક્ષણ સાચા દિલથી જેટલું અપાય તેટલું ઓછું છે. દૃઢતા. એક વિચારને, એક નિશ્ચયને વળગી રહેવું એ ગુણની ખામીથીજ ઘણી વાર નિષ્ફળતા મળે છે, આજે જે લખપતિ હોય છે તે આ ગુણની ખામીથી બીજેજ દિવસે ભિખારી બને છે. કોઈ પણ ખરી

મહાન્ ફતેહ તમે મને બતાવો. જે આગ્રહના ફળ રૂપે ન હોય. પોતાના જે એક ચિત્રથી ટિટિએન પ્રખ્યાત થયો હતો તે માટે તેણે આઠ વર્ષ ગાળ્યાં હતાં. બીજાએ સાત વર્ષ ગાળ્યાં હતાં. પ્રખ્યાત લેખકોએ પોતાની લોકપ્રિયતા શી રીતે મેળવી હતી ? કાંઇ પણ પગાર વગર વર્ષો સુધી લખવાથી, માત્ર મહાવરા તરીકે સેંકડો પાનાં લખવાથી, અડધી જીંદગી સુધી, કેદખાનાના ગુલામની પેઠે—કીર્તિ શિવાય બીજા કોઇ પણ ફળ વગર કામ કરવાથી. બર્ક કહે છે, "નિરાશ થતા નહિ; પણ નિરાશ થાઓ તો નિરાશામાં પણ કામ કરો." એમર્સન કહે છે કે લાયક કામોમાં જેણે પોતાના એકંદર બળનો ઉપયોગ કર્યો છે તેને ડહાપણનો પૂરેપૂરો બદલો મળે છે.

નીતિશાસ્ત્રને જાણનાર એક વિદ્વાન્ કહે છે કે મુખ્યત્વે કરીને સ્ત્રીજાતિમાં એક એવો વર્ગ છે જેઓ બીજાની મદદ સાથે પણ પોતાનો એક નિશ્ચય કરવાને અશક્ત હોય છે; જેઓના વિચાર હમેશાં ને હમેશાં બદલાયા કરે છે અને જેઓ ફરી ફરીને પશ્ચાત્તાપ કર્યાજ કરે છે, જેઓ પોતાના પહેલા નિશ્ચય ઉપર પાછા આવે છે અને ફરી પોતાના આગલા નિશ્ચય ઉપર ઘણા મોડા આવવા માટે દિલગીર થાય છે. ચાલતા જવું કે ગાડીમાં જવું, એક દિશામાં જવું કે બીજી દિશામાં જવું, અને આવીજ બીજી પચીસ પચાસ ક્ષુદ્ર બાબતમાં તેઓ એક નિશ્ચય બનાવી શકતા નથી; અને આખરે તેઓ પોતે પણ બેમાંથી જેને ઓછામાં ઓછી અનુકૂળ અને પસંદ કરવા લાયક બાબત ધારે છે તેજ બાબત આખરે તેઓ કરે છે. એ વાત તો ઉઘાડી છે કે આ ક્ષુદ્ર બાબતમાં બતાવવામાં આવતો આ સ્વભાવ વધારે અગત્યની બાબતોમાં બતાવવામાં આવશે. પોતાને માટે તેમ પોતાની આજુઆજુનાં માણસો માટે આ સ્વભાવ ઘણોજ કમનસીબી ભરેલો તેમ દુઃખદાયક છે. મનના આવા બંધા-

રણુ વાળા માણુસ માટે એકજ ઉપાય છે અને તે એ છે કે પ્રથમજ કરેલા નિશ્ચય અગર નિર્ણયના લાભાલાભનો વિચાર કર્યા વગર અને તેને અનુસરી કરેલી કોઇ પણ બાબત માટે ઉદ્વેગ કર્યા વગર ગમે તેવા પણ તે પહેલા નિશ્ચયને કે નિર્ણયને વળગી રહેવું; અને તરત દૃઢ નિશ્ચય ઉપર આવવાની ટેવની ખામીથી કદાચ શરૂઆતમાં ઘણે ભાગે ભૂલ થાય તો પણ નિર્બળ અને કંગાળ, નિશ્ચયની અદૃઢતાથી થતા નુકશાન કરતાં તેનાથી ઘણું ઓછું નુકશાન થશે.

માણુસ જે કાંઇ સંપાદન કરે, જે કાંઇ પરિપૂર્ણ કરે તેથી વિજયનું માપ થવું ન જોઇએ. જે **વિરૂદ્ધતાની** તે **સામો થયો હતો** તેથી તેમ ઍલેકઝાંડરે જેમ હારીને પણ યુદ્ધની કલા સંપાદન કરી હતી તેમ ભારે સંખ્યાથી સામે જે હિંમતથી તેણે લડત ચલાવી હોય તેથી ફતેહનું માપ થવું જોઇએ.

સિંહના ચામડાથી ઢંકાયલું, હડપચી નીચે અદબ વાળેલા પંજા સાથેનું હર્ક્યુલિસ દેવનું માથું બતાવવામાં એ અર્થ રાખેલો છે કે જ્યારે આપણે આપણી ઉપર આવી પડેલી આપત્તિઓ ઉપર જય મેળવીએ છીએ ત્યારે તે આપણુને સહાય કારક થઇ પડે છે. અજેય સંકલ્પશક્તિનું ગૌરવ કાંઇક જૂદુંજ છે.

પણ કસોટી સારૂ ત્હારા આત્માને બળવાન્ બનાવ;
તારી પસંદ કરેલી દશાથી તું પાછો હઠીશ નહિ;
ભલા પણ બ્હીકણ માણુસો ભલે અલગ રહે,
સાધુજન ભલે, ક્રોધ કરે; પણ પાછો હઠતો ના.
જે તીર ફેંકાઇ ગયું છે તે પર,
તિરસ્કારના અધમ, સુસવાટ કરતા તીર પર ધ્યાન આપતો ના.
કારણ કે ધૈર્યથી ઉત્પન્ન થતો વિજય આખરે
તારી સમીપ નિવાસ કરશે. **આર્યા.**

ઉન્નતિને જે શિખરે મહાન્ પુરૂષો પહોંચ્યા છે,
તેઓએ જે ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું છે,
તે તેઓએ આકસ્મિક ઉડીને એકદમ પ્રાપ્ત કર્યું નથી.

પરન્તુ રાત્રીએ જ્યારે તેમના સોબતીઓ ઉંઘતા હતા, ત્યારે તેઓ ઘણીજ મહેનત કરતા હતા.

આપણને પાંખો નથી કે આપણે ઉડી શકીએ,
પણ આપણા સમયનાં વાદળ જેટલા ઉંચે શિખરે
ધીરે ધીરે પણ વધારે ને વધારે ચઢવા માટે આપણને પગ છે.



# પ્રકરણ ૨૨ મું.

## દીર્ઘાયુષ્યઃ તે કેવી રીતે પ્રાપ્ત કરવું.

પ્રકાશમય જગત્, જ્યાં પ્રભુનું તેજોમય તખ્ત વિરાજમાન છે
ત્યાં જ માત્ર,

પૃથ્વી, જેની આજુબાજુ આવી રહેલા સમુદ્રનાં મોજાં આવે છે
અને જાય છે,

જ્યાં પ્રકાશમાન લીલોતરીવાળા અસંખ્ય ટાપુઓ આવી રહ્યા છે,
ત્યાં જ માત્ર,

પ્રભુનો સઘળો મહિમા જોવામાં આવતો નથી;
હારા અદ્ભુત શરીર તરફ દૃષ્ટિ કર.
પ્રભુની અનંત દીર્ઘ દૃષ્ટિ ત્યાં પણ તેવી જ છે. હોમ્સ.

વૈભવ અને એશઆરામના ઢગલે ઢગલા કરો. તંદુરસ્તી તે કરતાં ચઢી જાય છે. જુલિયા વૉર્ડ હો.

સુખ આપનાર આરોગ્ય! સુવર્ણ અને ધનના ઢગલા કરતાં તું વધારે કિંમતી છે. આત્માનો વિકાસ કરનાર તું છે. શિક્ષણ ગ્રહણ કરવાની અને સદ્ગુણની લ્હેજત ચાખવાની આત્માની સઘળી શક્તિઓને ખીલવનાર તું છે. જેની પાસે તું છે તેને બીજું બહુ ઇચ્છવા જેવું રહેતું નથી અને જેને ત્હારી ન્યૂનતા છે તે કંગાળ મનુષ્યને ત્હારા વગર દરેક ચીજની જરૂર રહે છે. સ્ટર્ન.

વૃદ્ધાવસ્થામાં તેના શરીરને કોઈ જડ ઘાલી બેઠેલી વેદના, દુઃખ હતી ન્હોતી,

કારણ કે, મોજશોખ અને પ્રમાદ, તેનામાં હતાં નહિ,
અને તેથી આવી કોઇ ચીજને પોષણ મળ્યું ન્હોતું.
શેક્સપિયર. વૃદ્ધ મનુષ્યની ઉત્તરક્રિયા.

"સૌન્દર્ય ઉત્પન્ન કરનાર વસ્તુઓ, આરોગ્ય અને આનંદી સ્વભાવ છે."

માણસો જેમ એક બીજાની નિકટ વધારે રહે છે તેમ તેમનું જીવન ટૂંકુ બને છે. ડૅા. પાર.

કેટલાક માણસો પોતાના દાંતથી પોતાની કબર તૈયાર કરે છે.

સિડની સ્મિથ.

જ્યાં આરોગ્ય નથી ત્યાં,

પ્રેમ, પ્રતિષ્ઠા, ધન, સત્તા, કોઈ પણ ચીજ

મનુષ્યના હૃદયને એક કલાકનો આનંદ પણ આપી શકતી નથી."

પેટ ભીખ માટે છે, કાલાવાલા કરે છે, ગરબડ મચાવે છે અને કોઇ પણ બોધ તે સાંભળતું નથી. છતાં તે કઠોર, દુરાગ્રહી લ્હેણદાર નથી. તમારી પાસેનું તેનું જે લ્હેણું તે જ માત્ર તમે આપશો—તમે આપી શકો તેટલું તેને નહિ આપો તો તેને નાની રકમના દેણથી તમે રજા આપી શકશો. સેનેકા.

સૂર્યનો પ્રકાશ આવતો અટકાવવાને બારણાં બંધ કરશો તો ડૅાકટરને દાખલ કરવા તમારે બારણાં ઉઘાડવાં પડશે. ઇટેલિયન કહેવત.

આનંદ, મિતાચાર અને આરામ, એકદમ, ડૅાકટરને મકાનમાં દાખલ થતાં અટકાવે છે. લૅાન્ગફેલો

અદ્ભુત આખા શરીરના ભાગ, તેનાં યોગ્ય પરિમાણ આપણે જાતે જાણવાં, એમાં જ આપણો મનુષ્યનો દિવ્ય અંશ, આપણા ખરા બપોર, આપણું ખરૂં ગૌરવ જણાઇ આવે છે. કોલેરિજ.

જગતના મહાનમાં મહાન્ કારીગરે, સર્વથી સુન્દરમાં સુન્દર ચિત્ર ચિતર્યું છે. હરરોજ, વર્ષનાં વર્ષ સૂધી તેણે પોતાની આ અનુપમ કૃતિ ઉપર કામ કર્યું છે. રેખા માત્ર ઉપરથી વિકાસ કરી તેને ચિત્રની એ દશા ઉપર તેણે આણ્યું છે કે તે જે જૂએ તે આનન્દ પામે. પણ, કારીગરની અદ્ભુત શક્તિ છતાં તે તેને જોઇતી

પરિપૂર્ણતાએ કદી આણી શકતો નથી. રાત્રીએ તેના ચિત્રના રંગ બદલાતા જાય છે. ફરીફરી રંગ દેવા છતાં તેના ગાલ અને હોઠને આપવામાં આવેલી ગુલાબી સુરખી ઉડી જાય છે. તેજોમય નેત્ર સુસ્ત, ચૈતન્ય વગરના, ચિત્રપટમાં ડૂબી જતાં જણાય છે. ગુલાબની પાંદડીનો રંગ–તે સુરખ તેના સુન્દર દેહ ઉપરથી ઉડી જાય છે, તેનો કુદરતી દેખાવ જતો રહે છે, તે પીળો, ફિકકો પડી જાય છે. ચિત્રકારની કારીગરી રદ જાય છે પણ તે શાથી રદ જાય છે, તે તે જાણતો નથી.

તેના હાથની કારીગરી, કુશળતા ગઇ નથી, તેના રંગ ચોખ્ખા હતા. તેની ભાવનામાં પણ દોષ નહોતો. તેણે પોતાનું કામ બરાબર રીતે, સારી રીતે કર્યું હતું પણ બીજો એક ચિત્રકાર તેનો પ્રતિસ્પર્ધી હતો, તેની કોઇ પ્રશંસા કરતું નહિ, જેની કૃતિઓને કોઈ વખાણતું નહિ. આ પ્રતિસ્પર્ધી રાત્રીએ તેની કૃતિ બગાડતો. પહેલા ચિત્રકારે પોતાનાં આનંદી, કીર્તિમાન્ ચિત્રો વડે નામના મેળવી હતી. બીજા ચિત્રકારની મલિન કૃતિઓને કોઇ અડતું નહિ, કોઇ જોતું પણ નહિ. આથી બીજા ચિત્રકારને પહેલાની અદેખાઇ આવતી. રાત્રીએ તે પોતાના હરીફના કામ કરવાના ઓરડામાં છાનોમાનો જતો અને છાયાના આભાસવાળા રંગવાળી પાટી વડે, જે કૃતિનું તે અનુકરણ કરી શકતો નહિ તે તે બગાડતો. આથી જે ચિત્ર બીજાં બધાં ચિત્ર કરતાં ઉત્કૃષ્ઠ નીવડવું જોઇએ તે કદી પરિપૂર્ણતા એ પહોંચી શકતું નહિ અને ફરીથી સુધરી શકે નહિ તેટલે દરજ્જે તે બગડતું.

ફરી ફરીને આ બન્ને ચિત્રકારોએ, નિયમ તરીકે તે જ પરિણામ સાથે બીજા ચિત્રપટ ઉપર પોતાના યત્ન અજમાવ્યા છે. આ ચિત્રકારનાં નામ આરોગ્ય અને વ્યાધિ છે. તેઓ મનુષ્યજાતિના શરીરનો ચિત્રપટ તરીકે ઉપયોગ કરે છે. આરોગ્ય–ચિત્રકાર વહેલો

ઉઠે છે અને વહેલો સૂઇ રહે છે, જેમ બને તેમ ખુલ્લી હવા, સુખદ સૂર્યપ્રકાશ જ્યાં શિયાળામાં તીક્ષ્ણ પવન વાય છે, વસંતઋતુ અને ગ્રીષ્મઋતુમાં મંદ સુખકર પવન વાય છે, જ્યાં સોનાની કિંમતના પાક ઝૂલી રહ્યા છે અને ફળથી નમી ગયેલાં ઝાડ, જ્યાં, પાનખરના પવનમાં આમ તેમ હાલી રહ્યાં છે, જ્યાં ઝરાઓનો પ્રવાહ મૃદુરવ સાથે ચાલે છે, સરિતાઓનાં સંગીત ચાલે છે, જ્યાં માણસો કામ કરે છે અને કૂદતાં છોકરાં રમે છે, ઢોર ખેતરોમાં છે અને પક્ષીઓ અને મધમાખો ઉડી રહ્યાં છે ત્યાં તે કામ કરે છે. બીજો પહેલાં ઉંઘી લે છે અને જ્યારે કુદરત ઉંઘે છે, સૌ સૂઇ જાય છે ત્યારે બહાર નીકળી પડે છે. મહેલાની અસ્થિર દીવાબત્તીના અજવાળામાં અગર તો નિઃશબ્દ તારાના પ્રકાશમાં અને દિવસે પણ કેટલીક વખત અંધારા ખૂણાઓમાં, તેના પ્રતિસ્પર્ધીની સુન્દરમાં સુન્દર કૃતિઓ ઉપર, કૃતિઓને કમજોર કરનાર, મ્લાન કરનાર હાથ પડે છે, તે સઘળી કૃતિઓને બગાડે છે અને તેમાંની ઘણીની તો તે બરબાદી કરે છે. માત્ર થોડાં જ ચિત્ર સર્વાંશે વ્યાધિની સમીપતાથી દૂર રહી શકે છે અને પ્રમાણમાં રહેલી તેમની પરિપૂર્ણતાથી આ થોડાં ચિત્ર કેવાં અદ્ભુત લાગે છે!

સોળમા સૈકામાં રોમ નગર આગળના એક આરસના કફનમાં ઉત્કૃષ્ટ સુન્દરતાથી ભરપૂર એક કલશ જોવામાં આવ્યો હતો. દસ હજાર ડૉલરની કિંમતથી આ કલશ ડચેસ ઑફ પૉર્ટલેન્ડે ખરીદી લીધો હતો અને બ્રિટિશ મ્યુઝિયમને તે લૉન તરીકે (ઉછીનો) આપ્યો હતો. મ્યુઝિયમની મુલાકાત લેનાર, કલશની અનુપમ અવયવ સંગતિથી મુગ્ધ બને છે પણ બારીકીથી તપાસતાં તેને માલમ પડે છે કે સપાટીમાં ફાટો પડેલી છે અને કેટલીક જગાએ તેમાં પડેલાં કાણાં એક પ્રકારના સિમેન્ટથી પૂરી દેવામાં આવ્યાં છે. એમ કહેવામાં

આવે છે કે એક ગાંડાએ એક વખત પોતાની લાકડી આ કલશને લગાવી અને તેથી તેના સેંકડો ટૂકડા થઇ ગયા. મોટું ખર્ચ કરીને ઘણી મહેનતથી આ બધા કકડા એકઠા ગોઠવવામાં આવ્યા. છતાં ખરી રીતે તો આ કલશ ભાગ્યો તૂટયો કલશ જ કહી શકાય.

આ કલશના જેવાં બગડેલાં, ચાઠાંવાળાં, તૂટેલાં, થાગડથીગડ, તેમનાં પહેલાંના શરીરના માત્ર પડછાયા જેવાં સ્ત્રીપુરૂષોથી જગત્ ભરપૂર છે. તે ઠીક ઠીક દેખાય છે પણ તેમના શરીરનો બાંધો, દૂરાચાર, જે તે ઋતુમાં, પ્રતિકૂળ સંજોગોમાં બ્હાર રહેવું, હદ ઉપરાંત પરિશ્રમ, અજ્ઞાન અને કોઈ રીતે કુદરતના કાયદાના ભંગથી, તૂટી જાય છે, આંમાંનાં ઘણાં, દવા, દાક્તરો, હવા અગર મુસાફરીથી, તૂટેલા કડકા સાંધે છે પણ કલશની માફક તે વધારે ઘસારો સહન કરી શકતાં નથી. ફતેહની આકાંક્ષાથી ફોસલાઇ, પણ તેની પરિપૂર્ણતાના બળ વગર, તેઓ પોતાનું દુઃખી જીવન ખેંચ્યા કરે છે.

હોરેસ માન કહે છે કે "આરોગ્યના નિયમ હું હાલ જાણું છું તે મેં ૨૧ વર્ષની ઉમ્મરે જાણ્યા હોત તો મને ખાતરી છે કે હું એવડી મહેનત સારી રીતે અને નિશ્ચિતપણે કરી શક્યો હોત. ગ્રહના માર્ગ દોરતાં મને ન આવડતું હોત તો તેઓ તેમના માર્ગથી ખશી જાત કે શું એવા ભય સાથે કોલેજમાં મને ગ્રહોની ગતિ વિષે સઘળું જ્ઞાન આપવામાં આવ્યું હતું પણ મારા પોતાના શરીરના બંધારણ વિષે, મારા પોતાના શરીરના આરોગ્યપૂર્ણ ધર્મ માટે ચલાવી લેવાય નહિ તેવી પરિસ્થિતિ વિષે, મને કેવળ અજ્ઞાન રાખવામાં આવ્યો હતો. આના કરતાં વધારે મૂર્ખાઇ ભરેલું બીજું કાંઈ પણ હોઇ શકે નહિ. શિક્ષણની શરૂઆત મેં મારી જાતથી કરવી જોઇતી હતી. ગ્રહનો વારો આવે ત્યારે તેનું શિક્ષણ લેવું જોઇતું હતું. પરિણામ એ આવ્યું કે કોલેજના બીજા વર્ષમાં મારો અભ્યાસ ભાગી પડયો અને

તે પછી અભ્યાસનો મારો દિવસ સારો ગયો જ નથી. એ પછી હું જે કાંઈ પરિશ્રમ ઉઠાવી શક્યો છું તે મારી શકિતની બ્હાર જઇ ને કરી શક્યો છું. મારી થાપણ ઉપર નહિ પણ ઉછીની રકમથી મેં કામ કર્યું છે. દ્રવ્યની બાબતમાં તેમ આરોગ્યની બાબતમાં આ રસ્તો ખરેખર વિનાશકારક છે. તંદુરસ્તીની બાબતમાં છેલ્લાં પચીશ વર્ષથી સદ્દવર્તન ઉપર મેં આધાર રાખ્યો છે અને એક આઇરીશમેનના શબ્દોમાં કહીએ તો આ આખી મુદ્દતમાં બીજા લોકો પોતાનો જીવનનિર્વાહ એક મહિનો કરે, એક મહિનો રહેણી કરણી રાખે તે પ્રમાણે હું કરૂં તો હું પખવાડીયામાં મરી જાઉં."

વ્હેરની ખીર અને પાટીયાના બિછાનાનો જમાનો હવે ગયો છે. રોગ એ ખ્રિસ્તીઓની પ્રાકૃતિક સ્થિતિ છે અને શરીર એ આત્માનો સ્વાભાવિક શત્રુ છે એ સિદ્ધાન્ત હવે રદ ગયો છે. શારીરિક બળયુક્ત ખ્રિસ્તિ સંપ્રદાય એ હાલના જમાનાની જરૂરીયાત છે. શરીરનું તો દમન કરવાનું છે, અને વૃત્તિઓને અંકુશમાં રાખવા માટે તેને ભૂખે મારવું જોઇએ, આત્મા તે સાંકળથી બાંધેલો એક અસુર છે એવું હાલ માનવામાં આવતું નથી.

ફિક્કા, ક્ષીણ, આધ્યાત્મિક પડછાયા જેવા માણસોની ધર્માસન માટે, ધર્મગુરૂની જગા માટે પણ હાલ માગણી થતી નથી. રોટલી અને પાણીનું ખાણું, ખરી પવિત્રતા આણનાર છે એમ ગણવામાં આવતું નથી. સદ્દગુણનું એકજ ચિહ્ન ઉંચાઈ છે અને શરીરની પહોળાઇ તથા વજન એ ગુન્હા કરવાની વૃત્તિ બતાવી આપે છે એમ પણ હવે મનાતું નથી તેમજ સ્નાયુ એટલે તોફાન એમ પણ માનવામાં આવતું નથી. ધરડાઓ એ માનેલા વીરનરમાં દસ નરનું બળ હતું અને તેનો નોકર અડદીઓ પથ્થર પણ ખાઇ શકતો. સીડમાં ટકી રહેવાની એટલી બધી શક્તિ હતી કે તે રક્તપીતીયા સાથે સુઈ રહે પણ દરદ તેને

લાગુ પડી શકે નહિ, શારીરિક નિર્બળતા અને વિરૂપતાને રોમન લોકો ધિક્કારતા. મહાન્ અને દુરંદેશી કેટોએ સઘળા અપંગ, બહેરા અને નિરાધારને ટાઇબરના એસ્કુલેપિયસ ટાપુમાં દેશાનિકાલ કરવાની યોજના કરી હતી. અહીં તેઓ ટાઢથી, તેમ ઉઘાડામાં શરદીમાં રહેવાથી મરણ પામતા. ઘરમાં નોકર તરીકે આખી જીંદગી કામ કરનાર ગુલામને પણ આવોજ બદલો મળતો. ગ્રીસમાં પણ જ્યારે નબળા અને કદરૂપા ખોડવાળા માણસો રાજસેવા ઉઠાવી નહિ શકતા ત્યારે તેમને દેશનિકાલ કરવામાં આવતા. શરીરનો ભવ્ય બાંધો એ તેમની રમતો, તેમની હરિફાઇ, તેમના ઉત્સવોનો મહાન્ હેતુ હતો. તંદુરસ્તીને તેઓ એક યુવાન્ અને સુન્દર દેવી તરીકે માનતા. આજના ફિક્કા, છાતી વગરના, પગની પીંડી, સ્નાયુ વગરના, નાજુક યુવાનોને ગ્રીસ અને રોમના પહેલવાન યુવાનોની સાથે સરખાવો. ઉત્તર અમેરિકાના ઇન્ડિયન્સની ભવ્ય, શારીરિક સંપૂર્ણતા કેવી સ્પષ્ટ રીતે જણાઈ આવે છે! ચિત્રકાર વેસ્ટને જ્યારે ઇટેલિયનો પોપના મહેલનો ખજાનો જોવા લઇ ગયા ત્યારે તેને પ્રથમ ઍપૉલોનું પ્રખ્યાત બાવલું બતાવવામાં આવ્યું, તે બોલી ઉઠયો, અરે આ તો મૉહોકનો ઇંડિયનજ. સારા બાંધા સાથે તેઓ જન્મે છે અને તેમની સઘળી તાલિમનું વલણ પણ તેજ દિશામાં હોય છે. સરેરાશ મુજબ પંદર વર્ષનો એક ઇંડિયન છોકરો ગોરા લોકોના પહેલવાનો કરતાં પણ વધારે પરિશ્રમ, વધારે થાક સહન કરી શકે છે. તેઓ મરે છે તો શીતળાથી કે ગોળીથી મરે છે. અમેરિકાની આપણી કૉલેજોના દમ વગરના સ્નાયુવાળા, ચોપડીઓની ગોખણ પટ્ટી કરનાર, ફીક્કા, ઝાંખા, ઉદ્વેગ ભર્યા વિચારોથી મંદવાડીયા બની ગયેલા હજારો મુડદાલ વિદ્યાર્થીઓ સાથે તેમનો મુકાબલો કરો. આટલા બધા યુવાનોની તબીયત લથડી પડે છે અને તેઓ પોતાનું બાકીનું જીવન આરોગ્યની ખોળમાં ગાળે

છે એ હકીકત આ કઠોર, વ્યવહારૂ જગત્માં રસ્તો કરવા માંગતા યુવાનોને મદદગાર થવાનો સ્પષ્ટ હેતુ ધરાવનાર સંસ્થાઓ માટે કેવું ખરાબ કહેવાય ? **ફતેહ માટે** પહેલી જરૂરની ચીજ **પહેલા નંબરના જાનવર** થવું, આદર્શઆરોગ્ય અને બળ મેળવવાં એ છે. જે માન પેટને મળવું જોઇએ તે ઘણીવાર મગજ ખાટી જાય છે.

થોડાક અપવાદ શિવાય જીંદગીની મોટી ફતેહો, પહેલવાન્ અને મજબૂત શરીર વાળાને મળે છે. બળની અગર શારીરિક ચૈતન્ય, જીગરની ખામી જેવી દેહની દુર્બળતા તમારામાં હશે તો પરિણામ તમે જે કાંઇ કરશો એમાં જણાઇ આવશે અને તમારૂં જીંદગીનું આખું કામ લુલું કરી નાખશે. જે દરેક માણસ તમને ઓળખે છે તે તમારી અદૃઢ આંખમાં, તમારા ખંચકાતા પગલામાં તમારી નિર્બળતા જોઇ શકે છે. તમે જે દરેક કાગળ લખો છો, તમે જે દરેક ભાષણ કરો છો, તમે જે કાંઇ કરો છો તેમાં તે જણાઇ આવે છે. તમે તે છૂપાવી શકશો નહિ અને આરોગ્યની બાબતમાં તમે જેટલા નીચે હશો તેટલાજ તમે ફતેહ મેળવવામાં નીચે આવશો. મનની દરેક શક્તિનો, શરીરની દરેક ખોડ અને નિર્બળતા સાથે સમભાવ રહે છે. નિર્બળ અને માંદલાં જીવનના અર્ધા કરેલા ડાધાડુઘી વાળા કામથી જગત્ ભરપૂર છે. સુધારાનું વલણ, શારીરિક ચૈતન્ય, શારીરિક બળ હલકું પાડવાના તરફ છે. શહેરો, માનવજાતિના શરીરની કબરો છે, શહેરમાં લાંબો વખત રહેવાથી શારીરિક મર્દાનગીનો આદર્શ હલકો થાય છે; ગામડાઓમાંથી લોકો શહેરમાં ફરી ફરીને દાખલ થતા ન હોત તો શહેરોના રહીશોનાં બંધારણ અને બુદ્ધિશક્તિબળમાં એકદમ નબળાં પડી જાત.

આપણાં મોટાં મધ્ય સ્થળોના પહેલવાન પુરૂષોમાંના ઘણા ગામડાંમાં જન્મ્યા હતા પણ તેમના વારસોની પછી આવતી પ્રજોત્પત્તિ નબળી પડતી જાય છે.

આપણે અમેરિકનો કેટલી ઝડપથી જીવન ખપાવી દઇએ છીએ. હાંફતાં હાંફતાં, કેટલી ઉતાવળથી આપણે દરેક ઉદ્યોગ કરીએ છીએ. તમે કોઇ પણ અમેરિકનને જોશો તો તે ટ્રેન ઉપર મોડોજ હશે. અમેરિકન ચહેરા ઉપરની કરચલીમાં ઉતાવળની ઉંડી છાપ પડેલી હોય છે. વ્યવહારૂ માણસો, જે માણસો ધંધામાં હથોડા ઠોકયાજ કરે છે, જેઓ વિશ્રાંતિને પણ એક ધંધો બનાવી દે છે, તેવા માણસો આપણે છીએ તે માટે આપણે અભિમાન કરીએ છીએ, આપણે કામ કરનાર માણસ છીએ, કામ વગર આપણે મરીએ છીએ, જેમ વર્ષ જતાં જાય જાય છે તેમ આપણે વધારે ને વધારે ઝડપ સાથે ગતિ કરીએ છીએ. આપણે આપણા યંત્રને જેમ બને તેમ વધારે ઝડપવાળું કરીએ છીએ અને જીવનની રૂપેરી દોરીને તૂટી જાય ત્યાં સુધી ખેંચીએ છીએ **કુદરતી મોતે મરવાની પણ આપણને ફુરસદ નથી.** બોઇલર ફાટે તેટલે ઉંચે દબાણે આપણે કામ કરીએ છીએ. આપણા બદલાયલા શરીરના બાંધાને બંધ બેસે તેવા રોગોની આપણે ખરેખર ફેરફારી કરી છે. આપણા માતાપિતાની લાંબો વખત રહેતી બિમારીને બદલે આપણે એકદમ પડી જઇએ છીએ અને હૃદયનો ધબકારો બંધ પડવાથી અગર લોહી માથે ચઢી જવાથી આપણે સાધારણ રીતે મરણ પામીએ છીએ. પહેલાં આવા કેસ ક્વચિત્ જ બનતા. આપણી ગતિનું મૃત્યુએ પણ અનુકરણ કર્યું છે.

કુદરત એ મહાન્ અર્થવેત્તા છે. દરેક તકનો તે સારામાં સારો ઉપયોગ કરે છે. નાના મોટા દરેક અંશનો તે ઉપયોગ કરે છે.

તમે પાયમાલ થાઓ, નિરૂપયોગી થઇ જાઓ, તે પછી તે તમારા અવશેષને, જે ખડક અગર કરાડો ઉપર તમે નાશ પામ્યા હો તે ઉપર જ મૂકે છે અને બીજાને ચેતવણી તરીકે, આ રીતે, તે ભયનું નિશાન ઉંચું કરી બતાવે છે.

તમે તમારી જીંદગી ગુમાવો છો પણ કુદરત તમારો એક ચેતવણી તરીકે ઉપયોગ કરે છે. તમે તમારૂં આરોગ્ય ગુમાવો છો પણું તમે આરોગ્ય શી રીતે ગુમાવ્યું તેના ચાડીઆ તમારા ચ્હેરામાં તે મૂકે છે. જો તમે તમારૂં આરોગ્ય, મધપાનથી ગુમાવ્યું હોય છે તો તમારા નાક ઉપરના અગર તમારી આંખના આગલા ભાગમાં દુઃખનો રાતો વાવટો પોતાના નિશાન તરીકે કુદરત ફરકાવે છે. આ ચિહ્નથી તમે બચી શકતા નથી અને જે દરેક માણસ તમને મળશે તે આ ત્રાસજનક ચેતવણી જોઇ શકશે. તમારૂં જીવન જો કે નિષ્ફળ નીવડયું છે, અને તમે નિરૂપયોગી થઇ પડયા છો પણ છતાં તમારા બન્ધુઓને ચેતવણી આપવા કુદરત તમને એક બોધ આપનાર તરીકે આગળ ધરે છે.

કુદરત વિચારથી દોરવાઇ જતી નથી. બંદુકની છૂટેલી ગોળીના માર્ગમાં ભલેને લિંકન હોય અગર ગાર્ફિલ્ડ હોય પણ ગોળી તેના માર્ગમાંથી એક વાળ જેટલી પણ ખસશે નહિ. પ્રુસિક એસિડનું એક ટીપું જેટલી ઝડપથી રાજાના હલકામાં હલકા નોકરોનો પ્રાણ લે છે તેટલી જ ઝડપથી રાજાનો પણ પ્રાણ લે છે. પાણીમાં ડૂબતા તમારા બાળકને તમે બચાવવા જતા હશો તો પણ પાણી તમને ડૂબાવશે. અગ્નિમાંથી, ભલેને તમે તમારાં વહાલામાં વહાલાંને બચાવવા જશો તો પણ તમે તેના ઝપાટામાં આવ્યા તો તે તમને બાળી જ નાંખશે. વિશ્વના દરેક અણુપર એક નિત્ય નિયમની છાપ મારવામાં આવી છે. જે નિયમથી ઇડિનના બગીચાના પ્રથમ પુષ્પનાં પત્ર ખુલ્યાં હતાં તે જ નિયમથી આજે તમારા બગીચાનું ગુલાબ ખીલે છે. સૃષ્ટિની શરૂઆતમાં જે નહિ બદલાતી ચોકસાઇથી ગ્રહો ફરતા હતા તે જ ચોકસાઇથી સઘળા જમાનામાં ચીલા વગરના માર્ગમાં થઇ તેમના લાંબા પ્રવાસમાંથી, ગ્રહો પાછા ફરે છે. આકાશમાંના તેમના

અગાધ માર્ગમાં તેઓ એક વખત પણ રસ્તો ભૂલ્યા નથી અને એક સૈકામાં એક સેકન્ડનો પણ ફેરફાર પડ્યો નથી. ઇશ્વરના નિત્ય–નહિ બદલાતા નિયમોને આપણે તેથી એક જરા પણ ઓછું વશ રહેવું પડતું નથી.

પોતાના વ્હાલા બાળકના મરણથી નિરાશ થયેલી વિલાપ કરતી માતાનું સાન્ત્વન કોઈ કોઇ વખત પાદરીને આ રીતે કરતાં આપણે સાંભળી છીએ. "ઇશ્વરની ઇચ્છા જેની આપણને ખબર નથી તેણે કોઇ વાજબી કારણથી તમારા બાળકને ઉપાડી લીધું છે અને તે કારણથી બાળકના મરણનો અફસોસ કરતાં નહિ!" યૌવનમાં આવનાર એક સુન્દર બાળકને તેના પ્રેમઘેલાં માતાપિતા પાસેથી શું ઈશ્વરે પડાવી લીધું છે? એકતા, પરસ્પર સમભાવ ઉત્પન્ન કરનાર પ્રભુ ક્લેશ ઉત્પન્ન કરે છે? જે કૃતિમાં તેણે પોતાની જ પ્રતિકૃતિ મૂકી છે અને આકાશના જેટલી ઉંચી આકાંક્ષાઓ અને શક્યતાઓ જેને તેણે અર્પણ કરી છે તેનું સર્વોત્કૃષ્ટ કાર્ય પૂરૂં થાય તે પહેલાં, આરોગ્ય અને સુન્દરતાને ઉત્પન્ન કરનાર પ્રભુ તેને શું ફટકો લગાવશે? જેણે માણસનું શરીર એવી અદ્ભુત રીતે અને વિવિધ ધાસ્તીઓને એટલી લક્ષમાં લઇ ઘડ્યું છે કે એક સૈકાના ઘસારાની સામે તે ટકી શકે તેની બદબોઇ કરવા જેવું આ કામ છે. આવી માંદલી લાગણીઓ અને બદબોઇથી દૂર રહેવું જોઇએ.

ઇશ્વર તેનાં બાળકને મારી નાખતો નથી તેમ વેદના આપતો નથી. હજાર રીતે, તેમને તંદુરસ્તીના નિયમ સાચવવાને લલચાવવા પ્રયત્ન કરે છે. આ નિયમો જો બરાબર સાચવવામાં આવે તો તે બીજા સૈકાના દસકામાં પહોંચી શકે. દરેક બાજુએ તેણે આપણું દયાળુ સૂચનાઓવડે રક્ષણ કર્યું છે. આનંદથી તે આપણું મન મનવે છે અને દુઃખથી તે આપણને આગળ ધકેલે છે. જીંદગી ઉપરથી

આપણો હક ઉઠી ગયા પછી અને આપણે નિરૂપયોગી બેઠાખાઉ થઇ ગયા પછી પણ આપણું જીવન લંબાવવાને તે પ્રયત્ન કરે છે. નિમકહલાલ હૃદય, મરણ પછી પણ કેટલોક વખત ધબકારા મારે છે અને રખેને જીંદગીની એક ચિણગારી રહી જીવન પુનઃ પ્રજ્જવલિત થાય તેમ શરીર છોડનાર તે છેલ્લામાં છેલ્લો અનુચર છે. દારૂ જ્યારે પીનારના હૃદયને વધારેને વધારે ગતિમાન્ કરે છે અને નવ કલાકનો આરામ જે તેને હમેશાં જોઇએ અને જે તેણે ધબકારાની વચ્ચે કાઢી લેવો જોઇએ તેનો કેટલોક ભાગ જ્યારે તે લઈ લે છે ત્યારે તેના ઉપરનું વધારાનું કામ (જે દરરોજ પંદર ટન એક ફૂટ ઉંચકવા જેટલું થાય છે) કરવાને તેને શક્તિમાન્ કરવા કુદરત તેની ભીંતો જાડી બનાવે છે. કુદરતના કાયદા તોડીને બિચારા કંગાળે પોતાનો જીવવાનો હક ગુમાવ્યો છે એની ફિકર નહિ. કુદરત તો તેને તેટલી ને તેટલીજ મદદ કરે છે.

આપણા જ્ઞાનતંતુ તે શરીરના રખેવાળ છે અને જ્યાં વધારેમાં વધારે ભય છે ત્યાં બહુ મોટી સંખ્યામાં મૂકવામાં આવ્યા છે. સુખ અગર આનંદ કરતાં પણ દુઃખનો ઉપયોગ અને હેતુ વધારે મોટો છે. જીંદગીના કેટલાક નુકશાનકારક આચાર ઉપર તે અંકુશ મૂકે છે. આ રીતે કુદરત તેનો સ્થાપિત ક્રમ અગર નિયમો સ્વીકારવાને આપણને ફરજ પાડે છે. આપણા જ્ઞાનતંતુઓની સહૃદયતા અને મૃદુતા જેનો સદુપયોગ થતાં તે અનુપમ આનંદ આપે છે, તેનો દુરૂપયોગ થતાં તે અતિશય દુઃખ આપે છે. કોયલાની કણી આંખમાં જતાં જે દુઃખ થાય છે તેથી આપણને તે કાઢી નાંખવાને પ્રેરણા થાય છે. દુઃખ થાય નહિ તો આપણે કણી કાઢીએ નહિ અને આંખ ગુમાવી બેશીએ. સૂર્ય સામે જોવાથી બાળક નજર ગુમાવી બેસે પણ જ્ઞાનતંતુની સહૃદયતાથી તેને પોપચાં બંધ કરવાની ફરજ પડે છે અને તે બચી

જાય છે. દુઃખ આપણા જીવનનો મહાન્ શિક્ષક છે અને તેથી આપણને આવતા ભયની પણ ખબર મળે છે. સહૃદય જ્ઞાનતંતુની ચેતવણી બાળકોને વારંવાર મળતી ન રહે તો મોટાં થતાં થતાંમાં તેમાંનાં કેટલાંએ કદરૂપાં અને અપંગ બની જાય. લકવાવાળા એક દરદીને એક દિવસ તેના તબીબે પગને ગરમ પાણીથી ઝારવાને સલાહ આપી પણ દુઃખવાળા પગના જ્ઞાનતંતુની સહૃદયતાનો લોપ થઇ જવાથી પાણી ગરમ છે તેની તેને ખબર પડી નહિ. છતાં તેની ચામડી દાઝી ગઈ. આપણાં શહેરોના કેટલાક રસ્તા અને ગલીઓમાં “ આ રસ્તે જવું જોખમ ભરેલું છે ” એવી સંજ્ઞાનાં પાટીયાં જોવામાં આવે છે. જીવનના આખા માર્ગ ઉપર સૃષ્ટિને ઉત્પન્ન કરનાર પ્રભુએ પણ આવાં પાટીયાં મૂકયાં છે. જે રસ્તાઓમાં થઇને દુરાચાર અને અવનતિ તરફ જવાય છે તે રસ્તાઓ ઉપર આપણે આવાં પાટીયાં વાંચીએ છીએ. જે રસ્તે, જે દરવાજે થઇને જુગારખાનાં, દારૂની દુકાનો અને બદનામીની હલકી જગાઓમાં જવાય છે તે ઉપર—“ અહીં પેસનારાઓ સઘળી આશા મૂકી દો ”—આવા શબ્દો જોઇએ છીએ. “અહીંથી જવું જોખમકારક છે.—જે લોકોએ આવી ચેતવણીની દરકાર કરી નથી તેમના વિરૂપ અને અપંગ જીવનમાં, નબળા અને નાલાયક માણસોના થાગડ થીગડ અને અર્ધા કરેલા કામમાં આપણે તે જોઇએ છીએ. પાયમાલ થયેલાં જીવન, ગુમાવેલી તકો અને જેમણે આ ચેતવણી તરફ ધ્યાન આપ્યું નથી તેમની નષ્ટ થયેલી આશાઓમાં—આ આપણે જોઇએ છીએ. ઉમ્મર પહેલાં ઘરડા થઇ ગયેલામાં પણ આપણે તે જોઇએ છીએ. જે લોકોએ કુદરતના કાયદા તોડયા છે તેઓ જગત જેને ભયંકર ચેતવણી ગણે એવાં ભૂલાય નહિ તેવાં પાટીયાં—નિશાન પોતાના શરીર ઉપર લઇને ફરે છે.

હુંબોલ્ટની ફત્તેહ વિષે તેને પૂછવામાં આવેલા પ્રશ્નના ઉત્તરમાં

તે લખે છે કે લાંબામાં લાંબા વખત સુધી જે કાંઇ શરીરને નિભાવી રાખે છે અને જે તેને ખાતરીબંધ બિમારીથી મુક્ત રાખે છે તે વસ્તુ ચાલુ મિતાચાર છે. કોઇપણ શેઠ પોતાની ઑફિસમાં કોઈ દારૂ પીનારને, જુગારીને, અગર દુરાચારીને રાખશે નહિ. કારણ કે આ દુર્ગુણો શરીરને અધમ બનાવે છે એટલુંજ નહિ પણ માણસના મનમાં એવા વિચાર ઠાંસી ઠાંસીને ભરે છે જેને તે ધંધાને કાંઇ લાગતું વળગતું હોતું નથી. દારૂ દુનિયાનું નખોદ વાળનાર ચીજ થઇ પડી છે. ઘણા ખુબસુરત ગૌરવવાળા યુવાનો જેઓએ ઉજ્જવલ આશા સાથે જીવનની શરૂઆત કરી હતી તેમની સંખ્યાને સંખ્યા વ્હિસ્કી અને રમ દારૂથી ઉપડી ગઈ છે. આ મહાન્ અનિષ્ટનો ત્રાસ અને સત્તાનું બરાબર વર્ણન કરી શકે તેવી કલમ હજુ ઘડાઇ નથી અગર હાથ ઉત્પન્ન થયો નથી. ચેપી દરદીઓને રાખવાની જગાએથી સ્વરક્ષણની પ્રેરણાથી જેમ માણસ દૂર રહે છે તેમજ તેણે દારૂના પીઠાથી દૂર રહેવું જોઇએ. આરોગ્યની બાબતમાં ઉંચી સત્તા ગણાતા ડૉ. રિચર્ડસન કહે છે કે આરોગ્ય, સુખ અને જીવનનો વધારેમાં વધારે દગલબાજીથી નાશ કરનાર ચીજ ઍલ્કોહોલ છે.

ડેવિડ ડડલિ ફિલ્ડ કહેતો કે સ્વરક્ષણનું મારૂં મિક્સ્ચર કસરત છે. હુ ઘણો મિતાચારી માણસ છું અને હમેશાં મિતાચારી રહેતો આવ્યો છું. મેં મારી સંભાળ રાખી છે અને મારૂં શરીરનું બંધારણ સારૂં હોવાથી હું ધારૂં છું કે આ બન્ને કારણોથીજ હું આટલું સારૂં આરોગ્ય ભોગવી શકું છું. ખરેખર જીંદગીનું રક્ષણ કરનાર મોટામાં મોટી બાબત કસરત છે."

નિયમિત કસરતથી જ્યારે શરીરનાં છિદ્ર ઉઘાડાં રહે છે ત્યારે કલ્પનાનાં છિદ્ર, કલુષિત વિષયો તેમાં દાખલ ન થાય તે માટે બંધ રહે છે. સારા શરીરની અંદર સારૂં મન રહી શકે છે (Sana mens

in sano corpore) એ સૂત્ર હવે લોકો ઘણી સારી રીતે સમજે છે. ઈંગ્લાંડનો મહાન્‌માં મહાન્ ઉપદેશક ફ્રેડરિક ડબલ્યુ રોબર્ટસન કહે છે કે કસરત અને શારીરિક બંધારણની વાસ્તવિક વ્યવસ્થા ઉપર જીવનના વિચારોનો આધાર શા માટે રહે છે તે વિષય ખરેખર અદ્ભુત છે.

આરોગ્યપૂર્ણ વિચારો અને સિદ્ધાન્તો આરોગ્યપૂર્ણ મનમાંથી જ પ્રકટ થઈ શકે. આરોગ્યપૂર્ણ શરીર ન હોય તો આરોગ્યપૂર્ણ મન હોઇ શકે નહિ.

એક દુઃખ આપનાર દરદના સંબંધમાં સુલતાને એક વખત પોતાના તબીબની સલાહ લીધી. તબીબે જાણ્યું કે માત્ર તાજી હવા અને કસરતનીજ જરૂર છે અને સાદી સાદી બાબતોની જગતને બહુ ઓછી કિંમત છે તેથી તેણે કહ્યું, "લ્યો, આ એક દડો, એમાં મેં ન મળી શકે તેવો અને કિંમતી પાલો ભરેલો છે. તમો નામદાર આ બૅટ લો અને જ્યાં સુધી તમને બરાબર પરસેવો થાય ત્યાં સુધી દડાને બૅટ લગાવ્યા કરો. હમેશાં તમારે આમ કર્યા કરવું. સુલતાન આ સૂચનાને અનુસરી ચાલ્યો અને તે માત્ર કસરત કરતો હતો એવો ખ્યાલ તેને આવ્યા શિવાય તેનું દરદ મટી ગયું.

મહાન્ ફ્રેન્ચમેન લા હાર્પને પૂછવામાં આવ્યું કે, "તમે કાંઇ કસરત કરો છો કે? ત્યારે તેણે જવાબ દીધો કે "જ્યારે મારૂં મગજ થાકી જાય છે ત્યારે થોડો વખત હું તેને બારીની બ્હાર રાખું છું." આરબો કહે છે કે આપણા નિર્મિત આયુષ્યમાં શિકાર કરવામાં ગાળેલા દિવસો ખુદા ગણતા નથી. આમની સભાની એક કમિટી આગળ એક અંગ્રેજ કારખાનાવાળાએ કહ્યું હતું કે પોતાના કારખાનામાંથી તેણે હવા આવવાના રસ્તા બંધ કર્યા હતા કારણ કે તેને માલમ પડ્યું હતુંકે જ્યારે માણસોને ચોખ્ખી હવા મળતી ત્યારે તેઓ

વધારે ખોરાક લેતા અને તે તેને પાલવતું નહિ.

સિડનિ કહે છે કે કસરતથી માણસો તંદુરસ્ત અને આનંદી સ્વભાવથી ઉત્સાહમાં નહિ રહે તો તેઓ કદી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરી શકશે નહિ.

પણ માત્ર આનંદી સ્વભાવ અગર માત્ર કસરત કરતાં, કામથી વિશેપ પ્રમાણમાં દીર્ઘાયુષ્ય મળે છે.

સંધિવા અને ખાલી કલ્પનાઓથી ભરપૂર, દુઃખી, મંદાગ્નિથી, બહુ લાડથી દુઃખ પામેલા, સુંવાળાં બિછાનાં અને ભારે ખોરાકથી પંપાળાયલા, પોષાયલા એક સુસ્ત પૈસાદાર માણસને ડૉ. ઍબરનેથીએ એવી સલાહ આપી આપી હતી કે "દિવસના ૬ પેન્સ ઉપર તેણે પોતાનું ગુજરાન ચલાવવું અને તેટલું કમાઇને ચલાવવું." "ખરેખર આ ઉપદેશ સોના જેવો, તે એક સ્પાર્ટન કહેવત જેવો છે તેથી બિચારા ઘણા પૈસાદાર લોકોનો અર્ધોઅર્ધ ખરાબ સ્વભાવ, તેમના કંકાસ, તેમના કલેશ, તેમના ઝઘડા, મટી જશે. હાલ જે ઉત્કૃષ્ટ, ઘણાં મગજ ઉપયોગ વગર બગડી ગયાં છે તે ઉપરનો કાટ તે ઘસી નાંખશે.

પીટર કુપરને જ્યારે પૂછવામાં આવ્યું કે "તેણે પોતાનું શારીરિક અને માનસિક બળ શી રીતે જાળવી રાખ્યું છે?" ત્યારે તેણે જવાબ દીધો હતો કે "હુ ઉદ્યોગી રહું તે માટે હું કાંઇકને કાંઇક ખોળી કાઢું છું. કાંઇ પણ કરતાં રહેવું એ માણસે લેવાની સારામાં સારી દવા છે. વર્ષો પહેલાં જ્યારે નેવું વર્ષમાં હું પહોંચી જઇશ એવી મને આશા નહોતી ત્યારે જેટલી સહેલાઇથી હું દાદરો ઝડપથી ચઢતો ઉતરતો તેટલી જ સહેલાઇથી હાલ અહીં પણ હું ચઢી શકું છું.

જીંદગી બહુ બહુ તો એક લડત માત્ર છે. આપણે ભાગ્યે જીવ-વાની સ્થિતિમાં આવીએ છીએ તેટલામાં તો આપણે મરવાની શરૂઆત

કરીએ છીએ. જીવન અને મૃત્યુ આપણા શરીર ઉપર સત્તા મેળવવા માટે પ્રયત્ન કરે છે અને આ પ્રયત્નનું શું પરિણામ આવશે તેની આપણને જોઇએ તે કરતાં વધારે ખાતરી છે. માનવ જીવનના શત્રુઓ દરેક બાજુએ સંખ્યાબંધ ઉભા છે. જન્મથી મૃત્યુ સુધી એક હજાર રોગ આપણી પાછળને પાછળ ચાલે છે. આપણે જે ખાઇએ છીએ, આપણે જે પાણી પીએ છીએ, આપણે જે હવા લઇએ છીએ તેમાં આ શત્રુઓ છૂપાઇ રહે છે. શરદી, આરોગ્યના નિયમ વિરૂદ્ધ શરીરને ખુલ્લામાં રાખવું, ભૂલ, મૂર્ખતા, આ માર્ગે જીંદગીના કિલ્લામાં પ્રવેશ કરવા માટે તેઓ રાહ જોતા ઉભા રહે છે.

દુષ્કાળ અને આર્થિક અવદશા પછી તરતજ મરકી પેદા થાય છે. રોગના જંતુ જે શરીરમાં કેટલાંક વર્ષથી છૂપાતા આવ્યા હોય છે, કદાચ શરીર મજબૂત અને બળવાન હતું ત્યારથી છૂપાતા આવ્યા હોય છે તે જ્યારે આરોગ્યની લીટીથી શરીર જરાક નીચે ઉતરે છે અને ટકી રહેવાની તેની હંમેશની શક્તિ જાય છે ત્યારે એકદમ અસર કરવા લાગે છે.

તેમના વિકાસનો અટકાવ કરવા માટે તે વખતે તે માણસોમાં ફાલતુ જીવનશક્તિ હોતી નથી. ઘઉનાં જે ફોતરાં એક પ્રેતના હાથમાં બાર વર્ષથી રહ્યાં હતાં તે પણ વવાયાં ત્યારે ઉગી નીકળ્યાં હતાં. તેમને ઉગાડવા માટે ભીનાશ, ગરમી, તડકો અને હવાની જ જરૂર હતી. વહાણ ઉપર પચાસ વર્ષથી પડી રહેલી એક જૂની પેટીમાંનાં ખારવાંનાં લૂગડાંમાં રહેલા જંતુમાંથી આખા યુરોપમાં કોલેરા ફેલાયો હતો. કોલેરા ફાટી નીકળવા જેટલી સ્થિતિએ આવવા માટે ૫૦ વર્ષ સુધી તેમને પડી રહેવું પડ્યું. આરોગ્યની જે મર્યાદા છે તેની નીચે આપણાં શરીર કદી ઉતરી ન જાય તે માટે હમેશાં આપણે કાળજી રાખવી જોઇએ. એક સો દરદના

જંતુ આ મર્યાદાની નીચે રહે છે અને આપણી કાંઈ પણ ભૂલ, કાંઇ પણ નબળાઇ માટે તેને કાંઈ પણ પગ મૂકવાની જગા મળે તે માટે, તેઓ રાહ જોઈ બેસે છે. આ રીતે માનવ સમાજમાં જેઓ શરીરે નબળા હોય છે તેમના ઉપર દુર્ગુણનો પહેલાં હુમલો થાય છે. માણસોમાં કેટલા બધા નબળા હોય છે અને તે કારણથી જ દુષ્ટ હોય છે! ઘણા યુવાનો, તાજી હવા, ઠંડુ પાણી અને કસરતનું નામ જાણતા નથી અને તેથી જ તેમની નૈતિક અવદશા થાય છે.

કુદરત દયાળુ છે અને કોઈ પણ જાતનાં કામ કરતાં અમુક અવયવ કામ આપી શકતો નથી તો તેનો બદલો માણસને તે બીજી રીતે વાળી આપે છે. તમે જો બહેરા, મુગા અને આંધળા હશો તો કુદરત એક સુંદર સ્પર્શેન્દ્રિયને ખીલવશે. અંધ લૉરા બ્રિજમનના ઓરડામાં સારો અગર ખોટો માણસ આવતો તો તેને તે અનુકૂળ અગર પ્રતિકૂળ શારીરિક અનુભવથી પારખી શકતી.

એક વિજળીક માછલી આખો વખત આંચકા આપી શકે નહિ. બહુ ખેંચેલું કામઠું તાકીદે તેની પકડ, તેની ખેંચ ખોઇ દેશે. પણ કાંઇ પણ થયેલું નુકશાન દુરસ્ત કરવા માટે ઇશ્વરના મન્દિરમાં, માનવ શરીરમાં પેસવાની કોણ હિંમત કરશે? જીવ વગરની મિટ્ટીમાં ગયેલો જીવ આણવા માટે ડાહ્યાંમાં ડાહ્યા માણસનું ડહાપણ પણ કામમાં આવતું નથી. જગતના સઘળા રસાયનવેત્તાઓ એકઠા થાય પણ તેઓ લોહીનું એક ટીપું બનાવી શકે નહિ તેમજ થાકી ગયેલું હૃદય જે એક વખત બંધ પડી જાય છે તેને તબીબોની ગમે તેવી શક્તિ પણ પુનઃ જાગ્રત કરી શકતી નથી. કોઇ પણ ડૉક્ટર પોતાનો કઢંગો હાથ નાજુક મગજ ઉપર મૂકી તેને ફરી વિચાર કરતું કરી શકતો નથી.

પણ કોઇ પણ અનિષ્ટ અટકાવવાનું કામ તો માણસના હાથમાં

છે. માણુસ જો દીર્ઘાયુષ્ય ભોગવવા ધારતો હોય તો તેણે **અતિ સર્વત્ર વર્જયેત્** એ સૂત્ર દરેક કામમાં ધ્યાનમાં રાખવું જોઇએ.

પોએ કહ્યું છે કે જેણે મૅલિબ્રાનને ગાતાં સાંભળી હશે તેમને એવો સંદેહ નહિ થયો હોય કે તે ભર યુવાવસ્થામાં મરણ પામશે. તે કલાકોમાં જમાનાનું કામ કરતી. તેણે હજારો વર્ષનું કામ કર્યું પણ તે ૨૫ વર્ષની ઉમ્મરે દુનિયા છોડી ગઈ.

ઈ. પી. વ્હીપલના કહેવા મુજબ નૈતિક સૌન્દર્યનો મહાન્ ચિત્રકાર રાફેલ અને વિષયાસક્ત સૌન્દર્યનો મહાન્ ચિત્રકાર ટીટીએન તે બન્ને લગભગ સમાન રીતે યુવાન્ હતા; જોકે રાફેલ ૩૭ વર્ષની વયે મરણ પામ્યો. જ્યારે ટીટીએન માત્ર સો વર્ષનો હતો ત્યારે પ્લેગથી તેની ઉમ્મર પહેલાં તે મરણ પામ્યો.

બાયરન ૩૬ વર્ષની વયે ક્ષીણ અને વૃદ્ધ અવસ્થામાં મરણ પામ્યો; ૬૬ વર્ષની ઉમ્મરે પણ બર્ક યુવાન્ હતો.

ડૉ. રિચર્ડસન કહે છે કે પ્રાણીઓની પુખ્ત વયે આવવાની જે ઉમ્મર હોય છે તેનાથી ૬ ઘણું તેનું કુદરતી આયુષ્ય હોય છે. આ પ્રમાણે માનવજીવન દોઢસો વર્ષ સૂધી લંબાવું જોઇએ. આ દીર્ઘાયુષ મેળવી શકાય તે રૂશિયન આંકડાઓ ઉપરથી જણાઈ આવે છે. ૧૮૭૧ ની સાલમાં તે દેશમાં ૧૦૦ અને ૧૦૫ ની વચ્ચે ૮૫૮, ૧૧૫ અને ૧૨૦ ની વચ્ચે ૧૩૦ અને ૧૫૦ અને તેથી કાંઈક વધારે ઉમ્મર વચ્ચે ૩ મરણ નોંધવામાં આવ્યાં હતાં પણ રૂશિયામાં તેમ સઘળા યુરોપિયન દેશોમાં, અમેરિકનને એક બાબત આશ્ચર્ય પમાડે છે અને તે દરેક બાબત વિચારપૂર્વક કરવામાં આવે છે તે છે. દરેક જણને પૂરતો વખત હોય છે. ઑસ્ટ્રિયામાં જથાબંધ માલના સ્ટોર અને એકો બપોર અને બે વાગતાંની વચ્ચે બંધ થાય છે. યુરોપિયનો ખાસ સમજે છે કે અતિશય ઉદ્યોગ પછી આરામ મળવો જોઇએ

અને લાંબી મુદતથી ચાલી આવતી મહેનત વિવેકપૂર્વક આગળ પાછળનો વિચાર કરી કરવી જોઇએ.

જેમ્સ ટી. ફીલ્ડઝ કહેતો કે "હું યુવાન્ હોત તો સમયની ગોઠવણુ વધારે સારી રીતે કરત; એટલે ઘણા છોકરાઓ સૂઇ રહે છે તેના કરતાં હું વહેલો સૂઇ જાત." પૂરેપૂરો આરામ જ્યારે ઠીક કરીને લેવામાં આવે છે ત્યારે તે મનને તેમ શરીરને જેટલો આરામ આપે છે તેટલો બીજી કોઈ ચીજ આપતી નથી.

ગ્લૅડસ્ટન કહેતો કે મારી આખી રાજદ્વારી જીંદગીમાં પાર્લામેન્ટની કોઈ પણ તકરારને અંગે પાંચ મિનિટ પણ હું જાગ્યો નથી.

હોરેસ ગ્રીલિ કોન્ગ્રેસની રાત્રીની બેઠકમાં બેસવાને ના પાડતો. તેનો સૂવાનો વખત થતો કે તરત તે કોન્ગ્રેસ છોડી જતો.

ગ્રૅન્ટ કહેતો કે "૯ કલાકના આરામ સિવાય હું કાંઇ પણ કરી શકીશ નહિ."

સૂવાનો મોડો વખત એ મૃત્યુનો બરાબર પડછાયો છે. ઉજાગરા, અનિયમિત ખોરાક, કસરતની ખામી, બીજી રીતના અમિતાચારથી ઉત્પન્ન થતાં અનિષ્ટના નિવારણ માટે લોકોને દવા વાપરવાની ટેવ પડી ગઈ છે પણ હવે તેઓને ભાન થવા લાગ્યું છે કે વૈદ્યો જે કાંઇ વધારેમાં વધારે મદદ કરી શકે તે માત્ર દરદીઓને આશામાં રાખવા, તેમને ઉત્સાહપૂર્ણ રાખવા અને આરોગ્યના સામાન્ય નિયમો પળાવવામાં તેમને મદદ કરવામાં જ આવી રહે છે.

મોલિયર કહે છે કે જે રોગ વિષે વૈદ્યોને કશું જ જ્ઞાન હોતું નથી તે મટાડવાને, જે શરીર વિષે તેઓ ઘણું ઓછું જાણે છે તે શરીરમાં, જે દવાઓ વિષે તેઓને જૂજ માહિતી હોય છે તે તેમાં તેઓ રેડે છે

મોલિયર તેના દાક્તર વિષે કહે છે કે અમે બે વાત કરીએ

છીએ. હું તેની દવા લેતો નથી અને તેથી જ સાજો રહું છું. એક બીજે પ્રસંગે તેણે જણાવ્યું છે કે દરદી કુદરતથી સાજો થાય અગર દવાથી મરણ પામે ત્યાં સૂધી પૈસા લઇ માંદાના ઓરડામાં નજીવી બાબતો વિષે વાતો કરવાનું કામ કરનાર માણસ એ દાક્તર.

ત્રણ દાક્તરોને રોકો; પહેલાં ડૉક્ટર ક્વાયેટ (શાંતિ) પછી ડૉ. મેરિમેન (આનંદ) અને પછી ડૉ. ડાયેટ (ખોરાક).

આપણી માન્યતાઓ આદર્શો ઉપર રચાયલી છે અને અપંગ અને મંદવાડીયા આદર્શ ઉપર, તેવા નમૂનાથી આદર્શ શરીર રચી શકાય નહિ.

મનુષ્યજાતિની શારીરિક મર્દાનગીને તેનાં બંધનમાંથી મુક્ત કરી ઉચ્ચ પંક્તિ ઉપર લઇ જવાની જરૂર છે તે બાબત, તેમ મહાન્ ગુરૂ ક્રાઇસ્ટે આપણને સંપૂર્ણ થવાને માત્ર નહિ પણ પ્રભુના જેવા સંપૂર્ણ બનવાને આજ્ઞા કરી છે તે આપણે જાણીએ છીએ એજ બાબત–આપણે આ પ્રકારે સંપૂર્ણ બની શકીએ તેનો પુરાવો છે. પક્ષીને જોડવાને માટે દક્ષિણ દિશા વગર, દક્ષિણ તરફની પ્રેરણા પક્ષીને પ્રભુએ આપી નથી; અને જે આદર્શ, તૃષ્ણાઓ અને આકાંક્ષાઓ પરિપૂર્ણ કરવાને આપણામાં સત્તા ન હોય તેવા આદર્શ, તૃષ્ણાઓ અને આકાંક્ષાઓ આપણને આપી પ્રભુએ આપણી મશ્કરી કરી નથી. આપણે જે કાંઇ કરીએ છીએ તેના કરતાં વધારે કરી શકવાની આપણામાં શક્તિ છે, એવું ભાન માત્ર બતાવી આપે છે કે આવી સંપૂર્ણતા શક્ય છે અને તે સંપૂર્ણ આદર્શ સૂધી પહોંચવાને ક્યાંયને ક્યાંય પણ આપણને સમય અને તક મળે છે. માણસને પોતાના આત્મનમાં શારીરિક તેમ જ નૈતિક મનુષ્યત્વનું આદર્શ છે અને જેણે આ આદર્શ આપ્યો છે તે તેની પરિપૂર્ણતા માટે તક આપશે.

આપણે જો કે મૃત્યુને રોકી ન શકીએ પણ આ બાબત તો

જાણીતી છે કે ખાસ કરીને ખોરાકના સંબંધમાં આરોગ્યના નિયમ પાળવાથી આપણે તેને ઘણો લાંબો સમય મુલતવી રાખી શકીએ. વૃદ્ધાવસ્થાનાં મુખ્ય લક્ષણ, માનવ શરીરમાં સરેશ જેવા ચીકણા અને રેસાવાળા થર બાઝે છે તે ઉપરથી જણાઇ આવે છે. આ થર ધીરે ધીરે હાડકાં જેવા બની જાય છે. માણસની જીંદગીની શરૂઆત સરેશ જેવા ચીકણા પદાર્થની સ્થિતિમાં થાય છે અને તેનો અંત હાડકાંની સ્થિતિમાં આવે છે. બાલ્યાવસ્થામાં સુંવાળાપણું અને વૃદ્ધાવસ્થામાં કઠણાઇ રહે છે. બાલ્યાવસ્થામાં આ સ્થિતિ ઇચ્છવા જોગ છે; પણ આપણે જેમ મોટા થઇએ તેમ, એમ ધારવામાં આવે છે કે કાર-બોનેટસ અને ફૉસ્ફેટસ ઑફ લાઇમ*—જે મુખ્ય પદાર્થથી આ સ્વરૂપાંતર થાય છે તે ઓછા અને ઓછા લેવાથી આપણે આ ક્રિયાનો વધારેને વધારે અટકાવ કરી શકીએ. આ હેતુની પરિપૂર્ણતા માટે સારામાં સારો પેય પદાર્થ ગાળેલું પાણી છે જ્યારે ફળ, માછલી, મરઘાં, બતકાં, ગોવત્સમાંસ અને અજાબાલમાંસ,—વૃષભમાંસ, રોટલી અને કોઈ પણ જાતના મીઠાવાળા માંસ કરતાં વધારે સારાં છે. આમાં તેમ બીજી બાબતમાં કુદરતને જીતવાનો સારામાં સારો રસ્તો તેના કાયદા જાણવાનો અને તેને અનુસરી ચાલવાનો છે.

શરીરને કેટલાક હક છે—તે એક સારો નોકર છે; તેની તરફ સારૂં વર્તન રાખશો તો તે તમારૂં કામ કરશે, તેની જરૂરીઆતો તરફ ધ્યાન આપશો, તેની સૂચનાઓ માયાળુપણે અને ધીરજથી સાંભળશો, કાંઇક લાલનની વૃત્તિથી તેની જરૂરીઆતો પ્રસંગોપાત આગળથી સમજી લેશો તો તમારા આ ધ્યાનનો બદલો વ્યાજ સાથે મળશે. પણ તેને તમે અત્યંત બોજાથી દબાવી દેશો, દુઃખ દેશો, મુઝવશો, નોકરને બદલે તમે ગુલામ બનાવશો તોતે ઘણું બરબડશે નહિ પણ રણમાંના થાકેલા ઉંટની માફક તે બેસી જશે અને મરણ પામશે.

---

* ચૂનાના કારબન અને ફૉસ્ફોરિક ઍસિડ ક્ષાર.

હે પ્રભુ, ગૂઢાર્થવાળાં આ મંદિરો (શરીરો)
ત્હારાં બનાવવા માટે ત્હારો દિવ્ય પ્રેમ અર્પણ કર;
ક્ષીણતા આણતું ઘડપણ અને શ્રમિત કરતા વ્યવહાર,

જ્યારે, જીવનની નમતી ભીંતોને પાયામાંથી ડગાવી રહ્યાં છે;

જ્યારે, સૌનાપર અંધકાર છવાઇ જાય છે
અને ડગમગતા છેલ્લા સ્તંભ પણ તૂટી પડે છે;
ત્યારે, ત્હારી દયાથીજ ચૈતન્યમય થતી
બિચારી મિટ્ટીને લઈ, તેનાં દિવ્ય સ્વરૂપ ઘડ.



# પ્રકરણ ૨૩ મું.

## ટૂંકામાં પતવવું.

મને માલુમ પડયું કે એક ઉત્કૃષ્ટતા તો હું પ્રાપ્ત કરી શકું; અને **સંક્ષેપ**—આ ઉત્કૃષ્ટતા હતી. મેં તે મેળવવાને સંકલ્પ કર્યો. **જે.**

માણસ રાજસભાનો સભાસદ હોય અગર વક્તા હોય પણ ભાષણમાં ભલામણ કરવા જેવી-ભાષણને આકર્ષક બનાવનારી ચીજ **સંક્ષેપ** છે.

**સિસરો.**

શબ્દો પાંદડાં જેવા છે, જ્યાં તે વધારે હોય છે ત્યાં, તેની નીચેનો ફળરૂપ અર્થ ભાગ્યેજ માલમ પડી આવે છે. **પોપ.**

જેમ શબ્દો ઓછા તેમ પ્રાર્થના વધારે સરસ. **લ્યુથર.**

તમે જે કાંઈ બોલો અગર લખો તેમાં થોડામાં ઘણાનો સમાવેશ કરો.

**જોન નીલ.**

આપણું કહેવું સમજાય અગર ન સમજાય ત્યાં સંક્ષેપ ઘણું સારૂં કામ કરે છે. **બટલર.**

એકલી એકાગ્રતાને જ વિજય મળે છે. **ચાર્લ્સ-બકસ્ટન.**

સારજંટની માફક અમે પણ કહીશું કે ટૂંકામાં પતવો. મુદ્દાપર આવો, જ્યાંથી તમે છોડી દેવા માગતા હો ત્યાંથીજ—તેની ઘણી નજીકથી જ શરૂઆત કરો. શાણપણ તેમ પ્રહસનમાં પણ મુખ્ય મહત્વની બાબત સંક્ષેપ છે. રત્નોની કિંમત માત્ર જડતોલથી થતી નથી, આપણા શ્વાસ માત્રથી જે હવાને આપણે ખસેડી શકીએ છીએ તેના જથાને એકજ જગાએ દબાવી રાખવામાં આવે, તેનો સંકોચ કરવામાં આવે તો તેમાં બંદુકના દારૂનું બળ આવે છે અને સંગીન ખડકને પણ તે તોડી શકે છે. સમજુતનો, સચોટપણાનો નમ્ર નિર્ઝર મનમાં થઇને

વહે, પ્રકટ થાય પણ તેની પાછળ કચરો રહેતો નથી. પણ તે એક ધસારે, ધોધની માફક પ્રકટ થશે તો તેની અડફટમાં આવશે તે દરેક ચીજને તે ધસડી જશે. માત્ર શબ્દો તો ઘણા સસ્તા અને જોઇએ તેટલા છે. પણ જે વિચારો અન્યને જાગ્રત કરે છે અને પુષ્કળ લોકોને વિચાર કરતા કરે છે તે સોનાની પેઠે ખાણમાંથી પ્રકટ થાય છે. સીસાની ગોળીના છરામાં ઘણા ભાગ થાય તેથી તે જે નુકશાન કરે તે કરતાં સીસાની ગોળી વધારે પ્રાણઘાતક નીવડે છે. જો તમે કાંઇ સંગીન કામ કરવા માગતા હો, તો એકાગ્રતા રાખો; જો તમારા કામનો લાભ બીજાને આપવા માગતા હો તો થોડામાં સમાવેશ કરો. રૂફસ કોઆટના સમકાલીન જે કાંઇ સ્પષ્ટ રીતે કહેવાને એક કલાક લે તે રૂફસ કોએટ એક મિનિટની વાતમાં કહી દેતો.

બારિંગ બ્રધર્સ પેઢીમાંના એકે, એક વખતે ઘાસના માળીયા ઉપરથી જિરાર્ડને બોલાવ્યો અને કહ્યું, "હું તમને ખબર આપવા આવ્યો છું કે "તમારૂં વૉલ્ટેર નામનું વહાણ સહીસલામત આવી પહોંચ્યું છે." જિરાર્ડે જવાબ દીધો "હું જાણતો હતો કે વહાણ સહીસલામત બંદરે આવશે. મારાં વહાણ હમેશાં સહીસલામત પહોંચે છે. તે વહાણ સારૂં છે. માફ કરજો, મિ. બારિંગ, હું ઘાસ સુકવવાના કામમાં રોકાયલો છું." આમ કહીને પોતાને કામે તે લાગી ગયો.

જ્યારે હૉરેસ ગ્રીલિ એક આર્ટિકલમાં એક કોલમ રોકતો ત્યારે થર્લો વીડ આલ્બનિ ઇવનિંગ જર્નલમાં તેજ વિષય થોડા જ શબ્દોમાં પતવી દેતો અને પોતાની દલીલ એવા રૂપમાં મૂકતો કે વાચકને તેની ઘણી અસર થતી.

પોતાની પાસે આવતા માણસોને સાયરસ ડબલ્યુ. ફિલ્ડ કહેતો કે "ટુંકામાં કહી દો વખત ઘણો કિમતી છે." સમયપાલન, પ્રમાણિકતા અને સંક્ષેપ એ જીવનનાં માર્ગદર્શક સૂત્ર છે. લાંબો પત્ર

લખતા નહિ. ધંધામાં પડેલા માણસને તે વાંચવાનો સમય હોતો નથી. તમારે કાંઈ કહેવું હોય તો ટૂંકામાં કહી દો. કોઈ પણ કામ એવું મહત્વનું હોતું નથી કે તે કાગળના એક જ તાવ ઉપર ન લખી શકાય. વર્ષો પહેલાં જ્યારે ઍટલેન્ટિકમાં હું દોરડું નાંખતો હતો ત્યારે એક ઘણો અગત્યનો કાગળ ઇંગ્લાંડ મોકલવાને માટે પ્રસંગ આવ્યો. હું જાણતો હતો કે તે વડા પ્રધાન અને રાણીને વાંચવાનો હતો. મારે જે કહેવાનું હતું તે મેં લખી નાંખ્યું. કેટલાક કાગળ લખવામાં ગયા હતા. તે પછી હું વીસ વાર તે તપાસી ગયો. તેમાંથી કોઇ કોઈ શબ્દ ઓછા કર્યા, આ રીતે વાકયો ટૂંકાં કર્યાં. આખરે મારે જે કાંઈ કહેવાનું હતું તે એક કાગળમાં મેં સમાવી દીધું. પછી મેં ટપાલમાં તે કાગળ મોકલ્યો. યોગ્ય સમયમાં મને તેનો ઉત્તર મળ્યો. જવાબ સંતોષકારક પણ હતો; પણ આજ કાગળ માટે મેં છ કાગળ ભરી કાઢ્યા હોત તો મને તેવો સંતોષકારક જવાબ મળ્યો હોત એમ તમે ધારો છો ? ખરેખર નજ મળત. લેખન તેમ વાણીમાં ટૂંકામાં પતવવાની ટેવ એક વિરલ બક્ષિસ છે અને સમયપાલનથી ઘણા માણસો દોલતમંદ થયા છે. જો તમે કોઇને પણ અમુક વખતે મળવાનો વાયદો કરો તો ખાતરીથી તેજ વખતે તેને મળો, આ ઉદ્યોગી સમયમાં ધંધાદારી માણસને એક મિનિટ પણ ગુમાવવાનું પાલવી શકે નહિ.

ધંધાદારી માણસને ધંધાના સમયમાં મળવા જાઓ તો ધંધાને અનુકૂળ રીતે, વ્યાવહારિક રીતે તેને તમારૂં કામ કહો. અને જ્યારે ધંધાનું લગતું કામ બંધ થાય કે તરત તમારા પોતાને કામે લાગી જાઓ અને ધંધાદારી માણસને પોતાને ધંધે લાગવા દો.

**એ. ટી. સ્ટુઅર્ટ** પોતાના સમયને પોતાની થાપણ તરીકે હોય તેમ ગણતો. કોઇપણ માણુસ પોતાનું કામ બહારના બારણા આગળ

ના પહેરેગીરને અને પછી ઑફિસ આગળના બીજા પહેરેગીરને જ-ણાવે નહિ ત્યાં સૂધી તે તેને પોતાની ખાનગી ઑફિસમાં દાખલ થવા દેતો નહિ. મુલાકાત લેનાર એમ કહેતો કે ખાનગી કામ છે તો પહેરેગીર કહેતો કે મિ. સ્ટુઅર્ટને કોઇ કામ ખાનગી નથી. જ્યારે માણસ ઓફિસમાં દાખલ થતો ત્યારે તેને પોતાનું કામ ટૂંકામાં પત-વવું પડતું. સ્ટુઅર્ટના મોટા ખાતાનું કામકાજ એવી પદ્ધતિથી અને તાકીદથી કરી નાંખવામાં આવતું કે પ્રતિસ્પર્ધી વ્યાપારીઓને તેથી આશ્ચર્ય થતું. કામકાજમાં નકામો વખત ગાળવો, રમતરોળીયાં કરવાં અગર મૂર્ખાઇમાં વખત કાઢવો એવું હતુંજ નહિ. સવારથી રાત્રી સૂધી "ધંધો" એજ તે ખાતાનું સૂત્ર હતું. ધંધાના વખતમાં, મિત્રોની વાતોમાં ભળવા તે ના પાડતો. એક મિનિટ પણ ગુમાવવાનો તેને વખત નહોતો.

ફેનલો કહે છે કે "સાચી સુરૂચિ થોડા શબ્દમાં ઘણું કહેવામાં, આપણા વિચારની પસંદગી કરવામાં, આપણે જે કહીએ તેમાં ક્રમ અને વ્યવસ્થા રાખવામાં અને શાંતિથી બોલાવવામાં રહેલી છે."

સધે કહે છે કે "જો તમારે મર્મભેદી બોલવું હોય તો ટૂંકામાં પતવો. જેવું કિરણનું છે તેવુંજ શબ્દોનું પણ છે. તેમનો જેમ થોડામાં સમાવેશ કરવામાં આવે તેમ તેની અસર વધારે થાય છે.

સ્ટીલ કહે છે કે જ્યારે સાદી સત્ય વાત કહેવા સિવાય માણ-સને બીજી કોઇ તદબીર કરવાની હોતી નથી ત્યારે સંકુચિત મર્યાદામાં તે ઘણું કહી શકે. ગ્રીસના સપ્તર્ષિ (સાત શાણા માણસ) ની કીર્તિ બે અગર ત્રણ શબ્દના માત્ર એકાદ વાક્ય ઉપર ઘણે ભાગે રહેતી.

પ્રજાઓનું ડહાપણ તેમની કહેવતોમાં રહેલું હોય છે.

ટાયરન એડવર્ડઝ કહે છે કે "કાંઇ પણ કહેવાનું રાખો, તે કહી નાંખો અને તે કહી રહો એટલે બંધ કરો."

# પ્રકરણ ૨૪ મું.

## મહત્વાકાંક્ષા.

અહા ! પણ, માણસ સંપાદન કરી શકે તેના કરતાં તેનું લક્ષ્ય વધારે લાંબું હોવું જોઇએ;

નહિ તો પછી સ્વર્ગ શા માટે છે. **રોબર્ટ બ્રાઉનિંગ.**

જેઓ પોતાની યોજનાઓ, પોતાની ઈમારત આકાશની નીચે રચે છે તેઓ તે ઘણી નીચી રચે છે. **યંગ.**

પ્રાર્થનાની સાદામાં સાદી વ્યાખ્યા, સ્વર્ગ તરફ વાળેલી ઇચ્છા માત્ર છે.

**ફિલિપ્સ બ્રુકસ.**

નીચામાં નીચા ઉંડાણમાંથી વધારેમાં વધારે ઉંચાઇએ જવાનો માર્ગ છે.

**કાર્લાઇલ.**

આપણે મહત્વાકાંક્ષા રાખીએ છીએ તે એકલીજ આપણી મહત્તા છે.

**જીન ઇન્જલો.**

એકજ વસ્તુ માટે આખી જીંદગી એકલેજ હાથે અને આગ્રહથી જેણે પ્રયત્ન કર્યો હોય અને કોઇ પણ અંશે તે ન મેળવી હોય એવો એક કોઇ પણ માણસ કદી તમે જોયો છે ? જો માણસ હમેશાં આકાંક્ષા રાખે તો તે ઉન્નત થતો નથી ? કોઈ પણ માણસ શૌર્ય, ઉદારતા, સત્ય, હૃદયનું સાચાપણું—આ સદ્‌ગુણોની અજમાયશ કરે છતાં તેમાં તેને લાભ ન મળે, તેનો પ્રયત્ન નિષ્ફળ જાય એમ બને છે ? **થોરો.**

**પ્રતિભાનું પૃથ્વી પરનું ધર્મકાર્યઃ**—જગત્‌ના નીચે જવાના, અવનત થવાના, પ્રતિભાની સામે થવાના સુસ્ત પ્રયત્નો છતાં, જગત્‌ને ઉન્નત કરવું, જગત્‌ને પવિત્ર કરવું, પોતાને ઇશ્વરની દયાથી મળેલી બક્ષિસથી જગત્‌નો ઉદ્ધાર કરવો.

**પ્રતિભાનું ધર્મકાર્યઃ**—જાગ્રત રહેવાનું, જોવાનું, નવજીવન અર્પણ કરવાનું, બચાવવાનું, પુનરૂદ્ધાર કરવાનું. પોતે જે કાંઈ કરે છે તેથી જે માણસ સંતોષ માને છે તે પોતાની ઉંચામાં ઉંચી બાબતને પહોંચી ગયો છે. તે આગળ વધી શકશે નહિ. અસંતુષ્ટ **થવાનું** માણસનું ભાવિ નથી, હમેશાં અસંતુષ્ટ રહેવું એ તેનું ભાવિ છે. **એફ. ડબલ્યુ. રોબર્ટસન.**

તમારો ધંધો ગમે તે હોય પણ તેમાં પહેલા આવવાને પ્રયત્ન કરો; સારૂં કરવામાં કોઇને તમારાથી આગળ થવા દેશો નહિ."

આખરે તે ગયો. તે ભલો બુઢ્ઢો માણસ ગયો. તેનાં બરફ જેવાં ધોળાં, વાળનાં ઝૂલફાં, તેનો શાંત ચહેરો, તેનો ઘરડો ઘોડો અને અથડાતી પટકાતી ચાલતી તેની ગાડી હવે આપણે કદી જોઇશું નહિ. **પીટર** કુપર મૃત્યુ પામ્યો છે. પાર્ટન કહે છે કે એક પાડોશીના આ શબ્દો ન્યુયોર્ક શહેર અને સંસ્થાના સઘળા લોકોની લાગણી બતાવી આપે છે. હડસનથી ગ્રેટ લેકસ સૂધી અને સેંટ લોરેન્સથી રીઓગ્રાન્ડિ સૂધી વાવટાઓ અર્ધી કાઠી ઉતારી પાડવામાં આવ્યા હતા. ૧૮૮૩ ની સાલમાં એપ્રીલ માસના અમુક તે દિવસે ૯૨ વર્ષ પહેલાં જન્મ પામેલા એક સાદા નાગરિકને આટલું બધું સન્માન શા માટે આપવામાં આવ્યું હતું ?

**પીટરના** બચપણમાં તેનો બાપ ન્યુયોર્કમાં ટોપીઓ બનાવવાનું કામ કરતો અને જોન જેકબ એસ્ટરની પાસેથી લીધેલાં ચામડાંની રૂવાંવાળી સારી ટોપીઓ બનાવતાં તે શીખ્યો. ન્યુયોર્કમાં કાંઇ ધંધો શીખવા દેવા માટે તેણે પોતાના બાપને સમજાવ્યો.

એક ગાડી બનાવનારને તેણે પૂછ્યું, "તમારે ત્યાં ઉમેદવારની કોઇ જગા છે?" તેને પૂછવામાં આવ્યું કે આ કામ તમે કાંઇ જાણો છો? જવાબ મળ્યો, ના સાહેબ." "કામ કરવાની તમને તાલિમ છે?" "હા સાહેબ." "જો હું તમને રાખું તો તમે તમારા વખતમાં

સારૂં કામ કરશો ?" પીટરે હા પાડી અને વર્ષના પચીસ ડોલર અને ખોરાકી સાથે ચાર વર્ષ સૂધી તેણે સખ્ત કામ કર્યું. પૈડાના મધ્ય ભાગમાં સાલમાં વેહ પાડવાનું તેણે એક યંત્ર બનાવ્યું. આ યંત્ર તેના શેઠને ઘણું લાભકારક થઇ પડ્યું.

શાળામાં દાખલ થવાના બાળકોના સાધારણ હકની તેને ના પાડવામાં આવ્યાથી, દિવસે પોતાના ધંધાનું કામ કરી શકે અને સાંજે પોતાનો અભ્યાસ આગળ વધારવામાં મદદગાર થઇ પડે તેવી શાળા શોધી કાઢવા તેણે તજવીજ કરી. તે વખતે તેવી શાળા નહોતી પણ તે યુવાન્ સ્વગત કહેવા લાગ્યો, "જો કદી હું મારા ધંધામાં આબાદ થઇશ અને મને જરૂર હોય તે કરતાં હું વધારે મિલ્કત મેળવીશ તો ઉમેદવાર છોકરાઓ, યુવાન્ યાંત્રિકો, કારખાનામાં કામ કરનારા, સાંજે જ્ઞાન મેળવી શકે તેવી એક સંસ્થા ન્યુયોર્કમાં સ્થાપવા હું પ્રયત્ન કરીશ.

તેણે પોતાની ઉમેદવારી પૂરી કરી તેટલામાં ૧૮૧૨ ની લડાઇને લીધે ગાડીઓનો ધંધો ભાગી પડ્યો પણ તરતજ કપડાને માટે, તેમ તેની બનાવટ માટે મોટી માગણી થવા લાગી. કપડા ઉપરની રૂવાંટી કાતરી નાંખવાના એક યંત્રની પીટરે શોધ કરી, પણ માગણીને પહોંચી વળાય તેટલાં યંત્ર તે બનાવી શકતો નહિ. સારા બિડલ સાથે તેણે લગ્ન કર્યું. આ સ્ત્રીએ તેની આખી જીંદગીમાં એક કિંમતી રત્નનું કામ કર્યું.

સુલેહ થઈ; વિદેશી માલ જથાબંધ આવવા માંડ્યો અને પીટરનાં યંત્રોની માગણી બંધ પડી. પછી તેણે પેટીઓ બનાવવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં તેને ફતેહ મળી નહિ. તેણે કરિયાણાની એક વખાર ખરીદી લીધી અને એક વર્ષ પછી તે આબાદ થવાની સ્થિતિમાં હતો, તેવામાં એક જૂના મિત્રે કહ્યું, 'હું મારા છોકરાને

માટે સરેશનું કારખાનું બાંધું છું પણ હું ધારૂં છું કે, તેમાંથી નફો મળવાનું તેનાથી અગર મ્હારાથી બની શકે તેવું નથી. પણ તમે તે ખસુસ કરી શકો એવા માણસ છો.” મિ. કુપરે કહ્યું, હું જઇને જોઇશ.

તેની કિંમત ૨૦૦૦ ડૉલરની હતી. પીટર કુપરની પાસે લગભગ તેટલી જ રકમ હતી. સરેશ કેવી રીતે બનાવવો તે વિષે તેને કશું જ્ઞાન નહોતું. અને તે માત્ર એટલુંજ સમજતો કે રૂશિયાથી આયાત થતા માલ સાથે સરખાવતાં અમેરિકન માલ તદન કચરા જેવો હતો. પણ તેણે ૨૦ વર્ષ સુધી, કારકૂન, હિસાબ રાખનાર, વેચાણ કરનાર, અગર આડતીઆ વગર કામ કર્યું અને દર વર્ષે આ ધંધામાં તેણે ૩૦૦૦૦ ડૉલર પેદા કરવા માંડયા. તેનાં માણસો જ્યારે સાત વાગે કામ ઉપર આવતાં ત્યારે શેઠના હાથેજ અગ્નિ ચેતાવેલો તેઓ હમેશાં જોતા. બપોર પહેલાં સરેશ ઉકળે તે ઉપર તે પોતાનું જાતનું પુરેપૂરૂં લક્ષ આપતો. બપોરે તે સરેશ વેચવાને શહેરમાં નીકળી પડતો. સાંજે તે ચોપડીઓ ટપાલમાં બીડતો અને બાળકો આગળ વાંચતો.

૧૮૨૮ માં, એક લાખ અને પાંચ હજાર ડોલર આપી તેણે ૩ હજાર એકર જમીન બાલ્ટીમોરમાં લીધી. બાલ્ટીમોર અને ઓહીઓ રેલ્વે બંધાવાનું કામ તે વખત ચાલતું હતું. પરન્તુ ટેકરાઓનાં સ્થળથી અલગ રહેવા માટે લાઇનને વાંકમાં રાખવાની જરૂરથી ખર્ચ ઘણુંજ વધી ગયું, આવા વાંકા રસ્તા ઉપર એન્જીન નહિ ચાલી શકે એમ ધારવામાં આવ્યું અને તેથી શેરહોલ્ડરો આ યોજના પડતી મૂકવાની વાત કરવા લાગ્યા. યોજના પડતી નહિ મૂકવા માટે કુપરે આગ્રહ કર્યો અને આવા રસ્તા ઉપર ચાલી શકે તેવું એન્જીન બનાવ્યું અને આ રીતે કંપનીને નાદારીમાંથી બચાવી.

જ્યારે તે ૬૦ વર્ષનો થયો ત્યારે પોતાનાં જૂદાં જૂદાં સાહસમાં રોકાયલી થાપણ ઉપરાંત તેની પાસે ૭ લાખ ડૉલર થયા હતા. તેટલા વખતમાં દરેક વૅર્ડમાં સાંજની શાળાઓ ( રાત્રીશાળાઓ ) ઉઘાડવામાં આવી આવી હતી; અને શું કરવું તે બાબતની શંકામાં તે હતો તેવામાં તેણે પારીસની અનેકવિદ્યાહુન્નરનું શિક્ષણ આપનાર શાળાની વાત સાંભળી અને તેણે તે ઉપરથી પોતાની યોજના ઘડી કાઢી. કરીયાણાના પોતાના જૂના સ્ટોરની જગા ઉપર સાત લાખને ખર્ચે તેણે શહેરને બક્ષિસ તરીકે " **કુપર યુનિયન** " બાંધી આપ્યું. કુપર તે પછી આ સંસ્થાને સખાવત કરતો ગયો છે અને તેની આ સખાવતનો આંકડો ૨૦ લાખ ડૉલર થાય છે. જ્યારે આ સંસ્થા ખૂલ્લી મૂકવામાં આવી ત્યારે ૨૦૦૦ યુવાન્ સ્ત્રી પુરૂષોએ દાખલ થવા અરજ કરી. ત્યારથી કેટલાંય હજારો મનુષ્યો ઉપયોગી જીવન ગાળવાને માટે આ સંસ્થામાં જઇને લાયક થયાં છે. આવા માણસ માટે રાજ્ય પણ પોતાનો શોક પ્રદર્શિત કરે એ વાસ્તવિક છે.

આદર્શનું મહત્વ અને તે સંપાદન કરવા માટેની આવશ્યકતાનું એક ઉદાહરણ માત્ર **પીટર કુપરનું** જન્મચરિત્ર છે. કોઇ પણ મહત્વાકાંક્ષા બહુ ઉંચી નથી. તેની ભવ્યતાજ, તેની પરિપૂર્ણતા માટેના બળની આગાહી આપે છે.

×કૉવેનેન્ટરનું તત્વ હજુ સ્કૉટલૅન્ડમાં છે કે કેમ તે જોવાને સેંટ એન્ડ્રુના દેવળ આગળ ભેગા થયલા લોકોમાંથી એક હજાર અવાજ ફરી ફરીને પૂછતા હતા. " તેઓ કયારે આવશે ? " સ્કૉટલૅન્ડના પાદરીઓ ઉપર સરકારે હકુમત સ્થાપી હતી. પાદરીઓ ખરા અંતઃકરણથી હકુમતને અધીન થાય એમ ન્હોતું.

૧૮૪૩ ના મે માસની ૧૮ મી તારીખે જે લોકોને એક સાક્ષ

×સ્કૉટલૅન્ડમાં થએલા ધર્મના કરારને અનુસરનાર.

સિદ્ધાન્તમાં રહેલી શક્તિ ઉપર શ્રદ્ધા નહોતી તેઓ ખાતરીપુર્વક જવાબ આપતા કે તેઓ આવશે નહિ."

અંદર બાદશાહી કમિશનરની સન્મુખ સભાને બંદોબસ્તમાં રાખવામાં આવી હતી. પ્રાર્થના પછી મૌન ફેલાયું હતું. સભાધ્યક્ષ વેલ્શે, સંગરેમરમરના કલશમાંથી પ્રકાશતા દીવાની માફક તેના ઘણા નાજુક શરીરમાંથી પ્રકાશતા આત્માએ આ હકુમત સ્થાપવાના પ્રયત્ન સામે વાંધો ઉઠાવ્યો. તેણે પોતાનો વાંધો ટેબલ ઉપર રજુ કર્યો, કમિશનરને નમન કર્યું અને બારણા તરફ ચાલ્યો. જેઓ તેને અનુસરે તેને પોતાની જગાઓ અને આવકો ખોવાનાં હતાં. તેઓને ગરીબ અને ઘર વગરના થવાનું હતું. ભારે શરીર વાળો, સિંહની પેઠે ચાલનાર વૃદ્ધ ચામર્સ તેની પાછળ ચાલ્યો અને તે પછી સ્કૉટલેન્ડના ઉંચા ઉંચા ખવાસના સઘળા પાદરીઓ, ચારસો ધર્મગુરૂઓ અને તેટલાજ વડાઓ એક પછી એક દેવળ છોડી ગયા. ૪૦૦૦ બીજા લોકો તેમનીજ સાથે નીચે પ્રમાણે બોલવામાં જોડાયા:—

**ઇશ્વર અમારો આશ્રય, અમારૂં બળ છે,**
**દુર્દશામાં, તે તાત્કાલિક સહાય કરે છે;**
**તેથી, પૃથ્વી ભલે ખસે, તો પણ,**
**અમે ભય પામીશું નહિ.**

**બીચર** કહે છે કે આપણી તૃષ્ણાઓ, સ્વર્ગનાં સુખ મેળવવાની છે. જેમ ઘરથી દૂર થયેલાં છોકરાં ઉંઘમાં રડે છે અને ઉંઘમાં ડસકાં ખાય છે, અને પોતાનાં માતપિતા માટે ડસકાં ખાય છે એમ પોતે જાણતાં નથી તેમ આપણા નિશ્વાસ પણ ઇશ્વર માટે છે. આત્માના અનિર્વાચ્ય વિલાપ પ્રભુને પ્રાપ્ત કરવાની ઉત્કંઠા ધરાવનાર અને પોતાને શી વેદના છે એવું કાંઈ જેને કોઈ કહેનાર નથી તેવી પ્રીતિમાંથી પ્રકટ થાય છે.

એક દંતકથા એવી છે કે એક રાજારાણીને સુન્દર પુત્ર હતો. બાર અપ્સરાઓ તેને માટે બાર સુખ લેતી આવી; જેવાં કે ડહાપણ, સુંદરતા, બળ આદિ. છેલ્લી અપ્સરા અસંતોષ લઇને આવી. છેલ્લી અપ્સરાથી રાજા અત્યંત ગુસ્સે થયો અને તેને હાંકી કાઢી. ભવિષ્યમાં સારો નીકળશે એવી આશાઓ સાથે રાજકુમાર મોટો થતો ગયો. પણ પોતાની બુદ્ધિશક્તિ ખીલવવાની તેની વૃત્તિ જણાઇ નહિ. તેના કામમાં કાંઈ પણ ઉત્સાહ, કાંઇ પણ આતુરતા, કાંઈ પણ મહત્વાકાંક્ષા જોવામાં આવ્યાં નહિ.

એવી દંતકથા ચાલે છે કે જ્યારે શેબાની રાણી તરફથી સૉલોમનને પરવાળાના એક કળશની ભેટ મળી ત્યારે જે અમૃત કેમ બનાવવું તે પોતે એકલોજ જાણતો હતો અને જેના એકજ બિન્દુથી જીવન અનંત કાળ સૂધી લંબાય તે વડે તે કળશ તેણે ભર્યો. મરણ પથારીએ સૂતેલા એક ગુન્હેગારે આ કિંમતી પ્રવાહીના એક બિન્દુની યાચના કરી પણ સોલોમને એક દુષ્ટ જીવનને લંબાવવા ના પાડી.

જ્યારે સારા માણસો માગતા ત્યારે કાં તો તેમને ના પાડવામાં આવતી અગર જે વખતે તે આપવાનું કહેવાનું આવતું તે વખતે તેમને તે મળતું નહિ. રાજા કાં તો ભુલી જતો અગર એક પણ ટીંપું કાઢવાને કળશ ખોલવાને તેને પસંદ નહોતું. આખરે જ્યારે રાજા માંદો પડયો અને પોતાના નોકરોને કળશ લાવવાનું કહ્યું, ત્યારે તેને માલમ પડયું કે તેમાંનું અમૃત ઉડી ગયું હતું. આપણી આશાઓ, આપણી શ્રદ્ધા, આપણી આકાંક્ષાઓનું આપણી ઉમેદોનું આમજ બને છે.

જેને આપણે પહોંચી શકીએ એમ નથી તેને માટે તીવ્ર ઉમેદ રાખીએ, એ પહેલાં આપણે ઘોડીયામાં હીંચતા હોઇએ એ સ્થિતિમાં હોઇએ છીએ. આપણી ઉમેદોથી થાકી જઇને જ્યારે

ઇચ્છા ફરી નિદ્રાવશ થાય છે, ત્યારે આપણે મૃત્યુની નજીક છીએ એમ સમજવું.

એમ કહેવાય છે કે આકાશમાંનો દરેક તારો અસંતુષ્ટ અને અતૃપ્ત રહે છે. ગુરૂત્વાકર્ષણ અને રસાયનવિદ્યા તેમને સંતોષ આપી શકતાં નથી. દરેક પ્રેક્ષકથી તે પ્રેમ બાંધે છે અને તેની આંખને મિલાવી લેવા પ્રયત્ન કરે છે. જે દરેક માણસ જગતમાં આવે છે તેને મોહિત કરવા, તેને કબજે કરી લેવા તેઓ પ્રયત્ન કરે છે કારણ કે હાલ તે જે જગાએ, જે જગત્ ઉપર છે, તેથી વધારે નાજુક સુંદર જગતમાં ફરી પ્રકટ થવાની તેમને ઇચ્છા છે; તેઓ ગુરૂત્વાકર્ષણથી ખેંચાતા આકાશમાં જોવ[1], માર્સ[2], ઑરિઑન[3] અગર ઉત્તર ધ્રુવ હોય તેટલું બસ નથી. બુદ્ધિમાન્ આત્માઓના સૂક્ષ્મ જગતમાં તેઓ પુનર્જીવન પામે અને ફરી દૃશ્યમાન્ થાય અને તે જગતને પોતાના મહિમાથી ભરી કાઢવામાં આવે તે સારૂ ન્યુટન, હર્શલ અને લાપ્લાસ જેવા કવિઓ પ્રકટ થવાની તેઓ આશા રાખે છે.

મહાન્ પ્રતિભાશાળી માઇકલ એન્જેલોને કૉલોસીયમના ખંડેરમાં એકલો ફરતાં કાર્ડિનલ ફૅર્નિસે જોયો. આવી રીતે તે રોકાયલો હતો તેથી આશ્ચર્ય પામતાં શરમાળ કારીગરે ઉત્તર દીધો, મારૂં શીખવાનું ચાલુ રહે તે માટે હું શાળાએ જાઉં છું."

પીટર ફૉર્સ, ઇતિહાસકાર જી–ડબલ્યુ. ગ્રીનને કહેતો કે "ઘણી વાર લોટના એક પીપ અને એક વીરલ પુસ્તક એ બે વચ્ચે કોને પસંદ કરવું એ વિષે હું અનેક વાર વિચારમાં પડી જતો; પણ હમેશાં પુસ્તકનો વિચાર, બળ પકડતો. મને ખાસ જોઇએ તે કરતાં મારી કોથળીમાં એક થોડાજ વધારે પૈસા મને મળતા તો ઐતિહાસિક

૧. બૃહસ્પતિ, ૨ મંગળ. ૩ મૃગશીર્ષ.

નિબંધોનું એક પુસ્તક હું પ્રકટ કરતો." તે જો કે પૈસાદાર માણસ નહોતો તો પણ ૨૨૫૨૯ બાંધેલાં પુસ્તકોનો અને ૪૦૦૦૦ ચોપાનીયાંનો તેણે સંગ્રહ કર્યો હતો. આમાંનાં ઘણાં ઐતિહાસિક મહત્વ વાળાં હતાં; અને તે એટલે સુધી કે કોન્ગ્રેસના લાઇબ્રેરિયન મિ. એ. પી. સ્પૉફોર્ડે ૧૦૦૦૦૦ ડોલર માટે ખરીદી લેવા કોન્ગ્રેસને સમજાવ્યું. મિ. ફોર્સે વળી અમેરિકન દફતર લખ્યાં, આ દફતર આપણા પ્રાથમિક ઇતિહાસનો પ્રચલિત મોટામાં મોટો ખજાનો કદાચ ગણી શકાય.

બુલ્વર કહે છે કે જ્ઞાન મેળવવાની ઇચ્છા એ ખરેખર કીર્તિમાન્ જ્વર છે. એસ્મોડિયસ આપણને છાપરાં ખુલ્લાં કરી દેખાડે તો કાતરીયામાં, નૈતિક જગતના જે કેટલાંક દિવ્ય દૃષ્ય આપણી નજરે પડે છે તેનાથી વધારે દિવ્ય દેખાવ આપણા જોવામાં ભાગ્યેજ આવે છે. એક બહાદૂર, ધીરજવાળા, સાચા દિલથી કામ કરનાર માણસને—દરિદ્રતાની દિવાલો ચીરીને, જે ગૌરવયુક્ત અનંત, સર્વ શક્તિમાન્ પ્રભુ, સુંદર તારા જેવા આત્માઓથી પ્રકાશી રહ્યો છે તે તરફ પોતાનો પરિશ્રમયુક્ત માર્ગ કરતો જોવો એના કરતાં વધારે દિવ્ય દેખાવ અન્ય કયો હોઇ શકે ?

મેલિબ્રાન્શ કહેતો કે સત્યને મેં મારા હાથમાં પકડ્યું હોય તો, મારે મારો હાથ ખોલી તે છોડી દેવું જોઇએ; જેથી હું ફરી તેની પાછળ પડી તેને પકડી શકું.

હિરેક્લીટસે કહ્યું છે કે, વિગતોની આપણી વૃત્તિ, વિચાર કરવાની આપણી વિનાશકારક ટેવો આપણને જકડી નાંખે છે. નિર્મળ આદર્શના આવેશની આપણને આવશ્યકતા છે.

ઘણીજ હુશિયારીથી થતું એક બહાડકાપનું કામ હજામ એમ્બ્રોઇસ પારેએ જોયું ત્યારે તે પોતે દુ:ખી જગતને સંકટમુક્ત

કરી શકે તે માટે તેને વ્હાડકાપ કરનાર તબીબનું કામ શીખવાની ઉત્કંઠા થઇ. પોતાનું આખું દિલ અર્પણ કરી કરેલા અભ્યાસ અને સંભાળ ભરેલા મ્હાવરાથી આ કળામાં તે ઉથલપાથલ કરી શકયો. તેને માલમ પડયું કે હાલ લોહી વહેતું અટકાવવાને લાલચોળ કરેલા સળીયાથી બંદૂકની ગોળીથી થયેલા ઘા ડામવાનો અને પછી ઉકળતું તેલ તેને લગાડવાનો રિવાજ છે. લાલચોળ તપાવેલા ચપ્પુથી અંગછેદન કરવામાં આવતું અને શારીરિક વેદનાની લાગણી બંધ કરવાની વિદ્યા અજાણી હતી. ઉકળતા તેલ, લાલચોળ તપાવેલા ચપ્પુ અને લોઢાનો પારે એ પરિત્યાગ કર્યો; તેને બદલે સુંવાળા, નરમ પાડે તેવા પદાર્થો તેણે વાપર્યા અને ઘાની ઉપરથી પાટા બાંધી લોહી વહેતું અટકાવ્યું. આ માણસ જે લૅટિન જાણતો નહોતો તેનું, વિદ્વાન્ ડૉકટરો ઉપહાસ કરવા લાગ્યા, પણ ફ્રેન્ચ સિપાહો કહેવા લાગ્યા કે પારેને અમારી જોડે મોકલો, ગમે તે દુશ્મનની સામે અમે જઇશું અને ગમે તે થાક સહન કરીશું."

એક અનઘડ, અણગમો ઉત્પન્ન કરે તેવા, યુક્તિ વગરના આળસુ માણસમાં પણ પ્રેમની શક્તિ કોણે જોઇ નથી? તે નમ્ર, વાણીમાં નિર્મળ, ઉત્સાહી અને આગ્રહી બને છે, પ્રેમ તેના હૃદયની અંદરની કવિતા બહાર આણે છે, આ એક વિચાર, એક લાગણી છતાં તે કેવું જાદુ કરે છે! આપણે જોઈ શકીએ તેવી કોઈ પણ બાબતનો તે માણસને સ્પર્શ થયો નથી તો પણ તે તદન બદલાઇ જાય છે. આ રીતે એક ઉચ્ચ આકાંક્ષાથી માણુસ તદન બદલાઇ જાય છે, એશઆરામ અને સુસ્તીને તે ધિક્કારતો થાય છે, પરિશ્રમ અને આપત્તિને તે વધાવી લેતો થાય છે અને પોતાના દિલના મોટામાં મોટા આવેશને સંતુષ્ટ કરવા માટે રાજ્યોને પણ તે હચમચાવી નાંખે છે. માત્ર મહત્વાકાંક્ષાથી ઘણા માણસો પ્રસિદ્ધિએ અને ઉપયોગિતાની

સ્થિતિએ પહોંચ્યા છે, આ આકાંક્ષા આગળ વધતાં તે તેની ઇચ્છાઓને આકાશની પેલી પાર લઈ જાય છે. જો ઉદ્દેશ બરાબર હોય તો, વિગતમાં, જીંદગીમાં બહુ ભૂલો હોઇ શકે નહિ. તમારા હાથ જે કામ કરે છે તેને તમારા હૃદયનું પ્રોત્સાહન મળવું જોઇએ; નહિ તો કામ દમ વગરનું થશે. હૃદય કરતાં હાથ વધારે આગળ વધી શકશે નહિ.

રાફેલનું સેન્ટ સેસીલીયા–ચિત્ર જ્યારે કોરિગીઓએ જોયું ત્યારે તે બોલ્યો “ હું પણ એક ચિત્રકાર છું. ” કૅલિસ્ટ્રેટસના વકતૃત્વથી ડેમોસ્થનિસમાં એટલો બધો આવેશ પ્રકટ થયો કે, વક્તા થવા માટે દેખીતી રીતે તેનામાં પોતાનામાં કાંઈ પણ લાયકાત નહિ છતાં તેણે વક્તા થવાનો નિશ્ચય કર્યો. તેનો અવાજ નબળો, અસ્પષ્ટ અને તીણો હતો અને તેના શરીરનો બાંધો નબળો હતો.

૧૮૭૪ માં ઓહિયોમાં જ્યારે મદ્યનિષેધની લડત ચાલી ત્યારે કોઇ પણ કોલેજમાં પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવેલી પ્રથમ સન્નારી ફ્રાન્સિસ ઈ. વિલાર્ડના આત્માના ઉંડાણમાં તેની ઘણી અસર થઇ. તેણે પોતાનો ભારે પગાર મૂકી દીધો અને એક દિલથી મદ્ય-નિષેધના પક્ષની હિમાયત કરવા લાગી. તે અને તેની માતા થોડા વખતમાં તદન તંગ હાલતમાં આવી પડયાં. એક દિવસે તેને વાર્ષિક ૨૫૦૦૦૦, ડોલરની ન્યુયોર્ક સિટીના નોર્મલ ઇન્સ્ટિટયુશનના પ્રેસિડંટની જગા લેવાને માગણી થઈ. વળી ગરીબી અને આફતની સ્થિતિમાં મૂકનાર–ચિકાગો ડબલ્યુ. સી. ટી. યુ. ના પ્રેસિડંટ થવાને પણ તેને માગણી કરવામાં આવી. તેણે બીજી જગા પસંદ કરી. દસ વર્ષ સુધી તેણે ગાડીઓમાં કામ કર્યું. સરેરાશ રોજનું એક ભાષણ તે કરતી. એક વર્ષમાં ૨૦૦૦૦ કાગળોનો જવાબ આપતી અને એક મહિનામાં લગભગ ૨૦૦૦ માઇલની મુસાફરી કરતી. આ દશ વર્ષમાં તેણે

વળી અનેક પુસ્તકો, સેંકડો ચોપાનીયાં, નિબન્ધો અને વર્તમાનપત્રોને પત્ર લખ્યા. સાચા દિલની મહત્વાકાંક્ષાથી તે પ્રેરાતી. અક્કલ ભરેલી રીત, પૂરેપૂરી એકાગ્રતા, શાંતિ અને આનંદી સ્વભાવ એ તેની કામ કરવાની પદ્ધતિ હતી.

સૌન્દર્ય શી ચીજ છે એ અંગ્રેજ કારીગરોને શીખવવાના પ્રયત્નમાં જોન રસ્કિને લગભગ પોતાની સઘળી મિલ્કત ખર્ચી નાંખી હતી.

મિસ વિલાર્ડ અગર રસ્કિનના જેવી મહાન્ આકાંક્ષાએ, તેવી આકાંક્ષા રાખનાર તેમ તેની આજુબાજુનાં સર્વને સુખ આપ્યું છે. ૧૩ મા લુઇ રાજાના કરૂણા રહિત લોભથી તેના લગભગ ૭૨ વર્ષના અમલમાં ફ્રાન્સે પોતાનાં ૧૦ લાખ માણસો ગુમાવ્યાં જ્યારે તેનાથી ત્રીજા ભાગના વખતમાં, સત્તા મેળવવાના નેપોલિયનના તૃપ્ત નહિ થઈ શકે તેવા લોભથી યુરોપે ૫૦ લાખ માણસો ગુમાવ્યાં.

પોતાના હમેશના વિચારોની ઉંચાઇથી વધારે ઉંચે માણસ કદી પહોંચતો નથી. કોઇ કોઇ વખત આકાશમાં હૃદયના ઉલ્લાસની પાંખો પર ઉડવું તે બસ નથી. આપણે તો હમેશાં ત્યાં રહેવું જોઇએ. જે ઉંચાઇએ, બીજાઓ પ્રસંગોપાત અને મુશ્કેલી સાથે જઈ શકે છે તે ઉંચાઇએ જે સહેલાઇથી રહી શકે છે તે ખરેખરો મહાન્ પુરૂષ છે. ક્ષુદ્ર ડહાપણની કહેવતો હમેશાં તમારા કાનમાં નાંખી તમારી ઉચ્ચ આકાંક્ષાઓ, તમારી ઉત્કંઠાઓને નરમ પાડવા દેશો નહિ. જે ગુપ્ત નીસરણીનું શિખર આંખે કદી જોયું નથી, તે ઉપર ક્રમે ક્રમે આશા આપણને લઇ જાય છે. આશા જે ચીજ આપણને બતાવે છે તે આપણને મળતી નથી છતાં જીંદગીને વિશાળ દૃષ્ટિએ જોતાં આપણે શીખીએ છીએ, અને તેથી પ્રયત્નનો બદલો વળી રહે છે.

આપણને આશા જ્યાં ખેંચે ત્યાં આપણે જઇએ નહિ તો આપણે ધીરે ધીરે નિરાશા સાથે સરકી પડીએ છીએ. તમારી

સ્થિતિને ઉંચામાં ઉંચે શિખરે પહોંચવાને હમેશાં પ્રયત્ન કરો. જીવનનું ઉંચું ધોરણ તદ્દન જરૂરનું છે.

બર્ક કહે છે કે તમે મને સંતુષ્ટ ગુલામ બતાવો અને હું તમને અવનત માણસ બતાવીશ.

એક રોમન આખ્યાનમાં એવી વાત છે કે ઈ૦ સ૦ પૂર્વે ૩૫૦ માં ભવિષ્યવેત્તાઓએ જણાવ્યું હતું કે અમારા મંદિરમાં ધરતીકંપથી પડેલી બખોલમાં રોમની મહત્તા જેનાવડે જળવાઇ રહી હોય તે નાંખવામાં આવે તો તે પૂરાઈ જાય. ગભરાયલી મેદનીમાંથી પૂરેપૂરા બખ્તરથી સજ્જ થએલો માર્કસ કર્ટિયસ ઘોડા ઉપર આગળ આવ્યો. તેણે કહ્યું કે એક બહાદૂર સિપાહી, દેશની કીર્તિનો એક મહાનમાં મહાન, જેના વગર નભી ન શકે તેવો સ્તમ્ભ છે.

**રોમ, પ્રિયતમ રોમ, મારી જન્મભૂમિ !**
**તને મૃત્યુથી, વિનાશથી બચાવવાને, તેં જે જીવન મને**
**અર્પણ કર્યું છે.**
**તે હું ત્હારે માટે અર્પણ કરૂં છું.**

પછી પોતાના બહાદૂર ઘોડાને એડી લગાવીને
તેણે છેલ્લી અને ટૂંકી સલામ કરી તથા
ઉંડી બખોલમાં તે કૂદી પડયો અને પડતાં વાંત
બખોલ પૂરાઇ ગઇ.

એક મહાન પુરૂષે કહ્યું છે કે જ્યારે હું બાલ્યાવસ્થામાં હતો ત્યારે નેપોલિયનનું જીવન મેં વાંચ્યું હોત તો મારૂં જીવન ઘણું જ બદલાઇ જાત. મારામાં જે કાંઇ વધારેમાં વધારે થઇ શકવાની શક્તિ હતી તેનો પૂરેપૂરો ઉપયોગ કરવાની મને આકાંક્ષા થઇ હોત.

માણસની દૃષ્ટિજ નીચી હોય તો તે ઉચ્ચ વસ્તુઓની ઉત્કંઠા ધરાવી શકે નહિ. જે ઉંચાઇએ આપણે પહોંચી શકીએ નહિં તેવી

ઉંચાઈએ જવાની ઉત્કંઠા અને તૃષ્ણાઓ તેણે આપણામાં મૂકીજ નથી. ઉંચેને ઉંચે જવામાં જીવન વ્યતીત કરો. જે કાંઇ આપણે મેળવીએ છીએ તે આપણને જીવનશૈલના ઉચ્ચમાં ઉચ્ચ શિખરે જે વાતાવરણમાં મહાન્ આત્માઓ નિવાસ કરે છે, જીવનનિર્વાહ કરે છે ત્યાં જવાને આપણને નિમંત્રણ કરે છે આશા પણ, આશાની પરિપૂર્ણતા શકય છે એ બતાવનાર ચીજ છે. જીવન ગંભીરતા સાથે, સચ્ચાઈથી, આગ્રહ સાથે વ્યતીત થવું જોઇએ. જીવન કાંઇ આળસુની રમત અગર વિનોદ આપનાર અને પછી ભૂલી જવા જેવું ફાર્સ નથી. જીવન સત્ય છે–જે સત્ય માટે આપણી પૂરેપૂરી જવાબદારી છે તેવું સત્ય છે અને આકાશ તારાથી ભરપૂર છે તે કરતાં પણ વિશેષ કર્તવ્યોથી ભરપૂર છે. આપણે જેને મહત્વાકાંક્ષા કહીએ છીએ તે ગમે તેવી વિશેષ અંશમાં હોય પણ તે વધારે કહી શકાય નહિ કારણ કે જો કે તમે તમારૂં પ્રાપ્તવ્ય મેળવી શકશો નહિ છતાં તમે જે પ્રયત્ન કરશો તેથી તમને સુખ જ મળશે. જ્યારે જે માણસ આ જગતનાં પ્રાપ્તવ્ય મેળવવામાં પણ નિષ્ફળ જાય છે તેનું હૃદય નિષ્ફળ નીવડેલા લોભના જીવડાથી ખવાઈ જાય છે. બધાંને એક એવો વખત આવશે જ્યારે કીર્તિ મેળવવાનો પ્રેમ સુંદર ભ્રમણા, પૈસા ખાલી, પદવી નકામી, સત્તા પરાધીન, બહારના સઘળા લાભ, અંદરની શાંતિ વગરના, દરિદ્રતાની, લાચારીની મશ્કરી જેવા માલમ પડશે. ડાહ્યામાં ડાહ્યા માણસોએ પોતાના હૃદયમાંથી સ્વાર્થમય આકાંક્ષાઓ ઉખેડી નાંખવા સંભાળ રાખી છે. શેક્સપિયર તેમાં ને દુર્ગુણમાં એટલો ઓછો ભેદ જોતો કે તેને સદ્ગુણ ગણવા માટે તેના દોષ ઓછા ગણાય એવા સંયોગોની જરૂર તે બતાવતો.

એશિયાના માણસો હજારો વર્ષથી તેમના બાપદાદાના વખતથી

ચાલતા આવેલા હળના લાકડાથી જમીન ખેડે છે અને વાંકાચૂંકા ચાસથી સંતોષ માને છે તેવો સંતોષ પણ યોગ્ય નથી :તેવીજ રીતે વાજબી રીતે પરિપૂર્ણ કરવાની તમારી શક્તિની બહાર હોય એવી ઇચ્છાથી ભરમાતા નહિ તેમ જે ઇચ્છાઓ પૂર્ણ કરવા માટે તમારી શક્તિ બિલકુલ પૂરતી નહોય તેવી ઇચ્છાઓથી દુઃખ પામતા નહિ. ઉપયોગી અગર સત્તાવાળા જીવનથી નામના કાઢવાની તમે ખાતરી પૂર્વક આશા રાખી શકો પણ તે પણ, સ્વસુધારણાના વિશાળ પાયા ઉપર તમે તમારા જીવનની યોજના કરો તોજ; વળી એક નિયમ તરીકે, વિજ્ઞાનના ઉસ્તાદોની માફક મહત્વાકાંક્ષાના ઉસ્તાદો પણ સંકૂચિત અને પક્ષપાતી થાય એવા સંભવ ઉભા થાય છે. ડાર્વિન જ્યારે યુવાન્ હતો ત્યારે તેને સંગીત અને કવિતાનો ઘણો શોખ હતો પણ વિજ્ઞાનમાં પોતાનું જીવન નિર્ગમન કર્યા પછી શેકસપિયરથી તેને કંટાળો આવતો એમ તેને માલમ પડ્યું. તે કહેતો કે તેને પોતાની જીંદગી ફરી ગાળવા માટે મળે તો તે દરરોજ કવિતા વાંચે અને દરરોજ કવિતા સાંભળે; જેથી આવી બાબતોની કદર કરવાની પોતાની શક્તિ તે ગુમાવી દે નહિ.

**જુલિયા વૉર્ડ હોએ** કહે છે કે દરેક જીંદગીમાં કેટલીક ખરેખરી ખાલી જગાઓ હોય છે જે આદર્શથી ભરાવી જોઇએ અગર તો તેમ ન થાય તો તે હમેશાં નિષ્ફળ અને લાભ વગરની રહેવી જોઈએ.

**બીચર** કહે છે છે કે માણસ આકાંક્ષા રાખે છતાં પ્રગતિનો સમય આવે ત્યાં સુધી તે પૂર્ણરીતે સંતુષ્ટ રહી શકે. ઉડવું અને આરામ લેવો એ એકજ સંતોષવૃત્તિનો વિભાગ છે.

આદર્શ એ મગજ ઉપર હંમેશાં છપાતી મૂર્તિ છે, અને આ મૂર્તિઓ તારાઓની માફક ભિન્ન ભિન્ન હોય છે અને તેમનીજ માફક વિશાળતામાં, વિસ્તારમાં એક બીજાથી જૂદી પડે છે.

આકાંક્ષાના પ્રકારથી જીવનની ખરી ફતેહ અગર નિષ્ફળતા નક્કી થાય છે.

સારામાં સારો બિલીયર્ડ રમનાર, સારામાં સારો ઘોડો તૈયાર કરનાર, સારામાં સારો ગાડી હાંકનાર, **વૉર્ડરૂમ+માં બેશી રાજપ્રકરણની** વાતો કરવામાં કુશળમાં કુશળ માણસ, ઉત્તમમાં ઉત્તમ જુગારી અગર વધારેમાં વધારે લૂચ્ચો, દગાબાજ થવાની માણસ ઉત્કંઠા રાખે, તે પોતાના ધંધામાં પ્રસિદ્ધિપણ મેળવે પણ બીજા માણસો સાથે સરખાવતાં તેની વધારેમાં વધારે નામના પણ, જે માણસ એક પ્રમાણિક ધંધો પસંદ કરે છે અને નિષ્ફળ જાય છે તેનાથી પણ હલકી રહેશે. **વિચારોના કોઈ જાદુથી અગર ગમે તેવાં સુંદર અને ભવ્ય દેખાવ આપતાં રૂમતાંના શણગારથી નીચો માણસ ઉંચો, અપ્રમાણિક, પ્રમાણિક અને બદમાશ, પવિત્ર બની શકશે નહિ.**

કેટલાક લોકો પોતાના પડોશીઓ કરતાં વધારે સારો પોશાક પહેરવાની, તેમના કરતાં વધારે સારાં મકાનમાં રહેવાની અને તેઓના કરતાં વધારે સારા ઘોડાની જોડથી ગાડીમાં સહેલ મારવાની ઉત્કંઠા ધરાવે છે. રશિયાની એમ્પ્રેસ ઍન જેણે પોતાના રાજ્યના સઘળા પ્રતિભાશાળી લોકોને બરફના મહેલ બાંધવા એકઠા કર્યા તેના જેવી છુછલ્લી પ્રકૃતિની સ્ત્રીઓ કેટલી બધી હોય છે! ડિઝરાયલી કહે છે કે **“ પણ જે કોઈ યુવાન્ ઉંચું નહિ જૂએ તે નીચુંજ જોશે અને જે આત્માનું ઉડ્ડયન ઉંચે નહિ હશે તેનું અધઃપતન થશે એ નક્કી છે. ”**

થિઓડોર પાર્કર કહે છે કે પોતે કેવા માણસ થવું જોઇએ પણ પોતે જે નથી તેની ભાવના દરેક માણસને કેટલીક વખત થાય છે! જે સઘળા માણસો સુધરવાને પ્રયત્ન કરે છે તેમનામાં, તેમના

+ રાજપ્રકરણી નાગરિકોને બેસવાની જગા—ઓરડો.

ખરા ચારિત્ર્ય કરતાં આ ભાવના વધારે સારી હોય છે. કોઈ પણ માણુસ પોતાની જાતથી એટલો બધો સંતુષ્ટ હોતો નથી કે તે કદી વધારે જ્ઞાની, વધારે સારો અને વધારે પવિત્ર થવા માગતો નથી.

આપણે કેવા છીએ, આપણે કેવા દેખાઇએ છીએ, અને આપણે કેવા થવાની આશા રાખીએ છીએ તે સઘળાં વચ્ચે કેટલું ભૂલ ખવડાવનાર અંતર રહેલું હોય છે!

ડયુએએ કહ્યું છે કે માણસો મહાન્ અને દિવ્ય વિચારોથી તથા લાગણીઓથી ભરપૂર છે અને તેમને ચિતરવાં, શિલ્પવિદ્યાથી તેમની મૂર્તિઓ ખડી કરવી, તેમને લગતાં કોતરકામ કરવાં, સંગીતમાં, તેમનાં ગુણગાન કરવાં, વકતૃતામાં તેમને ઉતારવાં, પુસ્તકો, નિબંધો, કાવ્યો, નાટકો, નવલકથાઓ, તત્ત્વવિદ્યા અને ઇતિહાસમાં તેમને ઉતારવાં–આ માનવસ્વભાવનો દુર્નિવાર આવેશ છે.

હૉરેસ માન કહે છે કે ઉત્કૃષ્ટતાની કલ્પના એ મનનો સંદેશો લાવનાર દૂત છે અને જ્યાં તે આરોગ્ય અને સ્વાભાવિક દશામાં હોય ત્યાં હું આગાહી કરૂં છું કે કલ્પનામાં ધારેલી વસ્તુઓ મળી આવશે.

એમર્સન કહે છે કે, જો કોઇ પણ ખરા, હુશિયાર માણસ સાથે તમે સાચા દિલથી વાત કરશો તો તમને માલમ પડશે કે તેની કૃતિનાં ગમે તેટલાં વખાણ થતાં હશે તોપણ તે પોતાના આદર્શથી હલકી છે એમને માને છે. આ સારો, આ ઉચ્ચગામી આદર્શ પ્રભુના સર્વકાળસ્થાયી વચન વગર બીજું શું છે?

માર્ગારેટ ફૂલર ઑસોલી કહે છે કે મનુષ્ય પોતાના આદર્શ ધોરણને પહોંચી શકતો નથી. અમર આત્માનો એ સ્વભાવ છે કે આ ધોરણ જેમ બળવાન્ થતું જાય, ઉંચે ને ઉંચે જતું જાય તેમ તેને વધારેને વધારે ઉંચે લઈ જવું. ફિલિપ બ્રુકસ કહે છે કે જ્યારે માણુસને માલમ પડે છે કે જીંદગી અર્ધી છે ત્યારે ખરો માણુસ અર્ધી

જીંદગી ગાળી શકતો નથી. બીજી અર્ધી, જીંદગીના, જીવનના ઉત્કૃષ્ટ અર્ધા ભાગનો વિચાર તેને આવ્યા જ કરે છે.

૧૮૪૪ના સપ્ટેમ્બર માસમાં પોતાની ડાયરીમાં રૂફસ કોએટે લખ્યું છે કે હું જીવતો રહું છું તો કેટલાક મૂર્ખાઓ જેઓ ચોક્કસ માનસિક ખાસીયતોથી ખળભળી ઉઠે છે તેઓ જાણશે કે દલીલ કરનાર, ધારાશાસ્ત્રી અને ધંધાનો કરનાર એક વ્યાવહારિક માણસ છે.

આરૂનિંગ કહે છે કે **"એક માણસ જે કાંઇ કરે છે તેથી તે ઉન્નત થતો નથી પણ તેને શું કરવાનું છે, તે શું કરે એથી તે ઉન્નત થાય છે."**

જ્યૉર્જ એલિયટ કહે છે કે જ્યાં સૂધી આપણામાં પૂરતું ચૈતન્ય હોય ત્યાં સૂધી આપણે તૃષ્ણાઓનો, ઇચ્છાઓનો કદી પરિત્યાગ કરી શકીએ નહિ એમ મને જણાય છે. કેટલીક એવી વસ્તુઓ છે જે આપણને સુંદર અને સરસ લાગે છે અને આપણે તેને માટે તૃષ્ણા રાખવી જોઇએ.

એમર્સન કહે છે કે સાધારણ દેવતાનો ભડકો કેરોસીનના અજવાળાના માર્ગમાં પડછાયો પાડે છે અને વિજળીક પ્રકાશ આગળ કેરોસીનનું અજવાળું પડછાયો નાંખે છે. ગામડાનો છોકરો નગરમાં જાય અને સ્ટોર, લાઇબ્રેરી અને હાઇસ્કૂલ જૂએ નહિ ત્યાં સૂધી પોતાના ગામડાંના વાતાવરણથી તે સંતુષ્ટ રહે છે; વળી તે તેનાથી મોટા શહેરમાં જાય નહિ ત્યાં સૂધી આ નગરથી તે સંતુષ્ટ રહે છે. શહેરનો દીવો ગામડાના દીવાને ઝાંખો કરી દે છે અને બોસ્ટન અને ન્યુયોર્ક જેવાં મોટાં શહેરની રોશની નાના શહેરની દીવાબત્તીને ઝાંખી પાડે છે.

આપણી ઉમેદો આપણા પ્રારબ્ધની આગાહી કરે છે. યુવાવસ્થાની આશાઓ જીંદગીમાં કદી સંપૂર્ણ રીતે પરિપૂર્ણ થતી નથી. વર્તમાન

જે સઘળાની કબૂલાત આપે છે તે ભવિષ્ય આપી શકતું નથી. આપણે કામ છોડી ન દઈએ તે સારૂ પ્રભુ આપણા મુસારાનો કેટલોક ભાગ અટકાવી રાખે છે. આપણી ઉમેદોમાં અમરત્વની આગાહી લખાયલી છે.

બુલ્વર લખે છે કે ભવિષ્યમાં કીર્તિ ખાતરીપૂર્વક મળશે એ વિચારથી મિલ્ટને આનંદ સાથે પોતાનો અંધાપો ગાળ્યો અગર ગેલિલીયોને કેદખાનામાં પણ આનંદ મળ્યો તો જેણે **મનુષ્યોને પોતાના બંધુ તરીકે ગણ્યા છે, જેણે તેમના કલ્યાણ માટે પરિશ્રમ ઉઠાવ્યા છે, જેણે પોતાને માટે કીર્તિની દરકાર કરી નથી એટલું જ નહિ પણ તેનો પરિત્યાગ કર્યો છે; જેણે પોતાના ભાવિ કલ્યાણ માટે લોકોના અપવાદ અને નિંદા સહન કર્યા છે અને પરોપકાર કરવાના ઉત્સાહમાં કીર્તિને પણ લાત મારી છે તેને વધારે મજબૂત અને વધારે પવિત્ર અનુમોદન કેમ નહિ મળે. તેનાં દુઃખમાં સાન્ત્વન આપવા અને તેની આશાઓને ટેકો આપવા, કીર્તિ કરતાં વધારે બળવાન્ કોઇ ચીજ તેને નહિ મળી આવે ?**

દિલની જે ઉમેદ બીજાનું કલ્યાણ પહેલું સમજે છે તે ઉંચામાં ઉંચી હોઇ શકે. રસ્કિનના વિજયનું અને અમેરિકા અને ઈંગ્લાંડમાં દરેક સન્નારીના હૃદય ઉપર ફ્રાન્સિસ વિલાર્ડની જે મહાન્ અસર છે તેનું રહસ્ય આવું છે, છતાં દરેકના મુખમાં પોતાનું નામ હોવું એ માણસની લાયક ઉમેદ હોઈ શકે નહિ. એમને તો જેઓના આદર્શ ઉચ્ચ અને ઉમદા હોય છે તેના કરતાં, ઝડપથી દોડનાર કેટલાક ઘોડા અને અને ઈનામ માટે સ્પર્ધામાં ઉતરનારા માણસો વધારે પ્રસિદ્ધ હોય છે. પ્રજા પ્રજા વચ્ચે રમાતી હોડીની શરતોમાં ઉતરેલા આગેવાન પ્રતિસ્પર્ધીઓના ગુણ દરેક જણ જાણે છે પણ જે સ્ત્રી અગર પુરૂષે એક ગૃહને આફતમાંથી બચાવવાને અગર તો એક પુત્રને ગરીબ લોકો

માટેના ઉદ્યોગગૃહમાં જતો અટકાવવાને અગર જમીન ભાડા અગર કેદખાનાના નિયમો સુધારવાને પોતાની આશાનો અને કોઈ કોઇ વખતે પોતાના જીવનનો પણ પરિત્યાગ કર્યો છે તેના સદ્‌ગુણ થોડાંજ અગર એકાદ બે માણસ જ જાણે છે.

ખરી રીતે, ઉપરનાં ઉદાહરણ, જેમનું સન્માન કરતાં જગતને આનંદ થાય છે તે, તેમના જીવનમાંથી જ મળી આવે છે; પરંતુ કીર્તિ વિરલ અને ગૌણ મહત્વની છે પણ પ્રભુ જે દેહની નીચે, હૃદયની અંદર જૂએ છે, જે સઘળી ઉમેદોને સમજે છે અને આત્મા જે ઉત્સાહનો વ્યય કરે છે તેને પ્રમાણિકપણે ત્રાજવાંથી માપે છે તેના વિચાર મુજબ કીર્તિ ન મળે તો નિષ્ફળતા મળી એવો ખ્યાલ ખોટો પડે છે.

કીર્તિ એ શબ્દના અવાજમાં
જ્ઞાનતંતુને બળવાન્ કરવાનું
હૃદયને ગરમી આપવાનું જાદુ છે,
તો પછી કોણ એમ સહેલાઇથી કહી શકશે કે
કીર્તિ ખાલી નામ માત્ર છે ?
જેમ મહાન્ અને શક્તિમાન્ મૃત્યુ પામેલાઓનો
વિચાર કરતાં યુવાનો સુસ્તીના બિછાના પર બેઠા થઇ
ઉંચા અને લાંબા કરેલા હાથ સાથે
તેમની જ માફક ઉચ્ચ જીવન ગાળવા પ્રતિજ્ઞા કરે છે,

જોના બેલિ.

ગાનારના હૃદયે વિશેષ મધુર ગાયું ન હોય
અને ગીત ગવાયું હોય તો તે મને
આશ્ચર્યજનક લાગે.

વિચાર પ્રાસ કરતાં ઉત્તમ ન હોય
અને સ્તોત્રથી સ્તુતિ થાય તો તે મને
આશ્ચર્યજનક લાગે.
જ્યાંથી જડ પત્થરમાં શિલ્પીના
ઉત્સાહપૂર્ણ વિચારનો પ્રતિધ્વનિ થાય,
તેટલે સૂધી ત્વષ્ટા કામ કરે એ મને
આશ્ચર્યજનક લાગે.
અગર તો એક ચિત્રકાર પ્રકાશ અને છાયા આણી
પોતાના હૃદયના અંદરના ભાગનાં સ્વપ્ન
ચિત્રપટ ઉપર મૂકે એ મને
આશ્ચર્યજનક લાગે છે.



# પ્રકરણ ૨૫ મું.

## અનામત લશ્કર–"અનામત બળ."

ભવિષ્યને માટે વર્તમાનમાં, કાલને માટે આજ પોતાનું બળ અનામત રાખવું અને પોતાની સઘળી શક્તિઓનું એકજ બાબતમાં સાહસ ન કરવું એ ડાહ્યા માણસનું કામ છે. **સર્વેન્ટિસ.**

તમે જાણો છો કે દરેક બાબતમાં એક ધનુષ્યને માટે બે પણચ તૈયાર રાખવી· **ચર્ચીલ.**

" " ટૂંકામાં મૌન શીખો. તમારૂં સૂત્ર રાખો. " તમારામાં ન્યૂટનનું ડહાપણ અગર સ્વીફ્ટની અક્કલ, પ્રહસન શક્તિ હશે, તોપણ બહુ વાચાળ પણાથી તમે લોકોની નજરમાં ઉતરી જશો. **બર્ન્સ.**

સુંવાળા લાકડાનાં પાદડાં અને ખપાટી એજ આ એક ઉનાળાની વનસ્પતિ છે પણ સંગીન, : થાંભલા, જેવું થડ જે આકાશમાં લીલોતરી ઉઠાવી રહ્યું છે, જે આપણી નજર ખેંચે છે અને તેની છાયાવડે આપણુને ઠંડક આપે છે તે અનેક ગત વર્ષોની બક્ષિસરૂપે, વારસારૂપે, પરિણામરૂપે આપણુને મળે છે. **એમર્સન.**

મારી જીંદગીની એવી એક પણ ભૂલ અગર મૂર્ખતા નથી જે મારી સામે થઈ મારો આનંદ લઈ લેતી નથી અગર મારી દૃષ્ટિ અગર સમજ શક્તિ ઓછી કરતી નથી. મારી જીંદગીનો ભૂતકાળનો દરેક પ્રયત્ન, તેમાં રહેલી સત્ય તેમ સારી બાબતોની દરેક પ્રભા, દરેક ઝબકારો, આ કલા અને તેની કલ્પનાના મારા જ્ઞાનમાં મને સહાય થવા હાલ પણ મારી પાસે છે. **રસ્કિન.**

પ્રભુ હમેશાં છેલ્લા અનામત બળની તરફેણમાં રહે છે. **નેપોલિયન.**

દઢતાવાળા માણસની સાથેને સાથે એક એવી શક્તિ રહે છે જે વડે તે કોઇ અપમાનથી ગુસ્સે થવાની આવશ્યકતાથી મુક્ત રહે છે. **ઇ. પી. વ્હીપલ.**

જ્યારે પ્રીતિનો–સામે નહિ જઈ શકાય એવો ભરતીનો પ્રવાહ,
જીવનના પરિશ્રમો ઉપર ઉજ્જવલતા સાથે ફરી વળે છે,
ત્યારે જીવનના પરિશ્રમો કેવા લાગે છે ?
પહાડના ઝરામાંના વિખરાયલા કાંકરાની માફક,
તેના પ્રવાહમાંથી ગુપ્ત સંગીત પ્રકટ કરવામાં.
અને તેનો પ્રકાશ દૃષ્ટિગોચર કરવામાં,
તેઓ મદદગાર થાય છે. આના કૅથરાઇન થીન.

ફીબસે[1] સઘળા દેવો આગળ હોડ મૂકી. ઘણે દૂર તીર ફેંકનાર ઍપોલો[2]થી પણ આગળ કોણ તીર ફેંકી શકશે? ઝ્યુસે[3] કહ્યું, હું ફેંકી શકીશ, માર્સે[4] ચીઠ્ઠીઓ નાંખી અને પહેલું નામ ઍપોલોનું નીકળ્યું. તેણે પોતાનું ધનુષ્ય ખેંચ્યું અને પશ્ચિમમાં ઘણે દૂર બાણ ફેંક્યું. એક સપાટે, ઝ્યુસે, પોતાના હરીફે જે અંતરે બાણ ફેંક્યું હતું તે સઘળું અંતર કાપી નાખ્યું અને પૂછ્યું, " હું મારૂં બાણ ક્યાં ફેંકું•? જગાજ નથી. દેવોના ધન્યવાદ સાથે તેને ઇનામ મળ્યું. તેણે પોતાનું ધનુષ્ય ખેંચ્યું પણ નહોતું.

જોવે[5] જો પોતાની શક્તિઓનો વધારેમાં વધારે ઉપયોગ કરવાનું પસંદ કર્યું હોત તો ધનુષ્યવિદ્યાનો અદ્ભુત ચમત્કાર તે બતાવી શક્યો હોત. જ્યારે કોઇ મહાન્ વક્તાનું ભાષણ આપણે સાંભળીએ છીએ, અગર કોઈ મહાન્ શિષ્ટતાયુક્ત અગર સંગીન ચારિત્ર્યવાળા માણસને આપણે જોઇએ છીએ ત્યારે આપણને તેવીજ લાગણી થાય છે. તેઓ જે કાંઇ કરી બતાવે છે તેના કરતાં વધારે તેઓ કરી બતાવી શકે એમ છે, એવી ધારણા આપણામાં તેઓ ઉત્પન્ન કરી શકે છે અને તેઓ જે કાંઇ કરે છે અગર કહે છે તે વડે, તેઓ તે કરતાં પણ ઘણું વધારે કરી શકે અગર કહી શકે એવી તેમનામાં શક્તિ છે એવી ખાતરી આપણને તેઓ કરી આપે છે.

---

૧ સૂર્ય. ૨ કવિતા, સંગીત આદિ વિષયને લગતો દેવ. ૩ ઇન્દ્ર. ૪ યુદ્ધનો દેવ. ૫ ઈન્દ્ર.

ચાળીશ વર્ષ સુધી મિરાબોએ પોતાનું વિશાળ જ્ઞાન, કલા અને મહાન્ અનામત બળ બતાવ્યું નહોતું અને તે પછી તે પોતાના સમયનો મહાનમાં મહાન્ વકતા અને રાજદ્વારી નર થયો હતો. તેની જાહેર કારકીર્દી માત્ર ૨૩ માસજ ચાલી હતી પણ ૨૩ વર્ષમાં ઘણા મહાન્ પુરૂષો કરી શકે તે કરતાં તેણે વધારે કામ કરી બતાવ્યું. ડ્યુમોં કહે છે કે હું તેની સાથે ન રહ્યો હોત તો માત્ર એકજ દિવસમાં એક માણસ કેટલું કામ કરી શકે, ૧૨ કલાકમાં કેટલું કામ કરી શકાય તેનો ખ્યાલ મને કદી આવી શકત નહિ. આ માણસનો એક દિવસ બીજા માણસના અઠવાડિયા અગર મહિના બરાબર હતો. તેના સેક્રેટરીએ કહ્યું અમુક બાબત અશકય છે એટલે તે એકદમ તેની ખુરશીમાંથી કૂદી ઉભો થયો અને બોલ્યો “ અશકય ! મૂર્ખાઓનો આ શબ્દ ફરી મારી આગળ બોલતા નહિ.

જ્યારે કટોકટીનો સમય આવે ત્યારે, લડાઇનો ફેંસલો આવે તેવો ફટકો જે વડે લશ્કરનો સરદાર લગાવી શકે છે તે લશ્કરની રિઝર્વ ટૂકડી હોય છે. એન્જીનનું ભારે બૅલેન્સ વ્હીલ ( સમતોલ રાખનાર પૈડું ) શકિતની સમાન રીતે વ્હેંચણી કરે છે અને નુકસાન કરી બેસે એવા આંચકાને અટકાવનાર એકધારી ગતિ નિયમિત કરે છે અને એકઠા થયેલા વેગની ગતિ નિયમિત કરે છે અને એકઠા થયેલા વેગની મદદ વગર પિસ્ટન* ને અટકાવનાર સામા બળનો પ્રતિષેધ કરે છે. તમારી આખી જીંદગીમાં તમે જે જ્ઞાન, જે અનુભવ, જે ચારિત્ર્ય, જે માનસિક અને નૈતિક દ્રવ્ય એકઠું કર્યું હશે તેથી હાલના તમારા ખરા બળ અને અસરનું પ્રમાણ નીકળશે, જ્યારે તમારી કોઈ વખતે સખ્ત કસોટી નીકળશે ત્યારે તેનું પ્રમાણ તમને

* યંત્રોમાં, પાણી ખેંચવા તથા હડસેલી બહાર કાઢવાનું નક્કર ભૂંગળું.

જણાઈ આવશે અને તે વખતે તમને સંતોષ અગર ખેદ થશે. તમે જે પ્રમાણે ભરી રાખ્યું હશે તેના પ્રમાણમાં—તેનાથી એક પૈસાભાર પણ વધારે નહિ—તમારી વિદ્યા અગર મર્દાનગીના હવાડામાંથી તમે કાંઈપણ ખેંચી શકશો. કોઇપણ બારીક સંયોગમાં તમે તમારા અનામત બળથી ઉભા રહી શકશો અગર પડશો.

૧૮૨૩ ની વર્ષાદની એક શરદીવાળી રાત્રીએ બોસ્ટનના પહેલા બૅપ્ટિસ્ટ દેવળમાં એક યુવાન્ પાદરીએ " **ધર્મકાર્ય કરવાને લગતાં કામનું નૈતિક ગૌરવ** " વિષે ઉપદેશ આપ્યો. આ ઉપદેશથી સભાનાં પચાસ માણસમાં કોઇના હૃદયમાં કાંઇપણ રસ ઉત્પન્ન થયેલો જણાયો નહિ અને નિરાશ થયેલા ઉપદેશકે ધાર્યું કે આ કામમાં તેને પૂરેપૂરી નિષ્ફળતા મળી. પણ શ્રોતાજનોમાંના એક પ્રકાશકને, ઉપદેશ ખરા દિલથી અપાયો હતો એમ લાગેલું તેથી તેણે તે ઉપદેશ છપાવ્યો. તેથી ઘણા લોકોનું ધ્યાન ખેંચાયું અને ઈંગ્લાંડમાં તેની ઘણી નકલો ખપી. રૉબર્ટ હૉલે તે ઘણા ઉત્સાહથી વાંચ્યો અને ઉપદેશક જે તે વખતે અપ્રસિદ્ધ યુવાન્ હતો તે આગળ જતાં નામના મેળવશે એવું ભવિષ્ય ભાખ્યું. ત્રણ વર્ષ પછી તો બ્રાઉન યુનિવર્સિટીના ચુંટી કઢાયેલા પ્રેસિડંટ વેલેન્ડ તરીકે તે જાણીતો થયો,

બીચરનાં છેલ્લાં વ્યાખ્યાનોમાં પણ મૅન્ચેસ્ટર, લિવર્પૂલ અને લંડનનાં તેનાં મહાન્ ભાષણોમાં મળેલો વેગ જણાઇ આવતો હતો. લડતભર્યા, હાર અને જીતથી મિશ્ર બનેલા જીવનના રંગની મુદ્રા ગોક્નાં પરિપક્વ ભાષણોમાં રહેલા અર્થ અને અસરો ઉપર સચોટ પડતી. આંખો ઝાંખી પડશે અને કુદરતી શક્તિઓ નરમ પડશે એ સમય પાસે આવ્યો છે એમ શ્વેત કેશથી માલમ પડયા પછી લાંબે વખતે ૪૦ વર્ષના વિજય પછી વેબસ્ટર, ક્લેઅેટ, ડિઝરાયલી અને ગ્લેડસ્ટનના શબ્દોને, તેમજ વચનને વજન મળ્યું હતું. નોકરી છોડી

છે એવા બિસમાર્કમાં પણ એટલું રિઝર્વ બળ હતું કે પગમાં તેને સંધિવાનું દરદ થયું છે એ જાણી યુરોપ આશ્ચર્યચકિત થયું.

" આયોલ, તેં શી રીતે જાણ્યું કે હર્ક્યુલિસ દેવ છે?" આયોલે જવાબ દીધો, " કારણ કે મારી નજર તેના ઉપર પડી ત્યારથી જ મને તે બાબતમાં સંતોષ મળ્યો. મેં જ્યારે થીસ્યુસને જોયો ત્યારે તે લડવા બહાર પડે એ જોવા મેં ઇચ્છા રાખી હતી પણ હર્ક્યુલિસે તેની વાટ જોઇ નહિ. તે ઉભો હોય, ચાલતો હોય અગર બેઠો હોય અગર ગમે તે કરતો હોય પણ તે જીતતો.

દોરડા ઉપર ચાલનાર એક જાણીતા માણસે કહ્યું કે " એક દિવસ, એક નક્કી કરેલે દિવસે દોરડા ઉપર એક ઠેલણ ગાડી ચલાવવાના કરાર ઉપર મેં સહિ કરી. એક અગર બે દિવસ અગાઉ, મારા સાંધા જકડાઇ ગયા અને મેં મારા ડૅાક્ટરને બોલાવી કહ્યું અમુક દિવસે મારે સાજા થવું જોઇએ; એટલા માટે નહિ કે હું જે કમાવાની આશા રાખતો હતો તે ખોઇ બેસીશ પણ મારે એક મોટી રકમ હારવી પડશે,

મને કાંઇ સારૂં થયું નહિ અને ડૅાક્ટરે મને ઉઠવાની ના પાડી. મેં તેને કહ્યું, તમારી સલાહની મને શી જરૂર છે! તમે મને સાજો ન કરી શકો તો તમારી સલાહથી શો ફાયદો?

જ્યારે હું તે જગાએ ગયો ત્યારે ત્યાં પણ ડૅાક્ટરે વાંધો બતાવ્યો. જો કે મારી પીઠ અકડાઇ ગઈ હતી છતાં મારો વાંસ અને ગાડી મેં તૈયાર કર્યાં. ગાડીના હાથા મેં પકડયા અને હમેશ મુજબ મેં તે દોરડા ઉપર ચલાવી. દોરડાને છેડે જઇ ફરી મેં તે પાછી ચલાવી. આ કરી રહ્યા પછી ફરી હું અકડાઇ ગયો. હું ગાડી શી રીતે ચલાવી શકયો? મારી અનામત સંકલ્પશક્તિ વડે.'

" લંડન ટાઇમ્સ " ના પારિસના ખબરપત્રીએ થીર્સને કહ્યું,

"પ્રેસિડંટ સાહેબ, તમને વિચાર કરવાનો વખત નહિ છતાં તમે લાંબાં, તૈયારી વગરનાં ભાષણો કરો છો તે ખરેખર અદ્ભુત બિના છે." ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખે જવાબ દીધો, "આ રીતે તમે મને અભિનંદન આપી શકો નહિ. સાર્વજનિક બાબતોમાં તૈયારી વગર કોઈ પણ રાજદ્વારીએ ભાષણ કરવાં એ મોટો ગુન્હો છે. ભાષણોને તમે તાત્કાલિક, તૈયારી વગરનાં કહો છો! પચાસ વર્ષથી હું દરરોજ સવારે પાંચ વાગે ઉઠું છું અને તેની તૈયારી કરૂં છું."

વેબસ્ટરે કહ્યું છે કે "હેનને મેં દીધેલા ઉત્તરની તૈયારી સાર્વજનિક જમીન વેચવાના મિ. ફૂટના ઠરાવ વખતે કરી હતી. તેની પહેલાં કેટલાંક વર્ષ ઉપર આલબામાના એક સભાસદે જે રાજ્યમાં જે અમુક સાર્વજનિક જગા હોય તે તે રાજ્યને સોંપવાની દરખાસ્ત કરવાને લગતો ઠરાવ રાજસભામાં આણ્યો. તે વખતે આ દરખાસ્ત મને એવી અન્યાય ભરેલી અને અયોગ્ય લાગી કે તેની સામે થવાને મેં તરત જ એક લેખ લખી કાઢ્યો. મારી દલીલમાં મેં સાર્વજનિક જમીન અને સરકારે તેના સંબંધમાં ભરેલાં પગલાં એને લગતો સઘળો ઇતિહાસ રજુ કર્યો. વળી હેનવાળી તકરારમાં એક બીજો પ્રશ્ન પણ સમાયલો હતો. તે અરજ કરવાના હક અને રૂઢિને લગતો હતો. ગુલામગીરીના વિષયમાં અરજ કરવાનો હક નથી એમ કેલ્હાઉને દલીલ કરી. કેલ્હાઉનનો મત સ્વીકારાયો એમ જણાયું. પછી મેં દરખાસ્તનો જવાબ આપવાની તૈયારી કરી. એમ બન્યું કે તકરાર ચાલી નહિ. મેં મારી માહિતીની યાદી એક ખાનામાં મૂકી દીધી અને હેને જ્યારે મારા ઉપર અને ન્યુ ઈંગ્લેન્ડ ઉપર હુમલો કર્યો, ત્યારે તે બાબતમાં સામે થવા હું તૈયાર હતો. મારે મારી નોંધો કરી લઈ મારી યાદદાસ્ત તાજી કરવાની હતી. બીજા શબ્દોમાં કહીએ તો મારી નોંધોને અનુસરતો જવાબ દેવાને તેણે પ્રયત્ન કર્યો હોત તો તે વધારે

સારી અસર કરી શકયો ન હોત. કોઇ માણસને પ્રસંગ માત્રથી પ્રેરણા થતી નથી, મને તો તેની પ્રેરણા થઇ નથી,

મજબૂત હાથવાળા ખાણ ઉપર કામ કરતા એક માણસે પથ્થરની એક મોટી છાટ ઉપર હથોડાથી ૪૦ ઘા માર્યા પણ નિષ્ફળ ગયા. તે પછી શોર્ટ વૉટર્સે તેને કહ્યું કે "તમે તે છાટ દસ ઘાથી નહિ ભાગી શકો તો સો ઘાથી પણ તમે તે ભાગી નહિ શકો એમ હું ધારૂં છું." પેલા કામદારે કહ્યું, હું "ભાંગી શકીશ, દરેક ઘાની અસર થાય છે અને તરત જ પથ્થરના કકડા થયા." જે હુશિઆરીથી એક માણસ પોતાની રંગપાટી ઉપરથી થોડાક રંગ લે. થોડોક ભૂરો, થોડોક ભૂખરો અને ધોળો લે અને તરત જ તેમાંથી જીવતું અને જાગતું સ્વરૂપ ઉભું કરે, જે જોઇને આપણાં હૃદય ધડકવા લાગે અને જંગલો અગર મૅટરહૉર્ન નીચે અગર મૉન્ટ બ્લાંના ભવ્ય એકાંતમાં આપણા આત્મા પર જે અસરો થાય છે તેવી જ અસરો થાય છે. તે હુશિયારીથી આપણને આશ્ચર્ય થાય છે. પણ આ દેખીતી સફાઇ અને હુશિયારીની તપાસ કરીશું તો માલમ પડશે કે જે ચાલુ પ્રયત્ન અને ખંતથી આ ઇર્ષ્યાપાત્ર શક્તિ મળી છે તે પાછળ વર્ષોનાં વર્ષ ગાળવામાં આવ્યાં છે.

ડૉ. ડયુએએ કહ્યું હતું કે જ્વાળામુખીના અગ્નિની માફક, સ્વચ્છંદ, સ્વાભાવિક અને અંદરના પોતાના બળ સાથે આખરે અગ્નિ પ્રજ્જવલિત થાય તો તેથી શું? તેથીતો નીચેનાં તત્વની આત્યંતિક ક્રિયા માત્ર જણાઇ આવે છે. વાદળમાંથી વિજળીની માફક તે નીકળી આવે તેથી પણ શું? ચુપકીદી ભર્યા, શાંત અને નિર્મળ ઘણા દિવસથી આકાશમાં વિદ્યુતબળ એકઠું થતું હતું. તમારા પોતાની અંદર અગ્નિ ચેતતો રહેતો ન હોય તો એકાદ પ્રસંગ આવે ત્યારે તમે તે ક્રિયામાં, કર્મમાં પ્રકાશિત કરી શકો નહિ.

એકાંત ભવ્યતામાં ઉંચે જતો, તોફાન અગર શાંતિની બિલકુલ દરકાર નહિ કરતો અને મહાસાગરના માત્ર ઊંડા પ્રવાહોથીજ અસર પામતો બરફનો એક વિશાળ ડુંગર આપણે જોઇએ છીએ ત્યારે આપણને વિસ્મય અને ભયની લાગણી થાય છે.

કેવા દબદબા સાથે તે ડુંગર આગળ ચાલ્યે જાય છે, કેવી નરમાશથી તે તેના માર્ગના પરપોટાને ખસેડી નાંખે છે છતાં મજબૂતમાં મજબૂત વહાણને એક ઇંડાના છોડાંની માફક તે કેવી દુનિર્વાર રીતે ભાંગી નાંખે છે. એક મહાન્ પુરૂષની દૃઢ, વજનદાર કારકીર્દી આ ઉદાહરણથી આપણને યાદ આવે છે. પણ રાજદરબારી ચાલથી આ ડુંગર તરી શકે છે–તેના માર્ગમાં રહી શકે છે તેનું કારણ એ છે કે તે ડુંગરનો $\frac{7}{8}$ ભાગ મોજાંની નીચે છે અને આજુબાજુના તોફાનની તેને અસર થઈ શકતી નથી–આ વાત યાદ રાખવા જેવી છે. આજ રીતે મહાન્ પુરૂષોના ચારિત્ર્યનું વજન, તેનું બળ, પ્રાસંગિક પ્રેક્ષકથી ગુપ્ત રહે છે.

જે માણસ કાચના ધંધામાં બાળપણથી ન હોય તેને કાચ ફોડનાર મુસ્કેલ ક્રિયાઓ શીખવવાને પ્રયત્ન કરશે નહિ. ઘણા વર્ષના મહાવરાથી જે અનામતબળ આવે છે તે તેનામાં હોવું જોઇએ.

ન્યુયૉર્કનો રોબર્ટ કોલ્યર કહે છે કે મિલેનું એક નાનું ચિત્ર હું સંઘરી રાખું છું. ભરતીના નિશાનની અંદરના એક થાંભલા સાથે બાંધી રાખેલી એક સ્ત્રીનું તે ચિત્ર છે. સમુદ્રનાં મોજાં તેની આજુબાજુ વીંટળાય છે. એક વહાણ ઝપાટા સાથે પાસે થઇને જાય છે પણ તે તેના ઉપર અગર તેની દશા ઉપર ધ્યાન આપતું નથી. શિકારી પંખીઓ તેની આજુબાજુ ઉડયા કરે છે. પણ તે પોતે પક્ષીઓ અગર વહાણ અગર સમુદ્ર કશા તરફ ધ્યાન આપતી નથી. તેની નજર સીધી છે, તેના પગ સ્થિર ઉભા છે, તમે જોશો તો માલમ પડશે કે

તે આકાશ તરફ સીધી નજર કરી રહી છે અને પોતાના આત્માને કહે છે કે ભવિષ્યમાં જે પ્રકાશ, જે ભવ્યતા જણાશે તેના મુકાબલામાં હાલનાં સંકટો કાંઇ હિસાબમાં નથી. હું તેને સંઘરી રાખું છું તેનું કારણ એ છે કે જ્યારે હું તે ચિત્ર તરફ જોઉં છું ત્યારે, ભરતી તેમની આજુબાજુ વીંટળાઇ રહે છે ત્યારે જેઓ પોતાના ભાવિથી અંધાઈ રહી જેઓ જાગૃત રહી રાહ જુએ છે પણ મોજાં જેમ વધે છે તેમ તેઓ પણ વધે છે અને છેલ્લા અને સૌથી ઉંચા મોજાં ઉપર ઊંચકાઇ જેઓ શાન્ત સ્વર્ગમાં પહોંચી જાય છે અને "સાબાશ છે" એવા શબ્દો સાંભળે છે તેવી સંખ્યાબન્ધ સ્ત્રીઓનો આદર્શવર્ગ મને જણાઈ આવે છે.

મોબાઇલના અખાતમાં જે ટોર્પીડોએ ટેકુમસેને થોડા વખત પહેલાંજ ડૂબાડયું હતું, તેની ધાસ્તી છતાં નૌકાસૈન્યને આગળ વધવા ફૅરાગટે કરેલા તાકીદના હુકમ વિષે ઇસારો કરતાં બ્રિટિશ નૌકા સૈન્યવાળા રેરએડમિરલ હૅમિલ્ટને કહ્યું હતું કે મને એમ જણાય છે કે નહિ ધારેલા સંયોગોમાં પણ આપત્તિ ભરેલો પરાજય વિજયના રૂપમાં, ફૅરાગટની ચપલ દૃષ્ટિ અને તાકીદે નિર્ણય કરવાની શક્તિથી બદલાઇ ગયો.

આ શક્તિઓવડે તે એકદમ નૌકાસૈન્ય જે ગુંચવણમાં, જે કફોડી સ્થિતિમાં હતું તેમાંથી બચવાનો માર્ગ તે જોઇ શક્યો. આ બચાવ નૌકાસૈન્યોની વ્યવસ્થા કરવાનું સંપૂર્ણ **વ્યાવહારિક જ્ઞાન** હોયતો જ થઈ શકે એવો હતો. અજ્ઞાન હોય, માત્ર સિદ્ધાન્તોનું જ્ઞાન, કેટલીક બાબતમાં સ્પૃહણીય હોવા છતાં તે ગમે તેટલું હોય પણ મુશ્કેલીના સમયમાં તે વ્યાવહારિક જ્ઞાનની ખોટ પૂરી પાડી શકે નહિ. ચૂસ્ત પણે આખી જીંદગી કર્તવ્ય બજાવવાથી, જે જ્ઞાન, જે કુશળતા, જે ચારિત્ર્ય મળે છે તે સર્વેનું અનામત બળ તેની પાસે હતું અને પ્રસંગ આવતાં તેણે તેનો ઘણો ઉપયોગ કર્યો.

ફ્રાન્સના તેજોમય દરબારમાં સાદા રિપબ્લિકન (પ્રજાસત્તાની હિમાયત કરનાર) અને કેળવાયલા બેન્જામિન ફ્રેન્કલિનના કરતાં વધારે તેજસ્વી, વધારે પ્રસંશા મેળવનાર બીજો કોણ હતો ! મગરૂર ઇંગ્લાંડનાં રાજદ્વારી મંડળોમાં ક્રોમ્વેલ, એલ્ડન, બર્ક, કૅનિંગ અને ગ્રોહામ કરતાં વધારે સત્તાબીજું કોણ મેળવી શક્યું હતું ? ધીરી અને પરિશ્રમયુક્ત ખીલવણીથી વધારેલા મહાન્ માનસિક અનામત શિવાય બીજા કયા બળ સાધનથી તેમણે આ મોટી સતા મેળવી હતી.

મહાન્ વક્તા વેબસ્ટરે કહેલી એક વાર્તાની જેને ઉંડી અસર થઇ હતી એવા એક માણસે તેને પૂછ્યું, "તમે તે વાત ક્યાંથી મેળવી ? જવાબ મળ્યો કે "૧૪ વર્ષથી મેં મારા મગજમાં ભરી રાખી હતી અને આજ સુધી તેનો ઉપયોગ કરવાનો પ્રસંગ મને મળ્યો નહોતો."

ફ્રેન્કો પ્રશિયન લડાઇ જ્યારે જાહેર થઇ ત્યારે એમ કહેવાય છે કે વૉન મોલ્ટકને મધ્યરાત્રીએ જગાડવામાં આવ્યો હતો અને તે સંબંધમાં તેને ખબર આપવામાં આવી હતી. જે અમલદારે તેને જગાડ્યો હતો તેણે તેને શાંતિ સાથે કહ્યું, "મારી ત્રિજોરીના અમુક ફલાણા નંબરના ખાનામાંનો કાગળ લેજો અને શહેનશાહતનાં જૂદાં જૂદાં લશ્કરને તેમાં જણાવ્યા મુજબ તાર કરજો." તેણે પછી પાસું ફેરવ્યું, સૂઇ ગયો અને સવારે હમેશને વખતે ઉઠયો. બર્લિનમાં દરેક જણ ઉશ્કેરાયેલું હતું. પણ વૉન મોલ્ટક હમેશના રિવાજ મુજબ ફરવા ગયો હતો. એક મિત્ર તેને મળ્યો. તેણે તેને કહ્યું, સરદાર, તમે આ બાબતને કાંઇ ગંભીર રૂપ આપતા જણાતા નથી. હાલના સંયોગોની તમને ધાસ્તી નથી ? હું ધારૂં છું કે તમે આ વખતમાં તો ઘણાજ કામમાં હશો."

વૉન મોલ્ટકે જવાબ દીધો, આ વખતનું સઘળું કામ મેં કેટલાક વખતથી કરી રાખ્યું છે અને હાલ જે થઇ શકે તે કરી નાંખ-

વામાં આવ્યું છે. ૫૦ વર્ષથી મોલ્ટક આગ્રહપૂર્વક, વિશાળ અનામત બળનો સંગ્રહ કરતો હતો અને તક માટે તે રાહ જોતો હતો. તે વૃદ્ધ થયો ત્યારે આ તક તેને મળી.

જ્યારે નેપોલિયન તેનો નકશો ખુલ્લો કરે છે ત્યારે તેની આંખ નૈસર્ગિક શક્તિથી ફરતી જણાય છે. જ્યારે ચેથમ વિવાદ શરૂ કરનાર હોય છે તે વખત માણસો સાંભળે જ કારણ કે તેઓએ સાંભળવું જ જોઇએ. ઘણાં વર્ષની સંભાળપૂર્વક તૈયારીથી મેળવેલી અને એકઠી થયેલી શક્તિવાળો માણસ કામ કરી બતાવે છે; અને તે વખતનાં ક્ષુદ્ર જંતુઓ, જેઓને તેના માર્ગમાંથી ખશી જવું પડે છે તેઓ તેની અતિશય સત્તાથી આશ્ચર્ય પામે છે.

વેલિ ફોર્જની વેદનાઓ વૉશિંગ્ટન ખમતો હતો છતાં તેને કનડગત કરવામાં આવી હતી. તેની બદબોઇ કરવામાં આવી હતી. ડૉ. બેન્જામિન રશે પેટ્રિક હેનરીને લખ્યું હતું કે વેલિ ફૉર્જના સિપાહોમાં વિચાર કરવાની શક્તિ ન્હોતી. તેણે લખ્યું હતું કે એક ગૅટ, એક લી અગર એક કૉન્વે થોડાં અઠવાડિયાંમાં તેઓમાંથી એક અજીત ટૂકડી ઉભી કરી શકે. આ કાગળની થોડીક બાબત પ્રસિદ્ધ કરવી જોઈએ; જેથી દેશ જાગૃત થાય, તેને ખબરો મળે અને દેશને કાંઇક દહેશત ઉભી થાય." પણ આ સઘળી નિંદા, અપવાદ વૉશિંગ્ટને ગૌરવ ભરેલા મૌન સાથે સહન કર્યાં. તેના પ્રૌઢ, સામાની ઉપર છાપ પાડનાર ચારિત્ર્યમાં કેટલી મહાન્ અનામત શક્તિ હતી!

નેપોલિયન કહેતો હતો કે વિનાશ, સન્મુખ આવીને ઉભો રહે તે શિવાય મૅસેના પોતાનું પોતાપણું પ્રકટ કરતો નહિ. અને પછી મૃત્યુ પામેલાઓનો દેખાવ અને મરતા માણસોના નિશ્વાસ વડે લગભગ અસાધારણ શક્તિ તેનામાં આવતી અને રણક્ષેત્ર ઉપર રિઝર્વ અનામત લશ્કર એવા સંકલ્પબળ સાથે મૂકતો કે દુશ્મનોનાં હૃદયમાં થરથરાટ થતો.

જે વખતે લ્યુથર અને તેના અનુયાયીઓ રોમન સંપ્રદાયની સામે થવાનાં યુરોપમાં પગલાં ભરી રહ્યા હતા તે વખતમાંજ એક સ્પેનિશ સિપાહ ઈગ્નેશિયસ લોયોલાએ કૅથોલિક મતનો પ્રસાર કરવા માટે જેસ્યુઇટ સંપ્રદાયની સ્થાપના કરી હતી.

આ સંપ્રદાયના અનુયાયીઓને મન, હઠી ન જાય એવી કોઈ-પણ મુશ્કેલી ન હતી, ન પહોંચી શકાય એવો કોઇપણ દેશ નહોતો, સામે ન થઇ શકાય એવું કોઈપણ ભયંકર જોખમ નહોતું. હિંદુસ્થાન ચીન અને જાપાનમાં તેમના ઉત્સાહપૂર્ણ ઉપદેશથી સંખ્યાબંધ મા-ણસો પોતાનો ધર્મ તજી તેમના પંથમાં દાખલ થયા. પૅરેગુઆઇના ૨૦૦૦૦૦ અસલ વતનીઓ તેમના સંપ્રદાયમાં દાખલ થયા. ઉત્તર અમેરિકામાં સેંટ લૉરેન્સના અખાતથી પનામાની સામુદ્રધુની સુધી તેઓ-એ પ્રવાસ કર્યો. લ્યુથર અને લોયોલાને કામ કરવા માટે દુનિયા ઘણી મોટી હતી, અને પોતપોતાને માર્ગે તેમના ચારિત્ર્યના અનામત બળથી તેઓ ભારે કામ કરી શકયા.

મહાન્‌માં મહાન્ ઉસ્તાદોનું સંગીત, કદી પણ નહિ ગવાયું હોય એવી રીતે ન્યુયોર્ક કૅસલગાર્ડનમાં ૨૦૦૦૦ શ્રોતાજન આગળ ગાયા પછી સ્વીડીશ બુલબુલ ( ગાનાર સન્નારી ) ને પોતાની માતૃભૂમિ ની ટેકરીઓ યાદ આવી. ઉંડામાં ઉંડી લાગણીવાળા ધીરા અવાજથી તે નીચેના શબ્દો બોલી:—

"વિલાસો અને મહેલોમાં આપણે ફરીએ તે છતાં

પણ તેનો સ્વર હજારો શ્રોતાઓના આત્મા તરફ ફેંકાતો હતો તેવા-માં ઘણા મોટા ધન્યવાદના અવાજથી તેને એકદમ ચૂપ થઇ જવું પડ્યું. આખા સંમેલનમાં વર્ષાદની માફક આંસુનો પ્રવાહ ચાલ્યો હતો.

બેન ટીલ પીનકોટ નામના એક માનીતા કલાર્ક વિષે જિરાર્ડ જ્યારે બોલતો ત્યારે તે વારંવાર કહેતો હતો કે હું તેનું ભલું કરીશ.

આથી બેન જ્યારે ૨૧ વર્ષનો થયો ત્યારે મહાન્ નાણાવટી જિરાર્ડ તેને કંઈક કહેશે એવી તેણે આશા રાખી હતી. પણ જિરાર્ડે બીજી વાત કરી પણ એ વાત કરી નહિ તેથી કલાકેક હિમત ધરી કહ્યું, "હું ધારૂં છું કે હું સ્વતંત્ર છું અને હવે મારે કયો માર્ગ લેવો તે બાબત મારે તમને વાત કરવાનો મારો વિચાર છે; હું કયું કામ વધારે સારી રીતે કરી શકીશ એમ તમે ધારો છો?" તે લક્ષાધિપતિએ જવાબ દીધો કે "હું ધારૂં છું કે તમે સ્વતંત્ર છો અને અને મારી સલાહ એવી છે કે પીપ બનાવનારને ત્યાં જઈ તમારે તે કામ કરવું" બેનની ખીલતી આશાઓ ભંગ કરવા જેવી આ સુચના હતી પણ તેણે કહ્યું કે "તમારો અંતઃકરણનો આગ્રહ હોય તો હું તે કામ પણ કરીશ. જિરાર્ડે એજ જવાબ આપ્યો કે મારો એવોજ આગ્રહ છે. સ્પીંગ ગાર્ડનમાં સારામાં સારા કારીગરને શોધી કાઢી બેને આ કામની ઉમેદવારી નિમકહલાલીથી કરી અને તે ધંધો શરૂ કરવાને પોતે તૈયાર છે એવો રિપોર્ટ કર્યો. જિરાર્ડે કહ્યું, "સારી વાત છે. તમારાથી બની શકે એવાં સારામાં સારાં ત્રણ પીપ બનાવો" જ્યારે પીપ આપવામાં આવ્યાં ત્યારે તે પ્રથમ પંક્તિનાં હતાં એમ જીરાર્ડે કહ્યું અને તેની કિંમત પૂછી. બેને કહ્યું, "હું એક ડોલરથી નિર્વાહ કરી શકું—તેના જેટલીજ તેની કિંમત છે." "ઘણુંજ સસ્તું. બિલ કરજો." જિરાર્ડે તે બિલના પૈસા આપ્યા અને ૨૦૦૦ ડૉલરનો એક બીજો ચેક આપી કહ્યું, આ, લ્યો અને સારામાં સારી રીતે તે રકમ રોકો. કમનસીબે તમે તે રકમ ગુમાવશો તો પણ તમારી પાસે એક ધંધો એવો છે કે તમે તમારો નિર્વાહ સારી રીતે ચલાવી શકશો.

તમારાં માતાપિતા અગર શિક્ષક તમને અમુક વસ્તુ શીખવાને કહે છે તેનો શો ઉપયોગ હશે તે વિષે તમને આશ્ચર્ય થાય છે. કોઇક

વખતે તમને તેજ વસ્તુની જરૂર પડે. તેને માટે ખરી જગા મેળવવામાં દસ વીશ વર્ષ ચાલ્યાં જાય. પણ મોડા વહેલા તમને જે જગાની જરૂર હશે તેજ જગા મળી આવશે. તમને જો તે નહિ મળે તો શિકારીને રીંછ મળે અને તેની પાસે બંદૂક કે ગોળી ન હોય અગર પવનની સામેના સમુદ્ર કિનારે કોઈ કૅપ્ટનને એમ સાંભરે કે તે પોતાનું દોરડું અને લંગર ઘેર ભૂલી આવ્યો તેના જેવી તમારી સ્થિતિ થશે.

એક માણુસ જેણે પોતાની મિલ્કત ગુમાવી હતી તેણે કહ્યું કે "૨૫ વર્ષ ઉપર મારા શિક્ષકે મારી પાસે સર્વેનો અભ્યાસ કરાવ્યો અને તે હું શીખ્યો તેથી હવે મને આનંદ થાય છે. તે જરૂરનું છે. તેથી મને સારી જગા અને ભારે પગાર મળી શકે એમ છે.

ડેવિડ ડડલિ ફિલ્ડ કહેતો કે "જે પોતાના પ્રતિસ્પર્ધી કરતાં વહેલો ઉઠે છે અને પોતાની આરોગ્યશક્તિ ખમી શકે તેની મર્યાદામાં રહીને વધારે વખત કામ કરે છે તેજ ઇનામ જીતી જશે. એક દિવસનો એક કલાક મેળવી અનામત સમયનો સંગ્રહ થાય તો માણસની ૭૦ વર્ષની મર્યાદામાં લગભગ તે ત્રણ વર્ષ જેટલો થાય."

જેમ્સ ગાર્ફિલ્ડે કહ્યું છે કે "વિલિયમ્સ કોલેજમાં જ્યારે હું નવોસવો હતો ત્યારે મેં રાત્રીએ તપાસ કરી તો ગણિતમાં પહેલી જગા મેળવવા ઇચ્છનાર મારો જે એકજ હરીફ હતો તેની બારીમાં, હું જેટલો વખત મારો દીવો બાળતો હતો તેના કરતાં થોડીક મિનિટ વધારે બળતો દીવો મેં જોયો. તેને તેજ વખતે બીજા દિવસના મુખપાઠની તૈયારી માટે વધારે વખત ગાળવા મેં નિશ્ચય કર્યો. મેં તેમ કર્યું અને મારા હરીફ કરતાં ઉંચે નંબરે હું પાસ થયો. આ જૂની હરીફાઇ મને સાંભરી આવે છે ત્યારે મને સ્મિત થાય છે પણ એક થોડા વધારે વખતનો પણ સદુપયોગ થાય તો

તેની કેટલી કિંમત છે તે તરફ મારૂં જે રસ્તે ધ્યાન ખેંચાયું તે માટે હું તે પ્રસંગનો આભારી છું. આવાજ થોડાજ વધારે વખત, ધ્યાન, આગ્રહ અગર બળથી દરેક નાની મોટી લડાઈ અગર લડત જીતી શકાય છે.

ગાર્ફિલ્ડ હમેશાં ટેબલ ઉપર એક પુસ્તક મૂકતો અને મેન્ટોર વાળા ઘરમાં જ્યારે છોકરાઓ તેની આજુબાજુ બેસતા ત્યારે અમુક શબ્દોનો ઉચ્ચાર તેઓ કેવી રીતે કરતા અને તેનો અર્થ શો હતો તે તેમને તે પૂછતો. અમુક ગ્રંથકારમાંથી ફકરાઓ ટાંકી બતાવવા અને નામાંકિત સ્ત્રીપુરૂષો વિષે પોતાનો અભિપ્રાય એક વાકયમાં રજુ કરવાને તેમને તે કહેતો.

વૉશિંગ્ટનમાં હોવા છતાં જે થોડા માણસો સાહિત્યને લગતો પોતાનો અભ્યાસ ચાલુ રાખતા તેમાં ગાર્ફિલ્ડ એક હતો. આ બાબતમાં તે ઘણું સારૂં કામ બતાવી શકતો નહિ પણ એમ જણાતું હતું કે તે વધારે સારૂં કરી શકશે. પાર્લામેન્ટમાંના પોતાના પરાક્રમી આદર્શ નરના સંબંધમાં ટ્રેવેલ્યને કહ્યું છે તે મુજબ ગાર્ફિલ્ડને ફતેહ મળતી કારણ કે આખું જગત્ તેને પાછળ રાખી શકત નહિ. તે જયાં બહાર પડતો ત્યાં તે પોતાનું કામ ઘણી હુશિયારી અને અસરકારક સ્વાસ્થ્યથી કરતો. આ હુશિયારી અને સ્વાસ્થ્ય તેની ભારે અનામત શક્તિનાં બહારનાં ચિહ્ન હતાં અને તે શક્તિનો તે ઉપયોગ કરી શકતો.

જેમ્સ જે. કૉરબેટ કહેતો કે જો હું એમ સાંભળું કે મારા હરીફે રીસ્ટમશિન ( કાંડાને લગતું યંત્ર ) ઉપર ૩૯૯ વખત કામ કર્યું છે તો હું વળી તેનાથી કાંઇ વધારે કરૂં. જો તે દોરડું અર્ધો કલાક સુધી એક ધારી રીતે કૂદ્યા કરે તો હું તે કામ કલાક સુધી કરવા કોશિસ કરૂં. આ માણસ જગતનો મહાન્માં મહાન્ મુક્કાબાજ થયો.

સિનસિનેસિટીની એક લાઇબ્રેરીનું મૌનને લગતું એક પૂતળું, જેની આંગળી હોઠ ઉપર છે તેની દરેક પ્રેક્ષક ઉપર અદ્‌ભુત અસર થાય છે. આંખ તેના ઉપર ઠરે છે કે તરતજ તેની અસર જણાઇ આવે છે. વાણીમાં ચાંદીની કિંમત હોય તો મૌનમાં સોનાની છે. વાણી માનવ છે. મૌન દિવ્ય છે. વારંવાર જોવામાં આવે છે કે મૌનમાં જે સત્તા છે તે વાણીમાં નથી.

એક વર્તમાનપત્ર પ્રશ્ન કરે છે કે હાઇડ્રોલિક ક્રેન (ભારે વજન ઉચકનાર યંત્ર ) જે, એક છોકરાની રમવાની બંદૂક હોય તેમ કાંઇપણ ગરબડ અગર અવાજ વગર શાંતિથી અને કાંઈ પણ દેખીતા શ્રમ અગર સંકટ વગર ઘણીજ ઉંચાઇ સૂધી સો ટન જેટલા બોજાનું જબર-દસ્ત, વિનાશક તત્વોથી ભરપૂર એન્જિન ઉઠાવે છે એમાં કાંઇ દિવ્યતા જણાતી નથી ? વળી જ્યારે આપણે આગળ વાંચીએ છીએ કે આ જબર-દસ્ત યંત્ર ઉપરના ઘણા ભારે બોજાની છબી લેવાય ત્યાં સૂધી તે તે બોજો ઉઠાવી રહે છે અને પછી કાંઇપિણ મુશ્કેલીના દેખાવ વગર તાકીદથી તૈયાર કરેલી ભૂમિકા ઉપર ઘણુંજ ધીમે રહીને અને શાંતિથી મૂકી દે છે ત્યારે આજુબાજુ ઉભા રહેલા લોકોને થયેલી માનસિક અસર એટલી ગંભીર હોય છે કે તે મૌનથીજ પ્રકટ થાય છે. યંત્રને લ-ગતા એક અંગ્રેજ કારખાનામાં સમતોલ રાખનાર ચક્રના વેગમાં એન્જીનની શક્તિ એટલી ભરી રાખેલી હોય છે કે એક વિશાળ ક્રૅ-મથી* તેને ગતિ મળતાં કાંઇપણ દેખીતા સંકોચ અગર થડકાર શિવાય મીણની માફક પોલાદમાં એક, બે અને ત્રણ ઇંચ ઉંડું કાણું તે પાડી શકે છે. પ્રેક્ષકો આ જોઇ વિસ્મયાકુલ થાય છે.

એમ કહેવાય છે કે ૧૮૩૩ માં કેગન પુટોક આગળ એમ-

---

* ઇચ્છા મુજબ—અમુક પ્રકારની ગતિ આપવા માટે પૈડા ઉપર કરેલી યોજના.

સંને જે એક સાંજ ગાળી હતી ત્યારે કાર્લાઈલે એક તમાકુ પીવાની નળી એમર્સનને આપી એક પોતે સળગાવી. બન્ને જણ મધ્યરાત્રી સુધી બોલ્યા વગર બેસી રહ્યા. પછી તેઓ હાથમાં હાથ મિલાવી, સાંજે જે મજા સાથે તેઓ મળ્યા હતા તે બાબત પરસ્પર અભિનંદન આપી છૂટા પડયા. જાપાનિઝ કહેવતમાં કહેલું છે કે મૂગા સ્વભાવના માણસ પાસેથી કાંઇને કાંઇ સાંભળવાનું મળી આવે છે.

જ્યોર્જ પિબોડીનું બાવલું લંડનમાં ખૂલ્લું મૂકાતાં ત્વષ્ટા સ્ટોરીને ભાષણ આપવાનું કહેવામાં આવ્યું ત્યારે તે બોલ્યો કે એ બાવલુંજ મારૂં ભાષણ છે.

દરેક મહાન્ વક્તા અંદરથી સારી રીતે જાણે છે કે એના આત્માને પ્રેરક થનાર ઉલ્લાસ પોતાના શ્રોતાજનો આગળ પ્રદર્શિત કરવા તે કદી શક્તિમાન્ થતો નથી. જે દિવ્ય ભાવથી તેના આત્મામાં અત્યાનંદ થાય છે તે વાણીમાં ઉતારવામાં તેને ભારે હાનિ થતી હોય એમ તે જાણે છે. ગ્રન્થકાર પણ, કલમ લખવાને અગર વર્ણન કરવાને ના પાડે તેવાં દૃશ્ય જૂએ છે. ફૂલને ચૂંટવા જતાં સુગન્ધ ગુમાવી દેવામાં આવે છે.

ફ્લેમિશ ત્વષ્ટા ડચુકેને બનાવેલા એક બાવલાનાં વખાણ કરનાર એક માણસને તેણે પોતાનું કપાળ બતાવ્યું અને કહ્યું, " અહીંયાં જે છે તે તમે જોઈ શકો તો ! " વૉલ્ટેર કહેતો હતો કે મને સંતોષ મળે તેવું હું કદી લખતો નહિ. તેના આદર્શ અને તે જે કાંઈ કરતો તે વચ્ચે ઘણું અંતર રહેતું. ૧૨ વર્ષ સૂધી " ઇનિડ " ઉપર કામ કર્યા પછી વર્જીલને તે બાળી નાંખવાની ઇચ્છા થઇ હતી.

માનવ મુખમુદ્રા ઉપરનું કુદરતનું નાજુકમાં નાજુક કામ કારીગર ચિત્રપટ ઉપર આણી શકે નહિ. વર્ણન નહિ થઇ શકે એવા કાંઇકની બધાને લાગણી થાય છે પણ કોઇ પણ કવિ તે રજુ કરી શક્તો

નથી. દગ્ભૂમિનો સુંદરમાં સુંદર ભાગ કદી ચિત્ર ઉપર મૂકી શકાતો નથી. લેખક પોતાના સારા વિચાર પોતાના મગજમાંથી બ્હાર આણીજ શકતો નથી. આ વિચારો કલમથી વેગળે ન્હાસે છે અને શબ્દોમાં તે ટકી શકતા નથી સુંદર સુંદર ભાષામાંથી તેઓ ઉડી જાય છે અને દર્શાવા દેતાજ નથી. ઉસ્તાદોની કૃતિઓમાંથી તેમના વિષે સુચનાઓ મળી આવે છે અને તેઓ ખરેખર જે કાંઈ કરે અગર કહે તેના કરતાં તેમની કૃતિઓના આ સૂચનાત્મક બળમાં તેમની મહાન્ શક્તિ રહેલી હોય છે.

આંસુ ઉંડામાં ઉંડો ઉદ્વેગ બહાર આણી શકતાં નથી. હૃદયના સુંદરમાં સુંદર ભાવ શબ્દો પ્રકટ કરી શકતા નથી.

એવો અડસટો કાઢવામાં આવ્યો છે કે ગ્રેટબ્રિટનનું વરાળબળ એક અબજ માણસના એકત્ર બળ જેટલું છે. કોલસાની ખાણોમાં કામે લાગેલા માણસોની સંખ્યા ૨ લાખની છે. આમાંના બરોબર ર્ડ્ઢુ એન્જીન શિવાયના બીજા ઉપયોગ માટે કોલસા ખોદે છે. આ રીતે એક અબજ માણસનું કામ કરવા માટે જરૂરી કોલસા ખોદવા ૬૬૬૬૬ માણસો રહે છે. ૬૦૦૦૦ માણસો એન્જીનો બનાવે છે એટલે ૧૨૬૬૬૬ માણસો એક અબજ માણસનું કામ કરવાનાં સાધન પૂરાં પાડે છે, દરેકનું કામ આ રીતે લગભગ ૮ હજાર ગણું થાય છે. આ રીતે ૩૫૦૦૦૦૦૦ ની વસ્તીમાંના દરેક સ્ત્રી, પુરૂષ અને બાળકને, માંદગીથી મુકત, વસ્ત્રની જરૂર વગરના, માત્ર દેવતા અને પાણીનો ખોરાક લેતા અને ૮૦૦૦ માં એકના કામ જેટલુંજ ખચ કરાવતા, જન્મથીજ સંપૂર્ણ રીતે પરિપકવ ૩૦ રાજીખુશીથી કામ કરનાર ગુલામ મળે છે. વરાળના આ અનામત બળથીજ, આયર્લેન્ડ, સ્પેન, પોર્તુગાલ, ટર્કિ, બ્રાઝિલ, મેકિસકો, આર્જેન્ટિના, હિંદુસ્થાન, જમેકા, ચીન અને જાપાન સાથેની ઔદ્યોગિક સ્પર્ધામાં, ગ્રેટબ્રિટનના સર્વો-

પરિપણાની ખાતરી રહી શકે છે. જે દરેક લડાઇ તે લડે છે તેમાં તેના લશ્કરને સહાય કરનાર અનામત બળ આમાં રહેલું છે. નેપોલિયનને આ બાબતની સેંટ હેલિનામાં ઘણી મોડી ખબર પડી. પાછળથી તેણે કહ્યું હતું કે "**ગ્રેટબ્રિટને મને તેની તલવારથી નહિ પણ તેની ત્રાકોથી જીત્યો છે.** તેની પોતાની ત્રાકોથી તેણે આખા યુરોપને નાણાંની મદદ આપી અને તે વડેજ હું અહીં છું." તેનું કહેવું ખરૂં હતું પણ આ ત્રાકોને વેગ આપનાર સ્ટીમ એન્જિનોમાં ખરી સત્તા રહેલી હતી અને કોલસામાંથી પ્રકટ થતી શક્તિ વાસ્તવિક રીતે જમાના અગાઉ છોડવાઓના પાંદડાં અને થડમાં એકત્ર થયેલાં સૂર્યનાં કિરણમાંથી પ્રકટ થઇ હતી. પીટનાં મોટાં ખર્ચ છતાં, ઘણાં વર્ષ થયાં મૃત્યુ પામેલા વૉટની નૈસર્ગિક શકિતથી ગ્રેટબ્રિટન જેટલી ઝડપથી દોલત પેદા કરતું હતું તેટલી ઝડપથી તે ખર્ચ કરી શકતો નહિ. દેશની અંદરના ઉદ્યોગોથી, દેશનું લશ્કર, દેશ બહાર વિજય મેળવી શકે છે. આવા ભંડોળ સાથેની પ્રજા તેની અંદરના અનેક સમુદ્ર સાથે નાયગરાની એકાદ નદીની માફક લડાઇના પ્રવાહમાં પોતાની આગળની દરેક ચીજને દૂર કરી નાખે છે. માત્ર જ્યારે તેને અમેરિકન સંસ્થાનવાસીઓના હૃદયમાં રહેલા સ્વાતંત્ર્યના જુસ્સાના જેવું વધારે મોટું બળ સામું મળે છે ત્યારે તે પાછી હઠે છે અને તે પણ લેક એરિનાં પાણી પવનથી પોતાની અંદર રહીને પણ પાછાં ઉછળે છે અને નાયગરાની શકિત થોડો વખત ઓછી કરે છે—તે મુજબ તે પાછી હઠે છે.

જેણે પોતાનો અવકાશનો સમય, સાચા દિલના અને આગ્રહ પૂર્વક અભ્યાસમાં ગાળ્યો છે તેને કોઇ પણ જરૂરી પ્રસંગે ઉપયોગ કરવા જેવું ઘણું અનામત બળ એકઠું થયેલું મળી શકશે. હેનને આપેલા ઉત્તર પછી વેબસ્ટરે એમ કહેલું જણાય છે કે જાણે કે

મેં કોઇ પણ વખત જે કાંઇ જોયું, વાંચ્યું અગર સાંભળ્યું હતું તે એક ભવ્ય દૃષ્યની માફક મારી આગળ તરતું હોય એમ મને લાગતું હતું. મારે માત્ર ઉંચા થઇ એક વજ લઇ તેની સામે ફેંકવાનુંજ બાકી રહેતું. અભ્યાસમાં જ્યાં સુધી પોતાને થાક લાગતો જણાય ત્યાં સુધી પોતાની આગળના કામમાં પોતાની સઘળી શક્તિઓ લગાડવી અને પછી આરામ લેવો એ તેની પદ્ધતિ હતી.

પૂરા દિલ અને પૂરેપૂરા અંતઃકરણથી કામ કરવાની ટેવ વડેજ કોઇ પણ કારકીર્દીને વધારેમાં વધારે ફતેહ ખાતરીપુર્વક મળી શકે અને આ ગુણો દરેક ધંધાની તૈયારીની પાછળ રહેવાજ જોઇએ. ઓપાય પોતાના રંગ મગજ સાથે ઘૂંટતો. હ્યુ મિલર કહેતો કે જે સલાટ પાસેથી તે પોતાનો ધંધો શીખ્યો હતો તે પોતાને મૂકવાની દરેક ઇંટમાં પોતાનો આત્મા ખુંપાવતો. ફ્રાન્સિસ હોર્નરમાં મધ્યમ પ્રકારની બુદ્ધિ હતી. પણ તે અપ્રતિમ ભાર બોજ પાડી શકતો. તેને માટે કહેવાય છે કે બાઇબિલની દશ આજ્ઞાઓ તેની મુખ-મુદ્રા ઉપર અંકાયલી હતી. કસોટીના સઘળા પ્રસંગોમાં દૃઢ ચારિત્ર્ય વાળા આવા માણસો નવેમ્બર માસમાં જે વખત પવન સખ્ત વાય છે અને પાણી તોફાને ચઢેલાં હોય છે તે વખતનાં મોટાં સમુદ્રો ઉપરનાં વહાણોના જેવા હોય છે. બીજા માણસો માછલાં પકડનાર નાનાં વહાણ અને મછવા જેવા, માંદલા અને અદૃઢ હોય છે. તેઓ અચાનક સપડાઇ ન જાય અને ડૂબી ન જાય તે માટે તેઓને પવનના દરેક સુસવાટ અને સપાટા પર ધ્યાન રાખવું પડે છે. મોટાં વહાણ સ્થિર કાઠી ઉપર ફૂલતો શઢ ચઢાવે છે અને પ્રવાહ પ્રતિકૂળ છતાં પોતાના ઘર તરફ પાછાં વળે છે.

માણસોના સ્નેહ અને આવેશમાં સુખ તેમ દુઃખ કરવાની કેવી અનામત શક્તિ રહેલી હોય છે! જાનવરો પણ પ્રેમ અને ઉપકારનું બળ

અમર તેની વિરૂદ્ધના ગુણ પ્રદર્શિત કરે છે. એન્ડ્રોકિલસ એક ગુફામાં સંતાયો હતો. ત્યાં તેને એક સિંહ લંગડાતો માલમ પડયો. તે તે જાનવરની પાસે ગયો. ધીરે રહીને તેણે તેનો પંજો ઉઠાવ્યો અને તેના પંજામાં પેસી ગયલી ફાચર કાઢી. તે પશુ તેનો ઘણો આભાર માનતો જણાયો. આ બનાવ પછી કેટલેક વખતે એન્ડ્રોકિલસને પકડવામાં આવ્યો અને કોલોસિયમના મેદાનમાં જંગલી પ્રાણીઓ તેને ફાડી ખાય તેવી રીતે મૂકવામાં આવ્યો. તેનો ભક્ષ કરવાને એક સિંહને છોડવામાં આવ્યો. તે મહાન્ ગર્જના સાથે મેદાનમાં કૂદી પડયો પણ જે એન્ડ્રોકિલસે તેને દુઃખથી મુક્ત કર્યો હતો તેને તેણે ઓળખ્યો અને તેના પગ આગળ તે લાડ કરવા લાગ્યો.

વૈદ્યવિદ્યાની એક શાળામાં વિદ્યાર્થીઓ એક શિક્ષકની રાહ જોતા હતા. તે વખતે મળેલા વખતમાં ૧૫૦ વિદ્યાર્થીઓ ૩ સ્ત્રી-વિદ્યાર્થીઓનું ઉપહાસ કરતા હતા. આમાંની એક બાઇએ કહ્યું, "ગૃહસ્થો, ચીનમાં હું ૧૮ વર્ષથી મિશનરી તરીકે કામ કરૂં છું. ચીના લોકોને વૈદ્યવિદ્યા જેવું કાંઇ છે નહિ અને તેઓ દરદની સારવાર માટે મુખ્ય કરીને વહેમી ક્રિયાઓ ઉપર આધાર રાખે છે. સઘળા માણસોને વૈદ્યકીય મદદની જરૂર છે પણ સ્ત્રીઓને સર્વથી વધારે જરૂર છે. પોતાની જાતિને ખાસ લાગુ પડતાં દરદની સારવાર માટે એક ચીના સ્ત્રી કોઇ પણ સંજોગોમાં, પુરૂષ–દાકતર પાસે જશે નહિ. સ્ત્રી–શિષ્ટાચાર અને તેની આજુબાજુના લોકોના લજ્જાના વિચારોને લઇ તે આ કામ કરી શકશે નહિ. શિષ્ટાચારના પોતાના વિચારોનો ભંગ કરવાના કરતાં જીવન પર્યન્ત દુઃખ વેઠવાનું તે પસંદ કરશે. તેનો પિતા, તેના ભાઇઓ, તેનો પતિ તેને મરવા દેશે પણ પુરૂષ–તબીબ મારફત તેની સારવાર થવા દેશે નહિ. આ સ્ત્રીઓની આપદા માટે મને અત્યંત ઉદ્વેગ થાય છે અને અમેરિકાની ખ્રિસ્તી

પ્રજા આ લોકોને શી મદદ કરે છે તે હું જોતી રહી છું. આપણી કેટલીક મહાન્ વૈધક શાળાઓમાં સાચા દિલવાળી અને આત્મભોગ આપનાર સ્ત્રીઓ એશિયા અને બીજા પ્રદેશોમાં દયાનાં કામ કરવા કરવા માટે તાલિમ લે છે. આ રીતે આવી સ્ત્રીઓ, આવું કામ સારી રીતે કરતાં શીખે નહિ તો આ દુઃખ પામતા વર્ગ માટે શારીરિક મુક્તિ હોઇ શકે નહિ. આ સ્ત્રીઓ, જેમને તબીબી સંભાળની ઘણી જરૂર છતાં તે સંભાળ મળતી નથી તેમને ખાતર ફિલાડેલ્ફિયામાં જે સ્ત્રીઓ વૈધકનો અભ્યાસ કરે છે તેઓ તરફ તમે, સદ્ગૃહસ્થો, સભ્યતાથી વર્તો એવી મારી માગણી છે.” આ વિવેચન પૂરૂં થતાં યુવાનોએ તેનો હર્ષનાદ સાથે સ્વીકાર કર્યો અને એક વિધાર્થીએ ખાતરી આપી કે તેઓ તરફથી તેમને હેરાન કરવામાં આવશે નહિ. યુવાનોની સ્વાભાવિક મર્દાનગી એ એક એવું અનામત બળ હતું કે તેનો ઉપયોગ થવાનો પ્રસંગ આવતાં સઘળી ખરાબ રીતભાત અને હલકાઈ બંધ થઇ ગયાં.

માણુસ જે કાંઇ બતાવે છે તેના કરતાં તેનામાં વધારે મોટું અનામત બળ હોય છે. વધારેમાં વધારે બ્હીકણુ માણુસમાં પણુ વી-રત્વ હોય છે. આ વીરત્વ, મહાન્ અને ભારે, જોખમ ભરેલી જરૂરી-યાત વખતે પ્રકટી નીકળે છે. અસાધારણુ વીરત્વનાં કામ પણુ દરેક માણુસ કરવા ધારે તેવાં હોય હોય છે.

ગુમાવેલાં વર્ષોની યાદગીરી તમારે ગળે ઘંટીના પડની પેઠે તમારે લટકવા દેવી જોઇતી નથી. જ્યાં સૂધી હાલ જોવામાં આવતી ચીજો કરતાં વધારે સારી ચીજોની તમને ઇચ્છા છે ત્યાં સૂધી તમને જે જોઇએ તે મેળવ-વાની શક્તિ તમારી આકાંક્ષાની સચ્ચાઇના પ્રમાણુમાં ‘ઓછી અગર વધતી હજુએ તમારી પાસે અનામત છે એમ તમારે જાણુવું. હજારો ખરાબ છોકરાઓએ પોતાના માર્ગ તદ્દન બદલી નાંખ્યા છે અને સારા અને

ઉપયોગી મનુષ્ય તેઓ થયા છે. ફ્રાન્સનો કુશળ ધર્મગુરૂ અને રાજપ્રકરણી પુરૂષ તેના સમયમાં “ સુધરશે નહિ ” એવા રિશેલ્યુ છોકરા તરીકે જાણીતો હતો. મેઝરીન જ્યારે નાનો હતો ત્યારે કાંઈ પણ વિચાર વગર તે જૂગટું રમતો હતો. ડુમા તેની બાલ્યાવસ્થામાં નિર્માલ્ય અને સુસ્ત ગણાતો. સેંટ ઑાગસ્ટાઇન જ્યારે નાનો હતો ત્યારે તે વહી ગયો છે એમ કહેવામાં આવતું. મહાન્ ઉપદેશક વ્હીટફિલ્ડ જ્યારે ન્હાનો હતો ત્યારે ચોરી કરતો. તેની મા પીઠું ચલવતી. પ્રેસિડંટ થીર .નિશાળના ખરાબમાં ખરાબ છોકરા તરીકે જાણીતો હતો. તે ગુસ્સે થતો ત્યારે શિક્ષકને પણ લગાવી દેતો. કોઇપણ સજાથી તે બ્હીતો નહિ. એકદમ તેણે પોતાનો માર્ગ બદલ્યો અને પોતે ઘણો ગરીબ હતો છતાં ફ્રાન્સના પ્રેસિડંટ થવાને તેણે નિશ્ચય કર્યો. મહાન્ પુરૂષમાં પણ, વધારે સંપૂર્ણ વિકાસ પામેલા અને પરિપક્વ થયેલા–સાધારણ માણસોજ હોય છે.

જે પોતાનો સારામાં સારો પ્રયાસ કરે છે તેને અણધાર્યે વખતે અન્ય અનામત શકિતની, મગજની પરાવર્તી ક્રિયાની મદદ મળે છે. ઘણા ગણિતશાસ્ત્રીઓ કોઇ ગુચવણ ભરેલો સિદ્ધાન્ત સિદ્ધ કરવાનો પ્રયત્ન કરતાં કરતાં ઉંઘી જાય છે પણ તેઓ જાગે છે ત્યારે તેની સિદ્ધિ તેમને જીભને ટેરવે આવી ગયેલી તેમને માલમ પડે છે. ઇફેસરના મેદાન ઉપર :આર્ટેમિસના મંદિરના બારણાની બે બાજુએ ચર્સીફ્રૉરૉને સાખના ઉભા સંગીન ટેકા મૂકયા હતા, અને તેના ઉપર ભારે ઓતરંગ મૂકવાને દરેક હિકમત તે કરી ચૂકયો હતો. એવામાં તે ઉંઘી ગયો અને ઉંઘમાં દેવીએ તેને કહ્યું કે “ તારૂં કામ પરિપૂર્ણ થયું છે અને જાગ્યો ત્યારે તેને તેમજ માલમ પડ્યું. ”

ધર્મકાર્ય માટે પ્રાણાર્પણ કરનાર માણસ જીંદગીમાં જે અસર કરે છે તેના કરતાં વધારે મોટી અસર તેના મૃત્યુસ્થાનથી, મૃત્યુવડે

થાય છે. કાર્લાઇલ કહે છે કે: "તું જે લડત લડતો હઇશ તેમાં જેટલું સત્ય હશે તેટલી, તેનાથી વધારે નહિ પણ તેટલી તો બરાબર ફતેહ ખાતરીપૂર્વક તને મળશે. તેમાંના માત્ર જૂઠાણાનોજ પરાજય થશે. તેનો નાશ થશે અને તેનો નાશ થવોજ જોઇએ. પણ તેમાં રહેલું સત્ય કુદરતના નિયમનોજ ભાગ છે. જગતની સનાતનવૃત્તિ અને ગતિથી તે સહકાર્ય કરે છે અને તેનો પરાજય થઇ શકતો નથી."

અનામત બળનો ઉપયોગ કરીનેજ કુદરત હમેશાં કામ કર્યા કરે છે. ભૌતિક અગર આધ્યાત્મિક જગતમાં કોઇ પણ ચીજનો કદી નાશ થતો નથી. વૃક્ષે અગરે વેલાએ કેટલાક જમાના પહેલાં સૂર્યમાંથી જે ગરમી અને પ્રકાશ મેળવેલાં તે પૂરતા પરિમાણ સાથે આપણો દેવતા આપણને પાછાં આપે છે. આગલા જમાનાના વિલયથી હાલના જમાનાનું પોષણ થાય છે.

દરેક માણસનું સારામાં સારૂં કામ તેના પોતાનાથી ઉંચું અને આગળ વધી જાય તેવું હોય છે અને એક ઉચ્ચ આદર્શને સંપાદન કરવા જતાં તે પરિપૂર્ણ થાય છે. કારીગર પોતે અલગ રહી જાય છે પણ પોતાના કામ વડે આખા જગતની કળાનું દૃષ્ય તે બતાવે છે. પ્રેરણાની, પ્રોત્સાહનની ક્ષણોમાં, વક્તા વક્તૃત્વના સર્વવ્યાપક જુસ્સામાં દ્રવિત થઇ જાય છે, ભળી જાય છે. દેવો આપણને સહાય થશે પણ આપણે તેમને માર્ગે ચાલવું પડશે, પૂરેપૂરા સત્યને માર્ગે આપણે જવું પડશે, નહિ તો તે પછી આપણા માર્ગ ઉપરજ આપણને છોડી દેશે.

ઘડીકમાં ઉંચે અને ઘડીકમાં નીચે જતા હવામાનની વચ્ચે ઉદ્વેગ અને આનંદ, પ્રોત્સાહન અને નિરાશા, આપણી શારીરિક અને માનસિક પરિસ્થિતિની નવીનતા અને થાક—એ સ્થિતિમાં આપણે આપણો સારામાં સારો યત્ન રજુ કરી શકીએ નહિ.

આનંદના સમયમાં ઉઠાવેલાં કાર્યો
ઉદ્વેગના સમયમાં પસાર થતાં થતાં
પરિપૂર્ણતાને પામે છે.

ડબલ્યુ. જે. ટિલેએ કહ્યું છે કે, આજે જગતમાં વધારેમાં વધારે અદ્ભૂત અને ઉપયોગી મનાતી શોધો, જે માર્ગે હજારો લોકો ચાલી ગયેલા અને વર્ષો સુધી જે માર્ગ ઉપર તે પડેલી છતાં જડેલી નહિ તેજ માર્ગ ઉપર દેખીતી રીતે ગુપ્ત પડી રહી હતી. કુદરતનું વિશાળ અનામત બળ જોઇ શકે તેવી નજર તેના ઉપર પડી નહોતી ત્યાં સુધી તે ગુપ્ત રહી શકી હતી.

પેટ્રોલિયમનાં અગણિત પીપ ઉપર ચાલતાં ચાલતાં જમાનાઓ સુધી માણસોએ જડ અંધકારમાં ફાંફાં માર્યાં પણ પેટ્રોલિયમ તેમને માલૂમ પડયું નહોતું તેવીજ રીતે જે સંદેશા એક નાજુક તાર એક મિનિટમાં પહોંચાડી શકે તે લઇ જવાને સમુદ્ર તેઓએ ઓળંગ્યા હતા. કોલસો અને વિજળી દુનિયાની વેઠમાંથી માણુસને મુકત કરવાને અને તેની શકિતઓનો વિકાસ કરવા દેવાને નિર્માણ થયાં છે એમ વારંવાર કહેવામાં આવવા છતાં પણ હજુ હાથ લાકડાં કાપે છે અને પાણી ખેંચે છે.

શેકસ્પિયરે શોધ કરી છે તે માટે નહિ પણ તેણે આપણી જાત આપણુને બતાવી આપી છે, આપણામાં નહિ શોધાયલા તેલના પ્રદેશો જેવું અનામત બળ છે તે તે આપણુને બતાવી આપે છે, આપણે જે ધારતા હતા અને આપણુને જે લાગતું હતું પણ આપણે જે કહી શકતા નહોતા તે આપણુને તે કહે છે તે માટે આપણે તેને પ્રતિભાશાળી માણુસ કહીએ છીએ. પ્રતિભાશાળી માણુસ કુદરત આગળ માત્ર આરસી ધરે છે. પ્રથમ આપણામાં જે કાંઈ હોતું નથી તે આપણે જગતમાં કદી જોઇ શકતા નથી. આપણી દૃષ્ટિનું વર્તુલ એજ

આપણા મન ઉપરનો મર્યાદારૂપ સુંદર ઘુમ્મટ છે અને મધ્યબિંદુથી ખસ્યા વગર કોઇ વર્તુલની અંદર તેમજ બહાર બીજાં વર્તુલ દોરી શકાય તેની માફક આપણા વિચારની ગતિના પ્રમાણમાં તે વર્તુલ અગર મર્યાદા મોટાં અગર નાનાં હોય છે. માણુસ પોતે અખંડ છે અને જે જે ચીજો તે બહાર જૂએ છે તે તેના ભાગ, તેના આત્મામાં ફરી વળનાર વક્ર લીટીના ખંડ માત્ર છે. આપણે પદાર્થ છીએ અને તેનો પડછાયો આપણે જોઇએ છીએ. એમર્સન કહે છે કે મનુષ્યાહારીનો પ્રભુ પણ મનુષ્યાહારી, ધર્મયોધનો પ્રભુ પણ ધર્મયોધ અને વ્યાપારીનો પ્રભુ પણ વ્યાપારીજ હશે. એન્ડ્રુ ડેવિસની કહેવતમાં દેખીતી લઘુતા છતાં તેમાં સત્ય રહેલું છે. તે કહેતો કે પરમેશ્વરની સત્યશીલતા, તેના ગૌરવની કલ્પના કરનાર માણસની તુલના પણ ઉંચી થાય છે; કારણ કે આપણે કેવા છીએ તે આપણને આપણા આદર્શ બતાવી આપે છે.

પુનરાવર્તન જેને આપણે "ટેવ" કહી છીએ તેથી મળતી સગવડ અને મનોવૃત્તિથી આપણને ઘણાં અનામત બળ મળે છે. વારંવારના મહાવરાથી કોઇપણ ધંધાની રીતોનો જેણે અનુભવ લીધો છે તેને તે ધંધો સહેલામાં સહેલો લાગે છે. આ રીતોનો જે વધારેમાં વધારે અનુભવ મેળવે છે તેને ફતેહ પામવાના વધારેને વધારે સંભવ મળે છે. જૂદા જૂદા ધંધાઉદ્યોગમાં માણસો જેમ વધારેને વધારે કુશળતા મેળવે છે તેમ બીજાઓની હરિફાઇમાં ઘણી જાતનાં કામ સંતોષકારક રીતે કરવાનું કોઇપણ માણસ માટે વધારેને વધારે મુસ્કેલ બને છે સુધારામાં આપણે જેમ આગળ વધીએ છીએ તેમ "સબ બંદરકા વેપારી" ઓછા થતા જાય છે. આપણે જે પ્રમાણમાં ઉત્તમ થવા માગતા હોઇએ તે પ્રમાણમાં, નિશ્ચિત હેતુ માટે આપણે આપણી શક્તિઓ એકાગ્ર કરવી જોઇએ. પેટ્રિક હેનરિ કહેતો કે મારે

એકજ દીવો છે; જેવડે હું મારા માર્ગે દોરાઉં છું અને તે અનુભવનો દીવો છે.

સુધારાવડે હમેશાં ક્ષીણ થતાં જતાં બળની ભરતી જંગલી રીત ભાતવાળા પણ જોરાવર માણસોના અનામતબળથી હમેશ થતી ન રહે તો સારામાં સારો, ઉચ્ચ સંસ્કારવાળો સુધારો પણ અશક્ય થઇ પડે.

એમ કહેવાય છે કે ૧૮૦૬ ની સાલમાં યુરોપનો દરેક હકદાર રાજા બાયલો હતો. નગરોનો નાશ થઇ જાત, તેઓ ક્ષીણ થઇ જાત અગર ક્યારનાંએ રદ થઇ ગયાં હોત પણ તેમાં ખેતરોમાંથી, ગામડાંમાંથી ભરતી થઇ. આજે નગરો અને દરબારો છે એ સ્થિતિ નગરોમાં ગામડાના લોકો આવવાથી થઈ છે. સુધારાનું મહાન્ અનામત બળ ગામડાં છે.

માણસો જે કાંઇ કરે છે તેથી નહિ પણ તેઓ જેની આશા આપે છે, તે જે ભવિષ્ય રજુ કરે છે, તેથી જાતિ માટે આશા રહી શકે છે. આપણને નિરાશામાંથી બચાવવાને કુદરત, પ્રસંગોપાત વૉશિંગ્ટન, લિંકન, કૅાસથ, અગર ગ્લૅડસ્ટન જેવા પોતાના જાતિબંધુથી ઘણા ઉંચા માણસો આપણે માટે મોકલી આપે છે અને બતાવી આપે છે કે તેણે તેની ભાવનાનો પરિત્યાગ કર્યો નથી.

જીવનશક્તિથી ઓળખાતા શારીરિક અનામત બળ, સાહસ નામથી ઓળખાતા માનસિક અનામત બળ અને સૌથી વધારે, અંતઃકરણ નામથી ઓળખાતા નૈતિક બળ સાથે આપણે જીવનમાં પ્રવેશ કરીએ છીએ.

વૉશિંગ્ટન કહેતો કે તમારી છાતીમાં, અંતઃકરણ* નામથી ઓળખાતો સ્વર્ગીય અગ્નિનો અંગારો જાગૃત રાખો. પોતાનો સંહાર કરનાર

* અંતઃકરણ: Conscience fiom Con–with and scio–I gnow; Literallk what we ynow with kod.

શિયાળામાંથી બચવાના આશ્રય તરીકે દક્ષિણ દિશા ખોળવાને પક્ષીને, જે પ્રેરણાથી, પ્રોત્સાહન થાય છે, જ્યારે પાંદડાં ખરી પડે છે અને ફૂલ નાશ પામે છે ત્યારે જીંદગી નિભાવવા માટે ફળ દાટવા સારૂ ખિસકોલીને અને મધ એકઠું કરી રાખવા મધમાખને જે વડે સૂચના થઇ આવે છે તેને મળતો આ અંતર્યામી ઉપદેશક છે. આપણો ગમે તે સંપ્રદાય હોય, ગમે તે અભિપ્રાય હોય તો પણ આપણને લાગે છે કે કોઇપણ કારણથી, કોઇપણ સારા કામનો બદલો મળ્યા વગર રહેતો નથી તેમ કોઇપણ ખરાબ કામ માટે સજા થયા વગર રહેતી નથી. દરેક જણ જાણે છે કે તેના જીવનની પાછળ કેટલાક નાના અસુર સંતાઈ રહે છે. આ અસુરો, કોઇપણ વખતે આગળ આવી તેને બદનામ કરવાની તક શોધ્યા કરે છે. દોષદૃષ્ટિ, ઈર્ષ્યા, તિરસ્કાર, નિંદા, ગુસ્સાનો સ્વભાવ, વક્રોક્તિ, ચાડી અને વેર એ આ અસુરો છે. જ્યાં સુધી નૈતિક આરોગ્ય એટલું બધું અધોગત થઇ, આ જંતુઓ અવનત આત્માના કીચડ અને ઝેરી હવામાં વિકાસ પામે નહિ ત્યાં સુધી ચારિત્ર્યમાં તે મંદ પડી રહે છે. બીજી બાજુ તપાસીએ તો, ઉત્તમ રીતે ગાળવામાં આવેલા ભૂતકાળના ભવ્ય અનામત બળના ખ્યાલથી આપણને વિશ્વાસ અને બળ મળે છે. આપણે જે કાંઈ સારૂં કર્યું હોય છે તેની યાદગીરીથી લાયક યત્નો કરવાની પ્રેરણા અને પ્રોત્સાહન આપણને મળે છે.

આખી સૃષ્ટિ, એકી અવાજે બાઇબલની દશ આજ્ઞાઓની ગર્જના કરી રહી છે. અણુ અણુ પણ નૈતિક મિશ્રણમાં ખોળાયલા જણાય છે. પદાર્થના સ્વભાવમાં પણ કાંઇ નૈતિક વૃત્તિઓ રહેલી છે. પુષ્પોમાંથી તે જણાઈ આવે છે. ગ્રહોમાંથી તે પ્રકાશે છે. જંગલમાં તે ઉગે છે, ઘાસમાં તે ગતિમાન્ છે, પાકમાં પણ તેનું આનંદજનક અસ્તિત્વ જણાઇ આવે છે. દરેક પ્રકારની સૃષ્ટિમાં, ઉત્પત્તિમાં, અદૃશ્ય મહાન્ શક્તિથી આવેલો, શાણપણનો, ડહાપણનો થોડોક ઉપદેશ, સાધુતા, શક્તિ,

યોજના વગેરે હોય છે અને પોતાના કરતાં વધારે ઉચ્ચ વસ્તુ તરફ, પોતાની ભવ્યતાના મહાન્ ઉત્પાદક તરફ દૃષ્ટિ કરાવે છે. પણ જો આપણે કુદરતનાં કામોમાં આ નૈતિક વલણુ જોઇએ છીએ તો માણુસમાં આ મહાન્ નૈતિક અનામત બળ, ઘણી અસર કરે એવી શક્તિ સાથે રહેલું આપણે જોઇએ છીએ. માણુસને પોતાની અંદરની એવી શ્રદ્ધા છે કે કોઈ પણ રીતે, કોઇ પણ સ્થળે, કુદરત છેલ્લા ગુન્હાથી મુક્ત થઈ જશે અને ઇડનનું ગુમાવેલું સ્વર્ગ પુનઃ પામ કરશે.

" જેણે દિવસ પેદા કર્યો છે
તેણે મનુષ્યના હૃદય ઉપર
આ નિયમો લખ્યા છે
અને તે જગતના થાંભલા કરતાં
ઓછા મજબૂત નથી. ".

પોતે ક્યાંથી આવ્યો છે અને ક્યાં જવાનો છે એ વિષયના જ્ઞાન વગર પોતે નિઃસીમ સમુદ્ર ઉપર ફેંકાયલો છે એમ મનુષ્યને માલમ પડે છે. જે સઘળું તે જાણે છે તે એ છે કે જે હાથ તેણે જોયો નથી તે વડે તેના હૃદય ઉપર સુવર્ણનિયમ લખાયો છે, તેના આત્મામાં નકશો લટકાવવામાં આવ્યો છે અને તેના હાથમાં હોકાયંત્ર મૂકવામાં આવ્યું છે. સુકાન ઉપર કદી નહિ જોવામાં આવતો છતાં હમેશાં તે જગા ઉપર રહેનાર એક નાવિક છે, જીંદગીનાં અચોક્કસ પાણી ઉપર પોતાનું ક્ષણભંગુર વહાણુ ચલાવવા માટે તેના જન્મ વખતે એક દેવદૂત મોકલવામાં આવે છે એ હમેશાં તે જાણે છે.

અંદરના ગુપ્ત દેવનો અવાજ દબાવી દેવાને આપણે પ્રયત્ન કરીએ પણુ સારાં કામો માટે તે હંમેશાં હા પાડે છે અને ખરાબ માટે તે ના પાડે છે. આપણે એના ઉપર ધ્યાન આપીએ કે નહિ પણુ કોઇ પણ સત્તા તેના નિર્ણયમાં એક અણુમાત્ર પણ ફેરફાર કરી શકતી નથી.

આરોગ્ય તથા અનારોગ્યમાં, સંપત્તિમાં તેમ આપત્તિમાં. લાંચ અને લાગવગ જ્યાં પહોંચી ન શકે ત્યાં આ નિમકહલાલ નોકર આપણી પાછળ, આપણી છાયામાં રહે છે, કદી વચ્ચે આવતો નથી છતાં, આપણે જે દરેક કામ કરીએ છીએ, આપણે જે શબ્દ બોલીએ છીએ, તેની તે તુલના કરે છે અને અમુક કામ ખરૂં કે ખોટું તેનો ફેંસલો આપે છે. માણસ ઉપર ચઢી આવનાર સમય, સદ્‌ગુણથી ઉભાં થતાં સાધનોને તેમના સ્થળથી બોલાવે નહિ, ત્યાં સુધી સદ્‌ગુણનાં પોતાની અંદર દટાયલાં સાધન આપણે જોઈ શકતા નથી એમ બુલ્વર કહે છે. બહારથી દુશ્મનોએ ઘેરો ઘાલ્યો છે અને જ્યારે કુદરત પોતે દ્રોહી બની, અંદરના શત્રુ તરીકેનું કામ કરે છે, ત્યારે સદ્‌ગુણ કુદરતથી પણ મોટી તેવી નવીન અને અલૌકિક સત્તા ધારણ કરે છે. સદ્‌ગુણ ગમે તે સંપ્રદાયમાં હોય, તે ગમે તે જાતિમાં હોય, પૃથ્વીના ગમે તે ખંડમાં તેનું દર્શન થાય પણ ઇશ્વરનું તે સામ્રાજ્ય છે અને પોતાના ઉંચામાં ઉંચા તખ્ત ઉપરથી તે તેનો બચાવ કરશે. દૂરની ભૂમિ ઉપર ફેંકાવા છતાં, માનવ અંતઃકરણના ઝાંખા મેદાન ઉપર લડત ચલાવવા છતાં, ઉંચેની સઘળી ચીજો તેની લડત જોતી હોય છે અગર તેના પક્ષમાં ઢળેલી હોય છે. તેનો હવાલો દેવદૂત પાસે હોય છે, મુખ્ય દેવદૂતના વાવટા તેની બાજુમાં હોય છે, અને એક નભોમંડળથી બીજે નભોમંડળ, જેની હદ નથી તેવા આકાશમાં અને ઇશ્વરના પગ આગળના અભેદ્ય અંધકારની આજુ બાજુ, સદ્‌ગુણની ફતેહનાં સ્તોત્ર, ઇશ્વરના મહિમાને અનુસરતા જેના સૂર મેળવાયા છે તેવી વીણાઓ વડે ગવાય છે.

૧૮૦૧ના જૂન માસમાં લંડનમાં મૃત્યુ દશામાં બેનિડિકટ આર્નોલ્ડ બેઠેલો છે. ધીરા અવાજથી થયેલી વિનંતિ ઉપરથી તેનો ખિદમતગાર એક ઝાંખો પડેલો કૉન્ટિનેન્ટલ ( યુરોપ ખંડને લગતો અમુક ઢબનો ) પોશાક પહેરવામાં મદદ કરે છે. શાપિત દ્રોહીના માથા ઉપર મૃત્યુ ફરી રહ્યું છે અને મૃત્યુની વેદના વડે તેનું ક્ષીણ થયેલું

શરીર રીબાય છે પણ તેના લોહી વગરના ફિક્કા હોઠથી એક પણ નિશ્વાસ, વેદનાનો એક પણ અવાજ બહાર આવતો નથી કારણકે તેની કાચ જેવી આંખો પેલાં સંઘરી રાખેલાં લૂગડાં ઉપર છે અને તેનું મન ભૂતકાળમાં લાગેલું છે. ટિકોન્ડરોગા આગળ તે એલનની સાથે ઉભો રહેલો જણાય છે. ઉત્તરનાં નિર્જન જંગલમાં થઇને તે પોતાનું દૃઢ સંકલ્પ વાળું લશ્કર લઈ જાય છે અને મગરૂર અવાજ સાથે આશ્ચર્યચકિત ક્વીબેકને શરણે આવવા તે કરે છે. વાલ્કુર ટાપુનાં જંગલોમાં તેની તોપોના પ્રતિધ્વનિ થઈ રહ્યા છે અને ફૉર્ટ સ્કયૂલર આગળની તેની વ્યૂહરચનાથી, સેંટ લેગરનાં ભારે લશ્કર પવન આગળ પાંદડાંની માફક વિખરાઇ જાય છે. સપ્ટેમ્બરમાં સ્ટીલવૉટર આગળ હૉરેશિયો ગેટની સરદારી નીચેના લશ્કરને તે પોતાના જુસ્સા વડે પ્રોત્સાહિત કરે છે અને ઑક્ટોબરમાં બેમિસ ટેકરીઓ ઉપર તે પોતાના એકદમ કાળા ઘોડા ઉપર સ્વાર થઇ બર્ગોયિનના ઘણા વિખ્યાત લશ્કર ઉપર કીર્તિમાન વિજય મેળવે છે. રાજદ્રોહ અને અપકીર્તિ ભૂલી જવામાં આવે છે, અવગણના અને નુકશાન માફ કરવામાં આવે છે, સન્માન સંપાદન કરી, સ્વાતંત્ર્યની લડતમાં પોતાના મિત્રઅમલદારોમાં એક મહાન્ પરાક્રમી નર તરીકે તે પંકાય છે; અને આ પ્રમાણે ભૂતકાળના દેખાવોનું પુનરાવર્તન થતાં થતાં તેનો આત્મા આ જગત્માંથી ચાલ્યો જાય છે. ઉચ્ચ વિચારો અને ઉચ્ચ કાર્યોથી જે અનામત બળ ઉત્પન્ન થાય છે તેની કાંઈ ખૂબીજ જૂદી છે. આપણા ઉપર તેમની જે અસર રહે છે, જે છાપ પડે છે તે પાછળની આપત્તિથી, ગુન્હા, અવનતિ અને મૃત્યુથી પણ ભૂંસી શકાતી નથી અને અનંતકાલના દૂર દૂરના ભાવિ સમયમાં પણ સારાં કામના સ્મરણથી અને તેના બદલાથી આપણામાં જે ઉલ્લાસ હશે તે વધશે અને આપણને જે વેદનાઓ હશે તે કમી થશે.

સમાપ્ત.

પંજાબ સંકટ નિવારણ ફંડ વગેરેના હિતાર્થે
સ્વદેશપ્રેમ, સત્યાગ્રહ અને સાદા જીવનના
મંત્રોથી ભરપૂર નવીન કાવ્ય સંગ્રહ.

# હૃદય મન્થન.

કર્તા—કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા.

## એ વિષેના થોડાક અભિપ્રાય.

" લગભગ બધી કવિતામાં દેશભક્તિ અને સત્યાગ્રહમાં નિશ્ચલ શ્રદ્ધા દેખાય છે અને દેશદાઝ ને લોકકલ્યાણના મંત્રોના પડઘા પાને પાને સંભળાય છે."

શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશીની પ્રસ્તાવનામાંથી.

આ પુસ્તકના ઉત્પન્નનો એક ભાગ પંજાબ સંકટ નિવારણ માટે મહાત્મા ગાંધીજીને સોંપવામાં આવશે અને બીજો ભાગ સ્વ૦ રણજીતરામ વાવાભાઈ સ્મારક કમિટીને હસ્તક સોંપવામાં આવશે. આથી આ પુસ્તક ખરીદનાર દેશ હિતના તે કાર્યમાં કાંઇક અંશે પોતાનો ફાળો આપી શકશે.

મળવાનાં ઠેકાણાં—

સ્વદેશી વસ્તુ ભંડાર-સુરત.
સ્વદેશી વસ્તુ ભંડાર-વડોદરા.
ગુજરાત સ્ટોર્સ ગિરગામ-મુંબઇ.

# અમેરિકન તીજોરીઓ માટે ભાગે કચરા જેવી હોય છે એવું અમેરિકનો પોતેજ કહે છે.

---

અમેરિકામાં સાનફ્રાન્સીસકોની થોડાં વરસ ઉપર મોટી આગ થઇ હતી અને હજારો ઘરો બળી ગયાં હતાં. તે આગમાં અમેરિકન તીજોરીઓએ જે દેખાવ કર્યો તે વિષે લખતાં અમેરિકાનું હુન્નર ઉદ્યોગને લગતું સૌથી આગેવાન ચોપાન્યું નામે 'સાયન્ટીફીક અમેરિકન' તા. ૨૬ મી મે ૧૯૦૬ ના અંકમાં નીચે મુજબ કહે છે:—

મોટી દિલગીરી સાથે કહેવું પડે છે કે સાનફ્રાન્સીસકોની આગથી ઘણાક મેકરોની ફાયરપ્રુફ હોવાની ગેરંટી સાથ વેચેલી તીજોરીઓ કચરા સમાન પુરવાર થઇ છે. અમારી જાણમાં એવી વાત આવી છે કે એ બળી ગયેલી તીજોરીઓ જો કે લાકડાંની પેટી કરતાં વધુ સારી હતી નહિ, તો પણ તેના બનાવનાર યા વેચનારાઓએ ફાયરપ્રુફ હોવાની મોટી મોટી વાતો કરીને વેચી હતી. આવી કચરા જેવી ચીજને તીજોરીનું નામ આપી વેચનારાઓનાં કારખાનાં અને દુકાનો સરકાર હમ્મેશ માટે બંધ કરાવે એવું અમે ઇચ્છીએ છીએ.

## ગોદરેજનું કારખાનું—

ગૅસ કંપની પાસે, પરેલ—મુંબઇ.

# સોનેરી વચન.

"મને વખત મળતો નથી; મને તક મળતી નથી; એવુ કોઇ મહાન કાર્ય કરનાર કહેતો નથી. 'તક મળતી નથી એ નબળા અને અદ્રઢ મનુષ્યોનુંજ હમેશનું બ્હાનું દરેક મનુષ્યને જીવનમાં અનેક તક મળે છે."

*   *   *   *   *

"માણસ ઝુંપડીમાં જન્મેલો હોય કે મહેલમાં જન્મેલો હોય તે કાંઈ મહત્વનું નથી, દ્રઢ હેતુનો આવેશ તેનામાં હ અને તે સ્વાશ્રય રાખશે તો માણસ, દેવ કે દાનવ પ તેને આગળ વધતાં અટકાવી શકશે નહિ."

*   *   *   *   *

"તમારે શું કરવું તે વિષે જગત કાંઇ કહેતું નથી; પણ ત જે કાંઇ માથે લો તેમાં સર્વોપરી શ્રેષ્ઠ બનો, એમ તેનું કહેવું પહેલા વર્ગના તગારાં ઉચકનાર થવું, પણ કોઇ પણ કામ બીજા વર્ગમાં આવવું નહિ. એમાં ખરી ફતેહ રહેલી છે.

*   *   *   *   *

"તમે શું જાણો છો અગર તમે કોણ છો, તે હાલ જમાનામાં પૂછવામાં આવશે નહિ; તમે શું કરી શ એમ છો, તેજ આ જમાનાનો પ્રશ્ન છે."

આ ગ્રંથમાંથી